યુનિવર્સિટીના ત્રિવાર્ષિક અભ્યાસક્રમ અનુસાર
પ્રિ. યુનિ. વિનયનના વિદ્યાર્થીઓ માટે

# વિશ્વના વિદ્યમાન ધર્મો

## [ WORLD RELIGIONS ]


: લેખકો :

પ્રા. સલીમ એન. કાઝી
ભવન્સ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ

પ્રા. મહેન્દ્રભાઈ સી. પરીખ
સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ

પ્રા. ચીનુભાઈ આર. શાહ
સર એલ. એ. શાહ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ



ભારત પ્રકાશન : અમદાવાદ

: પ્રકાશક :

ચંદુલાલ ગોરધનદાસ શાહ
મફતલાલ ગોરધનદાસ શાહ
( ભાગીદારો )
ભારત પ્રકાશન
૪૪, કલ્યાણભવન, તિલકમાર્ગ,
અમદાવાદ

દ્વિતીય આવૃત્તિ : ૧૯૬૭
કિંમત : રૂા. ૬=૦૦



: મુદ્રક :

ભીખાલાલ પ્રેમાનંદદાસ ઠક્કર
શ્રી શક્તિ પ્રિન્ટરી
ધીકાંટા રોડ, જૂની સિવિલ સામે,
સુરેન્દ્ર હાઉસ, અમદાવાદ ૧

## બીજી આવૃત્તિ પ્રસંગે

'વિશ્વના વિદ્યમાન ધર્મો' પુસ્તકની સુધારાવધારા સહિત બીજી આવૃત્તિ પ્રગટ કરતાં અમને ઘણો હર્ષ થાય છે. અમારા પુસ્તકને વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોએ જે આવકાર આપ્યો છે તેની અમે સુખદ નોંધ લઈ ધન્યતા અનુભવીએ છીએ.

આ અદ્યતન આવૃત્તિમાં કેટલાક નોંધપાત્ર ફેરફાર કર્યા હોવા છતાં મૂળ લખાણ બહુધા એનું એ જ રહેવા પામ્યું છે. વાચકોને આ અંગે નમ્ર વિનંતી છે કે તેઓ પોતાના અભ્યાસપૂર્ણ અને મનનીય અભિપ્રાયો બનતી ત્વરાએ મોકલી આપે જેથી લેખકોને પોતાની ક્ષતિઓ અને ઊણપોની જાણ થાય.

પ્રથમ આવૃત્તિની જેમ આ બીજી આવૃત્તિને પણ યોગ્ય આવકાર મળશે અને વિદ્યાર્થીમિત્રોને અમારું પુસ્તક ઉપયોગી નિવડશે એવી શ્રદ્ધા છે.

અંતમાં, આ આવૃત્તિને સમયસર અને ખૂબ જ સુંદર રીતે તૈયાર કરવા બદલ અમે ભારત પ્રકાશનના કુશળ સંચાલકો અને ભાગીદારોના ખાસ આભારી છીએ. તેમની જહેમત વગર આ આવૃત્તિ સમયસર પ્રગટ થઈ શકી હોત કે કેમ તે એક પ્રશ્ન છે.

અમદાવાદ

તા. ૧૨–૬–૬૭

—લેખકો

# અનુક્રમણિકા

## જરથોસ્તીધર્મ



## ખ્રિસ્તીધર્મ



## ઇસ્લામ ધર્મ



## કોન્ફ્યુશ્યસ ધર્મ



## તાઓધર્મ

## શિન્તોધર્મ



## શીખધર્મ

## વિષય પ્રતિ પ્રયાણ

* "ધર્મ એ સદ્વર્તનનો નિયમ છે."

—ડૉ. રાધાકૃષ્ણન

* "સમગ્ર જગતના સત્યસ્વરૂપને સમગ્ર આત્માથી અનુકૂળ થવું એનું જ નામ ધર્મ."

—આચાર્યશ્રી આનંદશંકર

* "દરેક માનવીને ધર્મની જરૂર છે. જો કોઈ એમ કહે કે મારે ધર્મની જરૂર નથી તો હું શ્વાસ લઉં છું પણ મારે નાક નથી તેના જેવી વાત થઈ."

—મહાત્મા ગાંધીજી

૧

# ધર્મનો અર્થ

(૧) અભ્યાસની યોજના વિષે
(૨) ધર્મની વ્યાખ્યા
(૩) ધર્મ અને સંપ્રદાય
(૪) ધર્મની યોગ્ય વ્યાખ્યા અને વ્યવસ્થિત અર્થ
(૫) ધર્મની વધુ વ્યાખ્યાઓ
(૬) ધર્મનો પ્રચલિત અર્થ
(૭) ધર્મ શું નથી ?
(૮) ધર્મ–વિજયપ્રેરક અને સુખવર્ધક બળ તરીકે.

## [૧] અભ્યાસની યોજના વિષે

આ પુસ્તકમાં આપણે જગતના અગિયાર વિદ્યમાન (હયાત) ધર્મોનો સામાન્ય પરિચય મેળવવાનો પ્રયત્ન કરીશું. આ ધર્મો તેમના ઉત્પત્તિકાળને આધારે અનુક્રમે નીચે મુજબ ગણાવી શકાય :

(૧) હિંદુ ધર્મ, (૨) યહૂદી ધર્મ, (૩) શિન્તો ધર્મ, (૪) જરથોસ્તી (પારસી) ધર્મ, (૫) તાઓ ધર્મ, (૬) જૈન ધર્મ, (૭) બૌદ્ધ ધર્મ, (૮) કોન્ફ્યુશ્યસ ધર્મ, (૯) ખ્રિસ્તી ધર્મ, (૧૦) ઇસ્લામ ધર્મ અને (૧૧) શીખ ધર્મ. આ ધર્મો વિષે આપણે વિગતવાર ચર્ચા કરીએ તે પહેલાં ધર્મ એટલે શું, ધર્મનું સામાન્ય સ્વરૂપ, પ્રચલિત અર્થો, ધર્મનું માનવજીવનમાં સ્થાન, ધર્મના અભ્યાસની ઉપયોગિતા, ધર્મના અભ્યાસની પદ્ધતિઓ, તુલનાત્મક ધર્મવિચાર, વગેરે અગત્યના મુદ્દા તરફ જુદાં જુદાં પ્રકરણોમાં દૃષ્ટિપાત કરવો જોઈએ.

આ પ્રકરણોમાં આપણે ધર્મ વિષે ઘણી બાબતોનો અભ્યાસ કરવાનો છે, જેમાં ધર્મના વિવિધ અર્થો, ધર્મનું માનવજીવનમાં સ્થાન તથા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ એ મુદ્દાઓ આગળ તરી આવે તેવા છે. આપણે ધર્મોનો અભ્યાસ તેના પ્રારંભિક સ્વરૂપમાં—તેની રૂપરેખા મેળવીને—જ કરવાનો હોઈ તત્ત્વજ્ઞાનની આંટીઘૂંટી, કર્મકાંડની સૂક્ષ્મતા કે ગૂઢતા તથા વિવાદાસ્પદ પ્રશ્નોના ઊંડાણમાં ઊતરવાનું નથી, પરંતુ મુખ્યત્વે દરેક ધર્મનાં સામાન્ય **લક્ષણો, મુખ્ય ઉપદેશ યા સિદ્ધાંતો, ઉદ્ભવ, વિકાસ અને પ્રચાર સંબંધી માહિતી, આદ્ય સ્થાપકનું જીવન, સિદ્ધિ તથા સાધના તથા તેમણે ઉપદેશેલો આચારધર્મ અને અંતમાં ધર્મના પંથો, ગ્રંથો,** વગેરેનો અભ્યાસ કરવાનો છે. દરેક ધર્મના સામાન્ય સ્વરૂપની ઝાંખી થવામાં સરળતા થાય એ દૃષ્ટિથી શરૂઆતમાં જ એક વિગતવાર કોઠો રજૂ કરવામાં આવ્યો છે, જેને આધારે આગળ વિસ્તૃત અભ્યાસ કરવામાં સરળતા પડશે.

જગતમાં હાલ અગિયાર ધર્મો પળાય છે. તેમાં હિંદુ, જૈન, શીખ, જરથોસ્તી અને કંઈક અંશે બૌદ્ધ ધર્મ તથા ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ ધર્મ પણ ભારતમાં પળાય છે. બૌદ્ધ ધર્મ ભારતમા ઉદ્ભવ્યો છે ખરો, પરંતુ તેનો ફેલાવો મુખ્યત્વે ભારતની બહાર—એશિયા ખંડના અન્ય પ્રદેશોમાં—થયો છે. કૉન્ફ્યુશ્યસ ધર્મ તથા તાઓ ધર્મ ચીનના છે, જ્યારે શિન્તો ધર્મ જાપાનનો છે. ખ્રિસ્તી ધર્મ તથા ઇસ્લામ હવે કોઈ એક દેશના રહ્યા નથી; તે જગતમાં સર્વત્ર પળાય છે યહૂદી ધર્મનું હમણાં સુધી કોઈ નિયત સ્થાન નહોતું. હાલમાં તે ઇઝરાયેલમાં પળાય છે. ખ્રિસ્તી તેમ જ અખ્રિસ્તી—બધા જ ધર્મો એશિયા ખંડમાં ઉદ્ભવ્યા છે વળી ખ્રિસ્તી ધર્મ તો યુરોપ અને અમેરિકાની ભૂમિ પર પછી જ પ્રસારિત થવા પામ્યો છે. આ બાબત સામેના કોઠા મુજબ સમજાવી શકાય:

## I. જગતના વિદ્યમાન (૧૧) ધર્મો (ઉદ્‌ભવસ્થાનની દૃષ્ટિએ)

- દક્ષિણ એશિયા(ભારત)મા ઉદ્‌ભવેલા
  - હિંદુ ધર્મ
  - જૈન ધર્મ
  - બૌદ્ધ ધર્મ
  - શીખ ધર્મ
- પશ્ચિમ એશિયા(ઈરાન, પેલેસ્ટાઈન, અરબસ્તાન)માં ઉદ્‌ભવેલા
  - યહૂદી ધર્મ
  - ખ્રિસ્તી ધર્મ
  - ઇસ્લામ
  - જરથોસ્તી ધર્મ
- પૂર્વ એશિયા(ચીન, જાપાન)માં ઉદ્‌ભવેલા
  - કૉન્ફ્યુશ્યસ ધર્મ
  - તાઓ ધર્મ
  - શિન્તો ધર્મ

## II. ઈશ્વર સંબંધી માન્યતા પ્રમાણે ધર્મોનો ખ્યાલ આ રીતે મેળવી શકાય :

જગતના ધર્મો

- એકેશ્વરવાદી ધર્મો
  - યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ, જરથોસ્તી ધર્મ, તાઓ ધર્મ, ઇસ્લામ અને શીખ ધર્મ
- અનેકેશ્વરવાદી ધર્મો
  - હિન્દુ ધર્મ, શિન્તો ધર્મ અને કૉન્ફ્યુશ્યસ ધર્મ
- અનીશ્વરવાદી ધર્મો
  - જૈન અને બૌદ્ધ ધર્મ

III. અનાદિ મનાતા યા તો સ્થાપક દ્વારા રચાયેલા ધર્મોનું આલેખન આ રીતે થઈ શકે :



## [૨] ધર્મની વ્યાખ્યા

સામાન્ય પ્રથા અનુસાર કોઈ પણ વિષયના અભ્યાસનો પ્રારંભ તેની વ્યાખ્યાથી થાય એ ઇષ્ટ છે. આમ કરવામાં મુખ્ય લાભ એ છે કે, તે વિષય શું છે તે સમજાય છે તથા તેમાં અંગીભૂત થતી બીજી મહત્ત્વની બાબતો પર પણ પ્રકાશ પાડી શકાય છે. તેથી અત્રે આપણે ધર્મની વ્યાખ્યા મેળવવા પ્રયત્ન કરીશું.

'ધર્મ' એ વિશાળ અર્થવાળું, વ્યાપક અને વૈવિધ્યપૂર્ણ તત્ત્વ છે તેથી તેની સર્વમાન્ય, સંતોષપ્રદ અને ચોક્કસ વ્યાખ્યા આપી શકાય નહિ.* જુદા જુદા વિદ્વાનો અને અભ્યાસીઓ (तुण्डे तुण्डे मतिर्भिन्ना એ ન્યાયે) ધર્મને જુદા જુદા દૃષ્ટિકોણથી નિહાળે છે તથા તેનાં જુદાં જુદાં પાસાંઓને મહત્ત્વ આપે છે. તેથી ધર્મની વ્યાખ્યાની બાબતમાં એકમતતા અશક્ય નહીં તો અતિ વિકટ જરૂર છે. સાચી રીતે જોતાં 'ધર્મ' શબ્દનું એ દૂષણ નથી, પરંતુ પ્રશંસનીય ભૂષણ છે. ઊલટું, કેટલાકના મતે ધર્મની સર્વસ્વીકાર્ય વ્યાખ્યા ન પ્રયોજી શકાય એ મુદ્દો ધર્મનું વિશાળ અર્થગાંભીર્ય સૂચવે છે. જો કે ધર્મની સર્વમાન્ય વ્યાખ્યા આપવી ઘણી મુશ્કેલ હોવા છતાં તેનો સામાન્ય ખ્યાલ મેળવી તથા તેનાં વિવિધ પાસાંઓની છણાવટ કરી તેનું યોગ્ય અર્થઘટન તથા મૂલ્યાંકન કરી શકાય 'ધર્મ' એ મૂળ સંસ્કૃત શબ્દ છે, જે धृ (धारयति) ધાતુ પરથી ઊતરી આવ્યો છે. 'धृ' એટલે ધારણ કરવું તે જે તત્ત્વ, નિયમ, સિદ્ધાંત યા શાસન વ્યક્તિને, સમાજને, દેશને અને સકળ વિશ્વને ધારણ કરે, ટકાવી રાખે, આધાર અને રક્ષણ આપે તે ધર્મ. મહાભારતના કર્ણપર્વમાં ધર્મના આ જ અર્થનો અનુરોધ કરવામાં આવ્યો છે :

'धारणाद्धर्म इत्याहु धर्मो धारयति प्रजाः।'

## [૩] ધર્મ અને સંપ્રદાય

કેટલીક વાર ધર્મનો રૂઢ યા સામાન્ય અર્થ પંથ કે સંપ્રદાય કરવામાં આવે છે. આથી ધર્મ પાછળ રહેલી ઉદાત્ત અને વ્યાપક ભાવના રૂંધાય છે— અવરોધાય છે તથા અકારણ વિસંવાદિતા યા વેરઝેર નિર્માણ થાય છે. ધર્મ એ સંપ્રદાય નથી પરંતુ કોઈ એક સંપ્રદાયમાં રહેલી નીતિ યા સદાચારની જીવન્ત ભાવના (ऋत् = Moral order) યા ઉચ્ચોચ્ચ ફિલસૂફી કે

---

* વધુ માટે જુઓ ડૉ. રાધાકૃષ્ણન્ કૃત 'હિંદુજીવનદર્શન', અનુ. ચંદ્રશંકર શુક્લ.

સનાતન સત્ય છે, જ્યારે સંપ્રદાય એટલે અમુક ધર્મ વિષે સરખી માન્યતા ધરાવતા અને તેને આધારે સમાન ધાર્મિક વ્યવહાર આચરતા માનવીઓનો વ્યવસ્થિત અને બંધારણીય સમુદાય. આવા સંગઠિત અને એકત્રિત જનસમુદાયમાં સામેલ થતા લોકોનાં શ્રદ્ધાકેન્દ્રો તથા માનબિંદુઓ સમાન હોય છે. ઘણુંખરું, તેમની આસ્થાનો વિષય, નૈતિક મૂલ્યો તથા જીવનદૃષ્ટિ પણ એક જ હોય છે. વળી તેમનામાં કર્મકાંડ, વિધિવિધાનો, પૂજા, પ્રાર્થના ઇત્યાદિ બાબતોમાં પણ સમાનતા હોય છે. ક્યારેક આવા સંપ્રદાય કે પંથમાં ગુરુપ્રથા, અવતારવાદમાં માન્યતા, દીક્ષાવિધિ કે સંસ્કારવિધિ હોય છે, તો ક્યારેક ફિરસ્તાઓમાં માન્યતા કે પયગંબરોમાં શ્રદ્ધા પણ જોવા મળે છે. ઘણી વાર ધર્મ માટે અંગ્રેજી શબ્દ 'Religion' તથા ફારસી શબ્દ 'मज़हब' પણ પ્રયોજવામાં આવે છે. ટૂંકમાં, 'ધર્મ' અને 'સંપ્રદાય' એ બે ભિન્ન બાબતો છે.

## [૪] ધર્મની યોગ્ય વ્યાખ્યા અને વ્યવસ્થિત અર્થ

કેટલાક વિદ્વાનો ધર્મને 'સત્કર્મ', 'સત્યનું અનુશીલન' યા 'સજ્જનનું વર્તન' એ રીતે સમજાવે છે. આપણા મહાન તત્ત્વવેત્તા ડૉ. રાધાકૃષ્ણન્ તેમના પ્રસિદ્ધ પુસ્તક 'હિંદુ ધર્મ'માં ધર્મને 'સદ્વર્તનના નિયમ' તરીકે બિરદાવે છે. કવિવર ટાગોર કહે છે કે, 'ધર્મ એટલે પ્રયાસપૂર્વક સ્વભાવની પ્રાપ્તિ અર્થાત્ સ્વભાવથી પર થઈને સ્વભાવની પ્રાપ્તિ.' [આ વિધાન દ્વારા ઉચ્ચ અધ્યાત્મપૂર્ણ તત્ત્વજ્ઞાનનો સંકેત થાય છે. પહેલી વારના 'સ્વભાવ'નો અર્થ પારમાર્થિક યા આધ્યાત્મિક સ્વભાવ (પરમાત્મસ્વરૂપ સ્વભાવ). બીજી વારના 'સ્વભાવ'નો અર્થ વ્યાવહારિક યા લૌકિક સ્વભાવ તથા અંતે છેલ્લી વારના 'સ્વભાવ'નો અર્થ પહેલાનો જ કરવાનો. આ રીતે જ આ કથનનું ઔચિત્ય સમજી શકાય.] આચાર્ય આનંદશંકર ધ્રુવ તેમના 'આપણો ધર્મ' નામક પુસ્તકમાં કહે છે કે, 'સમગ્ર જગતના સત્યસ્વરૂપને સમગ્ર આત્માથી અનુકૂળ થવું એનું જ નામ ધર્મ.' ધર્મ એ આત્માની કોઈ એક જ વૃત્તિ કે ખંડ નથી પણ સમસ્ત આત્મામાં વ્યાપનાર છે. ધર્મ મનુષ્યને સહજ (સ્વાભાવિક) છે તેમ ધર્મનો આવિર્ભાવ પણ એનામાં સ્વભાવ થકી જ થાય છે.' જૈમિનિ મુનિ ધર્મને આ રીતે સમજાવે છે:

"यतोऽभ्युदयानिः श्रेयसौ स धर्मः।" (ભાવાર્થ : ભૌતિક અને આધિભૌતિક સુખ આપનાર વસ્તુ તે ધર્મ.)

પશ્ચિમના વિદ્વાનો ધર્મને જુદી રીતે સમજાવે છે. જેમ્સ ફ્રેઝર તેમના જાણીતા પુસ્તક 'The Golden Bough' (સોનેરી ડાળ)માં કહે છે કે, 'ધર્મ એટલે મારી સમજ પ્રમાણે કુદરતના ક્રમનું અને મનુષ્યના જીવનનું સંચાલન અને નિયમન કરી શકે તેવી, મનુષ્યથી વધુ શક્તિશાળી અલૌકિક શક્તિઓ અસ્તિત્વ ધરાવે છે એવી માન્યતાને આધારે થતી એવી શક્તિઓની પૂજા કે આરાધના.' આમ ધર્મ એટલે મનુષ્યથી પર એવી કોઈ અલૌકિક, અગમ્ય અને ગૂઢ શક્તિમાં માન્યતા તથા તે માન્યતાને આધારે ઘડાતો જીવનવ્યવહાર. આ જ સંદર્ભમાં પંડિત સુખલાલજીના મનનીય શબ્દો* આ છે: 'ધર્મ એટલે સત્યની તાલાવેલી અને વિવેકી સમભાવ, તેમ જ એ બે તત્ત્વોની દોરવણી નીચે ઘડાતો જીવનવ્યવહાર. આ જ ધર્મ પારમાર્થિક છે. બીજા જે વિધિ-નિષેધો, ક્રિયાકાંડો, ઉપાસનાના પ્રકારો, વગેરે ધર્મની કોટિમાં ગણાય છે, તે બધા જ વ્યાવહારિક ધર્મો છે.'

## [૫] ધર્મની વધુ વ્યાખ્યાઓ **

(૧) 'ધર્મ એટલે સદાકાળ અસ્તિત્વ ધરાવતા ઈશ્વરમાં માન્યતા—એટલે કે જે સકળ વિશ્વનું શાસન કરે છે અને સમગ્ર માનવજાત સાથે નૈતિક સંબંધો જાળવે છે તેવા દૈવી મન તથા દૈવી ઇચ્છાશક્તિમાં માન્યતા.'
(જેમ્સ માર્ટિનો: 'એ સ્ટડી ઑફ રિલિજિયન')

(૨) 'સ્પષ્ટ યા શુદ્ધ રીતે (જોતાં) ધર્મ એ મનની (એક) અવસ્થા છે. મને લાગે છે કે એ આપણી જાત અને સકળ વિશ્વ વચ્ચે એકાત્મતા છે એવી ખાતરી ઉપર આધારિત લાગણી છે, એમ શ્રેષ્ઠ રીતે વર્ણવી શકાય' (ડૉ. મેક્ટેગાર્ટ: 'સમ ડૉગ્માઝ ઑફ રિલિજિયન')

(૩) હૉફ્ડિંગ મૂલ્યના સંરક્ષણાર્થે રહેલી માન્યતાને ધર્મનું વિલક્ષણ તત્ત્વ કહે છે.

(૪) રૉઈસ ધર્મને વિશ્વાસુપણા કે વફાદારી (Loyalty) તરીકે વિચારે છે.

(૫) 'Religion means the knowledge possessed by the finite mind of its nature as absolute mind.' (Hegel)

* પ્રસ્તાવના: 'ધર્મોનું મિલન'

** આ સર્વ વ્યાખ્યાઓ જિજ્ઞાસુ અભ્યાસીઓને અભ્યાસમાં વધુ રસ પડે તે માટે તથા તેમની જરૂરિયાત સંતોષવા ખાતર જ રજૂ કરી છે.

અર્થાત્ ધર્મ એટલે અપૂર્ણ અને મર્યાદિત મને (જીવાત્માએ) તેના અમર્યાદિત અને પૂર્ણ મન (પરમાત્મા)ના સ્વરૂપ વિષે મેળવેલું જ્ઞાન. બીજી રીતે કહીએ તો આત્માએ કરેલી પરમાત્માની શોધ. (હેગલ)

(૬) 'Religion is the sane and normal response of the human spirit to all that we know of cosmic law.' (F. W. H. Myers).

આ ઉપરાંત, પ્રો. લ્યૂબાએ તેમના પુસ્તક 'The Psychological Study of Religion'માં ધર્મની લગભગ ૪૮ જેટલી વ્યાખ્યાઓ એકત્ર કરી છે. અંતમાં આપણે વધુ એક વ્યાખ્યા જોઈ આ મુદ્દો પૂરો કરીશું.

(૭) 'Religion is a felt practical relationship with what is believed in as a super-human being or beings.' (રોબર્ટ એચ. થાઉલેસ, 'એન ઇન્ટ્રોડક્શન ટુ ધી સાયકોલૉજી ઑફ રિલિજયન').

[૬] ધર્મનો પ્રચલિત અર્થ

ધર્મનો પ્રચલિત અર્થ કંઈક અંશે આ પ્રમાણે છે: ઈશ્વર વિષે, જગતની ઉત્પત્તિ વિષે, પરલોક વિષે તથા આત્માના મોક્ષ વિષેની અમુક ચોક્કસ શ્રદ્ધેય માન્યતાઓ તથા તેમાંથી ફલિત થતી અમુક પૂજા-ઉપાસનાની વિધિ. જ્યારે સંપ્રદાય એટલે એકસરખી ધાર્મિક માન્યતા ધરાવતા તથા એકસરખો કર્મકાંડ આચરતા જનસમૂહનો એક વ્યવસ્થિત બંધારણીય સંઘ.

એવું મનાય છે કે, ધર્મ એ સમસ્ત જીવનવ્યાપી તત્ત્વ છે. તે માનવ-જીવનનું મુખ્ય ભેદક લક્ષણ છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર બાબતો માનવી અને પશુ બન્નેમાં સામાન્ય છે, જ્યારે માનવી માત્ર ધર્મ (વિવેકબુદ્ધિ) દ્વારા જ અન્ય પ્રાણીઓથી જુદો પડે છે. કહ્યું છે કે,

'आहारनिद्राभयमैथुनं च सामान्यमेतद् पशुभिर्नराणाम् ।
धर्मोहि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समाना. ॥'

ધર્મ એ માનવજીવનનું હાર્દ (essence) છે–પ્રાણ અને પાયો છે. વળી તે સાર્વત્રિક–સર્વજનીન તત્ત્વ છે અર્થાત્ ઇતિહાસને જો સાક્ષીરૂપ ગણીએ તો ધર્મવિહીન વ્યક્તિ, સમાજ યા દેશ અકલ્પ્ય છે. પછાતમાં પછાત ગણાતા અણઘડ, અસંસ્કારી, પ્રાકૃત અને જંગલી લોકો પણ વિવિધ પ્રકારનાં શ્રદ્ધાકેન્દ્રો યા માનબિંદુઓ પર આસ્થાનો ભાવ ધરાવે છે.

ડૉ. રાધાકૃષ્ણન્ જણાવે છે કે, પછાતમાં પછાત પ્રજાઓના હૃદયમાં પણ સ્ફુરણાઓ અને ઈશ્વરપ્રાપ્તિની અસ્પષ્ટ ઝંખના હોય છે. તેનું સ્વરૂપ ભલે વિકૃત હોય પણ તેની હયાતીનો ઇન્કાર થઈ શકે એમ નથી વિદ્વાન લેખક કિ. ઘ. મશરૂવાળા 'સંસાર અને ધર્મ'માં ધર્મને આ રીતે સમજાવે છે:

"(૧) પ્રાણીમાં વિચાર અને વિવેક ઉત્પન્ન થતાંની સાથે જ ધર્મ ઉત્પન્ન થઈ આવે છે.

(૨) ધર્મ એટલે આચારના નિયમો—વિધિનિષેધ; શું, ક્યારે, કેમ, કેટલું, કઈ રીતે અમુક કરવું કે ન કરવું—આ બધો ધર્મવિચાર છે.

(૩) જે વચનો સર્વે મનુષ્યોનાં સર્વે પ્રકારનાં શ્રેય અને પ્રેયનો સમવૃત્તિએ વિચાર કરી તથા અન્ય ભૂતોનાં હિતોનોય સમભાવપૂર્વક વિચાર કરી આચારવ્યવહાર અને પ્રાયશ્ચિત્તના નિયમોને સૂચવે તે ધર્મશાસ્ત્ર. તે વચનો આ દેશના પુરુષનાં હોય કે પરદેશનાંયે હોય: પ્રાચીન હોય કે અર્વાચીન પણ હોય; અને ધાર્મિક પુસ્તકોને નામે તેની ખ્યાતિ હોય કે નયે હોય. એથી ઊલટું, ધર્મશાસ્ત્રને નામે ઓળખાતાં પ્રાચીન કે અર્વાચીન પુસ્તકોમાં તથા સંતોની વાણીમાં ધર્મશાસ્ત્રમા ન ગણવા જેવાં વચનો પણ હોય એમ બને. જેટલે અંશે તે વચનો મનુષ્યમાં સદ્વૃત્તિ અને સત્પ્રવૃત્તિને પ્રેરે તથા સર્વભૂતો પ્રત્યે સમભાવને પ્રગટ કરે, તેટલે અંશે તે ધર્મશાસ્ત્ર ગણાય.'

ધર્મ એ મનુષ્યમાત્રમાં જન્મથી જડાયેલી વસ્તુ છે. તે મનુષ્યના જન્મસિદ્ધ સ્વભાવનું જ એક અવિભાજ્ય અંગ છે. ધર્મ દેશ-કાળ અનુસાર વિવિધ રૂપો ધારણ કરશે ખરો; પરંતુ મનુષ્ય આજે જેવો છે તેવો રહેશે ત્યાં સુધી ધર્મ જગતમા કાયમ રહેવાનો છે. તેનો કદી નાશ થવાનો નથી. (ડૉ. રાધાકૃષ્ણન્ કૃત 'ધર્મોનુ મિલન'એ ગ્રંથને આધારે.) ધર્મ એ મનુષ્યની પોતાની જાતને તથા સકળ વિશ્વને ઓળખવાની એક સ્વભાવગત શક્તિ છે. પશ્ચિમના એક વિદ્વાન 'આપણી માનસિક વિચારધારાઓનો આંતરિક અને બાહ્ય જીવનમાં આવિષ્કાર'ને ધર્મ ગણાવે છે. પ્રસિદ્ધ મનોવૈજ્ઞાનિક વિલિયમ જેમ્સ પોતાના પુસ્તક 'ધી વેરાઈટીઝ ઑફ રિલિજિયસ એકસપિરિયન્સ'માં ધર્મની વ્યાખ્યા આ રીતે આપે છે: 'હવે તમને ધર્મનું જે સ્વરૂપ સમજાવું તે તમારે અવશ્ય સ્વીકારવું એમ હું તમને હિંમતથી કહું છું. કોઈ પણ વ્યક્તિ એકાંતમાં જે ભાવના, ક્રિયા અને અનુભવ કરે અને જેથી તે વ્યક્તિ પોતાના ઇષ્ટદેવના સંબંધમા આવે, તેને ધર્મ સમજવો.'

ધર્મ એ (મનુષ્યની) કુદરતદત્ત સનાતન ચેતના છે, જીવનની ઊર્ધ્વગામી શિસ્ત છે, નૈતિક અને આધ્યાત્મિક તાલીમ છે. ધર્મ એ અંતરની ઝંખના છે, આત્માની ભૂખ તથા ખોરાક બન્ને છે. ધર્મ એ માત્ર બાહ્ય ઉપકરણો કે વિધિવિધાનો નથી, શરીર પર ધારણ કરેલું વસ્ત્ર કે અલંકાર નથી કે જેથી મન ચાહે ત્યારે દૂર કરી શકાય, પરંતુ મનુષ્યજીવન સાથે ઓતપ્રોત છે–તાણાવાણાની જેમ એકસૂત્રે વણાઈ ગયેલું અવિશ્લેષ્ય તત્ત્વ છે. ધર્મ એ વિજયપ્રેરક અને સંરક્ષક બળ છે. આથી જ મનુસ્મૃતિમાં કહ્યું છે: 'धर्मो रक्षति रक्षितः।' 'કિ. ધ. મશરૂવાળા કહે છે તેમ 'ધર્મનો હેતુ તેના ક્ષેત્રમાં આવતા સમાજનું શ્રેય અને પ્રેય કરવાનો હોય છે.'*

ધર્મનું વ્યાપક અગર પૂર્ણ અર્થઘટન કરતાં નીચેના ચાર મુખ્ય મુદ્દા ફલિત થાય છે:

(૧) નીતિ–સદાચાર, (૨) ઈશ્વરનિષ્ઠા કે ઉપાસના, (૩) જીવ, જગત અને ઈશ્વર (મન, માયા અને મહેશ્વર), એ તત્ત્વત્રયી પરત્વે તાત્ત્વિક યા બૌદ્ધિક વિચારણા, (૪) વિધિવિધાનો, કર્મકાંડ, ઉપાસના, ત્યાગ-વૈરાગ્ય, ભક્તિ, વગેરે.

માનસશાસ્ત્રીય દૃષ્ટિબિંદુથી માનવીના મનનું પૃથક્કરણ કરતાં તેમાં નિમ્નલિખિત ત્રણ તત્ત્વો અગત્યનો ભાગ ભજવતાં માલૂમ પડે છે—બુદ્ધિ, લાગણી અને ઇચ્છાશક્તિ. આ ત્રણે તત્ત્વોને અનુરૂપ ધર્મ યા ધાર્મિક વ્યવહાર અનુક્રમે જ્ઞાન, ભક્તિ અને કર્મ દ્વારા અભિવ્યક્ત થાય છે.

કેટલાક ધર્મને સદાચાર યા નીતિ જ કહે છે. કેટલાક તેને ગૂઢ બાબતોના જ્ઞાનનો સમુદાય કહે છે, તો વળી કોઈક વિધિ, ઉપાસના, કર્મકાંડ, વૈરાગ્ય, ભક્તિ, ઇત્યાદિમાં ધર્મનો અર્થ ઘટાવે છે. ધર્મના અર્થો ભલે વિવિધ થાય, પરંતુ તેનાં અંતરતત્ત્વો યા આદર્શો એકરૂપ જ છે. ધર્મ એટલો બધો વિશાળ અને વિવિધતાયુક્ત છે કે જુદી જુદી મનોવૃત્તિવાળા માણસોને ધર્મનાં ભિન્ન ભિન્ન પાસાંઓ મુખ્ય લાગે, અને આ તદ્દન સ્વાભાવિક છે. તેથી જ જુદા જુદા ધર્મવિદોએ ધર્મનાં જુદાં જુદાં પાસાંઓને ધ્યાનમાં રાખીને ધર્મની જુદી જુદી બાબતો પર ભાર મૂક્યો છે. જેમ કે સંપૂર્ણ પરાધીનતાની ભાવના (શ્લાયેરમાખર), બૌદ્ધિક સ્વરૂપ (મેક્સમૂલર), સદાચાર–નીતિ (કાન્ટ અને મૅથ્યુ આર્નોલ્ડ), આત્મલાભ કે આત્મોન્નતિ (આલ્બર્ટ રેવિલ), પૂજા (એલન મેન્ઝિસ), સામાજિક હિત (પ્રો. એમેસ),

* 'સંસાર અને ધર્મ', પૃ ૨૦૯.

વ્યક્તિત્વ (ડૉ. વિલિયમ જેમ્સ), આદર્શની સિદ્ધિ (પ્રો. જી. ડબલ્યુ. સ્ટ્રેટન), પરાધીનતા, જવાબદારી અને સહચાર (પ્રો વિલિયમ એડમ્સ બ્રાઉન), વગેરે. આ ઉપરાંત, મહાત્મા ગાંધી પ્રાર્થના ઉપર વિશેષ ભાર મૂકતા હતા એ સર્વવિદિત છે.

ધર્મ એ મનુષ્યને 'છે' તેના કરતાં 'વિશેષ' થવા પ્રેરે છે. મહર્ષિ અરવિંદના મતાનુસાર ધર્મે માનવીને પશુના (પામરતા)માંથી માનવતા તરફ પ્રયાણ કરાવ્યું છે; તો એ જ રીતે તે તેને દિવ્યતા તરફ પણ લઈ જશે. ભાવિમાં આધ્યાત્મિક ઉચ્ચતા પ્રાપ્ત કરી માનવી દિવ્ય માનવ (Superman)—પૂર્ણમાનવ બનશે કોઈ પણ સમાજનું અવલંબન ધર્મ જ છે. ધર્મને કેટલાક લોકો ભ્રમ માને છે, પરંતુ ધર્મપ્રેમીઓ તો કહે છે કે એવું માનનારાઓનો એ ભ્રમ જ છે.

[૭] ધર્મ શું નથી?

માર્ક્સવાદીઓ માને છે તેમ, ધર્મ એ અફીણનો નશો નથી, અંધારી ઓરડીમાં અસ્તિત્વ ન ધરાવતી કાળી બિલાડીની શોધ નથી, ધર્મ એ સ્વાર્થી અને લંપટ ધર્મગુરુઓએ ગેરરસ્તે દોરેલો પંથ નથી, માયાજાળ નથી, કર્મકાંડની જડતા કે શુષ્કતા નથી, માનવી પર લાદેલો બાહ્ય જુલમ નથી; એ તો સ્વેચ્છાએ અપનાવેલો—સ્વીકારેલો જીવનરાહ છે, જેથી માનવી અવર્ણનીય આનંદ અનુભવે છે, તેના સર્વ સંતાપ શમે છે. ધર્મ એ જીવન જીવવાનો માર્ગ છે; માત્ર બુદ્ધિનો કે વાદવિવાદનો વિષય નથી, પરંતુ માનવીના ઊર્મિલ હૃદયની શ્રદ્ધાનો આવિષ્કાર છે. માનવ-જીવનની ઉચ્ચતાનો દ્યોતક છે. ધર્મ એ રૂઢિઓ અને રીતરિવાજોનું વિસ્તૃત સ્વરૂપ નથી, પરંતુ જીવનનો ધબકાર છે. જો કે કેટલીક વાર ધર્મે વિનાશ અને યુદ્ધો, અશાંતિ અને દુઃખ, વેરઝેર અને જુલમ પણ આપે છે. પરંતુ એ સાચો ધર્મ નથી; ધર્મના નામે વિવેક ચૂકેલા માનવીઓની ક્રૂરતા છે—ધર્મઝનૂન છે. ધર્મ એ માત્ર આસ્વાદવાનો વિષય નથી, પચાવવાનો છે; જાણવાનો વિષય નથી, જીવવાનો છે; સમજવાનો વિષય નથી, અનુભવવાનો છે. માટે જ કહેવાય છે धर्मो नित्यः सदाचारः અથવા आचारः प्रथमो धर्मः વગેરે...ધર્મ એ જીવનને ઘડનારું તથા માનવીની સદ્ભાવનાને પોષનારું બળ છે. ભગવાન મનુ ધર્મનાં લક્ષણો નીચે મુજબ જણાવે છે :

'धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम्॥'

વ્યાવહારિક દુનિયામાંથી પારમાર્થિક જગત તરફ વિચાર કરાવી શકે તે તત્ત્વ યા માનવીને અલૌકિક અને શાશ્વત સુખનો માર્ગ સૂઝે તેવો અપૂર્વ માર્ગ તે જ ધર્મ. પરમ કૃપાળુ પરમાત્મા યા વિશ્વની નિયામક શક્તિને ઓળખવા માટે માનવીએ આદરેલો પ્રયત્ન પણ ધર્મ જ છે. આ પ્રયત્ન દ્વારા માનવી ઈશ્વરના સાન્નિધ્યમાં લીન બની શકે છે. પ્રેમ, નેકી, સચ્ચાઈ, સદાચાર, વગેરે તત્ત્વોને પોષતો અખંડ જીવનદીપ તે ધર્મ. આ દીપમાં વેરઝેર, દુઃખ, દારિદ્રય, વહેમ, જડતા, સંકુચિતતા, કલહો તથા અંધકાર બળીને ભસ્મીભૂત થઈ જાય છે. ટૂંકમાં, સાચું, ઉદાત્ત અને ન્યાયી જીવન જીવવાની સૂઝ આપનાર, પ્રેરણાદાયી તત્ત્વ તે ધર્મ. જો કે જગતમાં આજે આ દીપ જલતો રહી શકયો છે કે કેમ તે એક પ્રશ્ન છે.

## [૮] ધર્મ–વિજયપ્રેરક અને સુખવર્ધક બળ તરીકે

આસ્તિકોને મન ધર્મ એ વિજયપ્રેરક બળ છે यतो धर्मस्ततो जयः सत्यमेव जयते, नानृतम् આ કથનો તે દર્શાવવા યથાર્થ છે. હિંદુધર્મીઓ ધર્મને જીવનના એક પુરુષાર્થ તરીકે સ્વીકારે છે. ધર્મને નામે માનવીને જીવનમાં વિશ્વાસ બંધાય છે અને તેના બળે તે વિવિધ કાર્યો કરવા પ્રેરાય છે. ધર્મ મનુષ્યના જીવનમાં ઉત્સાહ અર્પે છે અને સંસ્કારોનું સિંચન કરે છે. તે અક્ષયસાધક, શાન્તિ, સમૃદ્ધિ, પ્રગતિ અને અંતે 'શ્રેય' કરનાર મંગલમય જીવનમંત્ર છે એમ કહીએ તો ધર્મવાદીઓના મતે તે બધી જ રીતે યોગ્ય છે. હવે ધર્મનું જીવનમાં શું સ્થાન છે તે વિસ્તારપૂર્વક જોઈએ.

૨

# ધર્મનો ઉદ્ભવ અને તેનું મહત્વ

(૧) ધર્મનું માનવજીવનમાં સ્થાન

(૨) ધર્મનું પ્રાબલ્ય

(૩) ધર્મનો ઉદ્ભવ

(૪) ધાર્મિક માન્યતાના ઉદ્ભવનાં મુખ્ય પરિબળો

(૫) ધર્મના અભ્યાસની ઉપયોગિતા

## [૧] ધર્મનું માનવજીવનમાં સ્થાન

વ્યાપક રીતે જોતા ધર્મ અને જીવન એક જ છે–અભિન્ન છે. અંતરશુદ્ધિ અને સદાચારપૂર્ણ જીવન માટે ધર્મ ખાસ આવશ્યક છે. ધર્મ માનવી માટે પ્રેરક શક્તિ છે–માનવજીવનનું પોષક અને સંચાલક બળ છે. આચાર્યશ્રી ધ્રુવ કહે છે : ' જેટલું દીવાને તેલ તેટલો જ ધર્મ માનવને આવશ્યક છે." ગાંધીજી કહે છે કે, દરેક માનવીને ધર્મની જરૂર છે. જો કોઈ એમ કહે કે મારે ધર્મની જરૂર નથી તો હું શ્વાસ લઉં છું પણ મારે નાક નથી તેના જેવી વાત થઈ. માનવીને જેટલી અન્નની જરૂર છે તેટલી જ ધર્મની જરૂર છે. (શું ખરેખર આ સાચું છે? ઉત્તર રૂપે દરેક વ્યક્તિ પોતે મનોમંથન કરે.) ધર્મતત્ત્વનો આવિષ્કાર કરનાર માણસ સુદ્ધા ધર્મ વિના જીવી શકતો નથી–જીવતો પણ નથી. ભક્તકવિ અખો ધર્મવિહીન માનવીને નાક વિનાની સુંદરી જેવો ગણાવે છે. ટૂંકમાં, ધર્મ એ માનવજીવનમાં અતિમહત્ત્વની વસ્તુ છે. આચાર્યશ્રી ધ્રુવના મનનીય અને નોંધપાત્ર શબ્દોમાં[1] ધર્મનું જીવનમાં શું સ્થાન છે તે જોઈએ : 'ધર્મ એ મનુષ્યની સર્વ ઐહિક પ્રવૃત્તિઓથી વિલક્ષણ હોવાની સાથે સૌના અંતરમાં પ્રવેશીને

૧. 'આપણો ધર્મ'

એમને ચૈતન્ય અર્પે છે; અર્થાત્ એમનામાં જ્ઞાન, રસ, સ્થૈર્ય, બળ, ગતિ પૂરે છે......વ્યવહારનો આધ્યાત્મિક ભાષામાં જે અર્થ, તેનું જ ટૂંકું નામ 'ધર્મ' છે. એટલે જ્યાં જ્યાં વ્યવહાર ત્યાં ત્યાં ધર્મ એ નિયમ સ્વતઃસિદ્ધ છે.' ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ પોતાની વિશિષ્ટ શૈલી દ્વારા ધર્મ અને જીવનનું ઐક્ય આ રીતે વ્યક્ત કરે છે: 'જો ધર્મમાં કોઈ તાત્ત્વિક અર્થ હોય તો તે એ છે કે મનુષ્ય પ્રધાનતઃ આધ્યાત્મિક પ્રાણી છે. જ્યાં સુધી આધ્યાત્મિકતા મનુષ્યના સ્વભાવમાં વણાયેલી ન હોય ત્યાં સુધી કોઈ પણ મનુષ્ય સાચા અર્થમાં નૈતિક કે ધાર્મિક બની શકે નહિ.'

(યુનિ. કમિશન રિપોર્ટ)

શ્રી. કિ. ધ. મશરૂવાળા 'સંસાર અને ધર્મ'માં ધર્મના સામાન્ય નિયમો નીચે મુજબ રજૂ કરે છે:

(૧) માનવ–અહિંસાનો નિયમ

(૨) સર્વધર્મસમભાવનો નિયમ

(૩) પાખંડનિષેધનો નિયમ

(૪) સમાજવ્યવસ્થાના પાલનનો અને પાડોશીધર્મનો નિયમ

(૫) સદાચારનો નિયમ

(૬) સાર્વજનિક શ્રેયસિદ્ધિનો નિયમ

ઉપરના નિયમો દ્વારા ધર્મનું જીવનમાં શું મહત્ત્વ છે તે સમજી શકાય છે.

ધર્મના અર્થ, સ્વરૂપ અને ઇતિહાસ જોતાં એમ લાગે છે કે તે જીવન સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલો છે. જાણે કે વિશ્વના પ્રારંભથી–આદિકાળથી તે મનુષ્યસ્વભાવનુ એક ઘટક હોય તેમ લાગે છે. ધર્મ એ મનુષ્યનું રુધિર છે–પ્રાણ છે. એક રીતે જોતાં તે સર્વસ્વ છે; કારણ કે તેને લઈને જ માનવી અન્ય પશુઓ કરતાં ઉત્તમ છે તથા ઉત્તમોત્તમ પ્રતિ પ્રયાણ કરવા શક્તિમાન બની શકે છે. મહાત્મા ગાંધી ખૂબ જ શ્રદ્ધાપૂર્વક એમ કહેતા કે કોઈ પણ માનવી ધર્મહીન નથી. પ્રખર અજ્ઞેયવાદી કે હડહડતો નાસ્તિક સુદ્ધાં કોઈ નીતિનિયમોની હસ્તીનો તો સ્વીકાર કરે જ છે. માટે જ એમ કહી શકાય કે માનવીને–સમાજને તથા વિશ્વને–ધર્મ (નીતિ–નિયમો) વગર ચાલ્યું નથી, ચાલવાનુ પણ નથી. કેટલીક વાર કેટલાક લોકો પોતાની

શક્તિ યા સત્તાના મદમાં, જ્ઞાન–સંશોધનના નશામાં નીતિ સુદ્ધાંને તિરસ્કારે છે, તેની સામે બંડખોર અવાજ ઉઠાવે છે તથા મક્કમતાપૂર્વક એમ જાહેર કરે છે કે અમારે ધર્મ–નીતિ વગેરે સાથે કોઈ નિસબત નથી; ધર્મ પોકળ છે, મનની ઢીલાશ છે યા તો કોઈ મેલી રમત કે ચાલબાજી છે. પરંતુ ધર્મનો 'વિશિષ્ટ અર્થ' સમજનાર આવું માનતા નથી. ધર્મમાં માનવું એટલે માત્ર કોઈ દેવળ, મંદિર યા મસ્જિદમાં જવું, અમુક કર્મકાંડ આચરવો તથા અંધશ્રદ્ધાળુ બનવું એમ નથી, પરંતુ માનવમાત્ર પર નિષ્કારણ **કરુણા–સૌ પર દયા, સૌ પર પ્રેમ અર્થાત્ માનવતા કેળવવી.** આ જ વ્યાપક ધર્મભાવના હોઈ શકે. પ્રસિદ્ધ માનસશાસ્ત્રી યુંગ એમ માનતા હતા કે, આજે વિશ્વને ભૌતિક પ્રશ્નો સમજવાની અને હલ કરવાની જરૂર છે તેના કરતાં આધ્યાત્મિક પ્રશ્નો સમજવાની તથા હલ કરવાની અધિક જરૂર છે. ગાંધીજી પણ ઈશ્વર અને સત્યને એક જ માનીને ધર્મને સનાતન સત્ય યા ઈશ્વરસ્વરૂપ તત્ત્વ ગણતા; તેથી જ તેમણે સત્ય (અને અહિંસા)ના અધિષ્ઠાન પર સર્વોદયના ભગીરથ પ્રયત્નો આદર્યા હતા. ટૂંકમાં, સત્યનું અનુશીલન યા આચરણ જ સર્વધર્મના પ્રાણરૂપ સૂત્ર છે. સ્વામી વિવેકાનંદ નિર્ભયતાને ધર્મનું વિલક્ષણ તત્ત્વ ગણતા. સર્વ સંકટો અને સંતાપો સામે અભય રહેવું તે જ ધર્મ. એવી એક કલ્પના છે કે ધર્મ નરને નારાયણસ્વરૂપ તથા આત્માને પરમાત્માસ્વરૂપ બનવાનું સામર્થ્ય આપે છે. આમ, જીવનનાં સર્વ પાસાંઓ (રાજકીય કે આર્થિક, સામાજિક કે આધ્યાત્મિક,) જોતાં ધર્મનું જીવનમાં ઔચિત્ય સમજી શકાય એમ છે. ધર્મ માનવજીવનને શુદ્ધ, શાંત, સ્થિર અને સદાચારી બનાવે છે; તેમાં રહેલી એકતાવિરોધી અને વિગ્રહમૂલક વૃત્તિને દૂર કરે છે અને સર્વ માનવ વચ્ચેના સુભગ સમન્વય, સહકાર તથા સહઅસ્તિત્વનાં દ્વાર ખુલ્લાં કરે છે. ધર્મ ખરેખર જો આ પ્રમાણે કરી શકે તો જ તેને ટકવાનો અધિકાર છે. ધર્મ એ માનવીને વૈયક્તિક, સામાજિક, રાજકીય અને આર્થિક એમ અનેકવિધ ક્ષેત્રે મૂલ્યના સંરક્ષણનું ભાન કરાવે છે, તથા તેને અનુરૂપ આચરણ કરવાનું બળ આપે છે. ધર્મ માનવીના આંતર્ અને બાહ્ય જીવનના સંઘર્ષો મિટાવી તેમાં સંવાદિતાનો સંચાર કરે છે અને જીવનની લીલી–સૂકી તમામ પરિસ્થિતિમાં ઉપકારક તત્ત્વ તરીકે માર્ગદર્શન આપે છે. ધર્મને આધ્યાત્મિક શિસ્તના અર્થમાં લઈએ કે સદાચારના નિયમ તરીકે, નમ્રતા કે પરાધીનતાની ભાવના તરીકે લઈએ કે સેવા અને પ્રેમના આદર્શરૂપ લેખીએ—ગમે તે રીતે

તેનું મહત્ત્વ ઓછું આંકી શકાય નહિ. ધર્મ એ સર્વતોભદ્ર વિકાસસાધક બળ છે એ અર્થમાં કે ડૉ. રાધાકૃષ્ણન્ તેને જીવનના 'પ્રથમ પુરુષાર્થ' તરીકે સ્વીકારે છે. વળી, ધર્મ શક્તિહીન, લાચાર, ભગ્નાશ અને અલ્પ-સાધન વ્યક્તિ માટેનો એકમાત્ર સહારો છે–દિલાસો યા આશ્વાસન છે. કહેવાય છે કે, 'નિર્બલ કે બલ રામ.' સત્યવીર સોક્રેટીસ, લિંકન, ગાંધીજી, નૌકાવીર નેલ્સન તથા એવા અનેકોને માટે ધર્મ, પ્રાર્થના, વગેરેનું જીવનમાં ઘણું જ મહત્ત્વ હતું. આવી વ્યક્તિઓની તમામ પ્રવૃત્તિઓ પાછળ ધર્મનો જ દોરીસંચાર રહેલો હોય છે.

## [૨] ધર્મનું પ્રાબલ્ય

માનવજીવનમાં અનેકવિધ મુશ્કેલીઓ અને યાતનાઓ હોય છે શું માનવજીવન જ મુશ્કેલીઓની એક મહાગાથા નથી? માનવીને આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપમાંથી બચવાનુ હોય છે. સામાજિક શોષણ, અનિષ્ટો, કુરિવાજો, દરિદ્રતા, બેકારી, જુલમો, વગેરે માનવીને હિંસક યા ઝેરી પ્રાણી કરતાં પણ વધુ ભયાનક લાગે છે. વળી માનવીના આંતરિક જીવનના સંતાપો અને સંઘર્ષો પણ દુઃખદાયક અને સતત ચિંતા કરાવે તેવા છે. આ સર્વ સામે હામ ભીડવી, તેમાંથી મુક્ત થવું એમાં જ માનવજીવનની સાર્થકતા છે. જીવનમાં સર્વત્ર ભય, બિનસલામતી, દુઃખ, દર્દ, અશાંતિ, વગેરેની કરુણ અને સર્વનાશક પરિસ્થિતિ છે. તેમાં તેણે ક્રાંતિ આણવાની છે–પરિવર્તનો કરવાનાં છે. માનવી એમ સમજે છે કે, આ માટે ધર્મની ધગશ તેનો સાચો રક્ષક બની શકશે. ઘણાને મતે ધર્મ ઉત્સાહપ્રેરક, પ્રગતિવર્ધક, અને સંસ્કારપોષક બળ છે. જો કે આ બાબત આજના યુગમાં અત્યંત વિવાદાસ્પદ છે. માનવોત્કર્ષની ધર્મભાવનાને સંતપુરુષોએ પોતાની સર્વ ઐહિક પ્રવૃત્તિ દ્વારા મૂર્ત કરી છે. ધર્મના જુસ્સાને લઈને જ સૈનિકો યુદ્ધમાં પોતાનું બાહુબળ દાખવતા. પોતાનાં શ્રદ્ધાકેન્દ્રો યા માનબિંદુઓ ટકાવવા માનવીઓ આત્મબલિદાન પણ આપતા. દા.ત., ગાય, ગીતા અને ગંગા એ માનબિંદુઓ માટે સનાતની સ્વમાની–હિંદુએ પ્રાણાર્પણ કર્યાના દાખલા નોંધી શકાય. પવિત્ર ભૂમિ જેરુસલેમને વિધર્મીઓના પારાવાર ત્રાસમાંથી મુક્તિ અપાવવા ખ્રિસ્તીઓએ ધર્મરક્ષક યુદ્ધો કર્યાં હતાં. રજપૂત રાજવીઓ ધર્મને નામે જ રણશૂરા થતા. સ્વધર્મ માટે જેહાદ જગાવી મુસ્લિમોએ એકવાર મહાસામ્રાજ્ય સ્થાપ્યું, શીખોનું સંગઠન થયું. વળી ગાંધીજીએ તો સત્ય અને અહિંસારૂપી ધર્મના બે મુખ્ય સ્તંભ દ્વારા રક્તહીન

ક્રાંતિ સર્જી આપણા દેશને સ્વાતંત્ર્ય બક્ષ્યું. આ છે ધર્મનું પ્રાબલ્ય. વિશ્વમાં એક યુગ એવો હતો ખરો કે, જ્યારે જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ધર્મનું પ્રાબલ્ય હતું. જો કે, આજે એ હવે લુપ્ત થવા પામ્યું છે અને વૈજ્ઞાનિક યુગમાં તેનું સ્થાન પુનઃ સ્થાપિત થાય તો જ આ વિશ્વ સર્વનાશમાંથી ઊગરશે.

સંક્ષેપમાં કહીએ તો આજના વિકસતા યંત્રવાદના જમાનામાં—અણુયુગમાં માનવપ્રવૃત્તિઓનું નિયમન કરવાની યોગ્ય વિવેકશક્તિ 'ધર્મ' (સદાચાર) દ્વારા જ મળી શકશે. આ ધર્મ એટલે કોઈ સંપ્રદાય, વિધિવિધાનો કે ઈશ્વર સંબંધી પરિકલ્પનાઓ નહિ, પરંતુ સાચી સમજ, સર્વધર્મના સારરૂપ–નિચોડરૂપ 'માનવધર્મ' (Humanism–વિશ્વધર્મ). અદ્યતન પ્રગતિકારક યુગમાં માનવમૂલ્યોની સુરક્ષા તથા ઉત્થાન ખાતર સહઅસ્તિત્વ યા સર્વોદયની ભાવના ખાસ જરૂરી છે. અને તે માટે ધર્મને નામે ચાલતી તમામ વિકૃતિઓ દૂર કરી તેને શુદ્ધ, શાશ્વત અને માનવતાપોષક સ્તર પર મૂકીને જ વિશ્વહિતચિંતકોએ સક્રિય અનુરોધ જ નહિ પણ અમલ કરવો પડશે

## [૩] ધર્મનો ઉદ્‌ભવ

ધર્મની કેટલીયે ત્રુટિઓ યા ક્ષતિઓ જાણ્યા પછી પણ એ વિશ્વમાં રહેવાને જ સર્જાયો હોય તો પ્રારંભનો પ્રશ્ન જ એ છે કે, તે ઉદ્‌ભવ્યો કેવી રીતે? શું ધર્મને બદલે બીજું કશું શક્ય નહોતું? ટૂંકમાં, ધર્મનાં વિવિધ પાસાંઓનો અભ્યાસ કરવા માગતા પ્રત્યેક માનવીને ધર્મનો ઉદ્‌ભવ કેવી રીતે થયો તે જાણવાનો ખાસ રસ હોય એ સ્વાભાવિક છે. તો હવે આપણે સંક્ષેપમાં એ મુદ્દાની ચર્ચા કરીશું.

ધર્મનો ઉદ્‌ભવ કોઈ એક જ પરિબળને આભારી નથી. ધર્મની ઉત્પત્તિ પાછળ જટિલતા રહેલી છે, જેનું વિવરણ નીચેના મુદ્દાઓ દ્વારા કરી શકાય:

(૧) મનુષ્યની,—પ્રકૃતિની અદ્‌ભુત અને ગહન શક્તિથી અજ્ઞાત અવસ્થા, પ્રકૃતિનાં અનેકવિધ પરિબળો નીચે મુકાયેલા માનવીનાં અજ્ઞાન અને આશ્ચર્યને લઈને ધર્મ ઉદ્‌ભવ્યો છે. તત્ત્વજ્ઞાન માટે પણ કહેવાય છે કે, તેનો જન્મ આશ્ચર્ય અને જિજ્ઞાસામાંથી થયો છે કુદરતમા વ્યાપી રહેલાં ભય, ચિંતા, સંઘર્ષ, બિનસલામતી, દુઃખ, દર્દ, હિંસા, વેરઝેર, વિસંવાદિતા તથા વિવિધ અશુભ તત્ત્વો તથા એ સર્વની વિરુદ્ધમાં ક્યારેક સુખ, શાંતિ, પ્રગતિ,

આબાદી, સંવાદિતા, માનવકલ્યાણ, સૌંદર્ય અને શુભ તત્ત્વો, રુચિ. વસ્તુઓનો સંયોગ, ઇત્યાદિ સંઘર્ષાત્મક પરિબળોએ ધર્મને જન્મ આપ્યો.

(૨) સામાન્ય માનવીમાં રહેલી બુદ્ધિ–તાર્કિક શક્તિ, સ્પષ્ટીકરણની પ્રક્રિયા, શારીરિક તાકાત, વગેરે મર્યાદિત છે. માનવી અપૂર્ણ છે, પરાધીન છે, પામર છે, તેથી જ તેના કરતાં પૂર્ણ, સ્વાધીન, શ્રેષ્ઠ અને સર્વશક્તિમાન શક્તિને એ કલ્પે છે, તેમાં વિશ્વાસ મૂકીને તેને સિદ્ધ કરવા–રીઝવવા, વિવિધ પ્રકારના પ્રયાસો કરે છે અને તેને જ ધર્મને નામે ઓળખવામાં આવે છે.

(૩) માનસશાસ્ત્રીય રીતે જોતાં માનવીનો સ્વભાવ જ બુદ્ધિ, લાગણી અને ઇચ્છાશક્તિનાં ત્રિવિધ તત્ત્વોથી સભર છે તેથી તેને અનુરૂપ જ્ઞાન, ભક્તિ અને કર્મનો સ્વાભાવિક ધાર્મિક આવિષ્કાર સમજી શકાય છે.

(૪) માનવીના વર્તનની વિવિધ મૂળ પ્રેરણાઓ યા મૂળગત વૃત્તિઓ–( instincts )માંથી કેટલીક ધર્મના ઉદ્ભવ માટે જવાબદાર છે. ભય–બીક, આત્મરક્ષણ, સર્જન, શરણાગતિ, આત્મ–આવિષ્કાર, વગેરેની મૂળ પ્રેરણાઓને ધર્મના ઉગમસ્થાન તરીકે ગણી શકાય.

(૫) વળી કેટલાક માને છે કે, મનુષ્ય પહેલેથી જ ધર્મપ્રિય પ્રાણી છે. તે માત્ર અન્નજીવી–શરીરધારી પ્રાણી નથી, પરંતુ ચૈતન્યસ્વરૂપ છે. માનવીમાં ધર્મવૃત્તિ યા ધાર્મિક ચેતના પહેલેથી જ વિદ્યમાન છે. તેમના મતે શોક, મૃત્યુ, રોગ, દુઃખ, ભય, ચિંતા—એ કારણોથી જ ધર્મ ઉદ્ભવ્યો છે એવું નથી. આમ, માનવીને આધ્યાત્મિક પ્રાણી માનનારા ( દા. ત. હેગલ ) બધા જ આ મતને સમર્થન આપે છે.

## [૪] ધાર્મિક માન્યતાના ઉદ્ભવનાં મુખ્ય પરિબળો

ધાર્મિક માન્યતા ( Religious Belief )ના ઉદ્ભવનાં મુખ્ય પરિબળો ટૂંકમાં નીચે મુજબ છે :

(૧) પરંપરાગત તત્ત્વો ( Traditional Elements ): સામાજિક પરિબળો, શિક્ષણ, બાળપણના સંસ્કાર, રીતરિવાજો, સામાજિક વ્યવહાર, ધાર્મિક સંસ્થાઓ, અન્યનું સૂચન–અનુકરણ, વગેરે.

(૨) પ્રાકૃતિક તત્ત્વો ( Natural Elements ): પ્રકૃતિનું વૈવિધ્ય, પ્રકૃતિમાં શુભ-અશુભ, શ્વેત, શ્યામ, સુખ–દુઃખ, દ્વૈત-અદ્વૈત, સુદર-

પસુંદર, સર્જન-વિનાશ વગેરેનો સંઘર્ષ, પ્રકૃતિની ન સમજાય તેવી ગૂઢતા, સૂક્ષ્મતા, વ્યાપકતા અને જટિલતા.

(૩) નૈતિક તત્ત્વો (Moral Elements): પ્રવૃત્તિસ્વાતંત્ર્ય-સંકલ્પસ્વાતંત્ર્ય), સારાસારવિવેક, કર્મ અને પુનર્જન્મમાં માન્યતા, નૈતિક સંઘર્ષ, શિવમ્ (કલ્યાણ)ની ભાવના, વગેરે.

(૪) આવેગાત્મક તત્ત્વો (Affective Elements): યોગ-સાધના, કર્મમાર્ગ, વગેરે વ્યક્તિના ઊર્મિલ હૃદયથી થતા અંગત સુખદ અનુભવો, દા. ત., ગૂઢવાદી અનુભવ (Mystical Experiencc), ઈશ્વર સાથે સંપૂર્ણ તાદાત્મ્ય, શરણાગતિ, ઈશ્વરમાં પોતાનું પ્રક્ષેપણ, સ્વસૂચન, ચિંતન-મનન, ધ્યાન, ધારણા તથા સમાધિ, વગેરે.

(૫) બૌદ્ધિક તત્ત્વો (Rational Elements): ઈશ્વરના અસ્તિત્વ સંબંધી વિવિધ સાબિતીઓ—સત્તામૂલક તર્ક દ્વારા, કાર્યકારણ-મૂલક તર્ક દ્વારા, પ્રયોજનવાદી તર્ક દ્વારા, અસ્તિત્વમૂલક તર્ક દ્વારા, વગેરે.

(૬) ધર્મપુસ્તકો, પોતાની જાતને તથા અન્યને પ્રશ્નો પૂછીને, આંતરદર્શન યા આત્મપરીક્ષણ, સંતોની મુલાકાતો, ઉપદેશો, વગેરે દ્વારા.

## [૫] ધર્મના અભ્યાસની ઉપયોગિતા

ધર્મનું માનવજીવનમાં શું સ્થાન છે તે જોયા પછી વાચકને આ મુદ્દો સમજાવવાનો હોય નહિ, પરંતુ અત્રે આપણે 'ધર્મના અભ્યાસ'ની ઉપયોગિતા જુદી તારવી મુદ્દાસર આલેખીશું. ધર્મના અધ્યયન પાછળ નીચેના શુભ આશયો રહેલા છે :

(૧) દરેક ધર્મની તાત્ત્વિક વિચારસરણી તપાસી ધર્મની જે કાંઈ શ્વેત બાજુ હોય તેના પર પ્રકાશ પાડવો જોઈએ તથા બધા જ ધર્મોની સમાન નૈતિક ભૂમિકા પર વિશ્વધર્મ સ્થાપન શક્ય બનાવી શકાય તો તે દિશામાં પ્રયત્ન કરવો જોઈએ. દરેક ધર્મના માનવતાપોષક સિદ્ધાંતો અને સર્વોપયોગી સૂત્રો જાણી સનાતન તત્ત્વો (સત્ય) તરફ ધ્યાન કેન્દ્રિત કરવું. શક્ય હોય, અને જરૂર હોય ત્યારે આ તત્ત્વોનો પ્રચાર કરવો.

(૨) વિવિધ ધર્મોના આદ્યસ્થાપકોના ઉચ્ચ જીવનનો અભ્યાસ કરી સાચું જીવન જીવવાની સૂઝ-પ્રેરણા પ્રાપ્ત કરી શકાય છે. મહાપુરુષોની સિદ્ધિઓ અને સાધના, જીવન જીવવાની રીત અને ઉપદેશપ્રવૃત્તિ, ઇત્યાદિ

દ્વારા જીવનનું ઘડતર કરતાં શીખી શકાય. આવા મહાપુરુષોના જીવનવૃત્તાંત પથદર્શક હોય છે. તે દ્વારા વૈયક્તિક ઉચ્ચતાનો આદર્શ સિદ્ધ કરી શકાય છે. જો મહાપુરુષે ચીંધેલા માર્ગે છેક સુધી ન જવાય તો થોડે સુધી જવું પણ હિતાવહ છે, કારણ કે સારે રસ્તે ભલે થોડું પણ જવાય તો તેમાં કદાપિ નાસીપાસી મળવાની નથી.

(૩) વિવિધ ધર્મોમાં શુદ્ધ સ્વરૂપોનો અભ્યાસ કરી તેમાં રહેલાં સાત્ત્વિક તત્ત્વોનું જગતને ભાન કરાવી સંપ્રદાયો વચ્ચેના સંઘર્ષો મિટાવી શકાય, કોમી કલહો અને ભિન્ન ભિન્ન વાડાઓમાં રહેલા વિખવાદો દૂર કરી શકાય, વળી તુલનાત્મક ધર્મવિચાર દ્વારા દરેક ધર્મની શ્વેત અને શ્યામ બન્ને બાજુ તપાસી 'નીરક્ષીરવિવેક' દ્વારા દરેક ધર્મનું તથ્ય અને માહાત્મ્ય સમજી શકાય. પોતાનો જ ધર્મ સાચો છે અને બાકીના તમામ ધર્મો નિરર્થક છે એવું સંકુચિત અને પક્ષપાતી તથા અવૈજ્ઞાનિક માનસ સુધારી શકાય છે. વળી ધર્મોના વ્યવસ્થિત અભ્યાસ દ્વારા પોતાના ધર્મની યોગ્ય સમજૂતી મેળવવા ઉપરાંત અન્ય ધર્મો અંગે ઊભી થયેલી ગેરસમજૂતીઓ દૂર કરી શકાય છે. આ ઉપરાંત, આવા અભ્યાસથી ધર્મને નામે અધર્મ, સેવાને નામે કુસેવા, પ્રેમને નામે ફિટકાર, ઇત્યાદિ વિરોધી બાબતો જ્યાં ચાલતી હોય ત્યાં સુધારા થઈ શકે છે. આ માટે ધર્મનો શુદ્ધ અને વ્યવસ્થિત અભ્યાસ ખૂબ જ ઉપકારક થઈ પડે છે. ધર્મનાં મુખ્ય દૂષણો જેવાં કે વહેમ, અંધશ્રદ્ધા, કર્મકાંડની જડતા અને શુષ્કતા, કોમી વૈમનસ્ય, વેરઝેર તથા સર્વ પ્રકારની આચારવિચારની અશુદ્ધિ અને સંકુચિતતા દૂર કરી એકતા અને સમાનતાનાં સૂત્રો કેળવી તે દ્વારા સર્વ ધર્મોનો **મહાસમન્વય** કરી શકાય. ધર્મોના અભ્યાસ પાછળનું એક માત્ર મહત્ત્વનું દૃષ્ટિબિંદુ આ છે, અને હોવું જોઈએ.

(૪) ધર્મોનો યોગ્ય અભ્યાસ કરી આપણું પોતાનું જીવન સદાચારી, નીતિશુદ્ધ, પરોપકારી અને વિનયી બનાવવું જોઈએ. વળી વ્યક્તિગત જીવનમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ રૂપી ત્રિવેણીસંગમ દ્વારા આધ્યાત્મિક નહિ તો પણ નૈતિક સામાજિક ઉચ્ચતા પ્રતિ પ્રયાણ થઈ શકે છે. ધર્મોના સિદ્ધાંતો જીવનમાં ઉતારી જીવન લોકહિતાર્થે સમર્પવું તથા અંતે મોક્ષ, મુક્તિ યા પરમ આનંદ મેળવવાનો પ્રયાસ આદરવો એ સર્વ ધર્મના અભ્યાસ પાછળનો પ્રધાન આદેશ છે—સૂર છે. પ્રત્યેક ધર્મનું અંતિમ ધ્યેય માનવીને ભવચક્રમાંથી મુક્ત કરવાનું છે.

(૫) વળી જીવન જીવીએ તે દરમિયાન પણ સામાજિક હિત સાધવા ધર્મ વ્યક્તિને સમાજાભિમુખ થવા પ્રેરે છે અને સકળ વિશ્વને એક પરિવાર તરીકે સ્વીકારવાનો અનુરોધ કરે છે. એટલે આ રીતે ધર્મોના અભ્યાસ દ્વારા માનવધર્મ, જયજગત, વસુધૈવકુટુંબકમ્‌–સહઅસ્તિત્વ કે સર્વોદય જેવા ઉચ્ચ આદર્શોને મૂર્તિમંત કરવા પ્રયત્ન થાય છે. આજે ભાન ભૂલેલા–માર્ગ ભૂલેલા વિશ્વને આવા જ વિવેકી સમભાવની આવશ્યકતા છે. ટૂંકમાં, **કવિશ્રી સુંદરમ્‌** કહે છે તેમ 'હું માનવી માનવ થાઉં તો ઘણું' એ ઉક્તિને જીવનમંત્ર બનાવી વ્યવહારમાં સિદ્ધ થતી કરવી જોઈએ. વળી આ જ સંદર્ભમાં આપણે **સૉક્રેટીસના** શબ્દો રજૂ કરી કહી શકીએ કે, 'ધર્મનો સાચો અભ્યાસ આપણને શીખવશે કે હું એથેન્સ કે ગ્રીસનો પ્રજાજન નથી પણ જગતનો નાગરિક છું.' ધર્મના અભ્યાસ દ્વારા વિશ્વનાગરિક થવા પ્રેરાયેલા આપણે પણ **કવિશ્રી ઉમાશંકર જોષીની** સાથે સંમત થઈશું કે,

'વ્યક્તિ મટી બનું વિશ્વમાનવી,
માથે ધરું ધૂળ વસુધરાની.'

વળી આ જ મુદ્દાને અનુલક્ષીને **ડૉ. મહંમદ ઈકબાલના** શબ્દો પણ આપણા કાનમાં ગૂંજે છે :

'मज़हब नहिं सीखाता आपसमें वैर रखना'।

વિદ્વાન લેખક કિશોરલાલ મશરૂવાળા કહે છે: 'સર્વધર્મસમભાવ એ હૃદયનો મેળ છે. સાંપ્રદાયિકોનું સુલેહનામું કે એકરાર નથી.' *

---

*'સંસાર અને ધર્મ' પૃ. ૧૧૯



# ધર્મનો અભ્યાસ કેવી રીતે?
## અને
## શા માટે?

(૧) પ્રાસ્તાવિક

(૨) ધર્મના અભ્યાસની તુલનાત્મક પદ્ધતિ

(૩) ધર્મોના તુલનાત્મક અભ્યાસ સામેનો વિરોધ

(૪) ધર્મોના તુલનાત્મક અભ્યાસના ફાયદા

(૫) ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થવાનાં યા વિરોધ જાગવાનાં કારણો

(૬) 'ધર્મો અનેક છે પરંતુ ધાર્મિકતા એક જ છે.'

(૭) સારસંક્ષેપ

### [૧] પ્રાસ્તાવિક

કોઈ પણ વિષયનો અભ્યાસ આસાનીથી કરવા માટે કોઈક પદ્ધતિનો સ્વીકાર કરવો પડે છે. પરંતુ ધર્મની બાબતમાં તો માત્ર આસાનીથી જ નહીં, પરંતુ બિનપક્ષપાતી રીતે અભ્યાસ કરવાનો હોઈ કોઈ વિશિષ્ટ પદ્ધતિ અપનાવવી જરૂરી બને છે. આવી પદ્ધતિમા તુલનાત્મક પદ્ધતિનો સમાવેશ થઈ શકે. સામાન્ય રીતે ધર્મનો અભ્યાસ વિવિધ રીતે થાય છે; જેમ કે ઐતિહાસિક પદ્ધતિ, માનસશાસ્ત્રીય પદ્ધતિ, તાત્ત્વિક પદ્ધતિ. એમ એક પછી એક ક્રમ પ્રમાણે અભ્યાસ આદરી શકાય. આ સર્વ પદ્ધતિમાં તુલનાત્મક પદ્ધતિ સૌથી વધુ લાક્ષણિક, અને એ રીતે ઉપયોગી જ નહીં પણ અનિવાર્ય પદ્ધતિ છે. માટે આપણે તેનો સવિસ્તર અભ્યાસ કરીશું. તે પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કરીએ તે પહેલાં ઐતિહાસિક, માનસશાસ્ત્રીય અને બીજી પદ્ધતિઓ વિષે ટૂંકમાં જોઈએ.

ધર્મનો અને ધર્મસ્થાપકના જીવનનો અભ્યાસ ઇતિહાસના અજવાળામાં અને વિવિધ પ્રસંગોના પ્રકાશમાં જ કરવો જોઈએ, જેથી તેમની યથાર્થતાનો

સ્વીકાર થઈ શકે. ધર્મ સંબંધી ખરીખોટી ચિત્રવિચિત્ર અનેક માન્યતાઓ પાછળ ઐતિહાસિક પુરાવાનું પીઠબળ હોવું જરૂરી છે; માત્ર ચમત્કારિક યા પુરાવાશૂન્ય વિગતો પર નિર્ભર રહીને અભ્યાસ કરી શકાય નહીં. વળી ધર્મનો અભ્યાસ ગમે તેવાં શબ્દપ્રમાણો દ્વારા યા સ્થગિત મતસંચય પર આધાર રાખીને કરવામાં આવે તો તે અવૈજ્ઞાનિક કહેવાય અને તેના ફલસ્વરૂપ ઘણી જ ગેરસમજૂતી, વ્હેમો તથા લોકવાયકાઓને અવકાશ રહે. માટે ઐતિહાસિક પદ્ધતિનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું ઓછું. વળી ઐતિહાસિક પદ્ધતિ દ્વારા અભ્યાસ કરવાથી ધર્મને ઉદ્ભવ અને સ્થાપકના જન્મ વેળાની તત્કાલીન પરિસ્થિતિ (રાજકીય, આર્થિક, સામાજિક)ના વિચાર પરથી તે ધર્મનું યથાર્થ મૂલ્યાંકન થઈ શકે છે તથા તે ધર્મના સ્થાપકની સિદ્ધિઓ અને સાધનાઓની યોગ્ય મૂલવણી કરી શકાય છે

માનસશાસ્ત્રીય પદ્ધતિ અનુસાર ધર્મનો અભ્યાસ મનુષ્યના મનન-ચિંતન અને વર્તન દ્વારા થઈ શકે છે. લોકોમાં રુચિભેદ બિલકુલ સ્વાભાવિક છે. તદનુસાર ધાર્મિક રીતરિવાજો, કર્મકાંડ, વગેરેનો ભેદ પણ સમજી શકાય છે. ધાર્મિક માણસનો સાક્ષાત્ અનુભવ, તેની લાગણીઓ, તેનો દૃઢ સંકલ્પ, વગેરે બાબતો પર માનસશાસ્ત્ર વધુ પ્રકાશ પાડી શકે છે. ટૂંકમાં, માનવીનું સમગ્ર ધાર્મિક જીવન (વર્તન, માન્યતા, વગેરે) એ ધર્મના મનોવિજ્ઞાનનો વિષય હોવાથી એ બાબતનો અભ્યાસ માનસશાસ્ત્રીય પદ્ધતિ દ્વારા થાય એ ખાસ જરૂરી છે.

તાત્ત્વિક પદ્ધતિ મુજબ ધર્મનો અભ્યાસ કરવામાં ઈશ્વર, ઈશ્વરનું સ્વરૂપ, વગેરે સંબંધી વિચારણા આદરવામાં આવે છે. જો કે તત્ત્વજ્ઞાનમાં માત્ર પરમાત્માને જાણવાની જ વાત હોય છે, જ્યારે તત્ત્વદર્શનમાં તેનો સાક્ષાત્કાર કરવાની. તેવી જ રીતે ધર્મ પણ સત્ય યા ઈશ્વરનો અભ્યાસ જ્ઞાન ખાતર નહિ પણ તેની સાથે ગાઢ સંબંધ બંધાય તેવી સાત્ત્વિક અને ઉચ્ચોચ્ચ લાલસા સાથે કરે છે. ધર્મમાં ઈશ્વરની ઝંખના અને શરણાગતિ દ્વારા તેનામાં એક થવું-લીન થવું એ જ પરમ ધ્યેય મનાય છે. વળી ધર્મગ્રંથો તથા ધર્મસ્થાપકોના જીવનચરિત્રો દ્વારા પણ ધર્મનો સરળ અભ્યાસ થઈ શકે છે. તે જ ધર્મના સાચા અભ્યાસની સામગ્રી છે.

આ ઉપરાંત, ધર્મને એક સામાજિક પ્રવૃત્તિ તરીકે લઈ તેનો અભ્યાસ થઈ શકે છે. વળી સૌંદર્યાત્મક દૃષ્ટિબિંદુથી પણ ધર્મનો અભ્યાસ કરી

શકાય છે, જેમાં ધર્મ સાથે સંકળાયેલી વિવિધ કળા–સ્થાપત્ય, શિલ્પ, સંગીત, વગેરે દ્વારા સત્યમ્ અને શિવમ્ સ્વરૂપની સુંદરમ્ રૂપે પણ શોધ કરવામાં આવે છે નીતિશાસ્ત્ર દ્વારા તથા આત્માનુભવની પદ્ધતિ દ્વારા પણ ધર્મનો અભ્યાસ થઈ શકે છે. જો કે વર્તમાનયુગમાં તો તુલનાત્મક પદ્ધતિ જ આપણને વધુ રુચિકર અને સુલભ લાગે છે. તેથી તેની જ વિશેષ બોલબાલા છે. આ પદ્ધતિની અવહેલના (ઉપેક્ષા) કદાપિ કરી શકાય એમ નથી.

## [૨] ધર્મોના અભ્યાસની તુલનાત્મક પદ્ધતિ

પ્રત્યેક ધર્મને શુભ અને અશુભ, શ્વેત અને શ્યામ, સારી–નરસી બાજુઓ હોય છે. કોઈ પણ ધર્મ પૂર્ણ નથી; હોઈ શકે પણ નહિ; કારણ કે માનવમાત્ર અપૂર્ણ છે. 'કોઈ પણ ધર્મ પરિપૂર્ણ રીતે શુદ્ધ અને કેવળ મોક્ષદાયી કહી શકાતો નથી. બધામાં અનેક દોષો દાખલ થયેલા છે; કેટલાક દોષ નાના અને ઉપેક્ષાયોગ્ય છે અને કેટલાક ભારે ગંભીર છે. બધા જ ધર્મોમાં ધર્મને નામે દક્ષિણ અને વામમાર્ગો બન્યા છે.' (મશરૂવાળાકૃત 'સંસાર અને ધર્મ'માંથી). ધર્મમાં ત્રુટિ હોવી એ સ્વાભાવિક ઘટના છે, પરંતુ તેથી તેની મલિન બુદ્ધિથી નિંદા કરવી એ હીનતા છે, ક્રૂરતા છે. આવી ત્રુટિઓની ઉપેક્ષા કરવી એ કાયરતા છે, કમજોરી છે. ધર્મોની ત્રુટિઓ પ્રત્યે બેકાળજી યા ઉપેક્ષા રાખ્યા કરતાં તેમના નિવારણ માટે શાંતિ અને સુલેહભર્યા પ્રયત્નો કરવા જોઈએ. આ માટે સર્વધર્મસમન્વય કરવો જોઈએ અને દરેક ધર્મનાં મૂલ્યો તપાસી તેમનું સમાન ભૂમિકા પર નવનિર્માણ કરવું જોઈએ, અને તેમની સર્વ ક્ષતિઓ બહાર લાવવી જોઈએ. વિવિધ ધર્મના અભ્યાસીઓએ સર્વધર્મપરિષદો દ્વારા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ હાથ ધરવો જોઈએ. આથી દરેક ધર્મની શ્વેત બાજુ સમજાતાં તેની યોગ્ય મૂલવણી થશે તથા શ્યામ બાજુઓને સુધારાનો અવકાશ રહેશે. જો કે કેટલાક લોકો એવો ભય સેવે છે કે, ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવામા આવે તો ધર્મનો પાયો જ હાલી જાય, દરેક ધર્મનાં પોકળો ખુલ્લા પડે, લોકોનાં માનબિંદુઓ તૂટી જાય, શ્રદ્ધાકેન્દ્રો તિરોહિત થઈ જાય, કંઈક લોકો નાસ્તિક બની જાય, ધર્મપ્રેમી લોકો ભગ્નહૃદય બને તથા અઘોર અવ્યવસ્થા ફેલાય પરંતુ આવું માનનારાઓ ગંભીર ભૂલ કરે છે. તેઓ તુલનાત્મક અભ્યાસના નામથી નિરર્થક ગભરાય છે. ડૉ. રાધાકૃષ્ણન્ એવો અભિપ્રાય ધરાવે છે કે, ભલે ગમે તેમ થાય તોપણ આખરે સત્ય (truth) પ્રત્યેક ધર્મ કરતાં અધિક મહત્ત્વનું છે. ધર્મનાં પોકળ ખુલ્લા પડે એ ભયે સત્યને ઢાંકી દેવુ

એ ઘોર અન્યાય છે, માનવતાનું અધઃપતન છે તથા સંપૂર્ણ વિવેકશૂન્યતા છે. આમ, આ રીતે ધર્મોના તુલનાત્મક અભ્યાસ દ્વારા 'મહાસમન્વય' સાધવા મથનારમાં ડૉ. રાધાકૃષ્ણન્ એક મહાન પુરસ્કર્તા છે—અગ્રગણ્ય હિમાયતી છે* જો કે વિખ્યાત વિદ્વાન ફ્રેડરિક મેક્સમૂલર માને છે કે સર્વધર્મસમભાવનો આદર્શ સિદ્ધ કરવા સૌથી પહેલો સક્રિય પુરુષાર્થ મોગલ શહેનશાહ અકબરે કર્યો હતો, જેના ફલસ્વરૂપ 'દિને-ઇલાહી' નામના નવા ધર્મનાં મંડાણ થયા હતાં. એ રીતે અકબર દૂરંદેશી અને સર્વજનહિતચિંતક હતો. અકબર પહેલાં સમ્રાટ અશોકે પણ આવું સ્તુત્ય પગલું ભર્યું હતું તેની નોંધ લેવી ઘટે.

આ તુલનાત્મક પદ્ધતિનો ઉપયોગ કરતા પહેલાં નિખાલસ મન અને હૃદયની વિશાળતા અતિ આવશ્યક છે. 'આપણું એટલું સારું' એ પ્રગતિવિઘાતક માન્યતા જતી કરીને 'સારું એટલું આપણું' એવી એકાત્મતાની ભાવના કેળવવી પડે છે—સત્યશોધક અને સત્યરક્ષક બનવું પડે છે અર્થાત્ સર્વ પ્રકારની મતાંધતા અને પૂર્વગ્રહોને ત્યાજ્ય ગણી દરેક બાબતની યથાર્થતા તરફ જ લક્ષ આપવું જોઈએ. એટલે કે. ધર્મોનું મૂલ્યાંકન કરતાં પહેલાં વૈજ્ઞાનિક વિશ્લેષણ અને અન્વેષણ અત્યંત આવશ્યક છે. ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે પરાપૂર્વથી ચાલી આવતી રૂઢ અને ક્યારેક કલુષિત થયેલી પોકળ માન્યતાઓ સામે બંડખોર અવાજ ઉઠાવવો જોઈએ. પ્રાચીન માન્યતાઓના પ્રવાહમાં ઘસડાવાને બદલે—સ્થગિત મતસંચય પર નિર્ભર રહેવાને બદલે તમામ ધર્મોનો સચોટ અને તલસ્પર્શી અભ્યાસ કરવો જોઈએ કૂપમંડૂકતા અને અંધશ્રદ્ધારૂપી ગુલામી મનોવૃત્તિને પડકાર ફેંકી મુક્ત વિચાર-વિનિમય કરવો જોઈએ. પરંપરાથી કહેવાતી સિદ્ધ થયેલી વિચિત્ર રૂઢિઓને જડની જેમ વળગી રહેવું, આવી પરંપરા હકીકત સાથે સુમેળમાં ન હોય બલ્કે વિરુદ્ધમાં હોય તેમ છતાં ધર્મવેત્તાઓ અને ગ્રંથોના મિથ્યા શબ્દપ્રમાણ ઉપર આધાર રાખવો તથા ધાર્મિક પ્રશ્નોના ઉકેલ માટે મૃતદેહોને કબરમાંથી બેઠા કરવા એટલે કે પૂર્વજોનો આશરો લેવો એ વૈજ્ઞાનિક પદ્ધતિ નથી. તુલનાત્મક અભ્યાસની પદ્ધતિમાં શબ્દપ્રમાણ કે અન્ય કોઈ પણ પ્રકારનું દાસત્વ ન હોવું જોઈએ.

આજે પશ્ચિમનાં વિદ્યાધામોમાં ધર્મોના તુલનાત્મક અભ્યાસ-તુલનાત્મક ધર્મવિચાર-પર વિશેષ ભાર મુકાય છે. ધર્મોના તુલનાત્મક અભ્યાસની

---

* વધુ અભ્યાસ માટે જુઓ ડૉ રાધાકૃષ્ણન્ કૃત 'ધર્મોનું મિલન,' અનુ. ચંદ્રશંકર શુક્લ.

શરૂઆત 'Sacred Books Of The East'ની ગ્રંથાવલિથી તથા માનવવંશશાસ્ત્રના અભ્યાસથી થઈ એમ કહી શકાય. ખાસ કરીને વિખ્યાત વિશ્વવિદ્યાલય ઑક્સફર્ડના વિદ્વાનો આ શિષ્ટ પ્રથાના મુખ્ય પુરસ્કર્તાઓ હતા. પ્રો. મેક્સમૂલરનાં Comparative Religion ઉપરનાં પ્રવચનોએ તુલનાત્મક અભ્યાસનો પાયો નાખ્યો એમ કહી શકાય. ડૉ. કાર્પેન્ટરનાં સંશોધનો તથા પ્રો. ટેઈલર અને અન્ય વિદ્વાનોના અભ્યાસે આ વિષય પર વધુ પ્રકાશ પાડ્યો. આ વિદ્વાનોએ સેશ્વર સંપ્રદાયો, બૌદ્ધ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, વગેરેનો તુલનાત્મક અભ્યાસ કરેલો. એ જ અરસામાં–૧૯મી સદીના ઉત્તરાર્ધમા–ડાર્વિનનો જગપ્રસિદ્ધ 'ઉત્ક્રાંતિવાદ' પણ આ અભ્યાસને માટે વિશેષ પ્રેરણારૂપ નીવડ્યો. જે માનવી હજુ પૂર્ણ નથી પણ વિકાસશીલ અવસ્થામાં છે, તેનો ધર્મ પણ એ રીતે પૂર્ણ નહિ, પરંતુ વિકાસની દશામાં જ હોવો જોઈએ, એવું માનવા ઘણા વિદ્વાનો પ્રેરાયા. આ ઉપરાંત, ૧૯મી સદીમાં મિસરનાં પ્રાચીન લખાણો જે અત્યાર સુધી કોઈથી વાંચી શકાતાં નહોતાં તે વંચાતાં પ્રાચીન ધર્મોના અભ્યાસનાં દ્વાર પણ ખુલ્યાં, જ્ઞાનના સંકુચિત સીમાડા દૂર થયા અને તુલનાત્મક ધર્મનો વધુ અભ્યાસ થવા લાગ્યો.

### ૩] ધર્મોના તુલનાત્મક અભ્યાસ સામેનો વિરોધ

જ્યારે કોઈ નવી પ્રથાની શરૂઆત થાય છે ત્યારે જુનવાણી માનસ તેનો વિરોધ કરે છે. આવા વ્યાપક, શિષ્ટ, સંસ્કારી અને ફળદાયી અભ્યાસ સામે પણ કેટલાક આક્ષેપો થયા, જેમાંના એક બે અત્રે જોઈએ.

(૧) લોકો એમ માનવા લાગ્યા કે, ધર્મનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ કર્યાથી ધર્મના પાયામાં જે શ્રદ્ધા છે તે નષ્ટ થશે અને ધર્મ જેવું કંઈ જ રહેશે નહિ. પરંતુ આ દલીલ અયોગ્ય અને અસંગત છે. ઊલટાનું આવા અભ્યાસથી ધર્મનાં સત્યસ્વરૂપ તત્ત્વો ઉપર પૂરતો પ્રકાશ પડશે, જ્ઞાનના ક્ષેત્રે નવાં ખેડાણો–સંશોધનો થશે જગતમાં છેવટે તો સત્યે જ જીતવું રહ્યું. ધર્મમાં જો સત્ય હશે તો તે ચકાસાઈને બહાર આવશે. આખરે તો સર્વ વસ્તુ કરતાં સત્ય મહાન લેખાવું જોઈએ તો પછી આવો ઊહાપોહ શા માટે?

(૨) લોકોમાં બીજો એક ભય એવો જાગ્યો છે કે, ધર્મોની તુલના થવાથી એક ધર્મ બીજા ધર્મથી ચઢિયાતો છે તેવું રહેશે નહિ અને આવા ભ્રમ ઉપર જીવનવ્યવહાર ચલાવવા માગતા લોકોની આવકનું સાધન તૂટી પડશે. આથી સ્વાર્થસાધુઓએ આવા અભ્યાસનો વિરોધ કર્યો.

(૩) માનો કે આવો અભ્યાસ ઇષ્ટ છે તોપણ તે ઘણો મુશ્કેલ છે. ધર્મગ્રંથો, શબ્દપ્રમાણ અને અન્ય પુરાવાને આધારે તે અશક્ય નહીં તો અતિ મુશ્કેલ જરૂર છે. ગમે તેમ હોય પરંતુ આખરે અસાધ્ય કાર્યો પાછળ કરેલા શ્રમનાં મીઠાં ફળો ભવિષ્યમાં જગત ચાખશે એવી આશા સાથે આ અભ્યાસ કરવો અનિવાર્ય છે.

## [૪] ધર્મોના તુલનાત્મક અભ્યાસના ફાયદા

દિનપ્રતિદિન સાંકડા બનતા વિશ્વની તંગદિલી હળવી કરવા, વિશ્વનાં રાષ્ટ્રોની ભરખી ખાવાની શક્તિને ડામવા તથા એ બાબતની ચડસાચડસી રોકવા, વિશ્વના કલહો અને સંઘર્ષો મિટાવવા સાચા ધર્મનું જ્ઞાન અતિ આવશ્યક છે. દેશ દેશ વચ્ચેની તથા કોમ કોમ વચ્ચેની ભિન્ન ભિન્ન વ્યવહારનીતિઓથી માનવીમાં રહેલી આસુરી શક્તિ વધુ વિકસીને માનવસંહાર કરે તે પહેલાં નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક જીવન જીવવાની સાચી તાલીમ માનવી સાચા હૃદયથી ઝંખે છે. અને જેમ જેમ તે દિશામાં પ્રયાણ કરે છે તેમ તેમ તેનાથી તદ્દન દૂર ફેંકાતો જાય છે. આ એક કમનસીબી છે. મહાત્મા ગાંધીનો 'સર્વોદયવાદ', પંડિત નેહરુનો 'પંચશીલનો સિદ્ધાંત', ડૉ. રાધાકૃષ્ણનૂનો 'સર્વધર્મસમભાવ', બર્ટ્રાન્ડ રસેલનો 'શાંતિવાદ' આજે સારુંય વિશ્વ ઝંખે છે, પરંતુ તે માટે પૂરતી સભાનતા નથી, સૂઝ નથી. એ કેળવવા સાચી ધર્મદૃષ્ટિ, વ્યવહારશુદ્ધ નીતિ, સર્વ પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિની ભાવના તથા સહઅસ્તિત્વના આદર્શની જરૂર છે. સાચી ધર્મદૃષ્ટિના અભાવના ફલસ્વરૂપ વિશ્વમાં ખૂનખાર યુદ્ધો થયાં, કોમી વૈમનસ્ય અને વેરઝેર પ્રગટ્યાં, કંઈક ઉલ્કાપાતો થયા, લોહીની નદીઓ વહી; આબાદી, શાંતિ અને પ્રગતિ રૂંધાયાં; વહેમ, જડતા, સંકુચિતતા, અંધશ્રદ્ધા તથા અજ્ઞાનનો દાવાનળ સર્વત્ર ભભૂકી ઊઠ્યો. આની પાછળ ધર્માભાસ છે. 'મારો જ ધર્મ સારો; મારો જ દેશ સર્વસ્વ—બાકી બધું મિથ્યા છે, તુચ્છ છે,' એ માન્યતાએ જ માનવજીવનને કલુષિત બનાવી મૂક્યું છે. જેમ વિજ્ઞાન શુદ્ધ હોય છે તેમ ધર્મ પણ જાતે તો શુદ્ધ જ હોય છે પણ લોકો તેનો દુરુપયોગ કરે છે. જો જગતને સાચે જ ધર્મની જરૂર હોય તો કોઈ એક પંથ કે સંપ્રદાયની નહિ, પરંતુ શાશ્વત ધર્મની—માનવધર્મની. આથી સાચું જ કહેવાયું છે કે, 'ધર્મો અનેક છે, પરંતુ 'ધર્મ' તો એક જ છે અને તે 'માનવધર્મ'. ઈશ્વરના અસ્તિત્વનો ઇન્કાર કરતા લોકો પણ આ ધર્મને સ્વીકારે છે—અપનાવે છે.

અને એ જ ઉચિત છે એમ કેટલાક માને છે. આજે બિનસાંપ્રદાયિકતા ભલે દુનિયાનો આદર્શ હોય પરંતુ અધાર્મિકતા એટલે અનૈતિકતા તો ન જ હોવી જોઈએ. ડૉ. રાધાકૃષ્ણન્‌ની સિદ્ધહસ્ત કલમે કહીએ તો, 'લોકશાહીના સફળ પ્રયોગો માટે આધ્યાત્મિક તાલીમની જરૂર છે અને તેથી અસાંપ્રદાયિક રાજ્યમાં પણ સાચા ધાર્મિક દૃષ્ટિબિંદુની જરૂર રહે જ છે...સાંપ્રદાયિકતાનો ત્યાગ એટલે ધાર્મિક વિષયોનું ઘોર અજ્ઞાન નહીં પણ ઊંડી આધ્યાત્મિકતા; ને તે માટે ધાર્મિક શિક્ષણની અને ધાર્મિક કેળવણીની આવશ્યકતા છે જ.' (યુનિ. કમિશન રિપોર્ટ પરથી.)

ધર્મોનો યોગ્ય અભ્યાસ ન થવાથી વિશ્વને પારાવાર નુકસાન થયું છે, તેની ના પાડી શકાય તેમ નથી ધર્મને નામે ચારે બાજુ જુલમ, દમન, સત્તાપિપાસા, દંભ અને હિંસા દેખાય છે. ધર્મ સુખ, પ્રેમ, એકતા અને પ્રગતિસાધક બળ બનવાને બદલે માનવી માટે ત્રાસરૂપ બન્યો છે. યુરોપની ભૂમિ પર પોપની સર્વોપરિતા અને મનસ્વીપણે વૈભવવિલાસ, જુલમ, અને શોષણ કરવાની શાસનપદ્ધતિનો ઇતિહાસ આપણને વિદિત છે. ભારતમાં ધર્મને નામે ખૂનખાર યુદ્ધો થયાં છે તે આપણાથી અજાણ નથી. વળી પેલેસ્ટાઈનની ભૂમિ પર થયેલા ધર્મવિગ્રહો, યહૂદી પ્રજાને થયેલી કનડગત, પારસીઓ પર ઊતરેલી આફતો, વગેરે આજે પણ માનવહૃદયને કંપાવે છે. ધર્મને નામે વહેમ, દગાબાજી, છળકપટ તથા જાતજાતની કુરીતિઓ અને વિકૃતિઓએ માઝા મૂકી છે. ધર્મની તરફેણમાં માનનારાઓ આના બચાવમાં કહી શકે કે ધર્મનું શુદ્ધિકરણ અને સાર્વત્રીકરણ થવું જોઈએ. તે અલગતાપોષક, એકતાવિરોધી અને વિગ્રહમૂલક હોવાને બદલે '**સકળ વિશ્વને ટકાવી રાખે તેવો**' હોવો જોઈએ. આજે વિશ્વને ધર્મસંઘર્ષની નહિ, ધર્મસમન્વયની જરૂર છે. ટૂંકમાં કહીએ તો, ધર્મોના તુલનાત્મક અભ્યાસની આવશ્યકતા નીચે મુજબ ગણાવી શકાય :

(૧) પરધર્મસહિષ્ણુતા, સમભાવ અને ઉદારતા કેળવવા.

(૨) વિશ્વધર્મ યા માનવધર્મને વિકસાવવા.

(૩) ધર્મ વિષેના અજ્ઞાનને દૂર કરી—અમુક ધર્મ કોઈ દેશ કે પ્રજાનો ઇજારો નથી પણ માનવમાત્રની અમૂલ્ય નિધિ છે, અખૂટ વારસો છે, એમ માની શકાય

(૪) સૌ એક જ વિશાળ પરિવારનાં કુટુંબીજનો છે એમ માની મૈત્રી, પ્રેમ, ભ્રાતૃભાવ, વગેરે દ્વારા જગત પરના ભયો, દુઃખો, સંઘર્ષો, ઇત્યાદિ દૂર કરવા પ્રયત્નશીલ થવું.

આવી સિદ્ધિઓ હાંસલ કરવા ધર્મગ્રંથોનો સંપૂર્ણ અભ્યાસ કરી તેમાં રહેલી ઉપકારક બાબતો પર પ્રકાશ પાડવો તથા વહેમ અને અંધશ્રદ્ધા સંપૂર્ણપણે નાબૂદ કરવાં. મહાપુરુષોનાં જીવનચરિત્રોનો યથાર્થ રીતે-**ચમત્કારિક ઘટનાઓ બાદ કરીને**, હકીકત અનુસાર જ અભ્યાસ કરવો, જેથી તે પ્રેરણારૂપ નીવડે. અને અંતમાં આજની વિદ્યાપીઠો અને મહાવિદ્યાલયો ધર્મ પાછળ રહેલાં શુદ્ધ તત્ત્વોની-સત્યની શોધ કરે. ડૉ. રાજેન્દ્રપ્રસાદ એક પ્રસંગે જણાવે છે કે, વિદ્યાપીઠો તો આપણને આજની વિકટ પરિસ્થિતિમાંથી બચાવનાર વિદ્યાધામો છે. વિદ્યાપીઠોએ સહકાર, સમન્વય અને સેવાના પાઠો શીખવી વિદ્યાર્થીઓને વિશ્વનાગરિક બનાવવા જોઈએ, જેથી રંગભેદ, પ્રાંતભેદ, ધર્મ, ઇત્યાદિ અનિષ્ટો દૂર થાય.

## [૫] ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થવાનાં યા વિરોધ થવાનાં કારણો

એવું કહેવાય છે કે, ધર્મ વગર મનુષ્યને ચાલવાનું જ નથી, એ તો એનો સ્વભાવ જ છે, અંતરની ભૂખ છે, વગેરે. ગમે તેમ હોય પરંતુ ધર્મ પ્રત્યે ઘણી વાર સૂગ ઉત્પન્ન થઈ છે, નફરતનો ભાવ પેદા થયો છે. તો ક્યારેક ધર્મ એ અનિવાર્ય અનિષ્ટ છે એમ માનીને જ તેને ચાલવા દીધો છે. ધર્મોનો વિરોધ તો પહેલાં પણ થયો હતો. હિંદુ ધર્મના સડાઓ સાફ કરવા અને બ્રાહ્મણ ધર્મની બદીઓ મિટાવવા માટે જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ ઉદ્ભવ્યા—રોમન કેથોલિક પંથની ગેરરીતિઓ અટકાવવા પ્રોટેસ્ટંટ પંથનો પ્રાદુર્ભાવ થયો. હિંદુ ધર્મ અને ઇસ્લામ ધર્મના ઘર્ષણને દૂર કરવા શીખ ધર્મ ઉદ્ભવ્યો. આમ, વિશ્વમાં ધર્મોનો વિરોધ તો થતો જ આવ્યો છે. પરંતુ એક નહિ તો બીજો ધર્મ તે સ્થાન લે છે. વળી કાળક્રમે તેમાં પણ વિકૃતિઓ આવતાં તેનો પણ વિરોધ થાય છે. તો પ્રશ્ન એ છે કે, આવો વિરોધ જાગવાનાં મુખ્ય કારણો કયાં? ધર્મ પ્રત્યે સૂગ આજના યુગમા જ થાય છે તેવું નથી. હિંદુસ્તાનમાં બ્રાહ્મણો અને પુરોહિતોની અસહ્ય આપદાઓ સામે ચાર્વાક મત પ્રગટ્યો. યુરોપમાં પાદરીઓની વહેમપૂર્ણ અને અંધશ્રદ્ધાળુ માન્યતાઓ તથા જુલમો સામે વૈજ્ઞાનિક પદ્ધતિને નામે વૈજ્ઞાનિકોએ પ્રતિકાર કર્યો; કેટલાકે તો આત્મબલિદાન સુધીની તૈયારી બતાવી. અત્રે આપણે અદ્યતન યુગમાં ધર્મનો વિરોધ થવાના મુખ્ય કારણો જોઈશું.

(૧) **નૂતન યુગની વૈજ્ઞાનિક પ્રગતિ :** અદ્યતન પ્રગતિકારક યુગના ફલસ્વરૂપ જ્ઞાનવિજ્ઞાનની વિવિધ શાખાઓ દિનપ્રતિદિન વધતી અને વિકસતી જાય છે. માનવીએ અસાધ્ય રોગોના ઇલાજ શોધ્યા, કુદરતી ભય સામે સંરક્ષણ મેળવ્યું, નિસર્ગને નાથીને આયુષ્ય, તંદુરસ્તી, અનાજ તથા અન્ય વસ્તુઓનું ઉત્પાદન વધાર્યું, આશ્રયનાં સ્થળો વધાર્યાં. આમ, વિજ્ઞાનમાંની અનહદ શ્રદ્ધા એ ધર્મવિરોધનું એક સબળ કારણ ગણાવી શકાય.

(૨) **ડાર્વિનના 'ઉત્ક્રાંતિવાદ'** દ્વારા પણ ઘણો જ ધર્મવિરોધ ઉત્પન્ન થયો છે. ચાર્લ્સ ડાર્વિને ૧૮૫૯માં પોતાના પુસ્તક 'પ્રકૃતિની પસંદગીને આધારે જીવોની ઉત્પત્તિ' દ્વારા એમ પ્રસ્થાપિત કર્યું કે જુદા જુદા જીવોની ઉત્ક્રાંતિ દ્વારા વિશ્વનો ઉદ્ભવ અને વિકાસ થયો છે, ઈશ્વર દ્વારા નહીં. આથી ધર્મની પ્રચલિત માન્યતાનું ખંડન થયું. વળી ૧૮૭૧ માં ડાર્વિને માનવી કેવી રીતે ઉદ્ભવ્યો એ અંગે વૈજ્ઞાનિક સાબિતી આપી સારાય વિશ્વનું ધ્યાન ખેંચ્યું. આમ, ધર્મભાવનાને એક જબ્બર ફટકો લાગ્યો.

(૩) **સામ્યવાદી વિચારસરણીનો પ્રભાવ** પડતાં ધર્મ અફીણરૂપ મનાવા લાગ્યો. જો કે ખરું પૂછો તો ધર્મની ત્રુટિઓએ જ સામ્યવાદને જન્મ આપ્યો અને એ જ સામ્યવાદ ધર્મને હંફાવે છે, એટલું જ નહિ પણ નષ્ટપ્રાય કરી રહ્યો છે. ધર્મની વહેમી માન્યતાઓમાથી ઉદ્ભવતી કર્મ અને પુનર્જન્મની માન્યતાને આધારે માનવી જે છે તે જ છે—એમ માની કોઈ પરિવર્તન કે ક્રાંતિ શક્ય નથી–બધું પહેલેથી જ નિશ્ચિત છે એવું માનનારાઓ તરફ સામ્યવાદીઓનો પ્રકોપ ભભૂકી ઊઠયો છે.

(૪) તત્ત્વજ્ઞાનની કેટલીક વિચારધારાઓએ અને શાખાઓએ પણ 'ઈશ્વર નથી, ધર્મ તૂત છે,' એવી તાર્કિક સાબિતીઓ દ્વારા ધર્મ પ્રત્યે મહાન વિરોધ દર્શાવ્યો છે.

(૫) રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રે અવનવાં પરિવર્તનો થવાથી ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થઈ છે દા. ત, લોકશાહી શાસનપ્રથામાં વ્યક્તિને વિચાર, વાણી અને વર્તનનું સ્વાતંત્ર્ય હોવાથી વ્યક્તિ પોતાની ઇચ્છા મુજબ–મનસ્વીપણે–તેને જે અયોગ્ય લાગે તેનો વિરોધ કરી શકે છે છતાં રાજ્ય કશું કરી શકે તેમ નથી. વળી લોકશાહી રાજ્યોમાં કેળવણી-પ્રથા એવી છે કે જે દ્વારા વ્યક્તિના માનસ પર અંતરાયો ઊભા કરી શકાતા નથી. તેથી ઇશ્વરવિરોધી વિચારો પ્રગટ કરવા, પુસ્તકો લખવાં,

ઇત્યાદિ થઈ શકે છે. પહેલાં આવું કશું જ ન હતું, કારણ કે મોટે ભાગે લોકો અંધશ્રદ્ધાળુ હતા યા તો સમાજ કે રાજ્યથી ડરતા. આર્થિક ક્ષેત્રે વિચારતાં કહી શકાય કે, આજના યુગમાં અર્થનું દાસત્વ લગભગ બધે જ છે, સર્વત્ર હરીફાઈ અને સંઘર્ષ છે, નફાખોરી અને શોષણ છે. આવા સંજોગોમાં ધર્મ વિસરાય, એટલું જ નહીં, પરંતુ લોકો તેનો ખુલ્લો વિરોધ આ રીતે પણ કરે છે. અર્થકારણમાં ધર્મનીતિની દખલ ન જોઈએ, અમારે તો નફો જોઈએ. સામાજિક રીતે જોતાં સમાજનાં વિવિધ અનિષ્ટો; જેવાં કે અસ્પૃશ્યતા, વિધવાવિવાહનો નિષેધ, સતીપ્રથા, વગેરે દ્વારા ધર્મ પ્રત્યે ઘણો ઊહાપોહ જાગ્યો છે. જો કે આજે લોકો સમજતા થયા છે, એ સુખદ ઘટના છે, અને તેથી ધર્મોમાંનું મિથ્યાપણું ત્યજાવા લાગ્યું છે. પરંતુ આવાં અનેકવિધ અનિષ્ટો ધર્મ પ્રત્યે વિરોધ જગાવે છે.

(૬) ધર્મની પોકળતા, જડતા, મતાંધતા, ગૂઢતા તથા ધર્મમાં રહેલા સડા, કુરિવાજો તથા અનિષ્ટો, વગેરે...

(૭) ધર્મવેત્તાઓની યા ધર્મગુરુઓની અંધશ્રદ્ધાઓ, સંકુચિતતા, સત્તાપિપાસા, સ્વાર્થલોલુપતા, વિષયલંપટતા, ઇત્યાદિ બાબતોથી પણ ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થાય છે.

(૮) જયજગત, માનવધર્મ, વિશ્વશાંતિ જેવા ઉચ્ચ આદર્શોને આજે સાકાર બનાવી શકાય તો સંકુચિત ધર્મ પ્રત્યે વિરોધ યા નફરતનો ભાવ પેદા થાય છે. વળી કેટલાક વિચારકોએ અને વિદ્વાનોએ તુલનાત્મક ધર્મ-વિચાર યા સર્વધર્મસમભાવના આદર્શનો અનુરોધ કર્યો હોવાથી પોતાના કૂપમંડૂક અને એકતરફી ધર્મો તરફ ઉપેક્ષા થાય તે તદ્દન સ્વાભાવિક છે.

જો કે ધર્મ પ્રત્યે વિરોધ ઉત્પન્ન થવાનાં ઉપરોક્ત કારણો હોવા છતાં માનવસ્વભાવ જ જેનું ઉત્પત્તિસ્થાન છે, એવો ધર્મ સામાન્ય માનવીના હૃદયમાંથી નાશ પામશે નહિ એવું માનનારા ઘણા છે. આવી વિરોધાત્મક પરિસ્થિતિ હોવા છતાં ધર્મ વિના માનવીને ચાલશે જ નહીં એમ પણ ઘણા લોકો માને છે.

### [૬] 'ધર્મો અનેક છે, પરંતુ ધાર્મિકતા એક જ છે'

જગતમાં ધર્મો એક કરતાં વધુ છે, અનેક છે; પરંતુ તે સર્વની પાછળ રહેલી ધાર્મિકતા–ધાર્મિક ભાવના યા ચેતના (Religious Consciousness) એક જ છે. ધર્મ દેશકાળ પ્રમાણે પરિવર્તનશીલ છે, પરંતુ

માનવીના મનના બંધારણ સાથે અવિભાજ્ય રીતે જોડાયેલી ધાર્મિક ચેતના સર્વત્ર એકરૂપ છે. વળી આ વિધાનનો બીજો અર્થ એ પણ કરી શકાય કે, ધર્મો, સંપ્રદાયો કે પંથો અનેક છે, પરંતુ તે સર્વની આંતરિક–અભ્યંતર બાજુ જોતાં મૂળતત્ત્વો એક જ હોય તેમ લાગે છે. કોઈ પણ ધર્મને કોઈ પણ ધર્મ સાથે સામ્ય હોવાનું જ; કારણ કે બધા ધર્મોનો જે માનવતા-પોષક ઉપદેશ છે તે એક જ છે. દરેક ધર્મ સત્ય, અહિંસા, પ્રેમ, દયા, નેકી, ઇત્યાદિને પ્રમાણભૂત માને જ છે. ધર્મો વચ્ચે જે ભિન્નતા દેખાય છે તે મૂળતત્ત્વોની યા શુદ્ધ સ્વરૂપની નથી, પરંતુ બાહ્ય ઉપકરણો, વિધિ-વિધાનો કે કર્મકાંડની ભિન્નતા છે. સાચી રીતે જોતાં બાહ્ય આચાર તે ધર્મ નથી, પરંતુ સામાન્ય લોકો તો તેને જ ધર્મ સમજી બેઠા છે (જે વૈજ્ઞાનિક દૃષ્ટિએ તદ્દન વાહિયાત છે). સામાન્ય માનવી ધર્મનું રહસ્ય જાણવાને બદલે કર્મકાંડને મહત્ત્વ આપીને અકારણ વિવાદ કરે છે યા અથડામણ અનુભવે છે. ' જો માનવી પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિએ જુએ તો અધું જગત શાંત થઈ જાય.'—વિદ્વાન લેખક ધૂમકેતુનું આ કથન યથાર્થ છે. ખરી રીતે જોતાં જે માત્ર પોતાના જ ધર્મની પ્રશંસા કરે છે અને પરધર્મોને નિંદે છે, તે પોતાના ધર્મને પણ નિંદે છે. પોતાનો ધર્મ સારો હોય તેમ કહેતાં પહેલાં સર્વ ધર્મોનો અભ્યાસ કરવો જોઈએ અને જે સાચા દિલથી અને શુદ્ધ મનથી તથા સાત્ત્વિક નિષ્ઠાથી અન્ય ધર્મોનો અભ્યાસ કરે છે, તેને સ્વધર્મ કે પરધર્મ જેવું કંઈ રહેતું જ નથી. બુદ્ધ કે મહાવીર, મોઝીઝ કે મહંમદ, ઈશુ કે ગાંધી, કોઈ એક જ ધર્મના કે દેશના નહોતા, તેઓ તો કાલાતીત છે–સર્વકાલીય અને સર્વદેશીય છે.

## સારસંક્ષેપ

(૧) મૂળ સંસ્કૃત શબ્દ 'ધર્મ' धृ (धारयति) = ધારણ કરવું તેના ઉપરથી ઊતરી આવ્યો છે. વ્યક્તિનું, સમાજનું, દેશનું તથા વિશ્વનું જે ધારણ કરે, રક્ષણ કરે તથા તેમની હસ્તી ટકાવી રાખે તે તત્ત્વ, નિયમ યા શાસન એટલે ધર્મ.

(૨) ધર્મના અર્થો વિવિધ થાય છે. જુદા જુદા વિદ્વાનોએ ધર્મનાં જુદાં જુદાં પાસાંઓ પર ભાર મૂક્યો છે. ધર્મના અર્થો ભલે જુદા જુદા થાય પરંતુ ધર્મ તો એક જ છે. સનાતન સત્ય રૂપી ધર્મ યા ઈશ્વર એક જ છે, પરંતુ જુદા જુદા લોકો તેને બહુ રીતે વર્ણવે છે. ઋગ્વેદમાં કહ્યું છે: एकम् सद्विप्रा बहुधा वदन्ति। શુદ્ધ અને સનાતન ધર્મને વેદના ઋત્ સાથે

તથા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના Eternal Moral Order સાથે સરખાવી શકાય.

(૩) ધર્મનો ઉદ્ભવ ભય, ચિંતા, આશ્ચર્ય, બિનસલામતી, દુઃખ, સંઘર્ષ, ધાર્મિક ચેતના, એમ વિવિધ પરિબળોને આભારી છે. ધાર્મિક માન્યતા પાછળ પણ ઘણાં કારણો જવાબદાર છે—પરંપરાગત, નૈતિક, સામાજિક, પ્રાકૃતિક, બૌદ્ધિક, વગેરે.

(૪) મનુષ્ય ધર્મપ્રિય પ્રાણી છે, માત્ર અન્નજીવી યા પશુની કોટિનું નહિ. ઇતિહાસને જો સાક્ષીરૂપ ગણીએ તો કોઈ પણ વ્યક્તિ, સમાજ કે દેશ ધર્મહીન નથી. ધર્મ એ સાર્વત્રિક–દિગંતવ્યાપી તત્ત્વ છે.

(૫) ધર્મનું માનવજીવનમાં અનોખું સ્થાન છે. જીવનમાં ધર્મનું પ્રભુત્વ કોઈ રીતે ઇન્કારી શકાય એમ નથી. એ જીવનનો પ્રથમ પુરુષાર્થ છે તથા ઉત્સાહપ્રેરક, પ્રગતિવર્ધક અને સંસ્કારપોષક બળ તરીકે તથા ભય-વિદારક અને દુઃખભાજક બળ તરીકે મનાય છે. તેમજ જીવનસંગ્રામમાં વિજયકારક બળ તરીકે તથા વ્યક્તિ, સમાજ, દેશ (રાષ્ટ્ર) માટે વિઘ્નરક્ષક તત્ત્વ તરીકે સ્વીકારાય છે

(૬) ધર્મના અભ્યાસની ઘણી જ અગત્ય છે. એ પરધર્મસહિષ્ણુતા તથા ઉદારતા બક્ષે છે. પોતાને જેવો પોતાનો ધર્મ હોય છે તેમ બીજાને પણ બીજાનો ધર્મ હોઈ શકે. સર્વને આ બાબતમાં સરખો અધિકાર હોવો જોઈએ. જેમ મને મારો ધર્મ આનંદ આપે છે અને સુખદ અનુભવ કરાવે છે, તેમ અન્યને તેનો ધર્મ. ટૂંકમાં, ધર્મના યોગ્ય અભ્યાસ દ્વારા 'आत्मवत् सर्वभूतेषु'ની વ્યાપક ભાવના કેળવી શકાય.

(૭) ધર્મોનો અભ્યાસ કરવા માટે ઘણી પદ્ધતિઓ અપનાવી શકાય છે—ઐતિહાસિક, માનસશાસ્ત્રીય, તાત્ત્વિક તથા તુલનાત્મક. આ સર્વમાં તુલનાત્મક પદ્ધતિ જ સૌથી વધુ ફળદાયક છે. વળી ધર્મના અભ્યાસ માટે શિલ્પ, સ્થાપત્ય, સંગીત, કલાના નમૂના. ધર્મગ્રંથો, આદ્યસ્થાપકનાં જીવન-વૃત્તાંતો તથા તેમના જીવનની પ્રેરક પ્રસંગકથાઓ, વગેરે પરિબળો ઘણી સામગ્રી પૂરી પાડી શકે છે વળી એક સામાજિક પ્રવૃત્તિ તરીકે પણ ધર્મનો અભ્યાસ થઈ શકે છે.

(૮) ધર્મોના તુલનાત્મક અભ્યાસના ફાયદા : (૧) સર્વ ધર્મોના શુદ્ધ વૈજ્ઞાનિક અને પ્રામાણિક અભ્યાસથી મનની નિખાલસતા તથા હૃદયની

વિશાળતા કેળવાય છે, જેથી પ્રેમ, દયા, સેવા, સચ્ચાઈ, ટૂંકમાં માનવકલ્યાણ, વગેરેના સદ્‌ગુણો સિદ્ધ થાય છે. (૨) ધાર્મિક વૈમનસ્ય અને જુદાઈ મિટાવી વિશ્વધર્મ પ્રતિ પ્રયાણ થઈ શકે છે અર્થાત્ હિંસા, માનવસંહાર, યુદ્ધો, રાજકારણ અને અર્થકારણની મેલી રમત વગેરે દૂષણોમાંથી મુક્તિ મેળવી શકાય છે. (૩) સમગ્ર માનવજાત પ્રત્યે સમભાવ, મમતા અને આદર કેળવાય છે અર્થાત્ અન્યધર્મીઓ પ્રત્યેના પૂર્વગ્રહ, વેરઝેર, સૂગ, ઉપેક્ષા, વગેરેના ભાવો દૂર કરી શકાય છે.

(૯) આજના યુગમાં ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થવાનાં યા વિરોધ જાગવાનાં ઘણાં કારણો છે, જેમાં નીચેનાં કારણોને મુખ્ય ગણાવી શકાય: અદ્યતન યુગમાં વિજ્ઞાનનો ઉદય, સામ્યવાદ, માનવધર્મના ઉચ્ચ આદર્શો, ધર્મોમાં રહેલી તુચ્છતા, ધર્મવેત્તા યા ધર્મગુરુઓનું મલિન જીવન, લોકશાહી શાસનપ્રથામાં મંજૂર રખાયેલા કેટલાક હક્કો, આધુનિક કેળવણી, વગેરે.

(૧૦) ધર્મ એ વર્તનનો અને હૃદયની ભાવનાનો વિષય મનાય છે, માત્ર બુદ્ધિનો નહિ. ધર્મ એ વાચન અને વિચારના વિષય કરતાં પ્રધાનપણે અનુભવ અને આચારનો વિષય ગણાય છે. જોકે આચાર્ય વિનોબા ભાવે 'મધુકર'માં કહે છે કે, 'જ્યાં વિચારનો દીપ બુઝાય છે, ત્યાં આચાર અંધ બને છે.' ટૂંકમાં, ધર્મ વિચાર અને આચાર બન્ને વચ્ચેની સુસંગતતાનો વિષય છે, માત્ર વિચારનો નહિ તેમ જ માત્ર આંધળા આચારનો પણ નહિ.

(૧૧) ધર્મ એ માત્ર ક્રિયાકાંડ કે વિધિવિધાનો નથી; જીવનની ઊર્ધ્વગામી શિસ્ત છે, નૈતિક તાલીમ છે.

(૧૨) સાચો ધર્મ માનવધર્મ જ છે.

વિદ્વાન લેખક મશરૂવાળા કહે છે કે, 'મને આજે એવો વિશ્વાસ નથી કે જગતમાં આજે જે ધર્મો કે તેના સંપ્રદાયો ચાલુ છે તે પૈકી એક પણ આપણો ઉદ્ધાર કરવા સમર્થ છે.' ('સંસાર અને ધર્મ', પૃ. ૭૦)

જો કે, 'ગાંધીજીને ગંભીર શ્રદ્ધા હતી કે વર્તમાન ધર્મો અને ઘણા પંથોમાં એવું સત્ય ભર્યું પડયું છે, જેને જીવનમાં ઉતારવાથી આપણો ઉદ્ધાર થઈ શકે.'

# હિન્દુધર્મ

'હિન્દુધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી.'

—ડૉ. રાધાકૃષ્ણન્

'જ્યારે જ્યારે પણ ધર્મનું પતન થતું જણાય છે અને અસત્ય અને અધર્મની ચડતી થતી જણાય છે, ત્યારે હું મારી જાતને ઉત્પન્ન કરું છું. યુગે યુગે આ પ્રમાણે સત્યની રક્ષા કાજે અને આતતાયીઓના વિનાશ માટે તેમજ ન્યાયની સ્થાપના કરવા હું અવતાર ધારણ કરું છું.'

—શ્રીમદ્ભગવદ્ગીતા

# ૧ શ્રુતિસાહિત્યમાંનો હિન્દુધર્મ

(૧) પ્રાસ્તાવિક

(૨) હિન્દુધર્મના વિવિધ તબક્કાઓ

(૩) શ્રુતિસાહિત્ય–સંહિતાયુગ :

(अ) ચાર વેદો અને તેમના વિષે માહિતી

(ब) વેદસાહિત્યમાંથી નિષ્પન્ન થતા હિન્દુધર્મનું સ્વરૂપ

(क) બ્રાહ્મણગ્રંથો અને કર્મકાંડમય હિન્દુધર્મ

(ड) ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન

## [૧] પ્રાસ્તાવિક

હિંદુધર્મ વિશ્વનો એક પ્રધાન ધર્મ છે. પોતાના સિદ્ધાંતો, આદર્શો અને માન્યતાઓથી વિશ્વની દસમા ભાગની પ્રજાના જીવનમાં સંસ્કારનું સિંચન કરનાર, જીવન પ્રત્યેની એક અનોખી દૃષ્ટિ અર્પનાર અને માનવને સાચા અર્થમા માનવ બનાવવાનો પ્રયત્ન કરનાર આ એક મહાન ધર્મ છે. હજારો વર્ષોથી કરોડો માનવોનાં મન અને હૃદય પર અસર કરનાર આ ધર્મમાં કાંઈક અનેરું અને અદૃશ્ય આકર્ષણ છે. સતત વહે જતી સરિતાની માફક ભારતભૂમિનાં સંતાનોને પુનિત કરતો તેનો પ્રવાહ પણ અસ્ખલિત રીતે વહે જ ગયો છે યુગે યુગે તેણે નવા વિચારોની ભેટ આપીને પોતાના સ્વરૂપને જીવંત અને સમયને અનુરૂપ બનાવવાની કોશિશ કરી છે. તેની લંબાણભરી મંજિલમાં તેના માર્ગ પર હંમેશા પુષ્પો જ પથરાયેલાં રહ્યાં છે તેવું પણ નથી, બલ્કે અનેક ઝંઝાવાતો અને ભીષણ તુફાનોએ તેના માર્ગમાં અવરોધરૂપ બની તેને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયત્નો પણ કર્યા છે. પરંતુ આ સર્વ પર વિજય મેળવીને સમયના પ્રવાહમાં આજ પણ તે અડગ-

અને અજેય શિરે હિમાલયની માફક ઉન્નત રહ્યો છે. શ્રીરામ અને કૃષ્ણથી શરૂ કરીને ગાંધી, વિવેકાનંદ અને ટાગોર જેવી યુગસર્જક વિભૂતિઓની ભેટ વિશ્વને તેણે આપી છે. આ સર્વ યુગપુરુષોએ યુદ્ધ, અશાંતિ અને દ્વેષથી શ્રમિત અને પીડિત એવી માનવજાતને યુગે યુગે શાંતિનો સાચો રાહ ચીંધી પ્રગતિના પંથે લઈ જવાની કોશિશ કરી છે. અમૂલ્ય રત્નો–શા તેના સિદ્ધાંતો છે. જે માનવી આ સિદ્ધાંતોનું યોગ્ય રીતે પાલન કરે છે, તે પોતે પણ ધન્ય બની જાય છે. એક નિયમબદ્ધ અને પ્રગતિશીલ ધર્મ તરીકે પણ હિન્દુધર્મ મુક્ત કંઠે પ્રશંસા પામ્યો છે. અનેકમાં રહેલા એક ઇશ્વરને શોધવાનો, વિશ્વની સર્વોચ્ચ શક્તિનો પરિચય પામવાનો અને જગતના આખરી સત્યને સમજવાનો તેનો સતત પ્રયત્ન છે. પાપીઓને પણ તે ઇશ્વિરકૃપાના અધિકારીઓ ગણે છે સત્ય અને અહિંસાની ભાવનાઓ તો તેના મૂળમાં જ રહેલી છે. વિશ્વઇતિહાસમાં ઉદારતા અને સહિષ્ણુતાની દૃષ્ટિએ તેની બરોબરી કરે તેવો ધર્મ શોધવો મુશ્કેલ છે. તલવાર કે જોર-જુલમ દ્વારા તેનો પ્રચાર કરવાનો પ્રયત્ન ક્યારેય અને ક્યાંય પણ કરવામાં આવ્યો નથી. કર્મ અને પુનર્જન્મના તેના સિદ્ધાંતો ભારતીય સંસ્કૃતિને માટે આભૂષણરૂપ બન્યા છે. આત્મશુદ્ધિ પર તે ખાસ ભાર મૂકે છે. રામના દૃષ્ટાંત દ્વારા એકપતિપત્ની લગ્નને આદર્શ તરીકે બિરદાવવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. વર્ણાશ્રમવ્યવસ્થા એ તેનો અદ્‌ભુત અને અનોખો પ્રયોગ છે. માનવજીવન અને સંસ્કૃતિના વિકાસની સાથે હિંદુધર્મે એટલો તો વિકાસ સાધ્યો છે કે આજે તેને માત્ર ધર્મ તરીકે જ ઓળખાવવો એ સંકુચિત વિચારસરણી ગણાય હિંદુધર્મ એ આજે તો કરોડો ભારતીયોની જીવનપદ્ધતિ પણ છે. ધાર્મિક નીતિનિયમો અને સિદ્ધાંતોની સાથે સાથે જીવન જીવવાની એક આગવી દૃષ્ટિ પણ આ ધર્મે પોતાના અનુયાયીઓને આપી છે. જીવન વિષેની એક વિશિષ્ટ પ્રકારની ફિલસૂફી તે આપણી સમક્ષ રજૂ કરે છે.

## [૨] હિન્દુધર્મના વિવિધ તબક્કાઓ

હિંદુધર્મ સતત પરિવર્તનશીલ જ રહ્યો છે અને યુગે યુગે તેમાં કાંઈક ને કાંઈક નાવીન્ય અવશ્ય જણાય છે. વિચારના અનેક પ્રવાહોએ નિરંતર તેમાં ફેરફારો કર્યા જ છે અને પરિણામે હિંદુધર્મનો સમગ્ર રીતે અભ્યાસ કરતાં પહેલાં તેના પ્રત્યેક તબક્કાની શી વિશિષ્ટતાઓ હતી તે પણ આપણે અવશ્ય જાણી લેવું જોઈએ.

**વેદકાળ :** હિંદુધર્મનાં કેટલાંક તત્ત્વો તો છેક સિંધુ નદીની ખીણની સંસ્કૃતિમાં પણ જોવા મળે છે, છતાં સાચા અર્થમાં હિંદુધર્મનો ઉદ્‌ભવ વેદસમયથી જ થયો એ હકીકત છે. ડૉ. રાધાકૃષ્ણને પણ હિંદુધર્મની ઉષાને વેદસમયમાં બતાવી છે. હિંદુધર્મ હજુ અહીં બાલ્યાવસ્થામાં જ હતો, પરંતુ માનવીના મનને અવનવા રંગોથી રંગવાનું તેણે શરૂ કરી દીધું હતું. તેની અસર નીચે માનવી જીવનને કોઈ નવા જ દૃષ્ટિકોણથી નીરખવા લાગ્યો હતો. માનવીને એ ભાન થઈ ચૂક્યું હતું કે આ સમગ્ર સૃષ્ટિ અને તેનાં વિવિધ અંગો ખરેખર કોઈ દિવ્ય અને મહાન શક્તિના પ્રભાવરૂપે જ છે. પરિણામે માનવી પ્રકૃતિપૂજક બન્યો પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોની દેવ કે દેવીના સ્વરૂપે કલ્પના કરવામાં આવતી હતી અને આમ અનેકેશ્વરવાદ પ્રચલિત બન્યો હતો.

**બ્રાહ્મણસમય :** સમયના પ્રવાહની સાથે માનવીના બુદ્ધિરૂપી અવકાશમાં નવી નવી દિશાઓ ખૂલવા લાગી. ધર્મે પણ પલટો લીધો. વેદ-ગ્રંથોના ગુહ્યાર્થને સમજાવવા અને સ્પષ્ટ રીતે રજૂ કરવાના આશયથી તેમની ટીકાના સ્વરૂપમાં રચાયેલા બ્રાહ્મણગ્રંથોમાં પ્રકૃતિપૂજાને સ્થાને કર્મકાંડને પ્રાધાન્ય મળેલું જણાય છે. કર્મકાંડો માનવજીવનમાં એટલા બધા વણાઈ જાય છે કે માનવનું સમગ્ર જીવન કર્મકાંડમય બની જતું હોય એમ લાગે છે! ફળની અપેક્ષા સાથે બલિદાનો અપાય છે. ડૉ. રાધાકૃષ્ણનના શબ્દોમાં ધર્મ એક 'વ્યાપારી સંસ્થા' સમાન બની જાય છે.

**ઉપનિષદકાળ :** પરંતુ બૌદ્ધિક વિકાસની મંજિલ પર આગળ ને આગળ વધ્યે જતા માનવીને આવા હિંસાપૂર્ણ અને કર્મકાંડપ્રધાન ધર્મથી સંતોષ ન થાય તે સ્વાભાવિક હતું. ઉચ્ચ કક્ષાનું તત્ત્વજ્ઞાન જ હવે સાચા ધર્મનું હાર્દ ગણાવા લાગ્યું, પરંતુ સામાન્ય માનવી માટે તો ઉત્કૃષ્ટ પ્રકારની ફિલસૂફીને રજૂ કરતા ધર્મને સમજવાનું અને જીવનમા ઉતારવાનું કાર્ય અતિ દુષ્કર હતું.

સ્વાર્થપૂર્ણ અને હિંસાપૂર્ણ બ્રાહ્મણસમયનો ધર્મ અને અત્યંત ગૂઢ અને વિદ્વત્તાપૂર્ણ ઉપનિષદનો ધર્મ વિશાળ જનતાનાં હૃદય અને મન પર વિજય મેળવવામાં નિષ્ફળ નીવડ્યા. પરિણામરૂપે હિંદુધર્મના ઇતિહાસમાં પ્રથમ વખત જ ક્રાંતિ ઉદ્‌ભવી. પ્રથમ જ ક્રાંતિ હોવા છતાં એટલું તો પ્રબળ તેનું સ્વરૂપ હતું કે હિન્દુધર્મે તેના જેવી ક્રાંતિ ફરી કદી અનુભવી નથી.

આ ક્રાંતિમાંથી જ બૌદ્ધ અને જૈન ધર્મોનો ઉદ્ભવ થયો. તેમણે ઘડીકભર તો હિન્દુધર્મના વિકાસને સ્થગિત કરી દીધો અને હિન્દુધર્મને માટે આત્મ-સંશોધનની તક મળી. હિન્દુધર્મના આ આત્મસંશોધને તેમાં નવી આંતરિક સુધારણા આણી અને ફરી એક વાર હિન્દુધર્મે નવા રાહ પર પ્રયાણ શરૂ કર્યું.

**મહાકાવ્યો અને ગીતાનો સમય :** સામાન્ય માનવી હવે ધર્મનું કેન્દ્ર બને છે. રામાયણ, મહાભારત અને ગીતાએ ધર્મને સફળ અને લોકભોગ્ય રીતે રજૂ કરીને તેને વિશાળ જનતા સુધી લઈ જવાની કોશિશ કરી. ગીતાએ આદર્શ સ્વરૂપમાં હિંદુધર્મને રજૂ કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. હિંદુધર્મનું સર્વાંગસુંદર ચિત્ર ગીતામાં પહેલી જ વખતે રજૂ થયું. પ્રત્યેક પ્રકારના માનવીની અભિરુચિને સંતોષી શકે અને છતાં તેને જીવનના ઉચ્ચ આધ્યાત્મિક પંથ પર લઈ જવામાં મદદરૂપ બની શકે તે માટે જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ ગીતામા રજૂ કરવામાં આવ્યા. માનવજીવનના અંતિમ ધ્યેય–મોક્ષની ભાવનાને તેમાં બહુ જ સ્પષ્ટ અને સરળ રીતે રજૂ કરવામાં આવી, ગૃહસ્થાશ્રમને પ્રાધાન્ય આપવામાં આવ્યું.

**પુરાણકાળ :** ગીતાના આદર્શપૂર્ણ ધર્મની સાથે જ્યારે પુરાણોએ પ્રજાના હૃદયને સ્પર્શે એવાં લોકપ્રિય તત્ત્વો ઉમેરવાનો પ્રયત્ન કર્યો ત્યારે નિઃશંક હિંદુધર્મ પોતાનાં મૂળ વધુ ને વધુ ઊંડાં અને મજબૂત બનાવી રહ્યો હતો. ધાર્મિક માન્યતાઓને સમર્થન આપતો એક વિશાળ કાર્યક્રમ પુરાણોએ સામાન્ય જનતાની સામે રજૂ કર્યો, જેમાં તીર્થધામોની યાત્રા, નદીઓમાં સ્નાન, વૃક્ષોની પૂજા, કેટલાંક પ્રાણીઓને પવિત્ર ગણવાની વૃત્તિ, વગેરેનો સમાવેશ થતો હતો. કહેવાની જરૂર નથી જ કે ધર્મના બાહ્ય સ્વરૂપને વિકસાવી, ધર્મને લોકપ્રિય બનાવવા માટે ઉપયોગમાં લેવાયેલાં આ સાધનો જ પ્રજાના મોટા ભાગ માટે તો ધર્મ બની બેઠાં ! સાચા ધર્મથી જનતાનો મોટો સમૂહ કદાચ દૂર જઈ રહ્યો હતો !

**મધ્યયુગ :** બૌદ્ધ અને જૈનધર્મોએ સર્જેલી ક્રાંતિને લીધે હિન્દુધર્મને પડેલા ઘા રૂઝવવાનું અને ફરી એક વાર હિંદુધર્મને ભારતભરમાં ગુંજતો કરી દેવાનું બહુમાન શંકરાચાર્યને ફાળે જાય છે. તેમના જ પ્રયત્નોથી હિંદુધર્મ પોતાનું સ્થાન ટકાવી શકયો એમાં કોઈ શંકા નથી. ત્યાર બાદ હિંદુધર્મ પર બીજું આક્રમણ ઇસ્લામધર્મ અને સંસ્કૃતિ દ્વારા થયું.

પરંતુ તેની સામે મધ્યયુગમાં વૈષ્ણવ આચાર્યોએ એક જબરજસ્ત કિલ્લેબંદી ઊભી કરી અને એ કિલ્લેબંદીની અંદર હિંદુધર્મ સુરક્ષિત રહ્યો. હિંદુધર્મના આ આચાર્યોમાં રામાનંદ, રામાનુજ, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય અને નિમ્બાર્કનો સમાવેશ થતો હતો. પરંતુ આ સર્વ આચાર્યોની ભિન્ન ભિન્ન વિચારસરણીઓએ હિંદુધર્મમાં અનેક નવા સંપ્રદાયોને પણ જન્મ આપ્યો.

**અર્વાચીન સમય :** અંગ્રેજી શાસનની સાથે જ હિન્દુસ્તાનની પ્રજાના મન પર પાશ્ચાત્ય જ્ઞાનવિજ્ઞાનની ગહરી અસરો થઈ. ઘણી નવી અને વૈજ્ઞાનિક શોધો તેમ જ માન્યતાઓએ હિંદુધર્મની અનેક માન્યતાઓ અને ખ્યાલોને હાસ્યાસ્પદ અવસ્થામાં મૂકી દીધાં. હિંદુધર્મની મહત્તા અને દરજ્જો જાળવવાં હોય તો તેમાં સમયને અનુરૂપ અને વિશ્વની નવી વિચારસરણીઓને ધ્યાનમાં લઈ ફેરફારો કરવાનું અનિવાર્ય બન્યું હતું. પરિણામે હિન્દુધર્મની ભીતર અનેક પ્રવૃત્તિઓનો જુવાળ શરૂ થયો. બ્રહ્મોસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ અને રામકૃષ્ણ મિશન જેવી સંસ્થાઓએ હિંદુધર્મનું સમગ્ર સ્વરૂપ જ જાણે કે બદલાવી દીધું. હિંદુધર્મે ઝડપથી પોતાનુ કલેવર બદલવાનો પ્રયત્ન કર્યો અનેક નવા વિચારો અને ઉચ્ચ આદર્શોને હિંદુધર્મમાં ઉમેરવામાં આવ્યા. હિન્દના પ્રાચીન ધર્મસાહિત્યમાંથી ઘણી ઉદાત્ત અને આદર્શવાદી માન્યતાઓને શોધી શોધીને ધર્મમાં તેમને પુનઃસ્થાન આપવાની કોશિશ કરવામા આવી. હિન્દુધર્મને અને તેનાં વિવિધ પાસાંઓને સાચા સ્વરૂપમાં સમજાવવા માટે મહર્ષિ અરવિંદ, રમણ મહર્ષિ, ગાંધીજી, ટાગોર અને સર્વપલ્લી રાધાકૃષ્ણન્ જેવા મહાપુરુષો અને તત્ત્વચિંતકોએ વ્યક્તિગત પ્રયાસો કર્યા. આ સર્વને લીધે જ આજે પણ હિન્દુધર્મ વિશ્વની કોઈ પણ ધાર્મિક વિચારસરણીની હરોળમાં ઊભો રહી શકે તેટલો અદ્યતન અને વ્યાપક બની શક્યો છે.

## [૩] શ્રુતિસાહિત્ય-સંહિતાયુગ

હિન્દુધર્મસાહિત્યને સામાન્ય રીતે શ્રુતિ અને સ્મૃતિ નામના બે વિભાગોમાં વહેંચવામાં આવે છે શ્રુતિસાહિત્યને મુખ્ય અને મૌલિક તથા આધારભૂત માનવામા આવે છે. 'શ્રુતિ એટલે સાભળેલું.' એવું માનવામાં આવે છે કે, આ 'શ્રુતિસાહિત્ય'માં જે કાંઈ સમાવવામા આવ્યું છે તે વેદના દ્રષ્ટાઓએ કોઈ અગમ્ય અને અલૌકિક શક્તિ દ્વારા પ્રાપ્ત કરેલુ જ્ઞાન છે. ઈશ્વર અથવા તો વિશ્વની સર્વોચ્ચ શક્તિ દ્વારા જ પ્રેરણા અપાઈ ને

ઋષિઓ દ્વારા આ જ્ઞાને મૂર્ત સ્વરૂપ લીધું. આ શ્રુતિસાહિત્યને ' વેદ-સાહિત્ય ' તરીકે ઓળખાવવામાં આવે છે.

આ શ્રુતિસાહિત્ય કે વેદસાહિત્યને સામાન્ય રીતે ચાર વિભાગોમાં વહેંચવામાં આવે છે:

(૧) **વેદગ્રંથો અથવા સંહિતા વિભાગ :** આમાં ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ છે. કાવ્યમય પદ્ધતિથી અહીં પ્રકૃતિનાં અનેક તત્ત્વોની પ્રાર્થનાઓ રજૂ કરવામાં આવી છે. આવી પ્રત્યેક પ્રાર્થનાને સુક્ત ના નામથી ઓળખવામાં આવે છે, જ્યારે તેની કડીઓને ઋચા ના નામથી ઓળખવામાં આવે છે.

(૨) **બ્રાહ્મણગ્રંથો :** વેદોની ટીકાના સ્વરૂપે તેમની ગૂઢ ભાવનાઓનું સ્પષ્ટીકરણ કરવાના આશયથી રચાયેલા આ ગ્રંથોમાં કર્મકાંડ અને તેની બારીક વિગતોનો પણ તલસ્પર્શી અભ્યાસ રજૂ કરવામાં આવ્યો છે.

(૩) પ્રત્યેક બ્રાહ્મણગ્રંથના અંતે આરણ્યક હોય છે, જેને માટે એમ મનાતું કે તેનો અભ્યાસ માનવીએ શાંત અરણ્યોની મધ્યમાં જ કરવો જોઈએ

(૪) છેલ્લે આવે છે ઉપનિષદગ્રંથો, જેમાં શ્રુતિસાહિત્યની પરાકાષ્ઠા આપણને જોવા મળે છે. તત્ત્વચિંતન અહીં તેની સર્વોચ્ચ કક્ષાએ પહોંચે છે. માનવજીવન, આ વિશ્વ અને તેના સર્જક ઈશ્વર સંબંધી અનેક પ્રકારના તાત્ત્વિક વિચારો તેમા રજૂ કરવામાં આવ્યા છે.

આમ, આ સમગ્ર શ્રુતિસાહિત્ય આપણી સમક્ષ ઉત્કટ પ્રકારની ભક્તિભાવના, સાચા અર્થમાં કર્મની ભાવના અને અંતે ઉત્કૃષ્ટ પ્રકારના જ્ઞાનની ભાવનાનો સુભગ સમન્વય રજૂ કરે છે.

### (અ) ચાર વેદો અને તેમના વિષે માહિતી

પ્રાચીન સમયમા માનવવિકાસ અને પ્રગતિનું વર્ણન વેદગ્રંથો કરે છે. એક પછી એક એમ સમયના વહેણમા આ સર્વ વેદો અસ્તિત્વમાં આવ્યા. માનવજાતના પ્રથમ પ્રયત્નો સમા આ વેદોમાં વસંતની લહર સમાન કે પ્રભાતના પુષ્પ સમાન તાજગી અને મધુરતા રહેલી છે. આ વેદોના સમયને મોડામાં મોડો ઈ. સ. પૂ. ૧૫૦૦નો ગણી શકાય જો કે આ બાબત હજુ વિવાદાસ્પદ જ છે હવે આ ચારે વેદસંહિતાઓને આપણે તપાસી જઈએ.

(૧) ઋગ્વેદ : સૌથી વધુ મૌલિક, આધારભૂત અને મહત્ત્વનો આ વેદ છે. તેમાં અનેક ઋચાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેના પ્રત્યેક ભાગને 'મંડલ'ના નામથી ઓળખવામાં આવે છે. તેમાં ૧૦૨૮ સૂક્તો અને લગભગ ૧૦૬૮૦ ઋચાઓનો સંગ્રહ છે ઋગ્વેદને સમજાવતા બે બ્રાહ્મણગ્રંથો છે, જેમને 'ઐતરેય' અને 'કૌશિતકી'ના નામથી ઓળખવામાં આવે છે. આ જ નામનાં ઋગ્વેદનાં બે 'આરણ્યકો' અને બે ઉપનિષદો પણ છે. ઋગ્વેદ એ એટલો તો વિશાળ ગ્રંથ છે કે તેમાંથી આપણને આર્યપ્રજાના બહુવિધ જીવનના એકેએક પાસાનો કોઈ ને કોઈ પરિચય થયા વિના રહેતો નથી. ટૂંકમાં, આર્યપ્રજાના જીવન અને સંસ્કૃતિનો સંપૂર્ણ પરિચય મહદ્ અંશે આપણને આ વેદમાંથી જ મળે છે.

(૨) યજુર્વેદ : યજુર્વેદ એ સંહિતાઓનો બનેલો છે. આ સંહિતાઓનાં મૂળ નામ તો 'તૈત્તિરીય' અને 'વાજસનેયી' છે, પરંતુ લોકપ્રિય રીતે પ્રથમ સંહિતાને 'કૃષ્ણ યજુર્વેદ' અને દ્વિતીય સંહિતાને 'શુક્લ યજુર્વેદ'ના નામથી ઓળખવામાં આવે છે. અહીં ખાસ કરીને યજ્ઞક્રિયાને અનુરૂપ ઋચાઓનો સમન્વય કરવામાં આવ્યો છે. ગદ્ય–પદ્ય બંનેનો અહીં સમન્વય કરવામાં આવ્યો છે. કોઈ પણ યજ્ઞમાં જે રીતે ઉપયોગ કરવાનો હોય તે જ પ્રમાણે ક્રમાનુસાર અહીં ઋચાઓને ગોઠવવામા આવી છે. એવું માનવામાં આવે છે કે આ યજુર્વેદ અને સામવેદની રચના ઋગ્વેદ અને બ્રાહ્મણસમય કે જેમાં યજ્ઞયાગાદિનો ધર્મ સંપૂર્ણપણે વિકસ્યો હતો તેની વચગાળાના સમય દરમિયાન થઈ હોવી જોઈએ. 'તૈત્તિરીય' નામનું બ્રાહ્મણ અને તે જ નામનું આરણ્યક આ વેદની સાથે સંકળાયેલાં છે. ઈશ, તૈત્તિરીય અને બૃહદારણ્યક નામનાં ત્રણ ઉપનિષદો પણ તેની જ સાથે સંકળાયેલાં છે.

(૩) સામવેદ : ઋગ્વેદની જ કેટલીક ઋચાઓને યજ્ઞ વખતે ગાવા માટે અહીં સંઘરવામાં આવી છે. યજ્ઞની વિધિમાં રોકાયેલ 'ઉદ્ગાતા' નામે ઋષિ આ ઋચાઓને ગાવાનું કાર્ય કરતા. વેદની સાથે જોડાયેલા બ્રાહ્મણગ્રંથોની સંખ્યા સારા એવા પ્રમાણમાં છે અને તેમાં છાંદોગ્ય, બ્રાહ્મણ, પંચવિંશ બ્રાહ્મણ, ષડ્વિંશ બ્રાહ્મણ, ઇત્યાદિનો સમાવેશ થાય છે. કેનોપનિષદ અને છાંદોગ્ય ઉપનિષદ એ બે તેનાં અત્યંત મહત્ત્વનાં ઉપનિષદો છે.

(૪) અથર્વવેદ : સામાન્ય રીતે મૂળ વેદસાહિત્યમાં ઉપરના ત્રણ વેદોનો જ સમાવેશ થતો અને 'વેદત્રયી' શબ્દ આનું સ્પષ્ટ સૂચન કરે છે.

અથર્વવેદ આર્યો અને અનાર્યો એટલે દ્રવિડ અને દસ્યૂ પ્રજાઓના સંપર્કમાં આવ્યા પછી ઉદ્‌ભવેલો અને પાછળથી ઉમેરવામાં આવેલો વેદ છે એવું લગભગ આજે બધા જ સ્વીકારે છે. અથર્વવેદમાં અગાઉના વેદોથી કાંઈક જુદા જ પ્રકારના વિચારો, રિવાજો અને ધર્મનું સૂચન કરવામાં આવ્યું છે. અનેક પ્રકારનાં જાદુ, મંત્ર, તંત્ર, વગેરે અથર્વવેદમાં આપણને જણાય છે. અન્ય સંસ્કૃતિની સ્પષ્ટ અસર આપણને અથર્વવેદમાં દષ્ટિગોચર થાય છે. અથર્વવેદના બ્રાહ્મણને 'ગોપથ બ્રાહ્મણ' તરીકે ઓળખવામાં આવે છે. એનાં અનેક ઉપનિષદોમાંથી 'પ્રશ્ન' અને 'મુન્ડક' ઉપનિષદો વધુ પ્રસિદ્ધ છે.

### (બ) વેદસાહિત્યમાંથી નિષ્પન્ન થતા હિંદુધર્મનું સ્વરૂપ

અતિમહત્ત્વના અને જ્ઞાનથી સભર એવા આ વેદગ્રંથોમા પણ સૌથી મૌલિક અને મહત્ત્વનો ગ્રંથ તો ઋગ્વેદ જ છે. ફ્લીડરર નામનો વિદ્વાન આ ઋગ્વેદના કથાવસ્તુને 'બાળકની સરળ પ્રાર્થના' સાથે સરખાવે છે. પીકટેટના મત પ્રમાણે 'ઋગ્વેદસમયના આર્યોમાં આછી–ઝાંખી પણ એકેશ્વરવાદની ભાવના હતી.' રાજા રામમોહન રૉય વેદના વિવિધ દેવોને 'મહાન ઈશ્વરના જુદા જુદા ગુણોના પ્રતીકરૂપ' ગણાવે છે. પ્રાચીન ભારતનો વિખ્યાત ટીકાકાર સાયન પ્રકૃતિને સાધન તરીકે સ્વીકારીને તે દ્વારા વેદના દેવોને સમજાવવાનો પ્રયત્ન કરે છે. યુરોપીય વિદ્વાનો તેની વિચારસરણીને ટેકો આપે છે. મહર્ષિ અરવિંદ વેદના વિવિધ દેવોને માનસિક કાર્યોના પ્રતીકરૂપે સમજવાની કોશિશ કરે છે, જેમ કે સૂર્ય એ બુદ્ધિનું પ્રતીક છે, અગ્નિ એ નિર્ણયશક્તિનું પ્રતીક છે, સોમ એ લાગણીનું પ્રતીક છે, ઇત્યાદિ.

**પ્રકૃતિપૂજા** · વેદોમાં રજૂ કરવામાં આવેલા ધર્મને 'પ્રકૃતિપૂજાપ્રધાન' ધર્મ કહી શકાય. વિશ્વઇતિહાસમાં કોઈ પણ કાળે અને કોઈ પણ સ્થળે અસંસ્કૃત માનવીનો ધર્મ હમેશાં પ્રકૃતિપૂજક જ હોઈ શકે. ઋગ્વેદમાં પણ સૌપ્રથમ માનવીને પ્રાર્થના કરતો બતાવવામાં આવ્યો છે અને ધીમે ધીમે તેની આ પ્રાર્થના પ્રકૃતિનાં તત્ત્વોની જ બની રહે છે. પ્રાચીન માનવી પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોને નીરખતો અને તેમાંથી કાંઈક ગહનની ખોજ કરતો અને આખરે તેમને દેવસ્વરૂપે બિરદાવી તેમની પૂજા કરતો. ચંદ્રને દેવ માન્યો, સૂર્યને દેવ માન્યો. આકાશના દેવને વરુણનું નામ આપવામાં આવ્યું અને વિશ્વની નીતિમયતાનો તેને રક્ષક બનાવવામા આવ્યો. ઋતનો

નવો જ સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો અને તે દ્વારા માનવજાતને નવી જ આશા, શ્રદ્ધા અને હિંમત આપવામાં આવી. અસીમિત ઉષા કે જે પોતાના તેજ વડે માનવજાતને ચેતના અર્પે છે તેને પણ દેવી ગણવામાં આવી. વિદ્વાન રસ્કિને યોગ્ય જ કહ્યું છે કે, 'વિચારશીલ માનવી માટે વિશ્વમાં કોઈ વસ્તુ ઉષાથી વધુ દિવ્ય અને ગહન નથી ' ઉષાના પ્રિયતમો એવા અશ્વિનોને દેવો અને માનવોના વૈદ્યો તરીકે બિરદાવવામાં આવ્યા. દેવોનું સ્થાન પ્રાપ્ત કરનારાં પ્રકૃતિનાં તત્ત્વોમાં 'અગ્નિ'નું સ્થાન મહત્ત્વનું છે. જેમ જેમ તેના વિષેની માન્યતા વધુ ને વધુ ઊર્ધ્વ બનતી ગઈ, તેમ તેમ તે પણ વધુ ને વધુ ઉચ્ચતર બનતો ગયો. તેનું કાર્ય દેવો અને મનુષ્યો વચ્ચે મધ્યસ્થી તરીકે વર્તવાનું હતું. આશ્ચર્યજનક હકીકત તો એ છે કે, આ આર્યોએ સોમરસ નામના એક પીણાને પણ દેવનું સ્વરૂપ આપ્યું. આ સોમરસમાં તેઓએ બુદ્ધિને ચમકાવનારી, નવી દૃષ્ટિ અર્પનારી અને વિશાળ સમજ આપનારી અલૌકિક શક્તિ જોઈ અને આ ભોળા લોકો તેને નમી પડ્યા.

વ્હીટને ( Whitney ) કદાચ યોગ્ય જ રીતે લખે છે કે,

> 'સાદા મતવાળા આ આર્ય લોકો કે જેમનો આખો ધર્મ જ અજાયબીભરી શક્તિઓ અને કુદરતનાં તત્ત્વોનો બનેલો હતો, તેમને જેવી ખાતરી થઈ કે આ પ્રવાહીમાં આત્માને ઉન્નત કરવાની શક્તિ છે અને થોડાક સમય માટે એક પ્રકારની મસ્તી ઉત્પન્ન કરવાની તાકાત છે કે જેની અસર નીચે માનવી પોતાની શક્તિ બહારનાં કાર્યો પણ કરી શકે ત્યારે તેમણે તેનામાં કાંઈક દૈવી તત્ત્વ જોયું, તેમની માન્યતામાં તે ઈશ્વર બની ગયો."

આ ઉપરાંત, યમ અથવા મૃત્યુનો દેવ અને પર્જન્ય એટલે કે વરસાદનો દેવ કે જેની કૃપાની હમેશાં યાચના કરવામાં આવતી હતી, તે મુખ્ય હતા. વેદના સર્વ દેવોમાં ઇન્દ્રને સર્વોચ્ચ ગણવામાં આવ્યો છે અને વેદમાં તેના સંબંધી અનેક હૃદયંગમ અને અતિશયોક્તિ ભર્યાં વર્ણનો જોવા મળે છે.

**અનેકેશ્વરવાદથી એકેશ્વરવાદ અને અદ્વૈતવાદ તરફનો પ્રવાહ :**

વેદના આ સંખ્યાબંધ દેવોનો વિચાર કરવો એ પણ મુશ્કેલ અને કંટાળાજનક કામ હતું. અને આથી ધીમે ધીમે તેમને કેટલાક મોટા વર્ગોમાં વહેંચી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આવા જ એક પ્રયત્નમાં સર્વ

દેવોને પૃથ્વી પરના દેવો, હવામાંના દેવો અને આકાશના દેવો એમ ત્રણ મોટા વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યા. બીજા એક પ્રયત્નમાં એક 'વિશાળદેવસમુદાય'ની કલ્પના કરી સર્વ દેવોનો તેમાં સમાવેશ કરી દેવામાં આવ્યો. વેદમાં અનેક દેવ–દેવીઓની માન્યતા હોવા છતાં એક વસ્તુ સ્પષ્ટપણે જણાઈ આવે છે કે, સર્વ કુદરતી તત્ત્વોની ઉપરવટ પણ એક શક્તિ છે, જે સારાયે વિશ્વને આવરી લે છે, જે નિરંજન–નિરાકાર છે એવી માન્યતા પણ અસ્તિત્વ ધરાવતી હતી. ઈશ્વર વિષેની કોઈ પણ સાચી માન્યતાની સાથે એકેશ્વરવાદ આવવાનો જ. સર્વોચ્ચ અને સર્વોપરી શક્તિ એક જ હોઈ શકે. આ માન્યતાનો વિકાસ એટલે અનેક વસ્તુઓનો અંત એકેશ્વરવાદના વિકાસને સમજાવતાં બ્લુમફીલ્ડ નામનો વિદ્વાન કહે છે કે,

> 'અનેકેશ્વરવાદ જ્યારે મનુષ્યને સમજાવવામાં નિષ્ફળ નીવડ્યો અને તેની કોઈ વિશિષ્ટતાઓ રહી નહીં ત્યારે તેનું સ્થાન નકારાદી એકેશ્વરવાદે લીધું.'

પરંતુ ડૉ. રાધાકૃષ્ણનના મત પ્રમાણે વાસ્તવિકતામાં આવું નથી. વૈદકાલીન આર્યો ઝડપથી 'અંતિમ તત્ત્વ'નું રહસ્ય પામી ગયા અને તેથી જ એકેશ્વરવાદનો પ્રચાર થયો. આમ એકેશ્વરવાદ મનુષ્યના બૌદ્ધિક વિકાસની સીડી પરનું એક વધુ ઉપરનું પગથિયું હતું. પરિણામે જુદાં જુદાં અનેક ક્ષેત્રોમાં અનેક દેવો વર્ચસ્વ ધરાવતા હોવા છતાં તેઓ સર્વસત્તાધીશ કે સાર્વભૌમ (Sovereign) ન હતા, તેઓ તો 'ગવર્નરો' સમાન જ હતા; ખરી સત્તા તો 'અંતિમ તત્ત્વ' યાને મહાન ઈશ્વરની જ હતી, કે જેનામાં એ સર્વ દેવોનો સમાવેશ થતો હતો અથવા તો જે સર્વસંપૂર્ણ, સર્વાંગસુંદર અને પૂર્ણપુરુષોત્તમ હતો.

અનેક દેવોની કલ્પનાથી માનવમન કદાપિ સંતોષાતું નથી. અનેક દેવો વિષેની માન્યતા હવે સંધ્યાકાળમાં પહોંચી ચૂકી હતી અને ઉપનિષદકાળમાં ઘોર અંધકારની ગર્તમાં તે ક્યાંય અદૃશ્ય બની જવાની હતી! એક અને સંપૂર્ણ ઈશ્વરની માન્યતાને પણ કોઈ ચોક્કસ સ્વરૂપમાં વિચારવાની સામે વિરોધ થતો આપણને જણાય છે. જિજ્ઞાસુઓ અને શોધકો 'આખરી સત્ય' અને 'આખરી તત્ત્વ'ની જ તપાસ કરી રહ્યા હતા અને તેમાં દેહધારી ઈશ્વરની કલ્પનાને કોઈ સ્થાન ન હતું. વિશ્વભરમાં સર્વશક્તિશાળી એવી એક જ શક્તિ છે એવી માન્યતા પ્રચાર પામે છે. હિન્દુધર્મના આ અદ્વૈતવાદ

તરફના પ્રવાહને સમજાવતાં 'ડસેન' (Deussen) નામનો એક વિદ્વાન કહે છે કે,

"વિશ્વના અન્ય સર્વ દેશો કરતાં કાંઈક નિરાળી પદ્ધતિથી જ હિન્દુઓ અદ્વૈતવાદની આ કક્ષાએ આવી પહોંચે છે. વૈવિધ્યના પડદા પાછળ રહેલી એકતાને નિહાળીને ફિલસૂફીના રાહ પર વધુ આગળ વધીને તેઓ અદ્વૈતવાદને પહોંચી શકયા.'

મેક્સમૂલર (Maxmuller) જેવો વિદ્વાન પણ આ સંબંધમાં કહે છે કે,

"ઋગ્વેદસંહિતાની રચના ગમે ત્યારે થઈ હોય, પરંતુ એટલું તો નિઃશંક છે કે તે સમય પહેલાં એક ચોક્કસ માન્યતા અસ્તિત્વમાં આવી ચૂકી હતી કે ઈશ્વર એક જ છે; તે સ્ત્રી પણ નથી કે પુરુષ પણ નથી. વ્યક્તિત્વની કોઈ પણ મર્યાદાની તે બહાર છે અને તેનાથી પર કોઈ નથી."

સાચા ધર્મ માટે સર્વસત્તાધીશની આવશ્યકતા રહેલી છે અને અદ્વૈતવાદમાં આવી શક્તિ રહેલી છે. સાચા અર્થમાં તો વિશ્વની સર્વોચ્ચ શક્તિને વ્યક્તિત્વ આપવું એટલે તેના પર એક જાતની મર્યાદા નાખવી. તે છતાં સર્વોચ્ચ શક્તિની જો આરાધના કરવી હોય તો તેને કોઈ ને કોઈ પ્રકારનું સ્વરૂપ, આકાર અથવા વ્યક્તિત્વ આપવું જ પડે.

વિશ્વ પર અસ્તિત્વમાં આવેલા સર્વ ધર્મોએ માનવહૃદયના મુખ્ય ભાવોને મૂર્ત સ્વરૂપ આપવાની હંમેશાં કોશિશ કરી છે. આ જ પ્રમાણે વેદના વિવિધ દેવો તે માનવીની જરૂરિયાતો અને ઇચ્છાઓના દેવો છે. માનવીના મનમાં રહેલી જિજ્ઞાસાવૃત્તિ અને સત્યને શોધવાની ઇચ્છાનાં તેઓ પ્રતીક છે. જુદા જુદા અનેક દેવો પર વેરાયેલાં કિરણો ફરીથી એકત્ર થાય છે અને એક અનામી ઈશ્વરને તેજસ્વી બનાવે છે, કે જે એક જ માણસના હૃદયમાં રહેલા સતત આર્તનાદને અને મનની અનેક આશંકાઓને સંતોષી શકે તેમ છે. આ પ્રમાણે વૈદિક વિચારસરણીનો પ્રવાહ આખરે 'અંતિમ તત્ત્વ'નું રહસ્ય પામીને જ જંપે છે.

આવી પશ્ચાદ્ભૂમિકામાં યજ્ઞનું આગમન હવે નિઃશંક અને અનિવાર્ય હતું, કારણ કે સર્વોચ્ચ શક્તિ યાને કે ઈશ્વર પ્રત્યેની પોતાની

લાગણી અને ભક્તિ માનવી આવી. શક્તિને ચરણે પોતાની મિલકત અને જાતને સમર્પિત કરીને જ દર્શાવી શકે. આપણે જોયું તેમ આ ધર્મના મૂળમાં તો સાદી પ્રાર્થના જ હતી. લોકો આ સમયે મૂર્તિઓમાં માનતા નહીં, આ સમયમાં મંદિરો પણ ન હતાં. પાપની માન્યતા પણ આ સમયે ખાસ પ્રચાર પામી ન હતી.

**અથર્વવેદનો ધર્મ** : અથર્વવેદને 'અથર્વાંગિરસ'ના નામથી પણ ઓળખવામાં આવે છે. 'અથર્વત્' એટલે પવિત્ર જાદુ કે જેની સહાય વડે સુખ મેળવી શકાય અને જે રોગનો નાશ કરે; જ્યારે 'આંગિરસ' એટલે ભયંકર જાદુ અથવા તો કાળી વિદ્યા, કે જેનો ઉપયોગ વિરોધીઓ પર થઈ શકે. ઋગ્વેદની જે તાજગી હતી તે અથર્વવેદમાં નાશ પામી. પ્રકૃતિને અહીં બાજુએ મૂકી દેવામાં આવી. સર્વ સ્થળે અહીં જાદુ, મંત્રો અને વિચિત્ર દેવો, વગેરેના જ દર્શન થાય છે. સમાજના નીચલા થરોમાં આ માન્યતાઓ ખૂબ લોકપ્રિય બની અને આજે પણ છે. પ્રજાપતિને અહી સર્વશ્રેષ્ઠ દેવ માનવામાં આવે છે. શિવને પણ અગત્યનુ સ્થાન આપવામાં આવ્યુ છે. યોગ્ય રીતે વિચારતાં આપણને સ્પષ્ટપણે જણાય છે કે, અથર્વવેદનો આ ધર્મ આગળના ત્રણ વેદોના ધર્મ કરતાં જુદો જ છે. આ ગ્રંથમાં રજૂ કરવામાં આવેલી ઘણી માન્યતાઓ અનાર્ય સંસ્કૃતિમાથી ઊતરી આવેલી છે. જ્યારે આર્યો અને અનાર્યોની સંસ્કૃતિઓનો સમન્વય થયો ત્યાર પછી જ આ સર્વ તત્ત્વો વેદધર્મમાં દાખલ થયાં. ટૂંકમાં આ વેદ અનાર્ય સંસ્કૃતિની આર્ય સંસ્કૃતિ પરની પ્રબળ અસરોના વિજયની નિશાનીરૂપ છે. સાથે સાથે એ પણ નોંધવું જોઈએ કે ભારતમાં વિજ્ઞાન સંબંધી વિચાર કરવાની પ્રથમ શરૂઆત અહીંથી જ થઈ.

## (क) બ્રાહ્મણગ્રંથો અને કર્મકાંડમય હિન્દુધર્મ

સમયના વહેણની સાથે વેદગ્રંથોને સમજવાનું કાર્ય જનતા માટે મુશ્કેલ બનવા લાગ્યું. વેદના મંત્રોમા રહેલા વસ્તુની છણાવટ, તેના સંવાદો વિષે સાચી સમજ અને તેની ભાવનાઓનુ વિવેચન જરૂરી હતું. આથી પ્રત્યેક વેદની ટીકાના સ્વરૂપમાં તેમને સમજાવતાં પુસ્તકો બહાર પડ્યાં અને તેમને બ્રાહ્મણગ્રંથો કહેવામાં આવ્યાં. આ બ્રાહ્મણગ્રંથો યજ્ઞને લગની તમામ બાબતોનો તલસ્પર્શી અભ્યાસ કરે છે. સર્વ પ્રકારના યજ્ઞો વિષેની સંપૂર્ણ માહિતી આપણને આ બ્રાહ્મણગ્રંથોમાંથી મળી રહે છે. સાચી

રીતે વિચારીએ તો યજ્ઞયાગાદિપૂર્ણ ધર્મની શરૂઆત સામવેદ અને યજુર્વેદથી જ થઈ ચૂકી હતી અને બ્રાહ્મણસમયમાં આપણને તેની પરાકાષ્ઠા જોવા મળે છે. આ સમય દરમિયાન તો સમસ્ત માનવજીવન યજ્ઞમય બની ગયું. બાળક જન્મતો ત્યારથી તે તેના મૃત્યુ સુધીના પ્રત્યેક અગત્યના બનાવ માટે કોઈ ને કોઈ 'વિધિ કે સંસ્કાર' કરવામાં આવતો. ડગલે ને પગલે યજ્ઞો કરવામાં આવતા. સામવેદમાં યજ્ઞસમયે ગાવાની ઋચાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. યજુર્વેદ પણ યજ્ઞ સંબંધી જ સર્વ માહિતી પૂરી પાડે છે. સોમયજ્ઞ, રાજસૂયયજ્ઞ અને અશ્વમેધ યજ્ઞ જેવા મહાન યજ્ઞો પણ હવે અસ્તિત્વમાં આવ્યા. રાજાઓ અને શ્રીમંતો આવા મહાન યજ્ઞો કરતા. મહિનાઓ સુધી આવા યજ્ઞો ચાલ્યા કરતા. ઋગ્વેદના ધર્મની સાદાઈ અને નૈસર્ગિકતા હવે ક્યાંય અદૃશ્ય થઈ ગઈ અને બ્રાહ્મણોનું વર્ચસ્વ ખૂબ જ વધી ગયું. નિઃસ્વાર્થ વૃત્તિથી કરવામાં આવે તો યજ્ઞની ભાવના જેવી ઉદાત્ત ભાવના અન્ય કોઈ હોઈ શકે નહીં, કારણ કે ત્યાગ અને બલિદાનવૃત્તિના સુંદર આદર્શો પર તે રચાયેલી છે. આ સંબંધમાં જ આચાર્ય આનંદશંકર ધ્રુવ પોતાના 'ધર્મવર્ણન' નામના પુસ્તકમાં કહે છે કે,

> 'યજ્ઞો માત્ર અર્થવિહીન જાદુઈ ક્રિયાઓ ન હતી પણ એમાં ઋષિઓ પોતાના કેટલાક ધાર્મિક વિચારો મૂર્તિમંત કરતા.'

પરંતુ આદર્શ અને વાસ્તવિકતામાં ઘણો તફાવત હતો. થોડાક જ સમયમાં યજ્ઞ પાછળની ભાવના સદંતર રીતે ભૂંસાઈ ગઈ અને જે પરિસ્થિતિ સર્જાઈ હતી તેને અનુલક્ષીને ડૉ. રાધાકૃષ્ણને યોગ્ય જ કહ્યું છે કે,

> 'આ ધર્મ એક વ્યાપારી સંસ્થા સમાન હતો કે જેમાં દેવોને યજ્ઞ દ્વારા આહુતિ આપવામાં આવતી અને તેના બદલામાં કોઈ ખાસ વસ્તુની અપેક્ષા રાખવામાં આવતી.'

ગરીબ અને મધ્યમ વર્ગના માણસોને આવા યજ્ઞો કરવાનું પોસાય તેમ ન હતું અને બુદ્ધિશાળી વર્ગને યજ્ઞની પાછળ રહેલી સ્વાર્થી ભાવના અને તેમાં થતી હિંસાને લીધે તેમાં કોઈ શ્રદ્ધા રહી ન હતી. આમ, પ્રજાના મોટા ભાગને સંતોષ આપી શકે એવું કોઈ પણ તત્ત્વ આ ધર્મમાં ન હતું. આવા ધર્મની સામેનો અસંતોષ અને વિરોધ ઉગ્ર બની રહ્યા હતા.

પરિણામે હિન્દુધર્મના વિકાસપથમા એક જબરજસ્ત આંધી આવી. હિન્દુધર્મની ઇમારતના પાયા હચમચી ગયા. સમાજના અસંતુષ્ટ વર્ગોએ

બળવો પોકાર્યો અને બૌદ્ધ તથા જૈનધર્મની સ્થાપના થઈ. પરંતુ સાથે સાથે હિન્દુધર્મે પણ એક નોંધપાત્ર પરિવર્તન અનુભવ્યું. માનવમન કર્મકાંડને છોડીને તત્ત્વજ્ઞાનરૂપી અવકાશમાં ઉડ્ડયન કરવા મથી રહ્યું હતું. હિન્દુ ધાર્મિક વિચારસરણીએ પણ બુદ્ધિરૂપી અસીમિત સાગરને પેલે પાર પહોંચવાનો પ્રયાસ કર્યો અને તેના પરિપાકરૂપે જે ગ્રંથો વિશ્વને મળ્યા, તે જ સર્વોત્કૃષ્ટ પ્રકારનું તત્ત્વજ્ઞાન ધરાવતા ઉપનિષદ્ગ્રંથો.

**આરણ્યકોની ધર્મભાવના :** આચાર્યશ્રી ધ્રુવના શબ્દોમાં 'ગામ અને ઘર છોડી અરણ્યમાં જઈને, ધર્મનું તત્ત્વચિંતન કરનાર જનોના ગ્રંથો તે આરણ્યક.' યજ્ઞોની વિવિધ ભાવનાઓ સમજાવવાનો અને સરળ બનાવવાનો બ્રાહ્મણોનો જે યત્ન છે તે અહીં આગળ વધે છે. યજ્ઞોને જ માધ્યમ તરીકે રાખીને અહીં પણ વિશ્વનાં ગૂઢ સત્યો અને ક્રિયાઓનો અભ્યાસ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આમ, ગાઢ અરણ્યના શાંત અને સ્વસ્થતાપૂર્ણ વાતાવરણમાં જઈ માનવજીવન અને જગતને સ્પર્શતા સનાતન પ્રશ્નોનો અભ્યાસ કરવાનું અહીં સૂચન કરવામાં આવ્યું છે. ઉપનિષદોમાં રહેલા ઉત્તમ પ્રકારના અને દિવ્ય જ્ઞાનને આ રીતે જ પ્રાપ્ત કરી શકાય. આ રીતે વિચારીએ તો આરણ્યકો ઉપનિષદોની પ્રસ્તાવના સમાં છે અને ઉપનિષદો તથા બ્રાહ્મણગ્રંથો વચ્ચેની કડી સમાન છે.

### (૩) ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન

ઉપનિષદો વેદસાહિત્યનો અંત છે અને સાથે જ વેદની વિચારધારા તેમાં પરાકાષ્ઠાએ પહોંચે છે. આરણ્યકો અને ઉપનિષદોને વેદાન્તના નામથી પણ ઓળખવામાં આવે છે. 'અંતિમ તત્ત્વ' (Ultimate Reality) ને કેવી રીતે પ્રાપ્ત કરવું તે તેનો મુખ્ય આદર્શ જણાય છે. અંતિમ તત્ત્વને અનેક રીતે જોવાનો અને શોધવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. ઉપનિષદોના વિચારકોમા સત્યકામ જાબાલિ, શ્વેતકેતુ, યાજ્ઞવલ્ક્ય, ગાર્ગી, ઇત્યાદિનો સમાવેશ કરી શકાય.

પ્રકૃતિપૂજા અને કર્મકાંડની વેદ અને બ્રાહ્મણસમયની માન્યતાઓમાં ઉપનિષદોને શ્રદ્ધા નથી. આત્માની ઉચ્ચતાને અહીં એક આદર્શ માનવામાં આવે છે. વિશ્વમા સર્વોચ્ચ અને સર્વશક્તિશાળી એવી કોઈ એક જ મહાન અને દિવ્ય શક્તિ છે એવી માન્યતા ધીમે ધીમે પ્રચાર પામે છે. આધ્યાત્મિક પૂર્ણતા માટે જીવનને એક માધ્યમ તરીકે માનવામાં આવે છે.

સત્, ચિત્ અને આનંદ વિષે લંબાણભરી અને વિસ્તૃત ચર્ચાઓ આ સાહિત્યમાં પ્રાપ્ત થાય છે. સત્ એટલે અનંત અસ્તિત્વ, ચિત્ એટલે સનાતન સત્ય અને આનન્દ એટલે શુદ્ધ હર્ષ. પ્રત્યેક માનવ-હૃદયમાં એક આર્તનાદ સતત સાંભળવા મળે છે :

> "અવાસ્તવિકતાથી વાસ્તવિકતા તરફ લઈ જા, અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જા અને મૃત્યુમાંથી અમરત્વ તરફ લઈ જા."

આત્માનું પૃથક્કરણ કરવાનો પણ અહીં પ્રયાસ કરવામાં આવ્યો છે અને ભવિષ્યની વિચારધારાઓ માટે ઉપનિષદોનો એ અમૂલ્ય વારસો છે.

બ્રહ્મ શું છે? આ પ્રશ્ન ઉપનિષદોમાં સૌથી મહત્ત્વનો છે. 'આનંદ' એટલે પરમ હર્ષ. એ એક એવી કક્ષા છે કે જ્યાં માનવીની અધ્યાત્મને પ્રાપ્ત કરવાની શોધ પૂર્ણ કક્ષાએ પહોંચે છે. આ સર્વોચ્ચ કક્ષાને બ્રહ્મ તરીકે ઓળખાવી શકાય. બ્રહ્મ અને આત્માને ગાઢ સંબંધ છે. બન્નેને એક જ ગણવામાં આવે છે. એક બાહ્ય છે, જ્યારે બીજો આંતરિક છે. તત્ ત્વમ્ અસિ, Thou art thee–' તે તું જ છે.' આ સુભાષિત કેટલી સરળતા-પૂર્વક આત્મા અને બ્રહ્મના પ્રગાઢ સંબંધને રજૂ કરી જાય છે! બ્રહ્મને સ્થળ, કાળ કે કારણની કોઈ મર્યાદાઓ સ્પર્શતી નથી.

ઉપનિષદોમાં જ આપણને પ્રથમ વખત 'પંચમહાભૂતો'નો સિદ્ધાંત જોવા મળે છે. ઉપનિષદોના મત પ્રમાણે બુદ્ધિ અને નિશ્ચયશક્તિ ધરાવતો માનવી સંપૂર્ણ તો નથી જ! કારણ કે તેનામાં અનેક વિરોધી વૃત્તિઓ રહેલી છે અને તે જ તેના દુઃખનું કારણ છે. ઉપનિષદોના મત પ્રમાણે આ સમગ્ર વિશ્વ અંતથી અનંત તરફ જવા મથી રહ્યું છે અને માનવી તેનું પ્રતીક છે. જ્યારે ક્ષણભંગુર માનવી આનંતપણું પ્રાપ્ત કરે ત્યારે જ તેના આધ્યાત્મિક જીવનની સર્વોચ્ચ કક્ષાએ તે પહોંચ્યો ગણાય. આધ્યાત્મિક જીવનનું પૂર્ણવિરામ પણ ત્યા જ આવે છે.

ઉપનિષદો માનવને નિઃસ્વાર્થી બનવાનો આદેશ કરે છે. સ્વથી વિમુખ અને ઈશ્વર (અંતિમ તત્ત્વ)ની સન્મુખ જવું તે ઉપનિષદોની માગણી છે. ઉપનિષદો આપણને માનવબંધુઓ તરફ પ્રેમ રાખવાનું જણાવે છે. ઉપનિષદો સંન્યાસાશ્રમને મહત્ત્વનો ગણે છે અને સાચા સંન્યાસીની વ્યાખ્યા આપતાં જણાવે છે કે, 'સાચો સંન્યાસી તેને કહી શકાય કે જે આત્મસંયમ અને આધ્યાત્મિક દૃષ્ટિ દ્વારા માનવજાત માટે સહન કરે.'

ઉપનિષદોના મત પ્રમાણે મોક્ષ પામવું એટલે ઇશ્વર સમાન બની જવું અથવા અંતિમ તત્ત્વમાં લય પામી જવું. ઉપનિષદોના મંતવ્ય પ્રમાણે, માનવમાં રહેલી સ્વાર્થવૃત્તિ જ તેને જન્મમરણની માયાજાળમાં બાંધી રાખે છે. ઉપનિષદોના મત પ્રમાણે, કર્મની ભાવના આપણને ભૂતકાળને ભૂલી જવાનું કહે છે અને આપણું ભવિષ્ય ઉજ્જવળ બનાવવાની સતત પ્રેરણા આપે છે. પુનર્જન્મની ભાવનાને પણ ઉપનિષદોમાં સ્વીકારવામાં આવી છે. ઉપનિષદોમાં એ માન્યતા સ્પષ્ટ રીતે જણાય છે કે મનુષ્યના આ નશ્વર દેહ પછી પણ કોઈ ને કોઈ પ્રકારે જીવન ચાલુ જ રહે છે; અને 'આત્મા અમર છે' એ સુભાષિત આ ભાવનાને વ્યક્ત કરે છે.

**આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે રજૂ કરેલું ઉપનિષદોના ધાર્મિક વિચારોનું સત્ત્વ :** આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે પોતાના 'ધર્મવર્ણન' નામના પુસ્તકમાં ઉપનિષદોના ધાર્મિક અભ્યાસનો નિચોડ આ પ્રમાણે રજૂ કર્યો છે :

(૧) જીવ એ પંચમહાભૂતના બનેલા જડ પદાર્થોથી ભિન્ન છે.

(૨) એ જડ પદાર્થો—સજીવ અને નિર્જીવ—પરમાત્મામાં ઉત્પન્ન થયા છે, પરમાત્મા થકી ટકી રહ્યા છે અને અંતે પરમાત્મામાં ભળે છે.

(૩) પરમાત્મા પિંડમાં અને બ્રહ્માંડમાં વસેલો છે. તે જગતનો અને જીવનો અંતર્યામી છે.

(૪) જીવાત્મા અને પરમાત્માના સંબંધ બહુ ગાઢ અને નિકટ છે. એક અજ્ઞ છે, બીજો સર્વજ્ઞ છે; પણ બન્ને એક જ તત્ત્વ છે.

(૫) એ પરમાત્માનો સાક્ષાત્કાર (પ્રત્યક્ષ અનુભવ), મન, ઇન્દ્રિયો, વગેરે વશ કરીને, સદાચારથી ચાલીને, એનો અનુગ્રહ પ્રાપ્ત કરીને, એનું યથાર્થ (સત્ય) જ્ઞાન મેળવીને જ થઈ શકે.

(૬) તે માટે ઉપનિષદ વગેરેના જ્ઞાન સંબંધી ગ્રંથોનું શ્રવણ કરવું, શ્રવણ કરીને તે પર મનન કરવું, અને છેવટનો નિર્ણય બાંધીને તે પર ધ્યાન કરવું.

(૭) જે જ્ઞાન પ્રાપ્ત કરીને જાય તે 'બ્રાહ્મણ' અને પ્રાપ્ત કર્યા વગર જાય તે 'કૃપણ' (દયા ખાવા જેવો) સમજવો.

(૮) મનુષ્યની કર્મ પ્રમાણે ગતિ થાય છે. પુણ્યકર્મથી એ પુણ્યશાળી બને છે અને પાપકર્મથી પાપરૂપ થાય છે. સત્પુરુષ માટે મરણ પછી બે માર્ગ છે, જેમાંનો એક ચંદ્રલોકમાં અને બીજો બ્રહ્મલોકમાં જાય છે. તેમાંનો પહેલો માર્ગ તે 'ધૂમમાર્ગ' કહેવાય છે, કારણ કે તે યજ્ઞયાગનો માર્ગ છે; અને બીજો માર્ગ 'અર્ચિમાર્ગ' યાને પ્રકાશનો માર્ગ કહેવાય છે, કારણ કે તે જ્ઞાનનો માર્ગ છે. જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, તેને માટે મરણ નથી, એને જન્મજન્માન્તરનો ફેરો રહેતો નથી.

પરંતુ અતિશય ગૂઢ અને આકર્ષણ વિનાનું એવું ઉપનિષદોનું આ તત્ત્વજ્ઞાન સામાન્ય જનસમુદાયને સંતોષ ન જ આપી શકે તે સ્વાભાવિક હતું. વિશાળ સમુદાયને સ્પર્શી શકે અને તેમના દ્વારા અપનાવી શકાય એવી નવીન વિચારસરણીની આવશ્યકતા હતી. મહાભારત, રામાયણ અને ગીતાએ આ દિશામાં ઘણું જ અગત્ય કાર્ય કર્યું અને ગીતાની અપૂર્વ લોકપ્રિયતાની પાછળ સામાન્ય જનસમુદાયનો સંતોષ એ જ મુખ્ય હકીકત બની રહી.

# સ્મૃતિસાહિત્ય અને હિન્દુધર્મ

(૧) પ્રાસ્તાવિક

(૨) મહાકાવ્યોનો યુગ

(૩) રામાયણ–મહાભારત અને હિન્દુધર્મ

(૪) ભગવદ્‌ગીતા અને હિન્દુધર્મ

(૫) હિન્દુધર્મના પંચપ્રાણ :

(अ) પંચમહાયજ્ઞો (ब) સંસ્કાર
(क) વર્ણાશ્રમવ્યવસ્થા (ड) કર્મ અને
પુનર્જન્મ (इ) ચાર પુરુષાર્થ

(૬) ષડ્‌દર્શનો

(૭) પુરાણો

(૮) અન્ય સામાન્ય માન્યતાઓ

(अ) ત્રિમૂર્તિ (ब) પંચાયતન (क) અવતારો

## [૧] પ્રાસ્તાવિક

સ્મૃતિસાહિત્ય એટલે સાંભળવાનું બંધ થયા પછી જેનું સ્મરણ રહ્યું હોય અને તે પરથી રચવામાં આવેલું સાહિત્ય. આવા સ્મરણને આધારે પ્રાચીન ભારતમાં અનેક ગ્રંથો રચાયા આ સ્મૃતિસાહિત્યમાં વિવિધ સ્મૃતિઓ જેવી કે મનુસ્મૃતિ. યાજ્ઞવલ્ક્યસ્મૃતિ; વિવિધ દર્શનગ્રંથો જેવા કે સાંખ્ય, ન્યાય, ઇત્યાદિ તથા રામાયણ, મહાભારત જેવા ઐતિહાસિક ગ્રંથો તેમજ પુરાણો વગેરેનો સમાવેશ કરી શકાય. હિન્દુધર્મસાહિત્યનો આ બીજો તબક્કો છે.

## [૨] મહાકાવ્યોનો યુગ

રામાયણ–મહાભારતના ગ્રંથો હિન્દુધર્મ અને સંસ્કૃતિના પ્રતીક સમ છે. તેઓ મહાકાવ્ય, ઇતિહાસ અને ધર્મગ્રંથ એમ ત્રણે રીતે વિશિષ્ટ પ્રકારનું સ્થાન ધરાવે છે. રામાયણનો પવિત્ર ગ્રંથ આપણને એક આદર્શ અને મહામાનવ એવા રામના જીવનનું દર્શન કરાવે છે. આદર્શ પુત્ર, આદર્શ પતિ, આદર્શ ભાઈ અને આદર્શ રાજા તરીકેનું સુંદર દૃષ્ટાંત આપણને રામના જીવનમાંથી મળી રહે છે, એકપત્નીવ્રતનો આદર્શ પણ અહીં જ આપણને જોવા મળે છે. બીજી તરફ બંધુપ્રેમનું સર્વોચ્ચ દૃષ્ટાંત આપણને લક્ષ્મણના જીવનમાંથી પ્રાપ્ત થાય છે. સેવક તરીકે હનુમાન જ્વલંત કોટિનું ઉદાહરણ પૂરું પાડે છે. જ્યારે એક ગૃહિણી તરીકેનો જે આદર્શ સીતાએ રજૂ કર્યો છે તે યુગે યુગે સ્ત્રીઓ માટે આદર્શરૂપ જ ગણાતો આવ્યો છે. આ ઉપરાંત, ધર્મનું રક્ષણ, આતતાયીઓથી ગરીબો અને નિર્બળોનું રક્ષણ અને રાજાની અન્ય ફરજો પણ અહી સુંદર રીતે બતાવવામાં આવી છે.

તેવી જ રીતે વિશાળ મહાભારતનો ગ્રંથ આપણને તે સમયની આર્ય પ્રજાના જીવનનાં બહુવિધ પાસાઓનો સંપૂર્ણ પરિચય આપે છે. કૌરવો અને પાંડવોના કુટુંબના ઇતિહાસને કેન્દ્રસ્થાને રાખીને આ સમગ્ર ગ્રંથની રચના કરવામાં આવી છે પરંતુ સાથે સાથે દૃષ્ટાંતોના સ્વરૂપમાં અનેક નાનાં નાનાં આખ્યાનો અને ઉપાખ્યાનો તેમાં સમાવવામાં આવ્યાં છે હિન્દુ-ધર્મસાહિત્યના પ્રાણ સમી ભગવદ્‌ગીતા પણ મહાભારતનો જ એક ભાગ છે. શ્રીકૃષ્ણનું વ્યક્તિત્વ સમગ્ર મહાભારતમાં આપણને નિરાળા પ્રકારનું લાગે છે. તેમના જીવનમાં પણ આપણને એક અતિ નિપુણ, અત્યંત વિદ્વાન એવા મહામાનવનાં દર્શન થયા વિના રહેતાં નથી યુધિષ્ઠિર સત્ય અને ધાર્મિકતાના પ્રતીકરૂપે, અર્જુન વીરત્વ અને જિજ્ઞાસાના પ્રતીકરૂપે તેમ જ ભીષ્મપિતામહ તેમની ટેકના પ્રતીકરૂપે આપણને અસર કરી જાય છે. અન્યાય, અસત્ય અને જુલમનો પ્રતિકાર કરીને ન્યાય, સત્ય અને શાંતિ માટે લડવાની પ્રત્યેક મનુષ્યની ફરજ છે. સાચા અર્થમાં એ ધર્મયુદ્ધ છે એવો આદર્શ આ ગ્રંથે રજૂ કર્યો છે. માનવજીવનનાં વિવિધ પાસાઓનો સુંદર અભ્યાસ અહીં આપણને જણાય છે. ખરેખર, મહાભારત જેટલી વિસ્તૃત માહિતી અને અભ્યાસ આપણને જવલ્લે જ અન્ય કોઈ સ્થળેથી સાંપડી શકે.

## [૩] રામાયણ–મહાભારત અને હિન્દુધર્મ

આ સમય દરમિયાનનો ધર્મ હવે સામાન્ય જનસમુદાયનો ધર્મ બની ગયો. શૈવધર્મ અને વૈષ્ણવધર્મનાં ચિહ્નો પણ અહીં આપણને મળી રહે છે. આ કાળનું પ્રધાન લક્ષણ એ છે કે, બ્રાહ્મણધર્મ હવે પલટાતો જાય છે. યોગ, સમાધિ અને ચમત્કારોને હવે વધુ સ્થાન મળે છે. ધર્મ અથવા તો ફરજ હવે ઈશ્વરનું સ્થાન પ્રાપ્ત કરે છે. દરેકે દરેક જ્ઞાતિ અને વર્ણના આદર્શો રજૂ કરવામાં આવે છે. અનેક પ્રાચીન વિધિઓ અને વહેમોને હવે નવું સ્વરૂપ આપવામાં આવે છે. શાપ અને આશીર્વાદ છૂટથી આપવા તથા લેવામાં આવે છે. મનુષ્યયજ્ઞ હવે કોઈ ભૂતકાળની બીના બની ગઈ છે અને તેની નિંદા કરવામાં આવે છે. મૃત શરીરને દાટવામાં આવતુ, જો કે બાળવાની ક્રિયા પણ પ્રચલિત્ હતી. ધર્મની દૃષ્ટિએ માંસાહારનો નિષેધ હતો છતાં સામાન્ય રૂપમાં તે પ્રચલિત હતો. તપને ખાસ પ્રાધાન્ય આપવામાં આવ્યું. તારાઓને પુણ્યશાળી મૃતાત્માઓ માનવામાં આવ્યા. અનેક જાતના દેવો અને દેવદૂતો તથા ભૂતપ્રેત, વગેરેની માન્યતા પણ અસ્તિત્વમાં આવી. મોટા યજ્ઞોને સ્થાને હવે નાની વિધિઓ કરવાની પ્રથા અસ્તિત્વમાં આવી. પવિત્ર સ્થાનોની યાત્રા અને નદીકિનારા પરના જીવનને પ્રાધાન્ય આપવામાં આવ્યું. ગંગા, જમના જેવી નદીઓનાં પાણી પવિત્ર ગણાવા લાગ્યાં. પશ્ચાત્તાપને મહત્ત્વ આપવામાં આવ્યું. અનેક જાતના નવા મંત્રો અસ્તિત્વમાં આવ્યા અને તેમણે પ્રજાજીવન પર ઊંડી અસરો કરી નૈતિકતા પર ભાર મૂકવામાં આવ્યો. સત્ય, આત્મસંયમ, તપ અને અહિંસાને જીવનમાં ઉતારવા લાયક ગુણો તરીકે ગણવામાં આવ્યા. આથી જ હોપકિન્સ (Hopkins) નામનો વિદ્વાન કહે છે: "મહાકાવ્યોમાંનો ધર્મ અનેક વસ્તુઓને સ્પર્શતો હોવા છતાં તેનો પ્રધાન સૂર એક જ છે" પરંતુ આ મહાભારતના ગ્રંથમાનું સર્વોત્તમ તત્ત્વ તો ગીતામાં જ સમાયેલું છે.

## [૪] ભગવદ્‌ગીતા અને હિન્દુધર્મ

મહાભારતના ભીષ્મપર્વના ભાગરૂપે અસ્તિત્વ ધરાવતી ભગવદ્‌ગીતા સંસ્કૃતમાં લખવામાં આવેલી સર્વશ્રેષ્ઠ અને સૌથી વધુ લોકપ્રિય ધાર્મિક કવિતા છે. એ એક એવી પુસ્તિકા છે કે જેમાંથી એક સાથે આપણને ફિલસૂફી, ધર્મ અને નીતિશાસ્ત્રનું જ્ઞાન મળી રહે છે. જો કોઈ પણ ગ્રંથનું તેની માનવમન પર થયેલી અસરોની દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાનું હોય તો ગીતા એ કદાચ સૌથી વધુ અસરકારક ગ્રંથ છે. મુક્તિ માટેનો તેનો સંદેશ બહુ જ

સરળ છે. યજ્ઞો દ્વારા માત્ર ધનિકો જ દેવોને ખરીદી શકે અને માત્ર સક્રિય તથા સંસ્કારી માણસો જ જ્ઞાન દ્વારા અંતિમ સત્યને સમજી શકે, જ્યારે ગીતાનો માર્ગ સર્વને મુબારક છે આ માર્ગ છે ભક્તિનો, ઈશ્વરની આરાધનાનો. ગીતાના સંબંધમાં જર્મન વિદ્વાન વિલિયમ વૉન હમબોલ્ટ કહે છે :

"It is the most beautiful, perhaps the only true philosophical song existing in any known tongue"

ગીતાની રચના કેવા સંજોગોમાં થઈ તે એક ખાસ મહત્ત્વની વસ્તુ છે. મહાભારતના યુદ્ધ વખતે અર્જુન બંને બાજુએ મૂઝાઈ ગયો હતો. એક બાજુ તેને પોતાના જ મિત્રો, ગુરુ અને સગાંઓનો સંહાર કરવાનો હતો, જ્યારે બીજી તરફ અન્યાય સહન કરીને દુષ્ટોને ઉત્તેજન આપવાનું હતું આવી પરિસ્થિતિમાં શું કરવું તેની તેને સમજ પડતી નથી ત્યારે શ્રીકૃષ્ણ તેને ગીતા દ્વારા મધ્યમ માર્ગ શોધી આપવાનો પ્રયત્ન કરે છે આમ, ગીતા એટલે એક મનુષ્ય અને મનુષ્યસ્વરૂપમાં રહેલા ઈશ્વર વચ્ચેનો સંવાદ. એટલું તો સ્પષ્ટ જ છે કે ગીતામાં રહેલું તત્ત્વજ્ઞાન અને તેમાં નિર્દેશ કરવામાં આવેલો ધર્મ સરળ છતાં ઉચ્ચ અને આદર્શવાદી છે આજ સુધી પણ અનેક મહાપુરુષોએ તેમાંથી પ્રેરણા મેળવી છે, અને અત્યારે પણ કોઈ હિન્દુને માટે ગીતા એ પવિત્ર અને પૂજનીય ગ્રંથ છે. ગીતાના કર્તા વિષે એમ કહી શકાય કે તે એક સંસ્કારી પુરુષ જણાય છે. તે વિવેચક નથી કોઈની પણ ટીકા કરતો નથી હૃદયથી તે નિખાલસ છે. તે કોઈ ધાર્મિક ઝુંબેશ જગાવતો નથી. કોઈ નવા પંથની સ્થાપના કરતો નથી પરંતુ તે જમાનામા પ્રચલિત વિવિધ વિચારસરણીઓનો સમન્વય કરવાનો પ્રયાસ કરે છે. ગીતામાં ભક્તિની તીવ્ર લાગણી રહેલી છે અને આધ્યાત્મિક ભાવનાની મધુરતા રહેલી છે. ગીતામાં મુખ્ય વિચાર અને આદર્શ તે ઉપનિષદોનો જ છે માત્ર ધાર્મિક બાબતોને અહીં વિશેષ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે ગીતાના કર્તાને એ હકીકતની પ્રતીતિ થઈ ચૂકી હતી કે, માણસને માત્ર તર્ક અને ફિલસૂફીથી સંતોષી શકાતો નથી. આથી ઉપનિષદોના મૂળ તત્ત્વને પાયારૂપે સ્વીકારીને તેમાંનું ધાર્મિક તત્ત્વ બહાર કાઢીને તેને લોકપ્રિય ધાર્મિક કથાઓ સાથે જોડીને લોકહૃદયમાં સ્થાન આપવાનો પ્રયત્ન તેણે કર્યો.

**ગીતાનો ઉપદેશ :** ગીતાના સમય દરમિયાન અંતિમ તત્ત્વ અને માનવના ભાવિ વિષે અનેક મતો પ્રવર્તતા હતા. ગીતા આવા અનેક મતોના

સમન્વય દ્વારા એક નવી જ અને વિશિષ્ટ પ્રકારની વિચારણા ઊભી કરવાનો પ્રયાસ કરે છે. ઉપનિષદોના જ આદર્શને મહાભારતના સમયમાં ઉત્પન્ન થયેલી નવી પરિસ્થિતિમાં રજૂ કરવાનો ગીતા પ્રયત્ન કરે છે. ગીતાનું મુખ્ય ધ્યેય જીવનની મુશ્કેલ પરિસ્થિતિઓનો ઉકેલ કરવાનું અને સાચા નૈતિક જીવન ઉપર ભાર મૂકવાનું છે. આ અર્થમાં ગીતા એક નીતિશાસ્ત્ર બની રહે છે.

**અંતિમ તત્ત્વ :** અંતિમ તત્ત્વને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન અહીં પણ બે જુદી જુદી રીતે કરવામાં આવ્યો છે : આંતરિક (આત્મા) અને બાહ્ય (બ્રહ્મ)નું પૃથક્કરણ કરીને. માનવી હંમેશાં પોતે જે સ્થિતિમાં હોય છે તેનાથી અસંતુષ્ટ હોય છે અને કાંઈ વિવિધતાની આશા રાખે છે. ઉપનિષદની માફક જ અહીં પણ 'આત્મા અને બ્રહ્મ'ના બે સિદ્ધાંતો સ્વીકારવામાં આવ્યા છે. પ્રેમ, શ્રદ્ધા, પ્રાર્થના અને ભક્તિને ઉમેરીને ઉપનિષદોમાંના તત્ત્વજ્ઞાનપૂર્ણ આદર્શોને ગીતામાં ધર્મનું સ્થાન આપવામાં આવ્યું છે અથવા તો આ સિદ્ધાંતોને જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. વિશ્વના અન્ય ફેરફારોની સરખામણીમાં પ્રકૃતિ સ્થાયી હોય છે, છતાં તે અંતિમ સત્ય તો નથી જ; કારણ કે તેને મહાન શક્તિ પર આધાર રાખવો પડે છે. આ સર્વોચ્ચ શક્તિ એ જ સાચું અમરતત્ત્વ છે, અનંતનું રહેઠાણ છે. વિશ્વની સર્વ વસ્તુઓ કોઈક ધ્યેય તરફ જવા મથી રહી હોય છે અને તે જ બતાવે છે કે તેઓમાં શાશ્વતતા નથી. ક્ષણભંગુરતા એ પૃથ્વી પરની સર્વ વસ્તુઓનુ પ્રતીક છે. જે શાશ્વત છે, જેનામાં કોઈ ફેરફાર થતો નથી તે બ્રહ્મ છે. ગીતા માને છે કે પ્રત્યેક માનવીમાં, પ્રત્યેક જીવંત વસ્તુમાં આ અનંત શક્તિનો થડકાર રહેલો છે ઉપનિષદોની માફક જ ગીતા પણ કહે છે કે, માનવશરીરની અને ઇન્દ્રિયોની ભીતરમાં 'આત્મા' રહેલો છે અને તેવી જ રીતે વિશ્વની વિવિધ વસ્તુઓની પાછળ સનાતન એવું 'બ્રહ્મતત્ત્વ' રહેલું છે બન્ને એક જ છે, કારણ કે બન્નેની પ્રકૃતિ સમાન છે. સર્વોચ્ચ તત્ત્વની બે અવસ્થાઓ ગીતામાં બતાવવામાં આવી છે: પરા અને અપરા. પરા એટલે વિશ્વમાં રહેલી સર્વ ચેતન વસ્તુઓ, જ્યારે અપરા એટલે વિશ્વની અચેતન વસ્તુઓ. બન્ને સાથે મળતાં જ સમગ્ર વિશ્વ સર્જાય છે. આ સર્વોચ્ચ તત્ત્વ માનવ અને પ્રકૃતિ બન્નેમાં સમાયેલું હોવા છતાં બન્ને કરતાં મહાન છે. વિશ્વની તમામ વસ્તુઓ તેનામાં સમાયેલી છે. ગીતાના કૃષ્ણને આ સર્વોચ્ચ શક્તિ કે તેના એક ભાગ સાથે સરખાવવામાં આવ્યા

છે એ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. પરંતુ ગીતાના કર્તાના મત પ્રમાણે કૃષ્ણ પુરુષોત્તમસ્વરૂપમાં જ જણાય છે; કારણ કે ગીતામા જ શ્રીકૃષ્ણ કહે છે :

> 'વિશ્વની સર્વ વસ્તુઓના મહાન અધિપતિ અને માનવસ્વરૂપમાં રહેલા એવા મને, મારી સર્વોચ્ચ પ્રકૃતિને ન જાણનાર મૂર્ખ જનો જુદા સ્વરૂપે નિહાળે છે.'

ઈશ્વર માનવસ્વરૂપે અવતાર લે છે એવી માન્યતા ગીતામાં રજૂ કરવામાં આવી છે. આ અવતારની માન્યતા માનવજાતને નવો જ આધ્યાત્મિક સંદેશ આપે છે. વિશ્વનાં પાપ, અનિષ્ટો, મૃત્યુ અને વિનાશની સામે આ પ્રત્યેક અવતાર જેહાદ ચલાવે છે. ગીતામાં જ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે,

> 'જ્યારે જ્યારે પણ ધર્મનું પતન થતું જણાય છે અને અસત્ય અને અધર્મની ચડતી થતી જણાય છે, ત્યારે હું મારી જાતને ઉત્પન્ન કરું છું. યુગે યુગે આ પ્રમાણે સત્યની રક્ષા કાજે અને આતતાયી-ઓના વિનાશ માટે તેમ જ ન્યાયની સ્થાપના કરવા હું અવતાર ધારણ કરું છુ.'

આમ છતાં, અવતારનો સામાન્ય અર્થ એવો જ કરી શકાય કે અવતાર એટલે કોઈ નિશ્ચિત કાર્ય માટે વિશ્વ પર પ્રગટ થતું ઈશ્વર અથવા તો સર્વોચ્ચનું મર્યાદિત સ્વરૂપ. પરંતુ આ મર્યાદિત સ્વરૂપમાં પણ જ્ઞાનની સંપૂર્ણતા તે ધરાવે છે.

**માનવી :** આ વિશ્વમાં જન્મ એ જ અપૂર્ણતાની નિશાની છે. જ્યાં સુધી આખરી સત્યનુ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જન્મમરણનું આ વર્તુળ રહેવાનું જ. માનવજીવન આવી પૂર્ણતા મેળવવા માટેનું એક સાધન છે. માનવનો પ્રત્યેક જન્મ પૂર્ણતા તરફ પહોંચવાની તકો તેને માટે ઊભી કરે છે. જ્યાં સુધી તે ધ્યેય પર ન પહોંચાય ત્યાં સુધી પુનર્જન્મ અનિવાર્ય છે. આ અનંત અને અગાધ રસ્તા પર પ્રત્યેક મૃત્યુ એ થોડીક ક્ષણો માટેનો વિરામ છે. ફરી પાછી કૂચ આરંભવાની જ હોય છે.

**જ્ઞાનમાર્ગ :** ગીતા બે પ્રકારના જ્ઞાન વિષે કહે છે. એક તો બુદ્ધિ-પૂર્વક પ્રાપ્ત કરેલું જ્ઞાન અને બીજું દિવ્ય પ્રેરણાથી પ્રાપ્ત કરેલું જ્ઞાન. આપણી બુદ્ધિથી આપણને માત્ર બાહ્ય રીતે દૃશ્યમાન હોય અથવા તો આપણી પંચેન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થઈ શકે એવા જ્ઞાનનો જ ખ્યાલ આવી શકે. સર્વ વસ્તુઓની ભીતરમાં રહેલી મૂળ વસ્તુનાં દર્શન આપણને આપણી

બુદ્ધિ કરાવી શકે નહીં. તેને માટે બુદ્ધિ કરતાં દિવ્ય પ્રેરણા ( Intuition ) જરૂરી છે. અંતિમ સત્યને પામવું હોય, સમજવું હોય તો બુદ્ધિની આસપાસ વીંટળાઈ વળેલાં અનેક પડળો દૂર કરવાં પડે. અર્જુન પોતાની નગ્ન આંખોથી સત્યને જોઈ શકતો નથી, અને માટે જ દૈવી આધ્યાત્મિક દૃષ્ટિ માગે છે. અંતિમ તત્ત્વને આપણી દૃષ્ટિથી દૂર રાખવામાં માત્ર આપણી બુદ્ધિનો વાંક નથી, પરંતુ આપણામાં રહેલી સ્વાર્થવૃત્તિ જ મહદ્ અંશે તેને માટે જવાબદાર છે. અર્જુનમાં બુદ્ધિની ખામી ન હતી પરંતુ આધ્યાત્મિકતાનો અભાવ હતો. આ માટે આત્માને શરીર અને ઇન્દ્રિયોની અશુદ્ધિથી દૂર કરી દિવ્યદૃષ્ટિ કેળવવી જોઈએ, કે જે પ્રત્યેક વસ્તુ તરફ નવા જ દૃષ્ટિકોણથી જુએ છે. સત્ય વિષે જાણવું એટલે આપણા આત્માને અંતિમ તત્ત્વ સુધી લઈ જવો અને પછી આ સર્વોચ્ચની જ આરાધના કરવી. ગીતાના મત પ્રમાણે સાચું જ્ઞાન આપણને એકતરફી દૃષ્ટિકોણથી, સંકુચિત મનોદૃષ્ટિથી મુક્ત કરીને વિશાળ અને વ્યાપક સત્ય તરફ લઈ જાય છે. ત્યાં આપણને માનવ માનવ વચ્ચે ભિન્નતા વરતાતી નથી. સર્વ માનવોમાં એ જ અનંત શક્તિનો સંચાર જણાય છે અને જ્યારે આ સત્યની પ્રતીતિ થાય ત્યારે ઇન્દ્રિયો અને શરીર બન્નેના સામ્રાજ્યનો અંત આવી જાય અને સર્વોચ્ચ શક્તિ જ પોતાનું સામ્રાજ્ય ફેલાવે. આ જ્ઞાનમાર્ગ સર્વથી ઉત્તમ છે પરંતુ તેનું પાલન કરવું પણ એટલું જ કઠિન છે. એટલે તે ફક્ત ઉચ્ચ કક્ષાના માનવીઓ માટે જ છે.

**ભક્તિમાર્ગ** : ભક્તિ એટલે જ્ઞાન કે કર્મથી જુદી રીતે ઊર્મિ અથવા તો ભાવના દ્વારા અંતિમ તત્ત્વને પામવાનો પ્રયત્ન. ભક્તિનો આ માર્ગ નિર્બળ અને પતિત, અભણ અને અજ્ઞાની સર્વને માટે ખુલ્લો છે. સૌથી સરળ માર્ગ પણ કદાચ આ જ છે ગીતાની ભક્તિમાર્ગની ભાવના પર ઉપનિષદોની ઉપાસનાની માન્યતા અને ભાગવતની ભક્તિની વિચારસરણીની અસર થયેલ છે. ગીતા એમ માને છે કે, જે માનવી પોતાનું સર્વસ્વ ઇશ્વરને સમર્પણ કરીને તેની યાચના કરે છે, તેને માટે ઇશ્વરના મહેલના દરવાજા હંમેશાં ખુલ્લા જ હોય છે. ગીતાના મત પ્રમાણે ભક્તિ એટલે ઇશ્વરમાં શ્રદ્ધા, તેની પ્રત્યે પ્રેમ રાખવો, તેને સર્વસ્વ સમર્પણ કરી દેવું અને આખરે તેનામાં જ વિલીન થઈ જવું. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે :

> ' ખરાબ વર્તનવાળો માણસ પણ જો મારી તરફ સાચા દિલથી અને સંપૂર્ણ પ્રેમથી વળે તો તેને સંત માનવો.'

ગીતા કહે છે કે અંતિમ તત્ત્વ એક જ છે અને તેના કોઈ પણ સ્વરૂપ દ્વારા તેને પહોંચી શકાય. સાચી ભક્તિને માટે શ્રદ્ધા અને વિશ્વાસ અતિશય જરૂરી વસ્તુઓ છે. જ્યાં સુધી ભક્તને અંતિમ તત્ત્વનાં દર્શન ન મળે ત્યાં સુધી તેણે અંતિમ તત્ત્વને વિશ્વાસથી માની લેવું જ પડે છે. પૂજા અથવા પ્રાર્થના જ્યારે સાચા ભક્તિભાવ સહિત કરવામાં આવે છે, ત્યારે તે હૃદયને વિશુદ્ધ કરે છે, મનને વધુ ઉચ્ચતર ભૂમિકા માટે તૈયાર કરે છે. સાચી મુક્તિ સંપૂર્ણ અને સર્વોચ્ચની આરાધનાથી જ મળી શકે. સર્વોચ્ચની ભક્તિ કરનાર જ અનંત મુક્તિ મેળવી શકે છે ભક્તિ અનેક સ્વરૂપે થઈ શકે છે. તેમાં ઈશ્વરની શક્તિઓ, ડહાપણ, વગેરે વિષે ચિંતન, શ્રદ્ધાળુ દિલથી તેને સતત સંભારવો, બીજી વ્યક્તિઓ સાથે ઈશ્વરના ગુણો વિષે ચર્ચાઓ કરવી, તેનાં ગુણગાન ગાવાં અને સર્વ કૃત્યો તેની સેવાસ્વરૂપે જ કરવાં, વગેરેનો સમાવેશ થાય છે. જ્યા સુધી વિવિધ વસ્તુઓ પ્રત્યે આપણી દષ્ટિ ન બદલાય, ભૌતિક સુખો તરફથી આપણું મન દૂર ન જાય, ત્યાં સુધી શુદ્ધ ભક્તિ સંભવી શકે નહીં. આ માટે ઘણી વખત યોગનો પણ સહારો લેવામાં આવે છે.

ગીતાના મત પ્રમાણે ઈશ્વરને પોતાના સર્વ ભક્તો પ્રિય હોય છે, પરંતુ તેમાં પણ જે બુદ્ધિપૂર્વક ઈશ્વરને શોધવાનો પ્રયત્ન કરે છે તે સર્વથી વધુ પ્રિય હોય છે. છતાં ગીતા આદર્શ માનવી તો તેને જ કહે છે કે,

> 'જેનામાં જ્ઞાન દ્વારા પ્રેમ ઉત્પન્ન થયો હોય અને તે પ્રેમ દ્વારા જેનામાં માનવજાતની સેવા કરવાની તીવ્ર ભાવના ઉત્પન્ન થાય અને જીવન પર્યંત જે તે માટે સહન કરે. વિષ્ણુપુરાણના મત પ્રમાણે, જેઓ પોતાની સર્વ પ્રવૃત્તિઓ છોડીને માત્ર કૃષ્ણનામનું રટણ જ કર્યા કરે છે, તેઓ ઈશ્વરના દુશ્મનો છે. ભગવાન પણ દુનિયામાં સત્ય ફેલાવવાના આશયથી જ જન્મ લે છે. પ્રવૃત્તિ, નિષ્કામ સેવા અને કર્મ તદન જરૂરી છે.'

કર્મમાર્ગ : સર્વોચ્ચને પ્રાપ્ત કરવા માટે દૈવી તત્ત્વની સાચા દિલપૂર્વકની સેવા પણ એટલી જ અગત્યની છે. કર્મમાર્ગ એક એવો રસ્તો છે કે જે દ્વારા સેવા કરવાની વૃત્તિ ધરાવતો મનુષ્ય ઈશ્વરને પ્રાપ્ત કરી શકે. ગીતા આપણને કાર્યના ફળ પ્રત્યે એક પ્રકારની અનાસક્તિ કેળવવાનું કહે છે, પરંતુ સાથે એ પણ ઉમેરવામાં આવ્યું છે કે અજ્ઞાનતાપૂર્વક કોઈ વસ્તુના ફળનો ત્યાગ કરવો તેમાં કોઈ મહત્તા નથી પરંતુ કાર્યની શરૂઆતથી જ

પૂર્ણ ખ્યાલપૂર્વક અને તેનાં પરિણામોની પરવા કર્યા વિના તેના ફળનો ત્યાગ કરવો તેમાં જ સાચી મહત્તા રહેલી છે. 'હિન્દુ–વેદ–ધર્મ'માં આચાર્યશ્રી ધ્રુવ ગીતાના આ કર્મમાર્ગની સમીક્ષા કરતાં લખે છે :

> 'કર્મ કરતી વખતે આ કર્મ હું કરું છું અને તેનું ફળ મને હો' એવી અહંકર્તૃત્વની બુદ્ધિ અને ફલાભિસન્ધિ ન જોઈએ. કર્તાકારયિતા પ્રભુ છે એમ સમજવું. સિદ્ધિ–અસિદ્ધિ, જય–પરાજયની દરકાર ન કરવી અને ફલમાત્ર પ્રભુને સમર્પી દેવાં એ જ ખરો સંન્યાસ છે. આ રીતે કર્મસંન્યાસ અને 'કર્મયોગ' વચ્ચેનો ભેદ વિલય પામી જાય છે. કર્મસંન્યાસ એટલે કર્મ ત્યજી દેવાં અને કર્મયોગ એટલે ઉપર કહ્યા મુજબનું સાંખ્યજ્ઞાન કર્મને લાગુ પાડવું. આત્મદષ્ટિએ ઉભય એક જ છે.'

ગીતા આપણને આપણા જીવનનાં સામાન્ય કર્તવ્યોનો ત્યાગ કરી દેવાનું કહેતી નથી, પરંતુ તેમાં રહેલી સ્વાર્થવૃત્તિઓને દાબી દેવાનું કહે છે. આ પ્રમાણે ગીતા આપણને નિવૃત્તિમાં પ્રવૃત્તિનો સાચો સિદ્ધાંત શીખવે છે. આ પ્રમાણે નિષ્કામ કાર્ય કરવાથી માનવીની દરેક લાગણીઓનું ઊર્ધ્વગમન થાય છે અથવા તો માનવ–આત્માની વિશુદ્ધિ થાય છે. ભક્તિયોગ તથા જ્ઞાનયોગ માટે તે અત્યંત જરૂરી છે. બીજી તરફ આ ભાવના દ્વારા તે સમગ્ર માનવજાત અને તે દ્વારા તેમાં રહેલા ઈશ્વરની પણ આરાધના કરી શકે છે.

**મોક્ષ :** જ્ઞાન, ભક્તિ કે કર્મના કોઈ પણ માર્ગ દ્વારા આપણે એક જ ધ્યેય પ્રાપ્ત કરવાનું હોય છે અને તે આપણા આત્માનું સર્વોચ્ચ સાથેનું તાદાત્મ્ય. જ્યારે પણ મન વિશુદ્ધ બને અને અહંભાવનો વિનાશ થાય ત્યારે કોઈ પણ વ્યક્તિ સર્વોચ્ચની સાથે એકતા સાધી શકે છે. સર્વોચ્ચ અનુભવ એટલે મુક્તિ. જ્ઞાન શબ્દને આ 'સર્વોચ્ચ અનુભવ' અને 'તે તરફ દોરી જનાર રસ્તો' એમ બન્ને અર્થમાં વાપરવામાં આવ્યો છે. આથી જ કેટલાક જ્ઞાનમાર્ગને વધુ મહત્ત્વ આપવા પ્રેરાય છે. પરંતુ તે યોગ્ય નથી. મોક્ષ એટલે સર્વોચ્ચની સાથે એકતા અનુભવવી તે. તેને મુક્તિ, બ્રાહ્મી-સ્થિતિ, નૈષ્કર્મ્ય, નૈર્ગુણ્ય, ઇત્યાદિ અનેક નામોથી ઓળખવામાં આવે છે. પુરુષોત્તમમાં સમાઈ જવું તે સૌથી ઉચ્ચ સ્થિતિ છે અને જે આ સ્થિતિને પ્રાપ્ત કરે છે તેઓ પુનર્જન્મની ઘટમાળમાં ફસાતા નથી અને ઈશ્વરનો દરજ્જો પ્રાપ્ત કરે છે. ગીતાના મત પ્રમાણે જે મનુષ્યો મોક્ષ પ્રાપ્ત કરે છે તેઓ

ઇશ્વરની મહાનતાના અંશો જરૂર પામી શકે છે. માનવીની અંતિમ કક્ષા વિષે ગીતામાં બે વિરોધી મતો રજૂ કરવામાં આવ્યા છે. એક મત પ્રમાણે મુક્ત બનેલો આત્મા નિરાકાર બ્રહ્મમાં પોતાનું વ્યક્તિત્વ ખોઈ દે છે અને આ દુનિયાના ઝંઝાવાતોથી પર એવી શાંતિને પ્રાપ્ત કરે છે; જ્યારે બીજા મત પ્રમાણે મનુષ્ય ઇશ્વર અથવા તો સર્વોચ્ચને પ્રાપ્ત કરે છે, જીવનની સામાન્ય ઘટનાઓમાંથી ઊર્ધ્વગમન પામીને આવા ઇશ્વરના સાન્નિધ્યમાં તે મુક્તિનો સાચો આનંદ માણે છે. મુક્ત બનેલો આત્મા સારી અને નરસી સર્વ વસ્તુઓથી પર બની જાય છે.

**ગીતાનું નીતિશાસ્ત્ર :** ગીતામાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે અને ગીતા પોતાના અનેક સિદ્ધાંતોને આ ત્રણ ગુણોને ધ્યાનમાં રાખીને સમજાવવાનો પ્રયત્ન કરે છે. ગીતા વર્ણાશ્રમધર્મને માન્ય રાખે છે અને મનુષ્યને તે પ્રમાણે વર્તવાનો આદેશ કરે છે. ગીતામાં ગૃહસ્થાશ્રમને ખાસ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને ગૃહસ્થધર્મને સૌથી ઉચ્ચ પ્રકારનો ગણવામાં આવે છે.

આમ, માનવી, વિશ્વ અને સર્વોચ્ચ શક્તિને સમજાવવાનો પ્રયત્ન ગીતામાં ઘણી સુંદર રીતે કરવામાં આવ્યો છે. સર્વોચ્ચ તત્ત્વને પ્રાપ્ત કરવા માટે વિવિધ માર્ગોનું સૂચન એ ગીતાની અનોખી મૌલિકતા જણાય છે. ગીતાએ હિન્દુધર્મને એટલા તો વ્યવસ્થિત સ્વરૂપમાં અને એટલા વ્યાપક દૃષ્ટિકોણથી રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે કે તેની પહેલાંની સર્વ વિચાર-સરણીઓ ગીતામાં સમાઈ જાય છે અને ત્યાર પછીની સર્વ વિચારસરણીઓએ ગીતાને પાયાસ્વરૂપે સ્વીકારીને જ આગળ વધવાનો પ્રયત્ન કર્યો છે. આથી જ 'હિન્દુ-વેદ-ધર્મ'માં આચાર્યશ્રી ધ્રુવ કહે છે કે,

> 'ગીતા એ મહાભારતના મહાભંડારમાં રહેલું એક અમૂલ્ય રત્ન છે. જગતના ધાર્મિક સાહિત્યમાં તેની બરોબરી કરી શકે તેવો એક પણ ગ્રન્થ નથી એમ હિન્દુઓ અભિમાન રાખે તો તેમા કશું જ આશ્ચર્ય જેવું નથી'

અંતમાં, ગીતાના ઉપદેશનો સાર આપતાં આચાર્યશ્રી ધ્રુવ આ પ્રમાણે કહે છે :

(૧) મનુષ્યની સ્થિતિ પ્રમાણે ઇશ્વરે એનાં જે જે કર્તવ્યો ઠરાવ્યાં હોય તે હંમેશાં કર્યા કરવાં.

(૨) તેમાં ફળની ઇચ્છા રાખવી નહીં.

(૩) ફળ પ્રભુને સમર્પી દેવાં અર્થાત્ જે કર્મ કરવાં તે પ્રભુપ્રીતિ અર્થે જ કરવાં; અને

(૪) નિત્યનિરંતર પ્રભુને જ શરણે રહેવું.

## [૫] હિંદુધર્મના પંચપ્રાણ

હિન્દુધર્મને લોકપ્રિય સ્વરૂપ આપતી અને છતાં આધ્યાત્મિક રીતે હિન્દુધર્મને વધુ ઉન્નત બનાવતી પાંચ માન્યતાઓમાં પંચમહાયજ્ઞ, સંસ્કારો, વર્ણાશ્રમવ્યવસ્થા, કર્મ અને પુનર્જન્મની માન્યતા, અને ચાર પુરુષાર્થોનો સમાવેશ થાય છે. આ પાંચેય બાબતો કોઈ પણ શ્રદ્ધાળુ હિંદુના સમગ્ર જીવનને આવરી લે છે. તેના જીવનને ઘડનારી આ બાબતો છે અને જીવનની પ્રત્યેક પળે માનવ તેમના વિના ચલાવી શકતો નથી. હિંદુધર્મ પણ તેમના વિના પાંગળો બની જાય અને આથી જ આટલું બધું મહત્ત્વ હિન્દુધર્મમાં તેમને આપવામાં આવે છે.

### (अ) પંચમહાયજ્ઞો :

હિંદુધર્મ પાંચ પ્રકારના મહાયજ્ઞોમાં માને છે: દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ. દેવયજ્ઞ એટલે પરમાત્માની વિવિધ શક્તિઓના પ્રતીકરૂપ વિવિધ દેવોની આરાધના અથવા સ્તુતિ કરવી તે મનુષ્ય સિવાય અન્ય પ્રાણીઓ પ્રત્યે પણ દયા અને હમદર્દી રાખી તેમનું જતન કરવાનો પ્રયત્ન કરવો અથવા યથાશક્તિ તેમને અન્નજળ આપવું, ઇત્યાદિ. દા. ત., ગાય, કૂતરાં, વગેરે પ્રાણીઓને ખોરાક આપવો તેનું નામ ભૂતયજ્ઞ. પિતૃયજ્ઞ એટલે મૃત્યુ પામેલાં માતાપિતાને યાદ કરી, તેમના પ્રત્યેની ભક્તિ અને સદ્ભાવના વ્યક્ત કરવી, કુળના માર્ગે ચાલવું અને નિયત કરેલા દિવસે યોગ્ય તર્પણવિધિ કરવી. બ્રહ્મયજ્ઞનો અર્થ એવો કરવામાં આવે છે કે ઋષિમુનિઓએ રચેલા ધાર્મિક સાહિત્યનું પ્રતિદિન અધ્યયન કરવું, તેમાં બતાવેલા માર્ગે ચાલવું અને આ રીતે બુદ્ધિને કસાયેલી રાખવી તેમાં જ ગુરુનું સાચું તર્પણ છે. જ્યારે મનુષ્યયજ્ઞ એટલે માનવમાત્ર તરફ પ્રેમ અને દયાની લાગણી રાખી આંગણે આવી ચડેલા જાણીતા કે અજાણ્યા કોઈ પણ અતિથિનું યથાયોગ્ય સ્વાગત કરવું. ગૃહસ્થીને માથે આ એક ફરજ રહેલી છે કે અન્ય માનવીઓને આ પ્રમાણે સંતોષ આપ્યા બાદ જ ભોજન લેવાનો અધિકાર છે.

આ કર્તવ્યો સાદાં હોવા છતાં જીવનમાં ઘણાં જ મહત્ત્વનાં છે. પ્રત્યેક સ્ત્રીપુરુષની એ પવિત્ર ફરજ બની રહે છે કે સાચી નિષ્ઠાપૂર્વક

| | |
|---|---|
| (૬) નિષ્ક્રમણ | બહાર નીકળવું. (ચોથે મહિને બાળકને બહાર લાવી સૂર્ય-દર્શન કરાવવું.) |
| (૭) અન્નપ્રાશન | અન્નભોજન (છઠ્ઠે મહિને બાળકને સૌ પ્રથમ મધ, ઘી અને ભાત આપી ખોરાકની શરૂઆત કરવી.) |
| (૮) ચૌલ | ત્રીજે વર્ષે વાળ ઉતરાવવા (ચુચ્છા રાખીને). |
| (૯) ગોદાન | સંપૂર્ણ રીતે બધા વાળ ઉતરાવવા. |
| (૧૦) ઉપનયન | યજ્ઞોપવીત આપીને બાળકને ગુરુને ત્યાં વિદ્યાપ્રાપ્તિ માટે મોકલવો. |
| (૧૧) સમાવર્તન | અભ્યાસસમાપ્તિ બાદ ઘેર પાછા આવવું અને તે સમયે કરવામાં આવતો સંસ્કાર. |
| (૧૨) વિવાહ | પરણવું, લગ્નનો સંસ્કાર. |

સંસ્કારોની આ યાદીમાં કેટલીક વખત ગોદાનને બદલે 'કેશાન્ત' કે 'કર્ણવેધ' (કાન વીંધવા) એવું નામ પણ મૂકવામાં આવે છે આ ઉપરાંત, 'અન્ત્યેષ્ટિ' અથવા તો મરણસમયનો સંસ્કાર એ પણ અગત્યનો સંસ્કાર ગણવામાં આવ્યો છે.

આ સર્વ સંસ્કારો આધુનિક હિંદુસમાજમાં આપણને સ્પષ્ટ સ્વરૂપમાં જોવા મળતા નથી, પરતુ તેમાંના કેટલાક સસ્કારો આછાપાતળા સ્વરૂપે હજુ જળવાઈ રહ્યા છે, જ્યારે 'ઉપનયન' અને 'વિવાહ' જેવા સંસ્કારો ખૂબ જ મહત્ત્વ ધરાવતા સંસ્કારો તરીકે હજુ પ્રચલિત છે. વિશ્વભરમાં અને લગભગ પ્રત્યેક સમાજમાં એક યા બીજા સ્વરૂપમાં આ બે સંસ્કારો પળાતા હોય છે. તેમના વિષે થોડીક વિસ્તૃત માહિતી અસ્થાને નહીં જ ગણાય.

**ઉપનયન :** શ્રી. એ. બી. પાંડેના મત પ્રમાણે આ સંસ્કારથી માનવજીવનના એક ઘણા જ અગત્યના તબક્કાની શરૂઆત થાય છે, જેમાં તે ભાવિ જીવનને માટે ભાથું બાંધે છે.[૧] તેનો અર્થ થાય છે ગુરુ પાસે લઈ જવું અથવા તો ગુરુએ વિદ્યાર્થીને પોતાની પાસે લેવો. મનુષ્યના જ્ઞાન અને ચારિત્ર્યનો પાયો આ સંસ્કાર વડે દેખાય છે. આથી જ આ સંસ્કારને 'દ્વિજત્વ'ના નામથી પણ ઓળખવામાં આવે છે યાને કે આ સંસ્કાર

૧. 'Hindu Samskaras' by Shri A. B. Pandye.

દ્વારા જ મનુષ્ય બીજો જન્મ ધારણ કરે છે અને સાચા અર્થમાં મનુષ્ય બને છે. સંસ્કૃતનું પેલું સુભાષિત એને માટે યથાયોગ્ય જ છે—जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते।

**લગ્ન :** ગીતાએ સ્પષ્ટ રીતે એ મંતવ્ય રજૂ કર્યું છે કે, ગૃહસ્થાશ્રમ જ સર્વ આશ્રમોના પાયારૂપ છે અને સર્વ આશ્રમોને તેના પર આધાર રાખવો પડે છે. જીવનના આ અતિ મહત્ત્વના પ્રસંગોને સાચી મહત્તા અને પવિત્રતા આપવા 'લગ્ન' જેવો મહત્ત્વનો સંસ્કાર હોય તે સર્વાંશે ઇચ્છનીય જ છે હિંદુધર્મની સામે એ એક સતત આદર્શ હતો કે લગ્ન એ માત્ર મોજમજાહ માટે અથવા તો સંતાનપ્રાપ્તિ માટેનું સાધન નથી પરંતુ એ આત્માઓનું વ્યક્તિગત અને સમષ્ટિનો મોક્ષ સાધવા માટેનું સુભગ જોડાણ છે. લગ્નના આ સંસ્કાર દરમિયાન વર–વધૂને ભાવિ જીવનને લગતી અનેક બાબતોમાં દિશાસૂચન કરવામાં આવતું. બન્નેને એકબીજા પ્રત્યે વફાદારી બતાવવાનો આદેશ કરવામા આવતો અને એકબીજાને અનુકૂળ થઈને જીવન વ્યતીત કરવાની અનેક સૂચનાઓ આપવામાં આવતી. સાચા અર્થમાં લગ્ન એ એક એવો સંસ્કાર છે કે જે દ્વારા દંપતીને જીવનનાં ઉચ્ચ નૈતિક મૂલ્યો માટેની યોગ્ય દોરવણી આપવામાં આવે છે.

(क) વર્ણાશ્રમવ્યવસ્થા

વર્ણાશ્રમવ્યવસ્થા એ પ્રાચીન સમયમાં હિંદુધર્મે રજૂ કરેલી એક અતિ મહત્ત્વની અને અનોખી વસ્તુ છે કોઈ પણ સમાજમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના તફાવતો એક યા બીજા પ્રકારનું સ્વરૂપ લે છે જ અને ભારતમાં આ વિભાગો વ્યવસાયની વિભિન્નતામાંથી ઊભા થયા તે એક નોંધપાત્ર વસ્તુ છે. આચાર્યશ્રી ધ્રુવના શબ્દોમાં—

> 'દરેક જનસમાજ જેમ જેમ જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવતો જાય અને સુધારામાં આગળ પગલાં ભરતો જાય, તેમ તેમ એના ધંધાઓના તરેહમાં વધારો થતો જાય, પણ સાધારણ રીતે આ સર્વ ધંધાઓના ચાર વર્ગ પાડી હિન્દુધર્મના શાસ્ત્રકારોએ સમાજના ચાર વર્ણ બાંધ્યા છે: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર.'[૧]

હિન્દુ સમાજનું ચાર વિભિન્ન વિભાગોમાં વિભાજન થયું હોય તેનો પ્રથમ ઉલ્લેખ આપણને 'પુરુષસૂક્ત'માંથી પ્રાપ્ત થાય છે. આ સંસ્થાના

૧ 'ધર્મવર્ણન': આચાર્યશ્રી ધ્રુવ, પૃ. ૬૪

ઉદ્‌ભવનું ઐતિહાસિક મૂળ તપાસવું હોય તો એ હકીકત આપણે ન ભૂલવી જોઈએ કે આર્ય લોકો તેમણે જે પ્રજા પર વિજય મેળવ્યો હતો તેનાથી લોહીની દૃષ્ટિએ અને જાતિની દૃષ્ટિએ જુદા હતા. મૂળમાં તો સર્વ આર્યો એક જ જાતિના હતા, પછી ભલે તે ઋષિ હોય કે સૈનિક હોય, વ્યાપારી હોય કે ખેડૂત હોય; કોઈને વિશિષ્ટ પ્રકારનો દરજ્જો આપવામાં આવ્યો ન હતો. પરંતુ જીવનની વધતી જતી ગૂંચવણોએ આ આર્ય પ્રજામાં પણ વિભાગો ઊભા કર્યા. શરૂઆતમાં તો સમસ્ત આર્યગણ માટે 'વૈશ્ય' શબ્દ વપરાતો, પરંતુ જ્યારે યજ્ઞોનું મહત્ત્વ વધવા લાગ્યું અને જ્યારે અનેક જરૂરિયાતોને લીધે સમાજને વિવિધ વર્ગોમાં વહેંચવાની જરૂરિયાત ઊભી થઈ, ત્યારે કેટલાંક કુટુંબો કે જેઓ જ્ઞાન, ડહાપણ, કાવ્યત્વશક્તિ અને કલ્પના-શક્તિ ધરાવતાં હતાં, તેઓ જનસમુદાયના પ્રતિનિધિઓ બન્યાં અને 'પુરોહિત' યાને કે 'આગળ રહેનાર' એવા બિરુદથી ઓળખાવા લાગ્યાં. આર્ય પ્રજાની સંસ્કૃતિ અને પ્રણાલિકાગત સંસ્કારોનું જતન કરવાની જવાબદારી તેમને શિરે હોઈને આ વર્ગને જીવન માટેની લડતમાંથી મુક્તિ આપવામાં આવી. ચિંતન અને આધ્યાત્મિક ઉન્નતિ માટે તેમને પૂરતી ફુરસદ આપવામાં આવી ડૉ. રાધાકૃષ્ણનના શબ્દોમાં—

> 'બ્રાહ્મણો એ નિયત થઈ ચૂકેલા સિદ્ધાંતોને ટેકો આપવા વરી ચૂકેલી જાતિ નથી પરંતુ પ્રજાના જીવનને વધુ ઊર્ધ્વગામી બનાવવાની જવાબદારી જેને સોંપવામાં આવી છે તેવી બૌદ્ધિક ઉમરાવશાહી છે "[1]

આ બ્રાહ્મણોને આશ્રય આપનાર અને સમસ્ત પ્રજાનું રક્ષણ કરનાર વર્ગ ક્ષત્રિયોને નામે પ્રસિદ્ધિ પામ્યો. ક્ષત્રિય શબ્દ 'ક્ષાત્ર' શબ્દ પરથી ઉદ્‌ભવ પામ્યો છે, જેનો અર્થ છે' 'રાજ્ય કરવું અથવા તો 'સત્તા ભોગવવી.' રાજાઓ અને રાજકુમારો આ નામથી ઓળખાવા લાગ્યા. બાકીના સર્વ 'વૈશ્ય'ના નામથી ઓળખાયા. આમ વ્યવસાયના પાયા પર ઊભું થયેલું આ વિભાજન ટૂંક સમયમાં જ વંશપરંપરાનું બની ગયું. ઋગ્વેદના સમયમાં આ વર્ણવ્યવસ્થા તદ્દન પ્રવાહી હતી. કોઈ ચોક્કસ વર્ણ માટે જ ચોક્કસ પ્રકારનો વ્યવસાય હોય તેવું કાંઈ જ ન હતું. આ બાબતનું જ સમર્થન કરતાં ઋગ્વેદનો એક મંત્ર કહે છે:

> 'હું કવિ છું, મારા પિતા ડૉક્ટર છે, જ્યારે મારી માતા અનાજ દળવાનું કામ કરે છે."

1. Indian Philosophy: Dr. Radhakrishnan, p. 112.

પરંતુ આ સર્વમાં ધીમે ધીમે બ્રાહ્મણોની સત્તા જોર પકડતી જાય છે એ હકીકત છે; અને બ્રાહ્મણને રાજા કરતાં પણ ચડિયાતું સ્થાન આપવામાં આવે છે. આ પ્રમાણે જેઓ વિદ્વત્તાપૂર્ણ વ્યવસાયમાં જોડાયા, જેઓ લડાઈના કામમા રોકાયા અથવા તો જેઓએ વ્યાપારમાં પોતાનું મન પરોવ્યું તે સર્વનો એક વર્ગ બન્યો; જેઓ તેમના દ્વારા જ જિતાયેલા બીજા વર્ગ કરતાં તદ્દન ભિન્ન હતા આ બીજા વર્ગમાં દ્રાવિડિયનો અને આદિવાસી જાતિઓનો સમાવેશ થતો હતો. આર્ય અને દસ્યૂ વચ્ચેનો તફાવત લોહી અને જાતિના ભેદ પર ઊભો થયેલો તફાવત છે. કેટલીક વખત એવું પણ કહેવાય છે કે, જે દસ્યૂઓને આર્યોએ અપનાવ્યા અને પોતાના સમાજમાં લીધા તેઓ 'શૂદ્ર'ના નામથી ઓળખાયા, જ્યારે બાકી રહેલા 'પંચમો'ના નામથી પ્રસિદ્ધિ પામ્યા.[1] જ્યારે બીજી તરફ એક એવો પણ મત રજૂ કરવામાં આવે છે કે આર્યો ભારતના દક્ષિણ ભાગમાં પ્રવેશ્યા તે પહેલાં પણ તેઓમા 'શૂદ્ર' વિભાગ હતો. આ બાબતમાં ચોક્કસપણે કાંઈ જ કહી શકાય તેમ નથી.

ધીમે ધીમે આ વર્ણોમાંથી અનેક જ્ઞાતિઓ ઊભી થઈ. ડૉ. રાધાકૃષ્ણનના મત પ્રમાણે, 'આ પદ્ધતિ ન તો આર્ય પ્રજાની હતી કે ન દ્રાવિડિયન પ્રજાની, પરંતુ સમયની જરૂરિયાતોને પહોંચી વળવા ઊભી કરવામાં આવેલી વ્યવસ્થા હતી.'[2] વિવિધ જાતિઓને જ્યારે એક સાથે સુમેળથી રહેવાનું હતું ત્યારે તે એકમાત્ર માર્ગ હતો. આ દેશના મૂળ વતનીઓના અનેક લોકપ્રિય વહેમો અને રીતરિવાજોના આક્રમણની સામે ટકી રહેવા માટે પોતાની સંસ્કૃતિનું જતન કરવા માટે આ સિવાય બીજો કયો માર્ગ પણ લઈ શકાય? કમનસીબે આ સામાજિક સંસ્થાને વિનાશના પંથે જતી અટકાવવા માટે ઊભી થયેલી વ્યવસ્થાએ તેનો વિકાસ પણ અટકાવી દીધો. દિનપ્રતિદિન બંધનો અને અંતરાયો વધુ ને વધુ મજબૂત બનતાં જ ચાલ્યાં. જો કે આને પરિણામે સામાજિક વ્યવસ્થા જળવાઈ રહી, પરંતુ રાષ્ટ્રની પ્રગતિ રૂંધાઈ,

---

1. Outline of the Religious Literature of India by Farquhar, p. 6.
2. Indian Philosophy—Dr. Radhakrishnan, p 112.

તેમાં કોઈ શંકાને સ્થાન નથી.[1] એટલું તો આપણે ચોક્કસ કહી શકીએ કે, વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિપ્રથામાં આપણને શાંતિ અને સહકારના માર્ગો દ્વારા આંતરજાતીય પ્રશ્નોને હલ કરવાનો પ્રયત્ન દેખાય છે.

ચારેય વર્ણોનાં કર્તવ્યો સંબંધી મનુસ્મૃતિએ રજૂ કરેલા નીચેના વિચારો નોંધપાત્ર છે:

> "આ સર્વ સૃષ્ટિના રક્ષણાર્થે એ મહાપ્રકાશવાન બ્રહ્મ (પરમાત્મા)એ મુખ, બાહુ, ઉરુ અને પાદ એ ચારમાંથી ઉત્પન્ન થયેલા ચાર વર્ણોનાં વિવિધ કર્મો ઠરાવ્યાં."

(૧) વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને આપવું, એ છ કર્મો બ્રાહ્મણનાં છે.

(૨) પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, વિદ્યા ભણવી અને વિષયમાં આસક્ત ન થવું, એ ટૂંકામાં ક્ષત્રિયનાં કર્મ છે.

(૩) પશુઓનું રક્ષણ કરવું (ઢોર પાળવાં અને ઉછેરવાં), દાન કરવું, યજ્ઞ કરવો, વિદ્યા ભણવી, વાણિજ્યના માર્ગ (જળસ્થળના) સેવવા, વ્યાજે નાણાં ફેરવવાં, અને ખેતી કરવી, એ વૈશ્યનાં કર્મ છે.

(૪) પરમાત્માએ શૂદ્ર માટે એક જ કર્મ ઠરાવ્યું છે અને તે એ કે આ વર્ણોની, અદેખાઈ કર્યા વિના સેવા કરવી.

### ચાર આશ્રમો

જીવનને સાચી વૈજ્ઞાનિક દૃષ્ટિથી સમજવાનો પ્રયત્ન આશ્રમવ્યવસ્થા દ્વારા કરવામાં આવ્યો છે. મનુષ્યજીવન બહુ જ કુદરતી અને સહજ

---

૧. 'આર્યોની પ્રવાહી વર્ણવ્યવસ્થામાંથી જડ બંધનોવાળી જ્ઞાતિઓ ઊભી થઈ તે સંબંધમાં લખતાં મિ. Rhys Davids લખે છે કે,

'It is most probable that this momentous step followed upon and was chiefly due to the previous establishment of a similar hard and fast line preventing any one belonging to the Non-Aryan tribes from inter-marrying with an aryan family or being incorporated into an aryans roll. It was the hereditary disability the aryans had succeeded in imposing upon races they despised, which reacting within their own circle and strengthened by the very intolerance that gave it birth, has borne such bitter fruit through so many centuries.'

(Hibbert Lectures, p. 23.)

રીતે ચાર મોટા વિભાગોમાં વહેંચાઈ જાય છે. જીવનનો પ્રત્યેક તબક્કો મનુષ્યને પોતાના જીવનસમગ્રના ધ્યેય તરફ પહોંચાડવામાં આગળ ને આગળ લઈ જાય છે. કેટલી સુંદર રીતે માનવજીવનને સમજવાનો પ્રયત્ન આ આશ્રમવ્યવસ્થા દ્વારા કરવામાં આવ્યો છે!

આચાર્યશ્રી ધ્રુવ જણાવે છે કે,

'જનસમાજના હિત માટે સર્વ કાર્યો બરોબર થાય તે માટે બ્રાહ્મણ શાસ્ત્રકારોએ જેમ ચાર વર્ણની વ્યવસ્થા કરી તે જ પ્રમાણે મનુષ્ય પોતાના જીવનમાં પોતાનું હિત પૂરેપૂરું સાધી શકે તે માટે તેઓએ ચાર આશ્રમોની રચના કરી—(૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ.[૧]

આશ્રમ એટલે વિરામસ્થળ, રહેવાનું ઠેકાણું. લંબાણમય જીવનપથ પર પ્રત્યેક આશ્રમ એક વિરામસ્થળ છે, જ્યાંથી મનુષ્ય ફરીથી નવીન પ્રેરણા અને તાજગી મેળવી આગળ વધી શકે છે.

**બ્રહ્મચર્યાશ્રમ :** બાલ્યાવસ્થા પૂર્ણ થતાં ઉપનયનનો સંસ્કાર કર્યા બાદ અત્યંત સાદાઈ અને પવિત્રતાથી ગુરુને ઘેર રહી વિદ્યા મેળવવી તે બ્રહ્મચર્યાશ્રમનો ધર્મ છે. 'બ્રહ્મ' સબંધી જ્ઞાન મેળવવું અને તેના નિયમો આચરવા એટલે 'બ્રહ્મચર્ય.' શાસ્ત્રની આજ્ઞા મુજબ, ચોવીસ વર્ષની વય સુધી તો આવા બ્રહ્મચર્યનું પાલન કરવું જ જોઈએ. જેને સમસ્ત જીવન વિદ્યાવ્યાસંગમાં ગાળવું હોય તેને તેમ કરવાની છૂટ છે, પરંતુ સામાન્ય રીતે પ્રત્યેક દ્વિજે ચોવીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવો જ જોઈએ. અભ્યાસ ઉપરાંત આ આશ્રમ દરમિયાન સાદાઈ અને દેહદમન દ્વારા શરીરને ખડતલ બનાવવાનું હોય છે, જેથી મનુષ્ય ભાવિ જીવનમાં મુશ્કેલીઓથી ગભરાય નહીં અને બહાદુરીપૂર્વક આપત્તિઓનો સામનો કરી શકે. બ્રહ્મચર્યાશ્રમના આદર્શો આજના યુગમાં પણ આવકારદાયક છે, એ નિઃશંક છે.

**ગૃહસ્થાશ્રમ :** વિદ્યાભ્યાસ સંપૂર્ણ કર્યા બાદ, સમાવર્તનનો સંસ્કાર પતી ગયા પછી યુવાન ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે છે. સાથે જ તેના પર નવી જવાબદારીઓ આવી પડે છે. ઉંમર, ચારિત્ર્ય અને રૂપ એ ત્રણેમાં પોતાને યોગ્ય એવી કન્યા સાથે શાસ્ત્રવિધિથી પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવી અને જીવનની સંપૂર્ણતા માટે 'અર્થ' અને કામ'ના પુરુષાર્થો

---

૧. 'ધર્મવર્ણન'. આચાર્યશ્રી. ધ્રુવ, પૃ. ૭૦

પણ કરવા. સંસારની મધ્યમાં રહી, સંસારનાં સુખ ભોગવવાં, કર્તવ્યો કરવાં અને પરમાત્મા પર સદા લક્ષ રાખવું એ આશ્રમનું ધ્યેય છે. પત્ની અને બાળબચ્ચાં એ આ આશ્રમનું ખાસ સુખ છે, અને તે પણ પરમાત્માના સાંનિધ્યમાં રહીને જ ભોગવવાનું હોય છે. આથી જ પહેલાં પ્રત્યેક ગૃહમાં 'અગ્નિહોત્ર' રાખવાનો રિવાજ હતો.

**વાનપ્રસ્થાશ્રમ :** પરંતુ આ ગૃહસ્થાશ્રમને પણ મર્યાદા હોય છે. પૌત્રની પ્રાપ્તિ થતાં જ સામાન્ય રીતે મનુષ્યે ગૃહસંસારની માયા અને જવાબદારીઓમાંથી મનને નિવૃત્ત કરી આત્મકલ્યાણની ખોજ માટે, પરમાત્માનું ચિંતન કરવા યોગ્ય શાંતિ અને વાતાવરણ મળે તે હેતુથી પત્ની સાથે અગર એકલા વનવાસ સ્વીકારવો. જો કે સંન્યાસાશ્રમને માટે અહીં ભૂમિકા તૈયાર કરવામાં આવે છે. 'પરમાત્માના સ્વરૂપ, સંબંધી ગ્રંથોનું અધ્યયન કરવામાં રચ્યા રહેવું', ટાઢ-તડકો વગેરે સહન કરવાં, વૃત્તિઓને સંસારના વિષયમાંથી કાઢી પરમાત્મામાં એકાગ્ર કરવી; આશ્રમલાયક જે પદાર્થો હોય તે દ્વારા અતિથિસત્કાર કરવો અને સર્વ પ્રાણીઓ પ્રત્યે અનુકંપા રાખવી યાને કે અન્યના સુખે સુખી અને દુઃખે દુઃખી બનવુ એ વાનપ્રસ્થાશ્રમનો ધર્મ છે.

**સંન્યાસાશ્રમ :** વાનપ્રસ્થાશ્રમમાં તો હજુ સંસાર સાથે કેટલોક પણ સંબંધ રહે છે, પરંતુ સંન્યાસાશ્રમમાં તો સઘળાં કર્મનો અને સઘળા સંબંધનો ત્યાગ કરવામાં આવે છે. ભિક્ષા માગીને જે મળે તે એક વખત ખાઈ લઈને બ્રહ્મનું ચિંતન કર્યા કરવું, અને એક જ ગામ, શહેર કે વનમાં ન પડી રહેતા ફરતા ફરવું અને પોતાના પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ કરવું એ જ મુખ્ય ધર્મ બને છે.

## (ક) કર્મ અને પુનર્જન્મ

હિન્દુધર્મે રજૂ કરેલી આ એક એવી માન્યતા છે કે જે ત્યાર બાદ ભારતીય સંસ્કૃતિના કાયમી વારસા સમાન બની ગઈ છે. ભારતમાં જ જન્મ પામનાર અન્ય ધાર્મિક વિચારસરણીઓએ હિન્દુધર્મના અનેક સિદ્ધાંતોને ફગાવી દીધા છે, પરંતુ આ એક એવી માન્યતા છે કે જે બૌદ્ધધર્મ, જૈનધર્મ તથા શીખધર્મે પણ સ્વીકારી છે. મનુષ્યનું અવસાન થતા જ એનો નશ્વર દેહ પંચમહાભૂતોમાં મળી જાય છે, પરંતુ એના 'આત્મા'નું શું થતું હશે તે પ્રશ્ન આપણને સહેજે મૂંઝવે છે. વિશ્વમાં

માનવ માનવ વચ્ચે જે ભેદભાવ, વૈવિધ્ય અને વિચિત્રતા જોવા મળે છે, તેને માટે એમ કહી શકાય કે તેનું મૂળ કર્મના સિદ્ધાંતમાં જ રહેલું છે. સીધો સાદો સિદ્ધાંત એવો છે કે, 'પુણ્યકર્મથી માણસ સારો બને છે જ્યારે પાપી કર્મોથી તે પાપી બને છે.' હિન્દુધર્મમાં કર્મનો આ નિયમ સંસારના વૈષમ્યનો, જુદા જુદા સ્વભાવનો, ઉચ્ચનીચ જન્મનો તથા વધુ–ઓછા સુખ–દુઃખનો ખુલાસો કરે છે.

કર્મનો અર્થ અકારણ અને અર્થહીન ભાગ્યની–'કરમની' રેખા એવો થતો નથી. આ સિદ્ધાંત માનવીને સર્વ પ્રકારની જવાબદારીઓમાંથી મુક્ત કરી આળસુ બનાવવા માટે નથી. ઊલટું, માનવીને જાગૃત બનાવવા માટે અને ભાવિને માટે વધુ આશા સહિત કામ કરવા માટે છે[1] પ્રત્યેક મનુષ્યે એ હકીકત ધ્યાનમાં રાખીને જ કાર્ય કરવાનું હોય છે કે પોતે જે કર્મ કરે છે તેનું ફળ ભવિષ્યમાં તેને ભોગવવાનું રહેશે જ.

કર્મના ત્રણ વિભાગ પાડવામાં આવે છે: સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. સંચિત એટલે પૂર્વજન્મનાં સંખ્યાબંધ કર્મોનો ખજાનો; પ્રારબ્ધ એટલે ઉપરના ખજાનામાથી જેટલો ભાગ આ જન્મમાં વાપરવા કાઢેલો છે તે અને ક્રિયમાણ એટલે આ જન્મમાં કરવામાં આવતાં નવાં કર્મ.

પુનર્જન્મનો સિદ્ધાંત કર્મના સિદ્ધાંતની સાથે જ સંકળાયેલો છે. પુનર્જન્મના સિદ્ધાંતમાં આપણે જો ન માનીએ તો આ જન્મની અનેક વિસંવાદિતાઓ સમજવાનું અશક્ય બની જાય અને સારા ભાવિને માટે આ જીવન દરમિયાન સુકર્મો કરવાની વૃત્તિ પણ રહે નહીં. પરિણામે સમગ્ર જીવન અરાજકતામય બની જાય આથી જ અત્યારનાં કર્મને ફળવા માટે, ભવિષ્યનો જન્મ અને વર્તમાન સમયની સ્થિતિનો ખુલાસો કરવા માટે ભૂતકાળનો જન્મ એમ માનવું જ જોઈએ એવી હિન્દુ શાસ્ત્રકારોની દઢ માન્યતા છે. કર્મનો પ્રવાહ સતત ચાલ્યા જ કરે છે અને તેનાં સારાંખોટાં ફળ ભોગવવા માટે જન્મજન્માન્તરની ઘટમાળ (સંસાર) પણ ચાલ્યા જ કરવાની આમ, બુદ્ધિને રુચે એવો આ સંબંધ છે.

જીવની ત્રણ ગતિઓ માનવામાં આવે છે આ લોકમાં જ પુનર્જન્મ, સ્વર્ગ–નરક અને મોક્ષ. જેઓ પરમાત્માની ઉત્તમ ભક્તિ કરીને, તૃષ્ણાનો નાશ કરીને કે જ્ઞાન સંપાદન કરીને મોક્ષ મેળવતા નથી, તેઓ પોતાના

---

૧. 'ધર્મવર્ણન', પા ૬૫, આચાર્યશ્રી ધ્રુવ

સારાંખોટાં કર્મોને પરિણામે સ્વર્ગ–નરક પામે છે અને અન્તે આ સંસારમાં જ પુનઃ અવતાર પામે છે. આમ, આ ઘટમાળ ચાલુ જ રહે છે. સાચો ઉકેલ તો આ બંધનમાંથી છૂટવા માટેનો એ જ છે કે, કર્મ કરવાં પરંતુ કર્મ બંધનરૂપ ન થાય તે જોવા હમેશાં પ્રયત્નશીલ રહેવું. અને આ રીતે ગીતાની 'નિષ્કામ કર્મ'ની ભાવના જો માનવી યોગ્ય રીતે અપનાવી શકે તો તેનું ધ્યેય સિદ્ધ થાય અને કોઈ પણ પ્રકારનો દોષ રહે નહીં. મહાભારતે યોગ્ય જ કહ્યું છે કે,

> 'આ સંસારમાં મનુષ્યે કરેલાં કર્મો જ મનુષ્યની પાછળ પાછળ જાય છે અને જેવાં કર્મ કર્યાં હોય તેવા કર્મથી જોડાઈને એ બીજો જન્મ ગ્રહણ કરે છે.'

## (ड) ચાર પુરુષાર્થ

માનવજીવન એ કાંઈ ધ્યેયવિહીન વસ્તુ નથી. માનવીનું સમગ્ર જીવન તેને કોઈ એક ચોક્કસ ધ્યેય તરફ પહોંચાડનારું સાધન છે. પરંતુ નાનકડા ધ્યેય તરફ પહોંચવા માટે પણ કોઈ ને કોઈ પ્રકારે પ્રયત્ન તો કરવો પડે છે ને? તો પછી જીવન કે જેનું ધ્યેય તો ઉદાત્ત છે–મનુષ્યે ધર્મ, અર્થ, काम અને मोक्ष એ ચાર વસ્તુઓની પ્રાપ્તિ કરવાની હોય છે—તેને માટે મનુષ્ય કેની રીતે જંપીને બેસી રહી શકે? પુરુષાર્થ એટલે મનુષ્યે પ્રાપ્ત કરવા જેવી વસ્તુઓ. આ ચાર પુરુષાર્થમાંથી અર્થ અને काम એ બે તો પ્રત્યેક વ્યક્તિને માટે આવશ્યક યાને સાહજિક છે, પરંતુ તેમાં જ જો મનુષ્યનું જીવન અટવાઈ રહે તો? ના, તો તો મનુષ્ય અન્ય પ્રાણીઓ સમાન જ બની રહે. धर्म–मोक्षના અન્ય પુરુષાર્થો પણ તેના માટે છે જ.

ધર્મ એટલે શાસ્ત્રોમાં સૂચવ્યા પ્રમાણે ચોક્કસ કર્મો કરવાની આજ્ઞા. વર્ણાશ્રમધર્મ એટલે ચાર વર્ણ અને ચાર આશ્રમ દરમિયાન મનુષ્યે પાળવાના નિયમો. આ નિયમોને લીધે જ જનસમાજ ટકી રહે છે આથી જ આ પાયાનો પુરુષાર્થ છે એમ કહી શકાય.

अर्थ એટલે દ્રવ્ય–પૈસા, જે દુનિયાનાં ભૌતિક સુખોનુ એક સાધન છે. ધર્મ પાળવા માટે પણ તેની ઘણી વખત જરૂર પડે છે.

काम એટલે વિષયસુખોની ઇચ્છા સાંસારિક અને શારીરિક સુખો ભોગવવાની તમન્ના. મનુષ્યની સર્વ કામનાનો વિષય તે સુખનો ઉપભોગ

છે. તેના વિના સંપત્તિ એકત્ર કરવી એ પણ નકામું છે. હિન્દુ શાસ્ત્રકારોએ આમ છતાં અર્થ અને કામ બન્નેની બાબતમાં કેટલાંક નિયંત્રણો ઇચ્છનીય જ માન્યાં છે. અર્થ અને કામ એ બન્ને ધર્મમાં અભિવૃદ્ધિ કરવા માટે જ છે એ ન ભૂલવું જોઈએ.

મોક્ષ એટલે બંધનમાંથી મુક્તિ. અજ્ઞાન, દુઃખ, પાપ અને તૃષ્ણા જેવાં સંસારનાં અનેક બંધનોમાંથી મુક્તિ એટલે મોક્ષ. સર્વ પુરુષાર્થોના પાલન-દ્વારા આખરી ધ્યેય તો આ ચોથો અને સૌથી મહત્ત્વનો પુરુષાર્થ સિદ્ધ કરવાનું જ છે. મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય આ જ છે અને તે જો પ્રાપ્ત થઈ શકે તો માનવે અન્ય કોઈ વસ્તુ પ્રાપ્ત કરવાની રહેતી નથી.

## [૬] ષડ્દર્શનો

ઉપનિષદોના સમય દરમિયાન ધર્મવાંછુ મુમુક્ષુઓ કર્મકાંડની અતિશયોક્તિથી કંટાળીને શાંત અરણ્યોમાં ચિંતનના માર્ગે વળ્યા. એ જ ચિંતકોના ચિંતનના પરિપાકરૂપે ષડ્દર્શનોની રચના થઈ. ધર્મ સાથે આ સર્વ દર્શનોને એકસરખો સંબંધ છે એમ ન માની શકાય કેટલાક દર્શનો તો ઇશ્વરનું નામનિશાન પણ સૂચવતાં નથી! છતાં દર્શનોનો કેન્દ્રવર્તી વિચાર તો મોક્ષ જ છે એ ન ભૂલવું જોઈએ.

> 'દર્શન એટલે જોવાનું સાધન. વેદનાં સત્યો જોવા માટે બ્રાહ્મણ શાસ્ત્રકારોએ છ જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં છે તેને ષડ્દર્શન કહે છે. બ્રાહ્મણ અને ઉપનિષદ્‌ગ્રંથોમાં કર્મ અને જ્ઞાનનો જ ઉપદેશ કર્યો છે. તેમાં કાંઈ પરસ્પર વિરોધ જેવું દેખાય, કાંઈ ન સમજાય એવું હોય તે સર્વને બંધબેસતું અને સમજાય એવું કરવા માટે આ દર્શનો રચાયાં છે.'[૧]

આવાં છ દર્શનો છે અને તે આ પ્રમાણે છે:

સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા. પૂર્વમીમાંસાને 'કર્મ' કે 'ધર્મમીમાંસા'ના નામે પણ ઓળખવામાં આવે છે; જ્યારે 'ઉત્તરમીમાંસા'ને 'બ્રહ્મમીમાંસા' અગર 'વેદાન્ત' પણ કહે છે.

**સાંખ્ય**: કપિલ મુનિ દ્વારા રચિત આ દર્શનમાં ચિંતનનાં ઉચ્ચતમ શિખરો સર કરવામાં આવેલાં જણાય છે. પ્રકૃતિ અને પુરુષ યાને કે જગત અને જીવાત્માની ભિન્નતા જાણવી એ જ ખરું જ્ઞાન છે એવો વિચાર સાંખ્યમાં

૧. 'ધર્મવર્ણન': આચાર્યશ્રી ધ્રુવ, પૃ ૮૦

દર્શાવવામાં આવ્યો છે. જ્ઞાન દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે પણ મોક્ષ એટલે શું? મોક્ષ એટલે દુઃખમાંથી મુક્તિ મેળવવી તે. પુરુષ નિષ્ક્રિય છે, જ્યારે પ્રકૃતિ ક્રિયાશીલ છે. પોતાની અનંત લીલાનું દર્શન તે નિરંતર કરાવે છે. પ્રકૃતિનું જ નૃત્ય જોઈને જ્યાં સુધી પુરુષ તેને પોતાનું નૃત્ય ધારે છે ત્યા સુધી તે અંધકારમાં અર્થાત્ અજ્ઞાનની અવસ્થાના બંધનમાં જકડાયેલો રહે છે, પરંતુ સત્ત્વ, રજસ્ કે તમસ્ વગેરે ગુણોના સંબંધ અને પરિવર્તનોથી પોતે અલિપ્ત–અસ્પૃશ્ય છે એટલું જ્યારે તે સમજી જાય છે ત્યારે તે જ પળે તે ખરું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને મોક્ષનો અધિકારી બને છે. આ દર્શનમાં ઈશ્વરનું અસ્તિત્વ માનવામા આવતું નથી અને પ્રકૃતિ પોતે જ પોતાની મેળે વિકાર પામીને આ વિશ્વરૂપે બને છે એમ મનાય છે.

યોગ : પતંજલિ ઋષિ દ્વારા રચિત આ દર્શનમાં સાંખ્યદર્શનના જ સિદ્ધાંતોને લઈને પ્રકૃતિથી પુરુષને છૂટો પાડવા યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનો અષ્ટાંગમાર્ગ બતાવ્યો છે. ઈશ્વરપ્રણિધાનને અહીં ખાસ મહત્ત્વ અપાય છે. યોગદર્શનને 'સેશ્વર સાંખ્ય' પણ કહે છે.

> 'કોઈના સુખ પ્રત્યે પ્રેમ ધરવો, દુઃખ માટે દયા ખાવી, પુણ્ય જોઈ રાજી થવું અને પાપ જોઈ ઉપેક્ષા કરવી–એ ચાર મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા નામની ભાવના કહેવાય છે. તે વડે ચિત્તને પ્રસન્ન, નિર્મળ કરવું. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમ. શૌચ, સંતોષ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ નિયમ (યોગસૂત્ર).

ન્યાય : ગૌતમ ઋષિ દ્વારા રચિત આ દર્શનમાં સત્ય–અસત્યનો વિવેક કરવા માટે જ્ઞાન આપતાં સૂત્રો, પ્રમાણ, તર્કદોષ, વગેરેનો સમાવેશ થાય છે. ઈશ્વર પરમાણુઓમાંથી જગત બનાવે છે એમ અનુમાન વડે બતાવવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ દર્શનમાં ધાર્મિકતા કરતાં તર્કયુક્ત વિચારસરણીને વધુ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

વૈશેષિક : કણાદે રચેલા આ દર્શનને ધાર્મિક કરતાં વૈજ્ઞાનિક કહેવું વધુ ઉચિત છે. પદાર્થોનું તેમા વર્ગીકરણ કરવામાં આવ્યું છે. આ વિશ્વમાં પૃથ્વી, જળ, વાયુ અને તેજ એ દ્રવ્ય મૂળ પરમાણુઓનાં બનેલાં છે એમ તે માને છે. ઉપરાંત આકાશ, કાળ, દિશા, આત્મા અને મન મળી નવ દ્રવ્ય

છે. એ સર્વના વિશેષ ધર્મ આ દર્શનમાં નક્કી કરવામાં આવ્યા છે, જેથી આત્મા અને દ્રવ્યો વચ્ચે શો તફાવત છે તે સમજાય.

**પૂર્વમીમાંસા :** ધર્મની સાથે સીધો સંબંધ ધરાવતું આ દર્શન છે. તેના કર્તા જૈમિનિ મુનિ છે. આ દર્શનના ઉપદેશ પ્રમાણે યજ્ઞાદિ વિધિથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. બ્રાહ્મણગ્રંથોની સાથે તે ઘણુ સામ્ય ધરાવે છે. તેમાં જુદી જુદી ક્રિયાઓ અને મંત્રોના અર્થ, તેમનું મહત્ત્વ, વગેરે શીખવવામાં આવે છે આ મીમાંસા પ્રમાણે પ્રથમ કર્મ અને પછી જ્ઞાન એમ કહી શકાય.

**ઉત્તરમીમાંસા :** બ્રહ્મમીમાંસા અથવા તો વેદાન્તના નામથી પણ પ્રસિદ્ધ બનેલા અને બાદરાયણ વ્યાસ રચિત આ દર્શનમા જ્ઞાનને જ સાચું મહત્ત્વ આપવામાં આવે છે. સર્વ દર્શનોમાં તે અતિ પ્રસિદ્ધ અને ચડિયાતું છે. આ દર્શનમાં મુખ્યત્વે કરીને પરમાત્મા અને જીવાત્મા વિષે, તેઓના સંબંધ વિષે, પરમાત્માને પહોંચવાના સાધન વિષે, ઇત્યાદિ અનેક મહત્ત્વના વિષયો વિષે વિચાર કરવામાં આવ્યો છે. આ દર્શનના સૂત્ર પર શંકરાચાર્ય તથા અન્ય આચાર્યોએ ભાષ્ય લખ્યાં છે.

મહર્ષિ અરવિંદના શબ્દોમાં,

> 'આ સર્વ દર્શનો જીવ, જગત અને પરમાત્મા વિષે ઊંડાણપૂર્વક પરંતુ અલગ અલગ દૃષ્ટિકોણથી અભ્યાસ કરતા ફિલસૂફીમય ગ્રંથો છે. આધ્યાત્મિક જ્ઞાનના વિકાસમાં આ દર્શનોએ આપેલો ફાળો અજોડ છે.'

સ્વામી વિવેકાનંદનાં અમેરિકા ખાતેનાં ભાષણોને આધારે વેદાન્ત માટે અમેરિકન વિદ્વાન વિલિયમ જેમ્સે કહ્યું છે :

> 'The paragon of all monistic systems is the Vedant Philosophy of Hindostan.'
>
> (James, 'Pragmatism', p. 151)

## [૭] પુરાણો

હિંદુધર્મના ગૂઢ અને ગહન સ્વરૂપને વિશાળ જનતા સમક્ષ લોકભોગ્ય સ્વરૂપમાં રજૂ કરવાનું કામ પુરાણોએ કર્યું. 'હિંદુધર્મનું સ્વરૂપ યથાર્થ અને પૂર્ણપણે જાણવા માટે કિંમતી ધર્મસાહિત્ય પુરાણોના નામે પ્રસિદ્ધ બન્યું. સમસ્ત જનસમાજના ધર્મનું પરિપૂર્ણ ચિત્ર પુરાણો દ્વારા પ્રગટ થાય છે.' ધર્મનાં રહસ્યો અને ગહન વાતો બહુ સાદી અને

સરળ રીતે–લોકોને ગમી જાય તેવાં દૃષ્ટાંતો અને આખ્યાનો દ્વારા રજૂ કરવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આમ તો પુરાણોની સંખ્યા વિપુલ છે, પરંતુ વેદવ્યાસરચિત અઢાર પુરાણો સૌથી પ્રાચીન મનાય છે. પુરાણ એટલે દેવકથા અને રાજવંશની યશોગાથા. સર્ગ, પ્રતિસર્ગ અને મન્વંતરો[1] પણ પુરાણોમાં આવે છે. ધર્મની દૃષ્ટિએ પણ પુરાણોનું કાર્ય કાંઈ નાનુંસૂનું નથી. રામાયણ અને મહાભારતની જેમ લોકોનું ધાર્મિક જીવન પુરાણો પર પણ આધારિત છે. સનાતન ધર્મના વિવિધ વિભાગો પુરાણોમાં જુદા તરી આવે છે. તેમાં કેટલાંક વિષ્ણુનું માહાત્મ્ય ગાય છે, તો કેટલાંક શિવનુ માહાત્મ્ય ગાતાં હોય છે; તો કેટલાક પ્રસંગોમા એકબીજાની નિંદા પણ થતી જોવા મળે છે.

પુરાણો અનેક સંપ્રદાયોને લગતાં હોવા છતાં મુખ્ય ત્રણ વિભાગોમાં તેની વહેંચણી કરી શકાય : (૧) વૈષ્ણવ પુરાણો—જેનો ઇષ્ટદેવ વિષ્ણુ જ છે, ભલે પછી તે ગમે તે નામથી ઓળખાય. (૨) શૈવ પુરાણો—મહેશ આ પુરાણોનો ઇષ્ટદેવ છે. અને ત્રીજા વિભાગમાં (૩) શક્તિની આરાધના કરનારાં પુરાણોનો સમાવેશ થાય છે.

પુરાણો અઢાર છે, પરંતુ તેમાં વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ગરુડપુરાણ, માર્કંડેય પુરાણ અને શ્રીમદ્ભાગવત વગેરે કેટલાંક વધુ પ્રસિદ્ધ છે. એ સર્વ વ્યાસરચિત છે.

પુરાણોના વિષયોમાં સર્ગ, પ્રતિસર્ગ, દેવો, મન્વંતરો અને રાજાઓનાં ચરિત્રો સિવાય વર્ણાશ્રમધર્મનું નિરૂપણ, સાંખ્ય–યોગ–વેદાન્ત વગેરે શાસ્ત્રનો બોધ, ભગવાનના અવતારોની કથા અને જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને લગતા ઉપદેશો, ઇત્યાદિ પણ નજરે પડે છે

આ પુરાણોના જ ભાગરૂપે પ્રચલિત બનેલો ભાગવતસંપ્રદાય ઘણો પ્રાચીન હોવા છતાં સૌથી વધુ વ્યાપક બન્યો હતો. એ સંપ્રદાયના ઇષ્ટદેવ વિષ્ણુ અથવા સૂર્યદેવ હતા અને તેમની પૂજા ભગવાન તરીકે થતી. ભક્તિ-આંદોલન સર્વપ્રથમ આ ભાગવતસંપ્રદાયમાં દેખાય છે, જે પછીથી સર્વ સંપ્રદાયોનું સામાન્ય લક્ષણ બની ગયું. સનાતન ધર્મની અવનતિ થઈ તે કાળમા પણ ભક્તિની આ રસામૃતધારા એમ ને એમ ટકી રહી અને ધર્મને એણે ટકાવી રાખ્યો અને પોષ્યો.

---

૧. सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चैव पुराणं पंचलक्षणम् ॥

## [૮] અન્ય સામાન્ય માન્યતાઓ

હિંદુધર્મના વિકાસનું ઉપર પ્રમાણે વિહંગાવલોન કર્યા બાદ આ હિન્દુધર્મને જ વધુ પુષ્ટ બનાવતી કેટલીક ધાર્મિક માન્યતાઓનો પણ વિચાર કરી લઈએ. આ માન્યતાઓમાં ત્રિમૂર્તિ, પંચાયતન અવતાર, ઇત્યાદિનો સમાવેશ થાય છે.

### (અ) ત્રિમૂર્તિ

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ વિશ્વના સર્જક માટેનાં સૌથી મૂળભૂત અને મહત્ત્વનાં કાર્યો ગણી શકાય. આ ત્રણ વિભિન્ન કાર્યો પરમાત્મા—મહાન ઇશ્વર—નાં ત્રણ ભિન્ન ભિન્ન સ્વરૂપો દ્વારા કરવામાં આવે છે. બ્રહ્માને સર્જનના દેવાધિદેવ માનવામાં આવે છે, વિશ્વને ટકાવી રાખનાર ઇશ્વર તરીકે વિષ્ણુને માનવામાં આવે છે, જ્યારે વિશ્વનો લય કરનાર–સંહારક તરીકે શિવની માન્યતા છે. વેદકાળમાં વિવિધ દેવોને આ કાર્યો સોંપવામાં આવ્યા હતાં, પરંતુ પાછળથી પરમાત્માનું સમગ્ર સ્વરૂપ બતાવવા માટે આ ત્રિમૂર્તિની રચના કરવામાં આવી હતી હકીકતમાં આ ત્રણે સ્વરૂપો એક જ મહાન ઇશ્વરની ત્રણ વિવિધ બાજુઓને જ રજૂ કરે છે. ત્રિમૂર્તિમાંથી હિન્દુધર્મમાં શિવ અને વિષ્ણુના અનુયાયીઓની સંખ્યા લાખોની છે અને શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો પણ અસ્તિત્વ ધરાવે છે, પરંતુ એકંદરે બ્રહ્માની ઉપાસના નહિવત્ છે.[૧] એ ન સમજી શકાય એવી વસ્તુ છે કે કયા કારણથી વિશ્વને ટકાવી રાખનાર અને વિશ્વનો લય કરનાર દેવોની પૂજા માનવીમાં ખૂબ જ પ્રચલિત બની છે, જ્યારે વિશ્વની ઉત્પત્તિ માટે જવાબદાર 'સર્જક પિતા'ને આટલી સહેલાઇથી ભૂલી જવામાં આવ્યા છે! આવી એક સુંદર ત્રિમૂર્તિ મુંબઈ પાસે એલિફન્ટાની ગુફાઓમા છે.

### (બ) પંચાયતન

પ્રત્યેક સ્માર્ત (સ્મૃતિનો ધર્મ પાળતો) હિન્દુ શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ અને અંબિકા (માતા), એ પાંચ દેવોનાં આયતન એટલે કે રહેઠાણની પૂજા કરે છે. ઇશ્વર એક છે પરંતુ પાંચ રહેઠાણમાં પ્રકટ થઈ પાંચ જુદાં જુદાં નામ પામે છે તેથી તે પંચદેવ ન કહેવાતાં 'પંચ–આયતન' કહેવાય છે. પ્રત્યેક બ્રાહ્મણે બુદ્ધિના પ્રેરક, પ્રકાશસ્વરૂપ

૧. બ્રહ્માની મૂર્તિ માત્ર બે જ સ્થળે મળે છે: એક અજમેર પાસે પુષ્કરક્ષેત્રમાં અને બીજી ગુજરાતમાં ખેડબ્રહ્મામાં

સવિતૃ યાને સૂર્યની પૂજા કરવાની હોય છે. લોકરક્ષાર્થે અવતાર ગ્રહણ કરતા અને મંગળ, સુખકારી એવા પરમાત્માનાં બે સ્વરૂપો–વિષ્ણુ તથા શિવ–ની પણ પૂજા થાય છે. આ ઉપરાંત, ગણપતિ વાણી, વિદ્યાના દાતા અને સર્વવિઘ્નનિવારક દેવ છે અને તેથી તે પૂજનીય છે. અંબિકા એ તો સાંખ્યની પ્રકૃતિ છે. એ જ વેદાન્તની માયા અને શક્તિ છે. આમ, આ પાંચે દૈવી તત્ત્વોની પૂજા પણ હિન્દુધર્મની એક અગત્યની માન્યતા છે.

(ક) અવતારો

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥[1]

'હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગે યુગે પ્રકટું છું.'

અવતારની માન્યતાની ઝલક શું આપણને અહીં જ પ્રાપ્ત થતી નથી! હિન્દુધર્મમાં આ માન્યતા બહુ જ પ્રબળપણે પ્રચાર પામી છે. શાબ્દિક રીતે જોઈએ તો અવતાર એટલે ઊતરવું કે અવતરવું, પરંતુ પરમાત્મા તો સર્વવ્યાપક છે તેથી એને કોઈ એક સ્થળેથી બીજે સ્થળે જવું પડતું નથી પરંતુ આ જગતમાં કોઈ ચોક્કસ ધ્યેયની પરિપૂર્તિ માટે મહાન વિભૂતિ સ્વરૂપે તેમનું પ્રગટ થવું તેનું નામ અવતાર. ઈશ્વર માનવસ્વરૂપે અવતાર લે છે તે માન્યતા માનવજાતને નવી જ આશા આપે છે. અવતાર એટલે ઈશ્વરનું માનવસ્વરૂપે આગમન. એ યાદ રાખવું જોઈએ કે, આ અવતારની માન્યતા વિષ્ણુની સાથે જ સંકળાયેલી અને વિષ્ણુના દસ અવતારો માનવામાં આવ્યા છે, જે આ પ્રમાણે છે: મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ. આ પ્રત્યેક અવતાર દ્વારા ઈશ્વરની વિવિધ શક્તિઓને જ મૂર્તિમંત કરવામાં આવી છે.

મત્સ્યઅવતાર દ્વારા એ માન્યતાને રજૂ કરવામાં આવી છે કે, પરમાત્મા આ વિશ્વમાં ન દેખાતો હોવા છતાં અંદર રહેલો છે. કૂર્મઅવતાર દ્વારા

---

૧. શ્રીમદ્ ભગવદ્ ગીતા, અ ૪, શ્લોક ૭–૮

એવું સૂચન કરવામાં આવ્યું છે કે, પરમાત્મા પણ પોતાના અંગના સંકોચ-વિકાસથી જગત સર્જે છે અને સંહારે છે. વરાહ દ્વારા પરમાત્માનું ઉદ્ધારક સ્વરૂપ દર્શાવવામાં આવ્યુ છે. નરસિંહ દ્વારા પરમાત્માના માનુષી અને વિકરાળ સ્વરૂપનો ખ્યાલ આપવામાં આવ્યો છે. વામનઅવતાર દ્વારા એ સૂચન કરવામાં આવ્યું છે કે, પરમાત્મા નાનામાં નાનો અને મોટામાં મોટો પણ થઈ શકે છે. પરશુરામના અવતાર દ્વારા તેને અભિમાની અને દુરાચારીઓને દંડ આપનાર તરીકે દર્શાવવામાં આવ્યો છે. રામમાં પરમાત્માના ન્યાયી અને સત્યવચનરૂપી ધર્મનું પાલન કરનાર સ્વરૂપનું દર્શન થાય છે. કૃષ્ણાવતારમાં પ્રેમલક્ષણા ભક્તિ અને કર્મયોગનો આદેશ છે, જ્યારે બુદ્ધનો અવતાર શાન્તિ, સમતા અને દયાની ઉદાત્ત ભાવનાઓ રજૂ કરી જાય છે. છેલ્લે કલ્કિ-અવતાર સત્ય, ન્યાય અને ધર્મના વિજયની માનવે બાંધેલી આશાનું પ્રતીક છે.

# હિન્દુધર્મ અને વિવિધ આચાર્યો

(૧) પ્રાસ્તાવિક
(૨) જગદ્‌ગુરુ શંકરાચાર્ય
(૩) રામાનુજાચાર્ય
(૪) નિમ્બાર્કાચાર્ય
(૫) મધ્વાચાર્ય
(૬) વલ્લભાચાર્ય
(૭) ચૈતન્ય મહાપ્રભુ
(૮) શૈવ સંપ્રદાય તથા શક્તિ સંપ્રદાય
(૯) સ્વામીનારાયણ સંપ્રદાય તથા સ્વામીશ્રી સહજાનંદ
(૧૦) અન્ય સંતો.

## [૧] પ્રાસ્તાવિક

બૌદ્ધ અને જૈનધર્મોના પ્રબળ આક્રમણની સામે જ્યારે હિન્દુધર્મ ખખડી ગયો હતો અને આંતરિક દૂષણો અને સડાઓએ જ્યારે તેના હૃદયને કોરી ખાધું હતું, હિન્દુધર્મને નવજીવન મળે તેવી કોઈ જ આશા જ્યારે રહી ન હતી, તેવા સમયે શંકરાચાર્યે આવી હિન્દુધર્મનો પુનરુદ્ધાર કર્યો અને તેનો દિગ્વિજય કર્યો. પરંતુ ત્યાર બાદ ફરી પાછા મુસ્લિમ ધર્મ અને સંસ્કૃતિના જોરદાર આક્રમણની સામે સ્થગિત બની ગયેલા હિંદુધર્મને ટકાવી રાખવાની આવશ્યકતા ઊભી થઈ હતી અને તે જ સમયે અનેક શૈવપંથી કે વૈષ્ણવપંથી આચાર્યો અને સંતોએ પોતપોતાના પ્રયત્નો દ્વારા ધર્મની જ્યોત જલતી રાખી. આ આચાર્યોમાં રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, વલ્લભ, ચૈતન્ય, વગેરેનો સમાવેશ થાય છે; જ્યારે નામદેવ, એકનાથ, રામદાસ, તુકારામ અને

જ્ઞાનેશ્વર જેવા સંતોએ મહારાષ્ટ્રમાં, નરસિંહ મહેતા અને મીરાંબાઈએ ગુજરાતમાં, તેમ જ કબીર, નાનક અને તુલસીદાસે ઉત્તર હિન્દમાં ધર્મને ટકાવી રાખવા અને મજબૂત બનાવવા નોંધપાત્ર પ્રયાસો કર્યા હતા.

પરંતુ આ વિવિધ આચાર્યોની કામગીરીનો અભ્યાસ કરતાં પહેલાં આચાર્ય એટલે શું તે જરૂર જાણી લેવું જોઈએ. આચાર્ય એટલે अविनीति हि शास्त्रार्थानाचारे स्थापयत्यपि। અર્થાત્ શાસ્ત્રોના અર્થનું સંકલન કરીને પોતાના શિષ્યોના આચારવિચારમાં તે અર્થોનું જે સ્થાપન કરે છે તે આચાર્ય. આચાર્યો બ્રહ્મનિષ્ઠ, જ્ઞાની અને ચારિત્ર્યશીલ હોય તો જ જનસમુદાય પર પ્રભાવ પાડી શકે.

## [૨] જગદ્‌ગુરુ શંકરાચાર્ય

આચાર્યશ્રી શંકરાચાર્યના જન્મની તવારીખ માટે વિવિધ મતભેદો પ્રવર્તે છે, પરંતુ મોટા ભાગના વિદ્વાનો તેને ઈ. સ. ૭૮૮માં માને છે. કેરલના કાલ્ટી ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. પિતાનું નામ શિવગુરુ હતું અને માતાનું નામ વિશિષ્ટા હતું. નાનપણથી જ તેઓ ઘણા વિદ્વાન હતા. સોળ વર્ષની વયે તેમણે સંન્યાસ સ્વીકાર્યો અને ત્યારથી વૈદિક સંસ્કૃતિના ઉદ્ધારનું તેમનું પવિત્ર કાર્ય શરૂ થયું. ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ગીતા પર તેમણે ભાષ્યો રચ્યાં. કેવળ બ્રહ્મજ્ઞાનનો સાક્ષાત્કાર કરવો એ જ સાચો ધર્મ છે, એવું તેઓ માનતા. પોતાના વિચારોનો પ્રચાર કરવા અને તેની સર્વોપરિતા સાબિત કરવા તેમણે કર્મમીમાંસાના પ્રસિદ્ધ આચાર્ય કુમારિલ ભટ્ટના શિષ્ય મંડનમિશ્ર સાથે વાદવિવાદ કર્યો અને તેમાં મંડનમિશ્રનો પરાભવ કર્યો. આ ઉપરાંત, અનેક બૌદ્ધ અને જૈન ધર્માચાર્યો અને વિદ્વાનોનો પણ તેમણે ધાર્મિક ચર્ચાઓ અને વાદવિવાદમાં પરાભવ કર્યો અને હિંદુ ધાર્મિક વિચારધારાને સર્વોપરી પુરવાર કરી તેમણે સમગ્ર ભારતની પગે ચાલીને યાત્રા કરી અને વૈદિક ધર્મના સંરક્ષણ અને પ્રચાર માટે ચાર ધામમાં (દ્વારકા, બદરીનાથ, પુરી અને શૃંગેરી) ચાર મઠો સ્થાપ્યા. સમયના પ્રવાહમાં આ મઠો હિન્દુધર્મ અને સંસ્કૃતિનાં પ્રખર કેન્દ્રો બન્યા.

પ્રસ્થાનત્રયી પર ભાષ્યો લખી સંસ્કૃત સાહિત્ય અને હિન્દુધર્મસાહિત્યને તેમણે નવી જ દષ્ટિ આપી છે. 'શાંકરભાષ્ય' એ એક મહાન અને સર્વોત્તમ ગ્રંથ તરીકે ખૂબ પ્રસિદ્ધિ પામ્યો છે.

શંકરાચાર્યના કાર્યનું મૂલ્યાંકન કરતાં આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ કહે છે:

હિંદુસ્તાન પર તેમના બે મોટા ઉપકાર છે:

(૧) તેમના સમયમાં હિન્દમાં સંખ્યાબંધ નાનામોટા દેવોની વિવિધ જાતની પૂજા, અસંખ્ય વહેમો (ઉપરની પૂજાને લગતા જ), શક્તિપૂજા, કાળપૂજા, વગેરેને નામે અનેક દુરાચારો પણ પ્રવર્તતા હતા. આ સર્વનું તેમણે ખંડન કર્યું અને તેમણે એ પણ સાબિત કરી બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એક જ પરમાત્માનાં આનંદ અને વ્યાપકતા સૂચવનારાં માત્ર જુદાં જુદાં નામો છે અને દેવી તે એ પરમાત્માની જગન્માતા–માયાશક્તિ છે.

(૨) તેમણે જીવમાત્રનું પરમાત્મામાં અદ્વૈત સાધીને આગળ ઉપર થનારા જ્ઞાનપ્રધાન સંતધર્મનું બીજ રોપ્યું

સખત શારીરિક અને માનસિક પરિશ્રમે આ મહાપુરુષની શક્તિને હરી લીધી અને માત્ર બત્રીસ વર્ષની વયે જ તેમણે આ દુનિયાથી વિદાય લીધી. આ મહાન વિભૂતિનું જીવન અને કાર્ય હિન્દુધર્મના ઇતિહાસમાં જ નહીં બલ્કે વિશ્વઇતિહાસમાં સ્થાન માગી લે તેવું છે. ખરે જ, તેઓ એક મહાવિદ્વાન કર્મયોગી હતા.

આચાર્યશ્રી ધ્રુવના જ શબ્દોમા તેમના ઉપદેશનાં મુખ્ય તત્ત્વો આ પ્રમાણે હતાં:

(૧) કર્મ અને ભક્તિથી ચિત્ત શુદ્ધ થાય, પરંતુ આ સંસારમાંથી મુક્તિ મેળવવાનું આખરી સાધન તો જ્ઞાન જ છે.

(૨) એ જ્ઞાન આ છે: 'બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જીવ તે (ખરું જોતાં) બ્રહ્મરૂપ જ છે.'

ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव नापरः।

(૩) એ જ્ઞાન બરાબર મેળવવા માટે સન્યાસની જરૂર છે. અને એ સંન્યાસ જે ઘડીએ ખરો વૈરાગ્ય ઊપજે તે ઘડીએ લઈ શકાય ગૃહસ્થાશ્રમ કરવાની જરૂર નથી.

## [૩] રામાનુજાચાર્ય

ઈ. સ. ૧૦૧૭ માં તામિલ પ્રદેશમાં આવેલા પેરૂમબુદુર નામના ગામમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ કેશવ હતું અને માતાનું નામ કાન્તીમતી હતું. બાલ્યાવસ્થાનું તેમનું નામ લક્ષ્મણ હતું. પાછલી અવસ્થામાં તેઓએ સંન્યાસ લીધેલો તેથી તેમને 'યતીન્દ્ર'ના નામથી પણ ઓળખવામાં આવે છે. કેવલાદ્વૈતી અને વિશિષ્ટાદ્વૈતી ગુરુઓની પાસે તેમણે કેળવણી લીધી હતી. ગૃહસ્થાશ્રમની પ્રતિકૂળતાઓ જોઈને તેમણે સંન્યાસ લીધો હતો

બ્રહ્મસૂત્ર પર તેમણે એક વિદ્વત્તાપૂર્ણ ભક્તિપ્રધાન ભાષ્ય લખ્યું છે. આ ભાષ્યમાં ભક્તિ અને વેદાન્તજ્ઞાનનો સમન્વય કરીને તેમણે વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાંતનું સ્થાપન કર્યું છે. તેમનું આ ભાષ્ય 'શ્રીભાષ્ય'ના નામથી જાણીતું છે. આ ઉપરાંત, તેમણે લખેલા 'વેદાર્થસંગ્રહ', 'ગીતાભાષ્ય', વગેરે ગ્રંથો પણ મહત્ત્વના છે.

શંકરાચાર્યના અદ્વૈતવાદ અને માયાવાદ પર તેમણે સખત ટીકાઓ કરી છે. તેમનો સંપ્રદાય 'શ્રીસંપ્રદાય'ના નામે પ્રસિદ્ધ છે. શ્રી એટલે ભગવાનનો આશ્રય કરીને રહેલી ભગવદ્‌વિભૂતિ. બ્રહ્મતત્ત્વ આ વિભૂતિથી વિશિષ્ટ રીતે ઓતપ્રોત છે અને એવા વિશિષ્ટ તત્ત્વથી પર કોઈ વસ્તુ નથી એવો મત તેમણે પ્રતિપાદિત કર્યો છે. તે મતને વિશિષ્ટાદ્વૈત, કહે છે.

રામાનુજાચાર્યના સિદ્ધાંતોને આચાર્યશ્રી ધ્રુવ સંક્ષિપ્તમાં આ પ્રમાણે રજૂ કરે છે:

(૧) એ પરમાત્મા તે સર્વ કલ્યાણગુણથી ભરપૂર છે. સૃષ્ટિના જડ પદાર્થો અને ચેતન જીવો તે એના શરીરરૂપ છે. આ શરીર તે પરમાત્માનું વિશેષણ, તેથી આ સિદ્ધાન્ત વિશિષ્ટાદ્વૈતના નામે ઓળખાય છે.

(૨) ભાગવતમત તે જ ખરો વેદાન્તમત છે.

(૩) કર્મ અને (આત્માનું) જ્ઞાન એ બે મળીને ભક્તિ ઉપજાવે છે. અને ભક્તિ એ જ પરમાત્માને પહોંચવાનું સાધન છે, પરમાત્માની ભક્તિ એ જ એનું ખરું જ્ઞાન.

---

૧. Vaishnavism, Saivism and other minor sects–by Bhandarkar

(૪) રામાનુજાચાર્ય વર્ણાશ્રમધર્મના કર્મકાંડને બહુ મહત્ત્વ આપે છે. માત્ર એક બારી તેઓ ખુલ્લી રાખે છે અને તે પ્રપત્તિની. રામાનુજને બ્રાહ્મણ અને શૂદ્રનો કોઈ ભેદ હતો જ નહીં.

ટૂંકમાં, ઈશ્વર પ્રત્યે આત્મસમર્પણ અને નિષ્કામ અનન્ય ભક્તિને જ અહીં મોક્ષનાં મુખ્ય સાધનો માનવામાં આવે છે. ૧૨૦ વર્ષની વયે ઈ. સ. ૧૧૩૭માં આ વિદ્વાન આચાર્યનું અવસાન થયું. તેમના ભક્તિમાર્ગને ઉત્તરમાં રામાનંદે (૧૨૯૯–૧૪૧૧) સારા પ્રમાણમાં ફેલાવ્યો.

## [૪] નિમ્બાર્કાચાર્ય

ઈ. સ ના બારમા સૈકામાં જન્મેલા આ આચાર્ય જન્મે તેલંગ બ્રાહ્મણ હતા અને મદ્રાસ રાજ્યના બેલારા જિલ્લાના નિમ્બાપુર ગામમાં જન્મ્યા હતા. પિતાનું નામ જગન્નાથ અને માતાનું નામ સરસ્વતી હતું. તેમનું કાર્યક્ષેત્ર ઉત્તર ભારત જ રહ્યું. તેમનો સંપ્રદાય 'સનક સંપ્રદાય' તરીકે પ્રસિદ્ધ બન્યો છે. કૃષ્ણ અને રાધાની પ્રેમલક્ષણા ભક્તિને તેઓએ મુખ્ય વિષય બનાવ્યો અને તેને ખૂબ જ પ્રાધાન્ય આપ્યું. તેમનો મત વિશિષ્ટાદ્વૈતને કંઈક અંશે મળતો છે, પરંતુ તેમાં તફાવત પણ છે. તેમના મત પ્રમાણે 'ચિત્ (ચૈતન્ય) અને અચિત્' (જડ) પદાર્થો બ્રહ્મથી ભિન્ન છે અને અભિન્ન પણ છે. આ કારણથી તેમનો સિદ્ધાંત 'દ્વૈતાદ્વૈત' તરીકે જાણીતો બન્યો છે.[૧] તેમના મતને 'ભેદાભેદવાદ' પણ કહેવાય છે. શંકરના 'કેવલાદ્વૈત'નો પણ તેઓ વિરોધ કરે છે. તેમના શિષ્યોના બે વિભાગો છે: એક ગૃહસ્થોનો અને બીજો ત્યાગીઓનો. તેમના અનુયાયીઓ મોટે ભાગે ઉત્તર ભારતમાં, મથુરાની આસપાસના પ્રદેશમાં તેમ જ બંગાળામાં છે.

## [૫] મધ્વાચાર્ય

ભક્તિમાર્ગનો મહિમા ગાનાર આ મહાન આચાર્ય ઈ. સ. ના ૧૩મા સૈકા દરમિયાન કર્ણાટકમાં થઈ ગયા. સંસારત્યાગ કર્યા બાદ તેમણે વેદોનો ઊંડો અભ્યાસ કર્યો. ભક્તિ તરફ તેમનું ખાસ વલણ હતું. શંકરાચાર્યના અદ્વૈતવાદે તેમના પર કોઈ અસર કરી નહિ ઈશ્વર ભાવનો એટલે કે પ્રેમનો ભૂખ્યો છે એ તેમના ઉપદેશનું પ્રધાન લક્ષણ છે. વિષ્ણુની પૂજાનો મહિમા તેઓ ગાય છે. તેમના મત પ્રમાણે, શરણાગતિ અને આત્મસમર્પણથી જ

---

૧. Vaishavism, Saivism and other minor sects–by Bhandarkar

જીવનો મોક્ષ થાય છે. એમના સિદ્ધાંતને 'દ્વૈતવાદ' કહે છે. તેમના સિદ્ધાંતો સંક્ષેપમાં આ પ્રમાણે છે :

(૧) 'સ્વતંત્ર અને પરતંત્ર એવાં બે તત્ત્વો છે. સ્વતંત્ર તત્ત્વ એટલે પરમાત્મા વિષ્ણુ; અન્ય સર્વ દેવો, સામાન્ય જીવો તથા જડ પદાર્થો પરતંત્ર તત્ત્વોમાં આવી જાય. એ સર્વ વિષ્ણુને આધીન છે અને વિષ્ણુ ચલાવે તેમ ચાલે છે.

(૨) જીવ સેવક છે અને વિષ્ણુ સેવ્ય છે. વિષ્ણુની સેવામાં ભજન મુખ્ય છે. ભજન ત્રણ પ્રકારે થઈ શકે છે–વાણી, શરીર અને મન વડે. સત્ય, હિત અને પ્રિય બોલવું તથા સ્વધર્મના ગ્રંથો વાંચવા એ ચાર વાણી વડે કરવાની ભક્તિના પ્રકાર છે. દાન, પરિત્રાણ (સંકટમાંથી દુઃખીને બચાવવું) અને પરિરક્ષણ (દુઃખ આવતું અટકાવવું) એ ત્રણે શારીરિક ભજનના પ્રકાર છે. દયા, સ્નેહ (પ્રભુ પ્રત્યે રુચિ) અને શ્રદ્ધા એ ત્રણ માનસિક ભજનના પ્રકાર છે.'

## [૬] વલ્લભાચાર્ય

ઈ. સ. ૧૪૭૯માં દક્ષિણના એક બ્રાહ્મણ કુટુંબમાં આચાર્યશ્રી વલ્લભાચાર્યનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ લક્ષ્મણ ભટ્ટ હતું અને માતાનું નામ યલ્લમાગારૂ હતું. સારી એવી કેળવણી તેમને આપવામાં આવી હતી. પિતાના અવસાન બાદ તેમણે સમગ્ર ભારતનું પરિક્રમણ કર્યું અને પોતાના સિદ્ધાંતોનો ચર્ચાઓ, વાદવિવાદ અને ઉપદેશ દ્વારા સારા એવા પ્રમાણમા પ્રચાર કર્યો. વિજયનગરના રાજદરબારમાં સર્વ વિદ્વાનો અને પંડિતોનો પરાભવ કરી ત્યાંના રાજા કૃષ્ણદેવને તેમણે પોતાનો શિષ્ય બનાવેલો એ હકીકત નોંધપાત્ર છે. શરૂઆતની અવસ્થામાં જ તેમણે 'તત્ત્વાર્થદીપનિબંધ' અને 'સિદ્ધાંતમુક્તાવલી' જેવા ગ્રંથો લખી સારી એવી ખ્યાતિ મેળવેલી તેમનો વેદાંતસિદ્ધાંત 'શુદ્ધાદ્વૈત'ના નામથી પ્રસિદ્ધ છે, જ્યારે તેમનો 'ભક્તિસંપ્રદાય' 'પુષ્ટિમાર્ગ'ના નામથી ખ્યાતિ પામ્યો છે.

શુદ્ધાદ્વૈતની વિચારસરણીના જન્મદાતા કરતાં પુષ્ટિમાર્ગના મુખ્ય આચાર્ય તરીકે તેઓ વધુ ખ્યાતિ પામ્યા. બ્રહ્મસૂત્ર પરની તેમણે લખેલી 'અણુભાષ્ય' નામની ટીકા, ભાગવત પરની 'સુબોધિની' નામની ટીકા અને 'પુષ્ટિપ્રવાહ'એ તેમના પ્રસિદ્ધ ગ્રંથો છે. તેઓએ જ્યાં જ્યાં ભાગવત-

પુરાણનું પારાયણ કરેલું, તે સર્વ સ્થળોએ તેમની બેઠકો થઈ છે. આજે આવી ૮૪ બેઠકો છે. તેમના સિદ્ધાંતોનો સાર આ પ્રમાણે છે :

(૧) 'અગ્નિમાંથી જેમ તણખા નીકળે છે અથવા કરોળિયો જેમ પોતાનામાંથી જ જાળ કાઢે છે, તેમ બ્રહ્મમાંથી આ જીવ તથા જડ સૃષ્ટિ નીકળ્યાં છે.

(૨) કૃષ્ણ એ જ પૂર્ણપુરુષોત્તમ પરમાત્મા છે અને તેને પ્રાપ્ત કરવાનું સાધન ભક્તિ છે.

(૩) ભક્તિના વિવિધ પ્રકાર છે, પણ તેમાં પ્રેમલક્ષણા ભક્તિ ઉત્તમ છે. આ ભક્તિના 'મર્યાદા' અને 'પુષ્ટિ' એવા બે માર્ગ છે. આ શાસ્ત્રનાં વિધિનિષેધ જાળવીને પ્રભુની સેવા કરવી એટલે મર્યાદામાર્ગ, જ્યારે શાસ્ત્રમાં બતાવેલાં સાધનો ન હોવા છતાં કેવળ પ્રભુની કૃપા પર આધાર રાખીને જ ભક્તિ કરવી અને કૃપા પામવી એટલે 'પુષ્ટિમાર્ગ'.

## [૭] ચૈતન્ય મહાપ્રભુ

ઈ. સ. ૧૪૮૫ માં બંગાળમાં નવદ્વીપ–નદિયામાં આ મહાપુરુષનો જન્મ થયો હતો. સંસ્કૃત પાઠશાળામાં તેઓએ અભ્યાસ કરેલો અને થોડાક સમયમાં જ તેમની ગણના વિદ્વાનોમાં થવા લાગી હતી પરંતુ વિદ્વત્તાની તેમને ઝાઝી પડી ન હતી. ભક્તિ જ તેમને ડોલાવી જતી. રાધાભાવે કૃષ્ણ-ભક્તિનો તેમણે પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો. 'એમનો ખરો મહિમા તો એમની આવેશવાળી રાધાકૃષ્ણની ભક્તિ, એમનાં સંકીર્તનો, રાસલીલાઓ તેમજ પ્રેમસમાધિ, વગેરેમાં પ્રગટ થાય છે.' 'હરિ બોલ' અને 'હરે કૃષ્ણ બોલ' એ બે એમનાં મુખ્ય સૂત્રો હતાં. તે તથા તેમના શિષ્યો ભક્ત હતા અને અનન્ય વૈરાગીઓ હતા. ઈશ્વરની ભક્તિમાં નાતજાતના ભેદમાં તેઓ માનતા નહીં. પ્રભુની આગળ સર્વ સમાન છે એવી વિચાર-સરણી રજૂ કરીને સ્ત્રીઓ અને શૂદ્રોને પણ તેમણે ઈશ્વરકૃપાનાં અધિકારી તરીકે સ્વીકાર્યાં હતાં. ઉત્તર ભારતમાં તેમણે ભક્તિમાર્ગને ખૂબ જ વેગ આપ્યો એ સ્વીકારવું જ જોઈએ સાચા અર્થમાં તેઓ કોઈ વિચારક, આચાર્ય કે પંડિત કરતાં પરમભક્ત તરીકે જ પ્રસિદ્ધિ પામ્યા છે અને તે દૃષ્ટિએ જ તેમનું સ્થાન અનુકરણીય છે. આ પ્રેમોન્મત્ત કીર્તનકારી મહાપ્રભુના મતને 'અચિંત્ય ભેદાભેદવાદ' કહે છે.

## [૮] શૈવ સંપ્રદાય તથા શક્તિ સંપ્રદાય

વૈષ્ણવ સંપ્રદાયની સાથે સાથે શૈવ સંપ્રદાય તથા શક્તિ સંપ્રદાયોની પણ સ્થાપના થઈ હતી. પંડિત બસવેશ્વરે રુદ્રશિવની ઉપાસનાને લગતા શિવમાર્ગની હિમાયત કરી. વીરશૈવ દર્શનના બીજા હિમાયતી શ્રીપતિ પંડિત પણ હતા. આ મતના અનુયાયીઓ શિવની પૂજા કરે છે અને શિવને પશુપતિ માને છે. શિવસંહારક દેવ છે–રુદ્ર સ્વરૂપ છે માટે તેમને પણ રીઝવવા જરૂરી છે એમ તેઓ માને છે. આ લોકોને જાતિના ભેદો માન્ય નથી તથા તત્ત્વજ્ઞાન કરતાં શુદ્ધ નીતિમય આધ્યાત્મિક જીવન પર વધુ ભાર મૂકે છે. આ ઉપરાત, શક્તિપૂજામાં માનનારાઓ વિશ્વની વિરાટ શક્તિની વિવિધ દેવીઓ રૂપે પૂજા કરે છે તથા તેમની સમક્ષ પોતાનું સર્વસ્વ સમર્પણ કરી કૃતાર્થ થઈ જીવન જીવવાની અદ્ભુત શક્તિ મેળવવા પ્રયત્ન કરે છે આ મતને શક્તિ સંપ્રદાય કહે છે.

## [૯] સ્વામીનારાયણ સંપ્રદાય તથા ધર્મોદ્ધારક સ્વામીશ્રી સહજાનંદ

મધ્યયુગ અને અર્વાચીન યુગના મિલન કાળે જ્યારે બધું જ અસ્તવ્યસ્ત અને ડામાડોળ સ્થિતિમાં હતું, ત્યારે શ્રી સહજાનંદ સ્વામીએ પોતાની વિશિષ્ટ કારકિર્દી દ્વારા હિન્દુધર્મમા એક અનોખું દૃષ્ટિબિંદુ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. ઈ. સ ૧૭૮૧ માં અયોધ્યા નજીક તેમનો જન્મ થયો હતો. ૧૧ વર્ષની વયે તેમણે ગૃહત્યાગ કરી સંન્યાસ સ્વીકાર્યો હતો. ઈ. સ. ૧૮૦૦માં તેમણે સૌરાષ્ટ્રમા રામાનુજ પરંપરાના આચાર્યશ્રી રામાનંદ સ્વામી પાસે દીક્ષા લીધી અને વિશુદ્ધ ભાગવતધર્મનો ગુજરાત તથા સૌરાષ્ટ્રની આમજનતામાં ખૂબ જ ફેલાવો કર્યો તેમનો ઉપદેશસંગ્રહ 'વચનામૃત' નામના ગુજરાતી ગ્રંથમાં કરવામાં આવ્યો છે. સંપ્રદાયનું બંધારણ યોગ્ય રીતે જળવાઈ રહે તેટલા માટે તેમણે જાતે જ 'શિક્ષાપત્રી' નામે એક લઘુગ્રંથની રચના કરી હતી ઈ. સ ૧૮૩૦ માં તેમણે દેહત્યાગ કર્યો.

તેમના ઉપદેશમાં હિન્દુધર્મનાં સર્વ ઉદાત્ત પાસાંઓ જોવા મળે છે. તેમનું જીવન પણ એટલું જ ઉદાત્ત અને આદર્શમય હતું. ગીતામાં જે 'જ્ઞાની ભક્ત'નો મહિમા રજૂ કરવામાં આવ્યો છે તે શ્રી સહજાનંદ સ્વામીનો આદર્શ હતો તેમના મત પ્રમાણે, ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે તત્ત્વોની સહાયથી કરવામાં આવતી ભક્તિ મોક્ષનું અંતિમ અને સર્વયોગ્ય સાધન છે પરધર્મ–સહિષ્ણુતા એ તેમના સંપ્રદાયની પ્રશંસાયોગ્ય બાજુ છે.

શ્રી. કિશોરલાલ મશરૂવાળા પોતાના અભ્યાસપૂર્ણ ગ્રંથ 'સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય'માં સ્વામીશ્રીના ધર્મકાર્યનું મૂલ્યાંકન કરતાં આ પ્રમાણે જણાવે છે:

'હજારો મનુષ્યોના જીવનમાં આસમાન-જમીનનો ફરક કરી નાખવામાં, તેમનામાં નવું ચૈતન્ય રેડવામાં, તેમનું જીવન વિચારમય કરવામાં, તેમને બદીઓ અને વ્યસનોથી છોડાવવામાં બુદ્ધ સિવાય કોઈ પણ ધર્મના સ્થાપકે કે સમાજસુધારકે કે કાયદા ઘડનારે અત્યાર સુધી આટલો યશ મેળવ્યો નથી. બુદ્ધ કે મહમદ સિવાય અન્ય કોઈ પણ અવતારને એ અવતારની હયાતીમાં જ સ્વીકાર્યો ન હતો પણ સહજાનંદ સ્વામીને હજારો મનુષ્યોએ એમના જીવન દરમિયાન જ એમને અવતાર તરીકે સ્વીકાર્યા, એમના પડતા બોલ ઉપર તન, મન અને ધન અર્પણ કરી નાખ્યાં.'

## [૧૦] અન્ય સંતો

ઉપરના સર્વ મુખ્ય આચાર્યો સિવાય પણ અનેક સંતોએ ભારતના વિવિધ ભાગોમાં એક યા બીજી વિચારસરણીને અનુસરીને હિન્દુધર્મને જીવંત, પ્રગતિશીલ અને લોકધર્મ તરીકે ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો. તેમના પ્રયાસોને લીધે હિન્દુધર્મ મજબૂતપણે અનેક આપત્તિઓની સામે પણ અણનમ રહી ટકી શક્યો અને અધ્યાત્મનો ઉચ્ચ સંદેશ પણ વહેવડાવી શક્યો.

**ઉત્તર ભારતના સંતો અને તેમનું કાર્ય :** ઉત્તર ભારતના સંતોમાં રામાનંદ, કબીર અને નાનકને મુખ્ય ગણાવી શકાય. રામાનુજ સંપ્રદાયના જ આચાર્ય એવા રામાનંદે રામાનુજની માફક જ ભક્તિનો ઉપદેશ કર્યો. માત્ર રામનામનો જ મહિમા તેમણે ગાયો અને નાતજાતના ભેદ ત્યજી દીધા. કબીર અને નાનક બન્નેએ હિન્દુ-મુસ્લિમ ધર્મ અને સંસ્કૃતિઓનો સુભગ સમન્વય કરવાના પ્રયત્નો કર્યા. કબીરજીનું પ્રખ્યાત કથન 'રામ અને રહીમ' એક જ છે એ આ બાબતની પ્રતીતિ કરાવે છે. હિંદુઓ અને મુસ્લિમો બન્ને કબીરને પોતાના માને છે. ગુરુ નાનકે પણ આવો જ ઉપદેશ કર્યો અને કહ્યું કે 'કોઈ હિંદુ નથી, કોઈ મુસલમાન નથી.' તેમણે અદ્વૈતવાદનું પ્રતિપાદન કર્યું. તેમના પ્રયત્નોને પરિણામે શીખ સંપ્રદાય ઉદ્ભવ્યો. આ ઉપરાંત 'તુલસીકૃત રામાયણ'ના કર્તા તુલસીદાસે પણ રામ પ્રત્યેની અનન્ય ભક્તિનો પ્રસાર કર્યો. તેવી જ રીતે કવિ સુરદાસે કૃષ્ણભક્તિનો મહિમા પોતાના પદો દ્વારા ગાયો છે.

**ગુજરાતના સંતો :** ગુજરાતમાં પણ અનન્ય ભક્તકવિ નરસિંહ મહેતાએ ભક્તિની જ્યોત જલાવી હતી સંસારમાં રહેવા છતાં તેના પ્રત્યે તદ્દન અનાસક્તિ કેળવનાર અને નાતજાતના સર્વ પ્રકારના ભેદને અવગણનાર અને માત્ર ઈશ્વરભક્તિમાં જ તન્મય રહેનાર નરસિંહ મહેતાએ એક આદર્શ ભક્ત અને સતનું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. આ સિવાય મીરાંબાઈએ પણ પોતાની અનન્ય ભક્તિ અને પદો દ્વારા જનતા સમક્ષ એક ઉમદા ઉદાહરણ પૂરું પાડ્યું હતું. ગુજરાતના સતોમાં અમદાવાદ પાસે થયેલા સંત દાદૂ તથા ભક્ત કવિ અખાનાં નામો પણ અવિસ્મરણીય છે.

**મહારાષ્ટ્રના સંતો :** મહારાષ્ટ્રમાં સંત જ્ઞાનદેવ, ગુરુ રામદાસ, એકનાથ, નામદેવ અને ભક્તકવિ તુકારામ એ સર્વ મહાસંતો થઈ ગયા. તેમના પ્રયત્નોએ પ્રજામાં સદાય ધર્મ પ્રત્યેનો પ્રેમ અને અભિરુચિ જાળવી રાખ્યાં છત્રપતિ શિવાજીના ગુરુ તરીકે હિન્દુધર્મનું રક્ષણ કરવામાં ગુરુ રામદાસનો જે મહાન ફાળો હતો તેનાથી આપણે વિદિત છીએ. અહીં સંતોએ, ખાસ કરીને જ્ઞાનભક્તિ દ્વારા ધર્મનો પ્રચાર કર્યો. પરિણામે પ્રજાનું નૈતિક ઉત્થાન થયું અને પ્રજા સર્વ રીતે તૈયાર બની.

એ હકીકત હંમેશાં ખ્યાલમા રહેવી જોઈએ કે, મુસ્લિમ ધર્મ જ્યારે ભારતમાં ખૂબ જ વેગથી વિસ્તાર પામી રહ્યો હતો અને રાજ્ય દ્વારા તેને તમામ પ્રકારનો ટેકો મળ્યો હતો, ત્યારે હિન્દુધર્મ અને સંસ્કૃતિનું રક્ષણ કોઈ એક જ વ્યક્તિથી કે સંસ્થા દ્વારા કદાપિ થઈ શક્યું ન હોત, પરંતુ સમગ્ર જનતાના હૃદયમાં મહાન આચાર્યો, સંતો અને પરમ ભક્તો દ્વારા જે ધર્મપ્રેમ અને લાગણી ઉદ્ભવ્યાં હતાં, તેણે જ હિન્દુધર્મને ટકાવી રાખ્યો.

# અર્વાચીન યુગ અને નવી ધાર્મિક પ્રવૃત્તિઓ



## [૧] પ્રાસ્તાવિક

ખાસ કરીને ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં અને વીસમી સદીની શરૂઆતનાં વર્ષો દરમિયાન ભારતમાં હિન્દુધર્મ અને સમાજવ્યવસ્થાને પલટાઓ આપવાના વિવિધ પ્રયાસો થયા. આ ફેરફાર અને સુધારાઓ અનિવાર્ય હતા. નવીન જ્ઞાનનો અને નૂતન જીવનનો પવન વિશ્વભરમાં ફૂંકાઈ રહ્યો હતો. હિન્દની પ્રજા પણ આ સમય દરમિયાન અંગ્રેજી કેળવણીને પામીને વિશ્વના વિકાસને અને પ્રગતિને સમજવાનો અને કંઈક અંશે અપનાવવાનો પ્રયાસ કરી રહી હતી. નવા જ્ઞાન દ્વારા નવીન વિચારો પ્રજાએ મેળવ્યા હતા અને પોતાના સમાજની અનેક ખોટી માન્યતાઓ, રૂઢ પ્રણાલિકાઓ

સામે તેમજ ધર્મને નામે ચાલતાં અનેક પાખંડો અને અન્યાયો સામે તેમનો આત્મા બળવો કરી રહ્યો હતો. પ્રજા સંક્રાંતિયુગમાં હતી. આવા સંજોગોમાં કેટલાક સુધારકો બહાર આવ્યા, જેમણે પોતાના અનોખા વિચારો રજૂ કરી હિન્દની પ્રજાના ધાર્મિક અને સામાજિક જીવનમાં મૂળભૂત પરિવર્તન આણવા પ્રયાસો કર્યા. ચોક્કસ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતી કેટલીક નવી વિચારસરણીઓ અસ્તિત્વમાં આવી.

## [૨] બ્રહ્મોસમાજ

પ્રખ્યાત સમાજસુધારક રાજા રામમોહન રૉયે ઈ. સ. ૧૮૨૮માં બ્રહ્મોસમાજની સ્થાપના કરી બ્રહ્મોસમાજ એક જ સર્વસત્તાધીશ ઈશ્વરમાં માનનાર સંસ્થા હતી અને તે મૂર્તિપૂજાનો વિરોધ કરે છે. કોઈ પણ પ્રકારના વર્ણભેદને આ સમાજમાં સ્થાન ન હતું. છતાં રાજા રામમોહન રૉય પોતાને હિંદુ જ માનતા અને પ્રત્યેક સપ્તાહમા બ્રહ્મોસમાજમાં શુદ્ધ બ્રાહ્મણો દ્વારા વેદના મંત્રોના પાઠ કરવામા આવતા અને વાતાવરણને બને તેટલું શુદ્ધ અને પવિત્ર રાખવાના પ્રયાસો થતા. તેમના અવસાન બાદ દેવેન્દ્રનાથ ટાગોરે 'તત્ત્વબોધિની પત્રિકા' દ્વારા બ્રહ્મોસમાજના વિચારોનો ફેલાવો કરવા માંડ્યો. વેદોને સ્પષ્ટપણે ઈશ્વરની ફલશ્રુતિરૂપ જ માનવામા આવ્યા. આ સમય દરમિયાન જ અનેક સામાજિક સુધારાઓ રજૂ કરવાના અને ધર્મના પ્રત્યેક સિદ્ધાંતને બુદ્ધિની દૃષ્ટિએ માપવાના પણ પ્રયત્નો કરવામાં આવ્યા. કેશવચંદ્ર સેન નામે અતિ પ્રભાવશાળી અને જુસ્સાદાર વ્યક્તિએ ઈ. સ. ૧૮૫૭માં બ્રહ્મોસમાજનું સભ્યપદ સ્વીકાર્યું. તેમના પ્રયાસોથી બ્રહ્મોસમાજ ખૂબ જ લોકપ્રિય બન્યો. દેવેન્દ્રનાથ અને કેશવ વચ્ચે પાછળથી મતભેદ ઊભો થયો અને કેશવચંદ્રે પોતાના સાથીઓ સાથે 'નવા બ્રહ્મો-સમાજ'ની શરૂઆત કરી. તેનો ખૂબ પ્રચાર થયો અને જૂનો બ્રહ્મોસમાજ ધીમે ધીમે ભુલાઈ ગયો. પાછળથી કેશવચંદ્રના વિચારો અને વર્તનની સામે વાંધો જણાતાં ફરી એકવાર ઈ સ. ૧૮૭૮ માં બ્રહ્મોસમાજમાં વિભાજન થયું અને 'સાધારણ બ્રહ્મોસમાજ'ની સ્થાપના થઈ. હિંદુધર્મને નવીન સ્વરૂપ આપવાની દિશામા અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની દિશામાં આ સંસ્થાએ નોંધપાત્ર કામગીરી બજાવી છે. આમ, હિંદુધર્મ અને સમાજ-વ્યવસ્થામા સૌપ્રથમ ક્રાંતિકારી સુધારાઓ રજૂ કરવાનું માન બ્રહ્મોસમાજને ફાળે જાય છે.

## [૩] આર્યસમાજ

બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજ બન્ને ભારતીય સંસ્કૃતિ પર પાશ્ચાત્ય જ્ઞાન અને વિચારની અસરનાં પરિણામો હતાં, જ્યારે હિંદની પ્રાચીન આર્ય સંસ્કૃતિને જીવંત બનાવવાનો સર્વપ્રથમ પ્રયાસ સ્વામી દયાનંદ સરસ્વતીએ કર્યો. તેમણે અંગ્રેજી કેળવણી તો મેળવી જ ન હતી પરંતુ તેઓ સંસ્કૃતના પ્રખર વિદ્વાન હતા. 'વેદ તરફ નજર કરો' (Go back to Vedas) એ તેમનું પ્રખર સૂત્ર હતું. વેદને તેઓ આદિગ્રંથ માનતા અને ત્યાર પછીના સર્વ સાહિત્યને તેઓ સ્વાર્થી અને સામાન્ય માનવીઓએ રચેલા સાહિત્ય તરીકે ગણતા. તેમણે પણ એકેશ્વરવાદમાં અતૂટ શ્રદ્ધા વ્યક્ત કરી અને મૂર્તિપૂજાનો વિરોધ કર્યો. આ ઉપરાંત, જ્ઞાતિનાં બંધનો, બાળવિવાહ, દરિયાઈ મુસાફરીનો નિષેધ, વગેરે સામે પણ જબરજસ્ત જેહાદ શરૂ કરી. તેમણે રજૂ કરેલો સૌથી મહાન સિદ્ધાંત 'શુદ્ધિ'ને લગતો હતો, જે દ્વારા તેમણે હિંદુધર્મમાંથી પરધર્મી બનેલાઓને ફરી એકવાર વિધિ દ્વારા હિંદુધર્મમાં લાવવાની હિંમતભરી જાહેરાત કરી. તેમના વિચારોને વ્યક્ત કરતુ 'સત્યાર્થપ્રકાશ' ઘણું મહત્ત્વનું પુસ્તક છે. પંજાબ તથા ઉત્તરપ્રદેશમાં તેમના વિચારોને ખૂબ જ પ્રસિદ્ધિ મળી અને ઘણા માણસો આર્યસમાજમાં જોડાયા. તેમના અવસાન બાદ તેમનું કાર્ય મુખ્યત્વે લાલા હંસરાજ, પંડિત ગુરુદત્ત, લાલા લજપતરાય અને સ્વામી શ્રદ્ધાનંદે ઉપાડી લીધું. પાછળથી આર્યસમાજે પણ પશ્ચિમી જ્ઞાન–વિજ્ઞાન અને વિચારોને કંઈક અંશે અપનાવ્યાં પણ-છે. આજે પણ આર્યસમાજ અનેક ગુરુકુળો ચલાવે છે.

## [૪] થિયોસોફિકલ સોસાયટી

હિંદના પ્રજાજીવન પર ખાસ અસર નહીં કરનાર છતાં કેટલીક બાબતોમાં વિશિષ્ટ એવી થિયોસોફિકલ સોસાયટી આમ તો ન્યૂયોર્કમાં માદામ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલ્કોટ દ્વારા ઈ. સ. ૧૮૭૫ માં સ્થપાઈ હતી. તેઓ હિંદમાં પણ આવ્યા હતાં અને ઈ. સ. ૧૮૮૬ માં મદ્રાસના એક પરામાં આ સમાજનું મુખ્ય મથક શરૂ કરવામાં આવ્યું હતું. આમ છતાં આ સમાજે જે કાંઈ થોડીક સિદ્ધિઓ હિન્દમાં મેળવી તેનો સર્વ યશ શ્રીમતી એની બેસન્ટને ફાળે જાય છે તેમણે હિંદના રાજકારણમાં પણ ઝંપલાવ્યું હતું અને સારી એવી લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. પરિણામે

તેમની વ્યક્તિગત અસરને લીધે પણ આ સોસાયટીનો પ્રચાર થયો હશે. તેઓ સ્પષ્ટપણે માનતાં કે–

> 'હિન્દના જૂના ધર્મનો ઉદ્ધાર કરી, પ્રાચીન સંસ્કૃતિને સજીવન કરી, પ્રજામાં એક પ્રકારની ગૌરવની ભાવના ઊભી કરવી. તે દ્વારા જ રાષ્ટ્રપ્રેમ અને સ્વદેશભક્તિ ઉદ્ભવી શકે, તે દ્વારા જ કોઈ પણ રાષ્ટ્રનું સર્જન થાય.'

સર્વ ધર્મ એક જ છે અને માત્ર દેશકાળને અનુસરીને તેનાં જુદાં જુદાં રૂપો થાય છે આવી માન્યતાને લીધે થિયોસોફીમાં શ્રદ્ધા વ્યક્ત કરનાર સર્વ ધર્મનાં સારાં તત્ત્વો પ્રત્યે આદરભાવથી જુએ છે. તેની ગૂઢતાને લીધે આ થિયોસોફિકલ સોસાયટી ખાસ લોકપ્રિયતા મેળવી શકી નથી. અત્યારે દક્ષિણ હિંદમાં શ્રી કૃષ્ણમૂર્તિ એ પ્રખ્યાત થિયોસોફિસ્ટ છે.

## [૫] પ્રાર્થનાસમાજ

બ્રહ્મોસમાજની અસરથી જ અને કંઈક અંશે તેની સમાન જ ધ્યેયો ધરાવતી એક સંસ્થા મહારાષ્ટ્રમાં પણ ઉદ્ભવી, જેને પ્રાર્થનાસમાજના નામથી ઓળખવામાં આવે છે. મુંબઈમાં ઈ. સ. ૧૮૬૭ માં ડૉ. આત્મારામ પાંડુરંગે પ્રાર્થનાસમાજ શરૂ કર્યો. ત્યાર બાદ ૧૮૭૧ માં અમદાવાદ ખાતે ભોળાનાથ સારાભાઈ દિવેટિયાએ તેની શરૂઆત કરી. બ્રહ્મોસમાજની માફક જ એક સર્વશક્તિમાન ઈશ્વરની આરાધના અને સામાજિક સુધારાઓ તેનું ધ્યેય હતું. પ્રાર્થનાસમાજે કદાપિ પોતાને હિંદુધર્મથી અલગ અને અલિપ્ત માનવાનો પ્રયાસ કર્યો નથી. સાચા અર્થમાં ધર્મનો જ ફેલાવો કરવાનું તેનું ધ્યેય હતું. અને નામદેવ, તુકારામ અને રામદાસના આદર્શોને અને વિચારોને પ્રજામાં ફેલાવી પ્રજામા એક પ્રકારની ઉન્નતિ અને જાગૃતિ આણવાનો પ્રયાસ કરી રહ્યા હતા. જો કે પ્રધાનપણે આ સંસ્થાએ સામાજિક સુધારાઓ પર જ ધ્યાન આપ્યું હતું. આ સંસ્થાના વિકાસનો અને પ્રવૃત્તિઓનો યશ મહદ્ અંશે શ્રી મહાદેવ ગોવિંદ રાનડેને ફાળે જાય છે.

## [૬] રામકૃષ્ણ મિશન

પૂર્વ અને પશ્ચિમના વિચારોનો, આદર્શોનો અને સંસ્કૃતિઓનો સુંદર અને સુભગ સમન્વય આપણને રામકૃષ્ણ મિશનમા જોવા મળે છે. રામકૃષ્ણ મિશન એ સ્વામી રામકૃષ્ણ પરમહંસ નામના એક વિદ્વાન પરંતુ બહુ પ્રસિદ્ધિ નહીં પામેલા એવા ગુરુના નામની સાથે સંકળાયેલી સંસ્થા છે.

સ્વામી રામકૃષ્ણ કલકત્તા નજીકના એક દેવળમાં રહેતા હતા અને તેઓએ ખાસ કેળવણી મેળવેલી ન હતી. આમ છતાં તેમના વિચારો, જ્ઞાન તેમ જ આધ્યાત્મિક વૃત્તિઓથી પ્રેરાઈને કલકત્તાના કેટલાક સભ્ય અને શિક્ષિત માણસો અવારનવાર તેમની મુલાકાતે આવતા અને તેમની પાસેથી જ્ઞાન અને પ્રેરણા મેળવવાનો પ્રયત્ન કરતા. તેમના અવસાન પહેલાં જ તેમના વિચારો અને સુભાષિતોને પુસ્તક આકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. આ સ્વામીના શિષ્યોમાં નરેન્દ્રનાથ દત્ત નામે એક અતિ પ્રભાવશાળી, બુદ્ધિમાન અને તેજસ્વી સ્નાતક પણ હતો. સ્વામીજીની અસર નીચે તેણે સંન્યાસ સ્વીકાર્યો હતો અને સ્વામી વિવેકાનંદનું નામ ધારણ કર્યું હતું. ઈ. સ. ૧૮૯૩ની સાલમાં તેમણે શિકાગોમાં ભરાયેલી વિશ્વ-ધર્મપરિષદમાં હાજરી આપી અને ત્યાં વિશ્વભરના વિદ્વાનો સમક્ષ ભારતીય સંસ્કૃતિ અને હિન્દુધર્મ વિષે પોતાના વિચારો રજૂ કર્યા હતા. અમેરિકા અને યુરોપમાં તેમણે સારો એવો પ્રવાસ ખેડ્યો, અનેક સ્થળોએ પ્રવચનો કર્યા અને વિવિધ સ્થળોમાં રામકૃષ્ણ મિશનોની સ્થાપના કરી.

રામકૃષ્ણ મિશન પ્રાચીન ભારતીય સસ્કૃતિમાંથી પ્રેરણા મેળવી તે અનુસાર ભારતીય સમાજજીવન અને ધર્મમાં ફેરફારો કરવાનું ધ્યેય રાખે છે. માનવીમાં રહેલા સદ્‌ગુણોને બહાર લાવવા તે પ્રયત્ન કરે છે અને મૂર્તિપૂજાને પણ સ્વીકારે છે. પરંતુ સાથે સાથે એક ભાવ પણ તે સ્પષ્ટ કરે છે કે, આ મૂર્તિપૂજા એ માત્ર સાધન હોવું જોઈએ અને તેની સહાયથી ધર્મનાં સાચાં ધ્યેયો સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. વિશ્વભરમાં એક જ ઈશ્વરની માન્યતાને તે સ્વીકારે છે. માનવજીવન પ્રત્યે પ્રેમ અને તે દ્વારા વિશ્વભરના દુઃખી, પીડિત, અનાથ અને અસહાય માણસોની સેવા એ તેનું સાચું ધ્યેય છે. તેની સફળતાનો મોટો યશ તેની વ્યવહારુ બાજુને લીધે છે. જ્યાં જ્યાં પણ આફત આવી પડે – પૂર કે ધરતીકંપ જેવા વિનાશકારી બનાવો સર્જાય, ત્યાં ત્યાં રામકૃષ્ણ મિશન હંમેશાં કામે લાગી જાય છે. આમ સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ પરમહંસના આદર્શો અને વિચારોના પ્રતીક સમી આ સંસ્થા છે. આ ઉપરાંત, 'તીર્થરામ' ઉર્ફે સ્વામી રામતીર્થે પણ ધર્મ પ્રચારમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે.

### [૭] અન્ય વિદ્વાનો અને વિચારકો

**(અ) મહર્ષિ અરવિંદ (૧૮૭૨ થી ૧૯૫૦)**: શરૂઆતના જીવનમાં પ્રખર ક્રાંતિકાર એવા આ મહાપુરુષે પાછળથી પોંડીચેરીમાં આશ્રમ

સ્થાપી પૂર્ણયોગના માર્ગની હિમાયત કરી. માનવીએ દિવ્ય માનવ બનવા કોશિશ કરવી એ તેમનો જીવનસંદેશ હતો. પૂર્ણયોગ દ્વારા પરમાત્માની પરમચેતનાનું અને ભગવતીની પરમ શક્તિનું મનુષ્યમાં કેવી રીતે અવતરણ થશે એ તેમણે સમજાવ્યુ છે. તેમનાં ઉત્તમ પુસ્તકોમાં 'મા' અને ' દિવ્ય જીવન ' મહત્ત્વનાં છે. ગીતા પરના તેમના નિબંધો એક નવો જ દૃષ્ટિકોણ પૂરો પાડે છે. જીવન જ યોગ છે. જગત સત્ય છે. યોગ દ્વારા જ જીવનસિદ્ધિ સંભવી શકે છે. મા શક્તિ માનવીની ઉત્ક્રાંતિમાં કાર્ય કરી રહી છે અને માનવી દિવ્ય માનવીમાં રૂપાંતર પામશે જ એવી શ્રદ્ધા તેમણે વ્યક્ત કરી. શિક્ષિત વર્ગો પર મહર્ષિની ઘણી ઘેરી અસર છે.

(च) રમણ મહર્ષિ (૧૮૭૯ થી ૧૯૫૦): દક્ષિણ ભારતમાં પોતાના જીવન અને સાધના દ્વારા અસર કરીને આ મહર્ષિએ કેટલાક નવા વિચારો પણ રજૂ કર્યા છે. તેમનો ઉપદેશ સીધોસાદો છે. તેઓ વારંવાર કહેતા કે 'તું તારી જાતને ઓળખ. તારી જાતને જ જો તું ઓળખી શકીશ તો જગતના સર્વ પ્રશ્નો આપોઆપ ઊકલી જશે.' હિંદુધર્મના આત્મવિચાર અને આત્મસાક્ષાત્કારના સિદ્ધાંતને તેમણે આ યુગમા સિદ્ધ કરી ઘણી ખ્યાતિ મેળવી હતી. એક મહાન યોગી તરીકે તેઓએ સારી નામના મેળવી છે.

(छ) કવિવર ટાગોર (૧૮૬૧ થી ૧૯૪૧): કવિવર ટાગોરમાં ભારતીય સંસ્કૃતિનું અને આદર્શ હિંદુનું ઉત્તમ પ્રતીક આપણને પ્રાપ્ત થાય છે. તેમનાં લખાણોમાં અને કાવ્યોમાં આત્માની અમરતા, ઈશ્વરમાં અપૂર્વ શ્રદ્ધા, માનવમાત્ર પ્રત્યે પ્રેમની ભાવના અને નિષ્કામ કર્મની ભાવના સ્પષ્ટપણે ફલિત થતી જણાય છે. 'વિશ્વમાનવ'ની તેમની આદર્શ કલ્પના ખરેખર ઉદાત્ત છે. સત્યં, શિવં અને સુંદરમ્‌ના તેઓ સાચા ઉપાસક હતા. માનવસેવા એ તેમનો મુખ્ય આદર્શ હતો. જીવનને તેઓ તપશ્ચર્યા માનતા અને વિશ્વબંધુત્વની ભાવનાના પ્રખર હિમાયતી હતા. ' ગીતાંજલિ ' અને ' સાધના ' મા કવિશ્રી એક પ્રખર ભક્તના રૂપમાં ઘણી વાર જણાય છે.

(ज) મહાત્મા ગાંધી (૧૮૬૯ થી ૧૯૪૮): મહાત્માજીએ તો હિંદુ-ધર્મના સાચા ઉદ્ધારક બની હિંદુધર્મને ઘણા નવા વિચારો આપ્યા છે અને મૂળ વિચારોને સાચા સ્વરૂપમાં રજૂ કરવાની સફળતાપૂર્વક કોશિશ કરી છે. 'ધર્મમંથન', 'વ્યાપક ધર્મભાવના', વગેરે પુસ્તકોમાં અને બીજાં સંખ્યાબંધ લખાણોમા તેમના ધર્મસંબંધી વિચારો આપણને જોવા મળે

છે. તેઓ પોતાને હિંદુ કહેવડાવવામાં ગૌરવ લેતા હતા અને હિંદુધર્મ અને સમાજને તેની બદીઓમાંથી મુક્ત કરવાની પ્રખર તમન્ના સેવતા હતા. અસ્પૃશ્યતા સામે તેમણે સખત જેહાદ ઉપાડી હતી અને તેમના જ પ્રયત્નોની ફલશ્રુતિરૂપે આજે અસ્પૃશ્યતાનું કલંક હિંદમાંથી ધીમે ધીમે અદૃશ્ય થતું જાય છે. અહિંસા અને સત્યના પાયા પર જ સાચો ધર્મ રચાયેલો છે, એમ તેઓ વારંવાર કહેતા અને આ બન્ને સિદ્ધાંતો તેમના જીવનમંત્રો બની ગયા. ગીતામાં તેમને અખૂટ શ્રદ્ધા હતી. તેમના જીવન દરમિયાન તેમણે સ્ત્રીઓની પરાધીનતા, જ્ઞાતિપ્રથાની જડતા, બાળલગ્નો, વગેરે સામે સતત લડત ચલાવી સમાજને નવું સ્વરૂપ આપવાનો પ્રયાસ કર્યો. સત્યનો આગ્રહ, અણિશુદ્ધ અહિંસાનું પાલન, પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ અને સદ્ભાવના, શત્રુઓને પણ પ્રેમથી વશ કરવાની ભાવના, અપરિગ્રહવૃત્તિ, ગરીબો અને પીડિતોની સેવા અને નિષ્કામ કર્મની ભાવના—આ સર્વ સદ્ગુણોએ તેમના જીવનને સુશોભિત કર્યું છે અને આદર્શ માનવ તરીકે તેઓ અમર નામના મેળવી ગયા છે. તેમના પ્રયાસોએ હિંદુધર્મની ઘણી માન્યતાઓમા ધરખમ પરિવર્તન આણ્યું છે.

**(છ) ડૉ. રાધાકૃષ્ણન્ :** ભારતના વિદ્યમાન રાષ્ટ્રપતિ ડૉ રાધાકૃષ્ણન્ પણ એક મહાન ફિલસૂફ છે અને હિંદુધર્મનું સાચું દર્શન માનવજાતને કરાવનાર એક મહાવિદ્વાન પણ છે હિંદુધર્મના સિદ્ધાંતોને, તેની વિશિષ્ટતાઓને અને ગૂઢ તત્ત્વોને તેમણે ઘણી જ આકર્ષક અને ગમી જાય તેવી રીતે રજૂ કરવાના સફળ પ્રયત્નો કર્યા છે. વિદેશોમાં પણ તેમણે પોતાના જ્ઞાન દ્વારા હિંદુધર્મ અને સંસ્કૃતિ વિષે યોગ્ય પ્રકાશ ફેલાવવાની કોશિશ કરી છે. તેમના ગ્રંથોમાં પૂર્વ અને પશ્ચિમ બન્નેની વિચારસરણીઓનો સુભગ સમન્વય જોવા મળે છે. હિંદુધર્મને તેમણે ભારે બળ આપ્યું છે, એમ પણ કહી શકાય. 'હિંદુધર્મ', 'ધર્મોનું મિલન', 'હિંદુનુ હૃદય' અને આવાં અનેક પુસ્તકો દ્વારા આ ફિલસૂફ રાજપુરુષે હિંદુધર્મના સાચા સ્વરૂપને બહાર લાવવાના સફળ પ્રયાસો કર્યા છે.

## [૮] ઉપસંહાર

આમ, વિશાળ હિન્દુધર્મના વિહંગાવલોકન બાદ આપણને સ્પષ્ટપણે જણાય છે કે હિન્દની હિન્દુ જનતા માટે હિન્દુધર્મ માત્ર ધર્મ ન રહેતાં એક જીવનપદ્ધતિ બની રહ્યો છે. એટલી તો પ્રબળ અસરો આ ધર્મે

હિન્દુઓના જીવન પર કરી છે કે તેમનું સામાજિક જીવન અને સાંસ્કારિક પ્રવૃત્તિઓમાંનો રસ પણ કેટલેક અંશે ધાર્મિક બાબતો દ્વારા જ નક્કી થતાં હોય છે. સેંકડો વર્ષોથી કરોડો માનવોના જીવન પર આ પ્રમાણે પ્રચંડ અસર કરનાર આ ધર્મમાં આપણને એક વિશિષ્ટ પ્રકારની તાકાત દેખાય છે. ડૉ. એની બેસન્ટના મતાનુસાર દુનિયાભરના મોટા ધર્મોના ચાળીસ કરતાં વધુ વર્ષોના અભ્યાસ બાદ આજે પણ સ્પષ્ટ છે કે હિંદુધર્મ જેવો પૂર્ણ, તત્ત્વજ્ઞાનમય અને આધ્યાત્મિક ધર્મ બીજો કોઈ નથી. પલટાતા વાતાવરણની સાથે હિન્દુધર્મે પણ નવાં નવાં સ્વરૂપો ધારણ કર્યાં છે. ડૉ. રાધાકૃષ્ણન્ કહે છે તેમ 'હિંદુ ધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી.'[1] આમ હોવા છતા તેનું હાર્દ તો એક જ રહ્યું છે. ભારતીય સંસ્કૃતિનુ સૌથી પ્રબળ બળ જો કાંઈ હોય તો તે હિન્દુધર્મ છે—તેના વિના ભારતીય સંસ્કૃતિ જરૂર પાંગળી બની ગઈ હોત. હિન્દુધર્મની વિચારસરણી તો ઘણી જ વ્યાપક છે; અને ઘણા વિદ્વાનો અને ચિંતકો બૌદ્ધધર્મ અને જૈનધર્મને વિશાળ હિન્દુ વિચારસરણીના ભાગરૂપે જ વર્ણવે છે। હિન્દુધર્મનાં બાહ્ય આવરણોને દૂર કરીને, તેની ઉપરનાં પડળો દૂર કરીને હિન્દુધર્મનું હાર્દ તપાસવાનો આપણે જો પ્રયત્ન કરીએ તો ડૉ. રાધાકૃષ્ણને તારવેલા હિન્દુધર્મના પ્રધાન સિદ્ધાંતો જે નીચે પ્રમાણે છે તે આપણને સ્પષ્ટપણે જણાઈ આવે છે :

(૧) જગત નિયમબદ્ધ પ્રગતિશીલ ને સત્યમય એક ઇશ્વરને આશ્રિત છે.
(૨) શાશ્વત આત્મા જગતને પોષે છે.
(૩) સર્વ કોઈ (પાપી પણ) મોક્ષના અધિકારી છે.
(૪) આત્મદર્શન કે ઇશ્વરદર્શન દ્વારા પૂર્ણતા એ જીવનનુ મુખ્ય ધ્યેય છે; સત્ય એ ઇશ્વર છે.
(૫) ધાર્મિક ઉદારતા ને સહિષ્ણુતાનો સિદ્ધાંત.
(૬) કર્મના સનાતન સિદ્ધાંતમાં શ્રદ્ધા.
(૭) પુનર્જન્મના સિદ્ધાંતમા માન્યતા.
(૮) આત્મશુદ્ધિ–સ્વશાસન જ દિવ્ય માર્ગ પર લઈ જઈ શકે.
(૯) એકપતિપત્ની લગ્ન એ જ આદર્શ.
(૧૦) કર્તવ્ય, સેવા, ગુણના પાયા પર રચાયેલી વર્ણવ્યવસ્થાનો સિદ્ધાંત.

૧. હિંદુ જીવનદર્શન, પા૦ ૧૧૬

સમયના લાંબા પ્રવાહ બાદ પણ આ સર્વ તત્ત્વો આજ પણ આપણને હિંદુધર્મમાં પ્રધાનપણે બહાર તરી આવતાં જણાય છે. હિંદુધર્મના બાહ્ય સ્વરૂપમાં ગમે તેટલો ફેરફાર થાય, પરંતુ જ્યાં સુધી તેની આ ઉદાત્ત માન્યતાઓ ટકશે ત્યાં સુધી હિંદુધર્મ પણ અમર તપશે. માનવજાતને શાંતિ અને સદ્ભાવનાનો પયગામ આપવા માટે હિંદુધર્મ પાસે અનુભવનું એટલું તો મોટું ભાથું છે કે માનવજાતને તે ઘણું ઉપયોગી પુરવાર થઈ શકે તેમ છે. હિંદુધર્મના આ સર્વ સનાતન સિદ્ધાંતોને એના સડેલા આવરણમાંથી બહાર કાઢીને જો નવા વાતાવરણમાં નવી દષ્ટિ સાથે રજૂ કરવામાં આવે, તો હિંદુધર્મ વિશાળ જનતાને ઘણો ઉપયોગી અને સાચા અર્થમાં માર્ગદ્રષ્ટા બની શકે તેમ છે.

# બૌદ્ધધર્મ

'ભારત માતાના મહામૂલા પુત્રોમાં ગૌતમબુદ્ધ અગ્રસ્થાન ભોગવે છે. તેમના જીવન અને ઉપદેશે ભારતનો ઇતિહાસ ઉજાળ્યો છે અને સમગ્ર વિશ્વને શાંતિ તથા પ્રગતિનો સાચો રાહ ચીંધ્યો છે.'

—ધર્માનંદ કોસંબી.

'બૌદ્ધધર્મ એ ધાર્મિક કરતાં વધુ સાચા અર્થમાં સામાજિક ક્રાંતિ હતી. વેદની પ્રણાલિકાઓનો સદંતર ત્યાગ કરતાં વધુ સાચા અર્થમાં તેની નવીન રજૂઆતનો તે એક પ્રયાસ હતો.'

—હેવેલ

# ૧ ગૌતમ બુદ્ધનું જીવનદર્શન

(૧) પ્રાસ્તાવિક

(૨) ઈ. સ. પૂ. નો છઠ્ઠો સૈકો

(૩) ગૌતમ બુદ્ધનું જીવનદર્શન :

- (અ) જન્મ, બાળપણ અને લગ્ન
- (બ) હૃદયપલટો
- (ક) મહાભિનિષ્ક્રમણ
- (ડ) સત્યની શોધમાં
- (ઇ) સત્યની પ્રાપ્તિ અને બુદ્ધત્વ
- (ઈ) નિર્વાણ

## [૧] પ્રાસ્તાવિક

વિશ્વના વિદ્યમાન ધર્મોમાં અગ્રગણ્ય સ્થાન ધરાવતો બૌદ્ધધર્મ ભારતીય સંસ્કૃતિની વિશ્વસંસ્કૃતિને બક્ષવામાં આવેલી એક મહામૂલી ભેટ છે. પોતાની સરળતા છતાં આધ્યાત્મિક ઉદાત્તતાને લીધે બૌદ્ધધર્મ સર્વ ધર્મોમાં વિશિષ્ટ પ્રકારનું સ્થાન પ્રાપ્ત કરે છે. અહિંસા, શાંતિ અને સત્યના શ્રેષ્ઠ સિદ્ધાંતોનો સુભગ સમન્વય કરનાર આ ધર્મે કરોડો મનુષ્યોના હૃદય આકર્ષી લીધા છે. ભગવાન બુદ્ધનું જીવન અને તેમણે કરેલો ઉપદેશ માનવજાતને માટે પ્રેરણાના પીયૂષ સમાન બની રહ્યો છે જીવનને સાચા દૃષ્ટિકોણથી નિહાળવા માટે અને આધ્યાત્મિક પંથ પર સફળતાપૂર્વક પ્રયાણ કરવા માટે આ ધર્મ કોઈ પણ મુમુક્ષુ આત્માનો સાચો સથવારો બની શકે તેમ છે. બહુ જ સરસ રીતે અને સહેલાઈથી સમજી શકાય તેવી રીતે આ ધર્મ માનવજાતની સમક્ષ દુન્યવી દુઃખોનું કારણ જણાવે છે. તેમાંથી મુક્તિ મેળવવાનો માર્ગ પણ સૂચવે છે. બૌદ્ધધર્મની વિચારસરણીમાં માનવજીવનને સ્પર્શતા અતિમહત્ત્વના પ્રશ્નોનું

નિરાકરણ શોધવાનો સતત પ્રયાસ જણાય છે. બૌદ્ધધર્મ એક સાચો માનવતાવાદી ધર્મ છે. ઈશ્વર નહીં પણ જીવનનાં મહામૂલ્યોને જ અહીં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. જીવનને ઊર્ધ્વગામી બનાવવું; નિર્મળ, સ્ફટિકસમ પવિત્ર બનાવવું અને સમગ્ર માનવજાતના ઉત્કર્ષ માટે જીવનભર કાર્ય કરવું એનાથી વધુ સારા આદર્શો કયા હોઈ શકે ? ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે, 'ધર્મ એટલે સદ્‌વર્તનનો નિયમ.' આ સદ્‌વર્તનના જ રાહ પર માનવને લઈ જઈને બૌદ્ધધર્મ સાચી ધાર્મિક ભાવના પ્રસ્થાપિત કરવાનો પ્રયાસ કરે છે એનો કોણ ઈન્કાર કરી શકે તેમ છે ?

## [૨] ઈ. સ. પૂ. નો ૬ ઠ્ઠો સૈકો

વિશ્વધર્મસાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાંની સાથે જ ઈ. સ. પૂ. નો ૬ ઠ્ઠો સૈકો જુદો તરી આવે છે. આ સમય દરમિયાન વિશાળ એશિયા ખંડમાં અને ખાસ કરીને ભારતમાં આધ્યાત્મિક ક્રાંતિની નવીન ઝલક જોવા મળે છે. સમગ્ર માનવજીવન આ સમય દરમિયાન અધ્યાત્મની દિવ્ય સૃષ્ટિમાં વિહરતું આપણને જોવા મળે છે. આ જ સમયે એશિયાની પ્રાચીન સંસ્કૃતિના પુનિત ધામ સમા ચીનમાં મહાત્મા કૉન્ફ્યુશિયસ અને લાઓત્ઝે પોતાની અનોખી વિચારસરણીઓ રજૂ કરે છે અને પરિણામે જગતને કૉન્ફ્યુશિયસ અને તાઓ જેવા ધર્મો મળે છે. આ સમય દરમિયાન જ ભારતમાં વર્ષોથી ચાલી આવતી ધાર્મિક પ્રણાલિકાઓમાં પલટો આવે છે હિંદુધર્મની સામે પ્રચંડ વિરોધ જાગે છે, જેને પરિણામે જગતને જૈન અને બૌદ્ધધર્મો મળે છે. હિંદુધર્મમાં પણ આંતરિક ક્રાંતિ થાય છે, અને તે પણ નવજીવન અને નવસંસ્કાર પામે છે. સમગ્ર વિશ્વસંસ્કૃતિ પ્રગતિના રાહ પર હતી. વિકસતી જતી ધાર્મિક વિચારસરણી અને પ્રગતિશીલ માનસને લીધે પણ આવા ફેરફારો અનિવાર્ય હતા. જેમ જેમ નવા ખ્યાલો અને વિચારસરણીઓ આવતાં તેમ તેમ જૂના ખ્યાલો અને જૂની વિચારસરણીઓ બદલાતાં. આમ, આધ્યાત્મિક ક્ષેત્રે આ સંક્રાંતિનો યુગ હતો.

આ સમય દરમિયાન ભારતમાં હિન્દુધર્મ મુખ્ય હતો, પરંતુ તેમાં સડો વ્યાપી ગયો હતો અને વિશાળ જનતાની આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓને સંતોષવાની તાકાત આ ધર્મમાં રહી ન હતી. પરિણામે તેના વિરોધ રૂપે, તેની કેટલીક રૂઢ પ્રણાલિકાઓના પ્રતિકારરૂપે બૌદ્ધધર્મ અસ્તિત્વમાં આવ્યો. આ ધર્મે પોતાના સરળ, સાદા છતાં ઉદાત્ત સિદ્ધાંતોને લીધે પ્રજાના મન પર ઘેરી અસર કરી અને થોડાક સમયમાં તો તે ઘણો વ્યાપક બની

ગયો. આ ધર્મને સારો એવો રાજ્યાશ્રય પણ મળ્યો અને અતિ ઝડપથી તે ભારત તથા ભારત બહારના પ્રદેશમાં એક લોકપ્રિય ધર્મ તરીકે બહાર આવ્યો. અશોકનો સમય આ ધર્મના ઇતિહાસમાં સુવર્ણયુગ સમાન હતો ત્યાર બાદ ધીરે ધીરે આ ધર્મે હિન્દ બહારની પ્રજાના મનને વધુ ને વધુ આકર્ષવા માંડયું અને આખરે આ ધર્મ એશિયાના મોટા ભાગના દેશોનો લોકપ્રિય ધર્મ બની ગયો. પરંતુ પોતાના જન્મસ્થાન ભારતમાં તે નવ-પલ્લવિત થયેલા અને નવસંસ્કાર પામેલા હિન્દુધર્મ સામે ટકી શક્યો નહીં. પરિણામે વતનની અલવિદા લઈ આ ધર્મે કાયમી દેશવટો સ્વીકાર્યો.

આજે વિશ્વમાં કરોડો માનવીઓ આ ધર્મ પાળે છે. વોલ્ગાથી ગંગા સુધીના વિશાળ પ્રદેશમાં બુદ્ધનું નામ માન સહિત રોજ ઉચ્ચારાય છે. મા ભારતીના આ પનોતા પુત્રે બતાવેલા માર્ગે જવામાં કરોડો માનવો જીવનનું સદ્‌ભાગ્ય માને છે. સમગ્ર માનવજાતને માટે આદર્શ સમાન બની રહેનાર, પ્રેરણાનો અખૂટ ઝરો બની રહેનાર આ મહાપુરુષના જીવનનો અભ્યાસ કરવાનું મન આપણને પણ થઈ આવે એ તદ્દન સાહજિક છે.

## [૩] ગૌતમ બુદ્ધનું જીવનદર્શન

### (अ) જન્મ, બાળપણ અને લગ્ન

વિશ્વમાં નવો પ્રકાશ ફેલાવી, આત્મઉત્કર્ષ માટે નવીન સંદેશ આપનાર મહામાનવ ગૌતમનો જન્મ ઈ. સ. પૂ. ૫૬૩માં લુમ્બિનિગ્રામ નજીક થયો હતો. વિવિધ તવારીખોની તુલના કરી શ્રી ધર્માનંદ કોસમ્બી બુદ્ધના જન્મને ઈ. સ. પૂ. ૬૨૩માં મૂકે છે * તેમના પિતા શુદ્ધોદન શાક્ય પ્રજાના નેતા હતા. તેમની માતાનું નામ માયાદેવી હતું. આ માયાદેવી વિષે બહુ માહિતી પ્રાપ્ત થતી નથી. પરંતુ અપદાન ગ્રંથમાં મહાપ્રજાપતિ ગૌતમી કે જે માયાદેવીની બહેન હતી તે એક અપદાનમાં કહે છે કે,

> '...અને આ છેલ્લા જન્મમાં હું દેવદત્ત નગરમાં જન્મી. મારો પિતા અંજન શાક્ય અને મારી માતા સુલક્ષણા. પછી (ઉંમરલાયક થઈ ત્યારે) હું કપિલવસ્તુ નગરમાં શુદ્ધોદનને ઘેર ગઈ (યાને કે શુદ્ધોદન સાથે મારાં લગ્ન થયાં)."

આથી એ માન્યતાને સમર્થન મળે છે કે બાળક સિદ્ધાર્થને જન્મ આપીને તરત જ માયાદેવી સ્વર્ગે સિધાવી હતી અને સિદ્ધાર્થનો ઉછેર

* ધર્માનંદ કોસમ્બીકૃત 'ભગવાન બુદ્ધ', પૃ. ૭૩

તેની માસી–મા મહાપ્રજાપતિ ગૌતમી દ્વારા થયો હતો. ગૌતમીએ સિદ્ધાર્થનો બહુ જ સંભાળપૂર્વક અને જતનપૂર્વક ઉછેર કર્યો અને ક્યારેય તેમને પોતાની માની ખોટ જણાવા દીધી નહિ.

ગૌતમના જન્મથી તે બુદ્ધત્વ સુધી તેમને 'બોધિસત્ત્વ' કહેવાની પ્રથા છે. 'બોધિ એટલે માણસના ઉદ્ધારનું જ્ઞાન' અને તે માટે પ્રયત્ન કરવાવાળો પ્રાણી (સત્ત્વ) તે બોધિસત્ત્વ. નાની વયમાંથી જ સિદ્ધાર્થમાં દયા, પ્રેમ અને સહાનુભૂતિના સદ્‌ગુણો હતા. બૌદ્ધધર્મસાહિત્યની પ્રણાલિકા પ્રમાણે—

> 'બોધિસત્ત્વનો જન્મ થયા બાદ શુદ્ધોદને મહાવિદ્વાન બ્રાહ્મણો પાસે તેનું ભવિષ્ય જોવડાવ્યું. પંડિતોએ તેનાં બત્રીસ લક્ષણો જોઈને કાં તો એ ચક્રવર્તી રાજા થશે અથવા સમ્યક્ સંબુદ્ધ થશે એવું ભવિષ્ય કહ્યું.'

સમકાલીન સાહિત્ય પર દૃષ્ટિપાત કરતાં આપણને જણાય છે કે, તે સમયમાં લોકોને આવી બાબતોમાં ઘણો વિશ્વાસ હતો એમાં કોઈ શંકા નથી. આથી એક સારા રાજકુમારને છાજે તેવી સર્વ પ્રકારની તાલીમ સિદ્ધાર્થને આપવામાં આવી સિદ્ધાર્થને દુન્યવી દુઃખો અને આફતોનો ખ્યાલ પણ ન આવે તેવા આશયથી તેને સર્વ પ્રકારના એશઆરામ અને મોજમજાના વાતાવરણમા જ રાખવામાં આવ્યો. ઉંમરલાયક થતાં યશોધરા નામે સ્વરૂપવાન રાજકન્યા સાથે સિદ્ધાર્થનું લગ્ન થયું. સિદ્ધાર્થે આમ પ્રભુતામાં પગલાં માંડયાં અને લગ્નજીવનની ફળશ્રુતિરૂપે રાહુલ નામે એક બાળકની પણ પ્રાપ્તિ થઈ.

### (ख) હૃદયપલટો

પરંતુ સિદ્ધાર્થને માટે લગ્નજીવન આનંદ, મસ્તી કે વિલાસનો સંગમ ન હતો. સર્વ પ્રકારના સુખના વાતાવરણમાં રહેવા છતાં તેમનું મન ગોઠતું નહીં. સાંસારિક સુખો અને તેની માયા તેમને આકર્ષી શક્યાં નહી. તેમનું જીવન કોઈ અન્ય હેતુ માટે જ સર્જાયુ હતું તેમનું જીવન એક ક્રાંતિકારી પલટો લેવાનુ હતું. માનવજાતની આધ્યાત્મિક નેતાગીરી સ્વીકારીને તે પોતાનાં સુખચેનનું બલિદાન આપી દેનાર હતા. માનવજાતને માટે દીપક બની સર્વને રોશની અર્પી પ્રગતિનો સાચો પંથ બતાવવા તો તેમનું જીવન સર્જાયું હતું. તેમના પિતાએ જે વસ્તુઓથી તેમને દૂર

રાખવાના પ્રયત્નો કર્યા હતા તે જ વસ્તુઓ આકસ્મિક રીતે તેમના જીવનમાં આવી પડી એક સમયે રથમાં બેસીને પોતાના સારથિ સાથે ફરવા નીકળ્યા હતા. તે સમયે તેમણે એક રોગી માણસ, એક વૃદ્ધ માણસ, એક શબ અને સંન્યાસીને જોયાં. પોતાના સારથિને આ સંબંધી કેટલાક પ્રશ્નો તેમણે પૂછ્યા અને સારથિએ જે રીતે એ પ્રશ્નોને સમજાવ્યા તેથી સિદ્ધાર્થને માનવજાતની નિરર્થકતાની અને મર્યાદાઓની પ્રતીતિ થઈ. તેમનું મન હવે સંસારમાંથી ઊઠી ગયું. આ સંબંધમાં બુદ્ધે જ પાછળથી આ પ્રમાણે કહ્યું હતું :

> 'આ બનાવથી મને એમ લાગ્યું કે હું પણ આ જ પ્રમાણે ક્ષીણ બનવાને સર્જાયેલો છું......વૃદ્ધત્વ, માંદગી અને મૃત્યુ મને પણ છોડવાનાં નથી. આવી સ્થિતિમાં જ્યારે અન્યને જોઉં છું ત્યારે મને ભય, અણગમો અને તિરસ્કાર છૂટે છે એ શું સત્ય છે? ......મારા શિષ્યો, મેં જ્યારે આ બાબત પર ચિંતન કર્યું ત્યારે મારા જીવનનો સર્વ આનંદ કાયમ માટે ચાલ્યો ગયો.'

માનવજીવન અને કુદરતનાં અનેક રહસ્યોની શોધમાં એમનું મન ભટકવા લાગ્યું અને આ માટે તેમણે સંસારનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો. તેમનું ધ્યેય કુદરતનાં સર્વ સત્યોની તપાસ કરવાનું હતું.

### (क) મહાભિનિષ્ક્રમણ

જીવન અને જગતનાં સત્યોની શોધ કરવા જ્યારે તેમનું મન આ પ્રમાણે તલસી રહ્યું હતું ત્યાં જ પોતાને ત્યાં પુત્રજન્મ થયો છે એવા સમાચાર તેમને મળ્યા. પરિણામે નવાં નવાં બંધનોમાં અટવાતા પહેલાં જ સંસાર છોડવાનો તેમનો નિર્ણય દૃઢ બન્યો. એ જ રાત્રિએ જ્યારે પૃથ્વી પર અંધકારના ઓળાઓ ઊતરી ચૂક્યા હતા ત્યારે ગૌતમે પ્રકાશની શોધમાં પ્રયાણ કર્યું. અનંત શાંતિમાં નિદ્રા લઈ રહેલાં યશોધરા અને રાહુલ તરફ એક છેલ્લી નજર નાખીને ગૌતમે ગૃહત્યાગ કર્યો મન, મમતા અને માયા સર્વ પર અકલ્પ્ય દબાણ લાવીને ઘર છોડતા સિદ્ધાર્થનું ચિત્ર હૃદયદ્રાવક જણાય છે. એક જ પ્રબળ ઝંખના તેમના મનમાં હતી—વિશ્વનાં સર્વ મનુષ્યોનાં દુઃખો હું કેવી રીતે દૂર કરી શકું? વિશ્વનું આખરી સત્ય શું છે?-

બૌદ્ધધર્મમાં આ પ્રસંગને મહાભિનિષ્ક્રમણના નામથી ઓળખવામાં આવે છે: શ્રી કિશોરલાલ મશરૂવાળા આ સંબંધમાં લખતાં કહે છે કે,[1]

> 'કેવળ પોતે જ મોક્ષ પ્રાપ્ત કરવો એ આશયથી સિદ્ધાર્થે ગૃહત્યાગ કર્યો ન હતો, પરંતુ જગતમાં દુ:ખનિવારણનો કોઈ માર્ગ છે કે નહીં તેની શોધ આવશ્યક હતી અને તેને માટે બિનજરૂરી એવાં સુખોનો ત્યાગ ન કરવો તે મોહ જ ગણાય, એવા ખ્યાલથી સિદ્ધાર્થે સંન્યાસ સ્વીકાર્યો.'

બૌદ્ધધર્મસાહિત્યનો વિદ્વત્તાપૂર્ણ અભ્યાસ કરનાર પ્રા. ધર્માનન્દ કોસમ્બી બુદ્ધના ગૃહત્યાગ માટે નીચેનાં કારણો આપે છે:[2]

> '(૧) તેના સંબંધીઓએ એકબીજા સાથે લડવા માટે શસ્ત્રધારણ કરવાથી તેને ડર લાગ્યો; (૨) ઘર એ સંકડાશવાળી અને કચરાવાળી જગ્યા છે એમ તેને લાગ્યું; અને (૩) પોતે જન્મ, જરા, મરણ, વ્યાધિથી સંબદ્ધ હોઈ એવી જ ચીજો પર આસક્ત થઈને રહેવું ન જોઈએ એમ તેને લાગ્યું.'

આવું નિર્ણયાત્મક પગલું ભરીને ગૌતમે સ્ત્રીઓ અને પુરુષો, રાજકુમારો અને ભિખારીઓ, સુખી અને દુ:ખી એવા સર્વનો સમાવેશ કરતા સંસારને છોડ્યો. રાજકુમારનો વેશ છોડીને સંન્યાસીનો ઝભ્ભો તેમણે સ્વીકાર્યો. અનેક હૃદયદ્રાવક અને ભાવનાપૂર્ણ વર્ણનો આ પ્રસંગને મૂર્તિમંત બનાવતાં આપણને સાહિત્ય અને કલાની કૃતિઓમાં નિહાળવા મળે છે કે શું આ દ્વારા ગૌતમ જીવનમાંથી છટકવા માગતા હતા? આ પ્રશ્નનો જવાબ જો સંમતિમાં આપવામાં આવે તો બુદ્ધની મહાન અને અનંત યાત્રાને આપણે ઊંધી સમજ્યા છીએ એમ માની લેવું. જીવન અને સંસારમાંથી અનંતતામાં ભટકવા માટે જ તેમણે મુક્તિ લીધી હતી. જીવનનો વધુ સારી રીતે અભ્યાસ કરવા માટે જ તેઓએ સાંસારિક જીવનનો ત્યાગ કર્યો હતો—જેવી રીતે પર્વત પર માણસ ચઢતો હોય છે; કારણ કે તેથી આજુબાજુના પ્રદેશનું નયનરમ્ય દૃશ્ય વધુ સારી રીતે નિહાળી શકાય

### (ક) સત્યની શોધમાં

સંન્યાસી બન્યા બાદ ગૌતમની સામેનું પ્રથમ કર્તવ્ય જીવનને સમજવાનું અને આખરી સત્યની શોધ કરવાનું હતુ. આ માટે તે ગમે તેને

---

૧ શ્રી કિશોરલાલ મશરૂવાળા કૃત 'બુદ્ધ અને મહાવીર'.

૨ પ્રા. ધર્માનન્દ કોસમ્બી કૃત 'ભગવાન બુદ્ધ', પૃ ૯૫

મળવા, ઉપદેશ સાંભળવા અને દલીલો કરવા તૈયાર હતા. આથી તેમણે 'આબાર કાલામ' અને ઉદ્દક રામપુત્ત જેવા ગુરુઓ પાસે અભ્યાસ પણ કર્યો. ભગવાન બુદ્ધ પોતે જ આ સંબંધમાં કહે છે કે,

> 'આ રીતે પ્રવ્રજ્યા (સંન્યાસ) લીધા પછી હિતકર માર્ગ કયો તે જાણવાના ઉદ્દેશથી શ્રેષ્ઠ લોકોત્તર અને શાન્ત તત્ત્વોની શોધ કરતો કરતો હું આબાર કાલામ પાસે ગયો.'

પરંતુ ક્યાંય તેમને સંતોષ અને શાંતિ મળ્યાં નહિ. ધ્યેયસિદ્ધિ માટે તેમણે તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો પરંતુ ભૂખ અને દુઃખ સહન ન થતાં આ તપશ્ચર્યાના માર્ગનો પણ તેમણે ત્યાગ કર્યો. દુઃખથી ડરી જઈને તપશ્ચર્યાનો ત્યાગ કરનાર સિદ્ધાર્થની ઘણી નિંદા કરવામાં આવી અને 'યોગભ્રષ્ટ યોગી' તરીકે પણ તેમને નિંદવામાં આવ્યા, પરંતુ સિદ્ધાર્થને આ સર્વની ક્યાં પડી હતી? તપશ્ચર્યાનો માર્ગ તેમને વૃથા જણાયો હતો, પરંતુ સત્યની શોધ તો કરવી જ હતી

### (ड) સત્યની પ્રાપ્તિ અને બુદ્ધત્વ

નાની વયમાં જ સમાધિ દ્વારા અને ચિંતન દ્વારા તેમને અનેક વખત પ્રેરણા મળી રહેતી તે યાદ કરીને તેમણે સમાધિ અને ચિંતનનો રાહ અપનાવ્યો. ધ્યાનસ્થ અવસ્થામાં જ તેઓ પોતાનો સમય પસાર કરવા લાગ્યા. સતત ચિંતન દ્વારા પ્રેરણા મેળવીને તેમણે વિશ્વનાં રહસ્યોને સમજવાનો પ્રયત્ન કર્યો. એક દિવસ એક વૃક્ષ નીચે તેઓ ધ્યાનસ્થ અવસ્થામાં બેઠા હતા ત્યારે તેમને દિવ્ય પ્રેરણા પ્રાપ્ત થઈ, જીવન અને જગતનું સાચું રહસ્ય સમજાયું અને ત્યારથી જ તેઓ 'બુદ્ધ' કહેવાયા. આ પ્રસંગનું વર્ણન ભગવાન બુદ્ધના જ શબ્દોમાં આ પ્રમાણે છે:

> '...હું ત્યાં જ્યારે આ પ્રમાણે સીધો, ટટ્ટાર અને નિર્ધારિત અવસ્થામાં બેઠો હતો ત્યારે મુક્તિના જ્ઞાનનો મારામાં ઉદય થયો, અને હું જાણી શક્યો કે પુનર્જન્મની હવે જરૂર નથી જીવન ઊર્ધ્વગામી બની ચૂક્યું છે...આ સંસાર સાથે હવે મારે કોઈ નિસ્બત નથી. અજ્ઞાનનો અસ્ત થયો હતો, જ્ઞાનનો ઉદય થયો હતો, અંધકાર વિલીન થઈ ગયો હતો, પ્રકાશ ઝબકારા મારી રહ્યો હતો અને હું મુક્ત બની ગયો હતો.'

બુદ્ધ એટલે 'જાગૃત બનેલો આત્મા.' મનુષ્યના મહાનમાં મહાન શત્રુ વિકારો પર તેમણે વિજય પ્રાપ્ત કર્યો હતો. આ વિકારો પર વિજય મેળવવાથી તેમનું મન હવે અત્યંત શુદ્ધ બન્યું હતું અને ચિત્તની અથવા મનની સંપૂર્ણ શુદ્ધિએ જ તેમના હૃદયમાં જ્ઞાનના નવીન પ્રકાશને શક્ય બનાવ્યો હતો. મનમા શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું. સિદ્ધાર્થનો આત્મા અજ્ઞાન અને નિદ્રામાંથી જાગી ચૂક્યો હતો. જ્ઞાન અને પ્રકાશની નવી દિશાઓ ખૂલી ચૂકી હતી. વૈશાખી પૂર્ણિમાની એ રાત્રિ હતી અને માનવજાતને માટે પણ એ કાયમની પૂર્ણિમા બની રહી.

### (ઈ) નિર્વાણ

સત્ય સમજાયું અને દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ કે તરત જ બુદ્ધે જીવનનો આ નૂતન સંદેશ માનવજાત સમક્ષ રજૂ કરવાનું નક્કી કર્યું. પોતાના જ્ઞાનનો તેમણે સતત પિસ્તાળીસ વર્ષ સુધી પ્રચાર કર્યો. આ સમય દરમિયાન જ તેમણે પોતાની ધાર્મિક વિચારસરણીને વ્યવસ્થિત અને નક્કર સ્વરૂપ આપવા 'સંઘ'ની પણ સ્થાપના કરી, જે અનેક રીતે ધર્મ માટે અજોડ ધાર્મિક બળ આપનાર પુરવાર થયો. ૮૦ વર્ષની વયે ઈ. સ. પૂ. ૪૮૩માં કુશિનારા નજીક એક શાલવૃક્ષની નીચે તેઓએ દેહત્યાગ કર્યો અને નિર્વાણ પામ્યા. તેમની મૃત્યુશૈયાની ચારે તરફ ગોઠવાઈને વિલાપ કરતા તેમના શિષ્યોને તેમનો છેલ્લો ઉપદેશ આ હતો:

> 'દુનિયાની પ્રત્યેક વસ્તુ નાશ પામવાને જ સર્જાઈ છે. તમે પણ બુદ્ધિપૂર્વક તમારી મુક્તિનો માર્ગ ખોળજો.'

ઇતિહાસકાર શ્રી ગોખલે બુદ્ધના જીવનને અંજલિ આપતાં લખે છે:[૧]

'Thus passed away a magnificent personality, the like of whom does not tread upon this earth of ours within the lifetime of a nation...Living on this earth for a lifetime of 80 years, Gautam ushered a millennium of moral earnestness, impressive philosophy and spectacular artistic achievements.'

મહાપરિનિર્વાણસૂત્ર કહે છે કે, 'નમસ્કાર કરો, હજારો વર્ષમાં આવા બુદ્ધ મળવા દુષ્કર છે!'

---

૧ B. G. Gokhale 'Ancient India', p 154.

# ભગવાન બુદ્ધનો ઉપદેશ
# અને
# બૌદ્ધધર્મના સિદ્ધાંતો

(૧) પ્રાસ્તાવિક

(૨) બૌદ્ધધર્મના સિદ્ધાંતો :

(अ) ધાર્મિક પ્રવર્તન

(ब) ચાર આર્યસત્યો

(क) અષ્ટાંગ માર્ગ

(ड) નીતિમય સિદ્ધાંતો

દશ સંયોજન—પંચશીલ

દશ શિક્ષા—ચાર ભાવનાઓ

ચાર પ્રયત્નો

(इ) બૌદ્ધધર્મની કેટલીક મહત્ત્વની માન્યતાઓ

(૩) બૌદ્ધધર્મમાં નિર્વાણની ભાવના

(૪) બુદ્ધ અનાત્મવાદી અને નિરીશ્વરવાદી હતા ?

## [૧] પ્રાસ્તાવિક

પોતાને જે દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું હતું, તે માનવજાત સમક્ષ રજૂ કરી વિશ્વના સર્વ મનુષ્યોનો ઉદ્ધાર કરવાની બુદ્ધની પ્રબળ તમન્ના હતી. આ માટે તેમણે જે કાંઈ વિચાર્યું અને જેનો ઉપદેશ કર્યો તેનો બૌદ્ધધર્મના સિદ્ધાંતોમાં સમાવેશ થાય છે. એ હકીકત છે કે સમકાલીન હિંદુધર્મની રૂઢ પ્રણાલિકાઓનો પ્રતિકાર કરવા અને તેમાં વ્યાપેલા સડાને દૂર કરવા બૌદ્ધધર્મ અસ્તિત્વમા આવ્યો હતો. આમ છતાં આ સંબંધમાં અન્ય કેટલાંક મંતવ્યો પણ આપણે વિચારવાં જ જોઈએ.

હેવેલ નામનો લેખક આ સંબંધમાં લખે છે:

> ‘બૌદ્ધધર્મ એ ધાર્મિક કરતાં વધુ સાચા અર્થમાં સામાજિક ક્રાંતિ હતી. વેદની પ્રણાલિકાઓનો સદંતર ત્યાગ કરતાં વધુ સાચા અર્થમાં તેની નવીન રજૂઆતનો તે એક પ્રયાસ હતો.’

બીજા અનેક લેખકો પણ આ પ્રકારનાં મંતવ્યોને ટેકો આપે છે. આચાર્યશ્રી ધ્રુવ પણ આવા જ પ્રકારનું મંતવ્ય રજૂ કરતા કહે છે કે,

> ‘બૌદ્ધ અને જૈનધર્મ વેદ અથવા બ્રાહ્મણધર્મનો વિરોધ કરે છે, પરંતુ વિશાળ હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિના તો ભાગરૂપે જ તેમને ગણી શકાય.’

શ્રીમતી ડેવીડ નામની એક લેખિકાના મત પ્રમાણે પણ ‘બૌદ્ધધર્મ એ હિન્દુધર્મનું જ સંતાન છે.’ તેઓ વધુમાં કહે છે કે, નવો ધર્મ પ્રસ્થાપિત કરવાનો બુદ્ધનો કોઈ ખાસ ઇરાદો હતો જ નહીં, માત્ર જૂની માન્યતાઓને ફરીથી સમૃદ્ધ બનાવીને સફળતાપૂર્વક રજૂ કરવાનો જ તેમનો પ્રયત્ન હતો.

ડૉ. રાધાકૃષ્ણન્ પણ કહે છે કે,

> ‘બુદ્ધના ધર્મતત્ત્વમાં એવું કાંઈ નથી કે જેનો હિંદુ વિચાર જોડે મેળ બેસાડી ન શકાય...હિંદુધર્મમાં બુદ્ધ અમુક સુધારો દાખલ કરવા ઇચ્છતા હતા; છતાં જીવનભર અને મરણપર્યંત એમની માન્યતા એ જ હતી કે, પોતે પ્રાચીન આર્યમાર્ગનો જ સિદ્ધાંત પુનઃસ્થાપિત કરતા હતા. પોતે નવો ધર્મ સ્થાપે છે એમ તે પોતાને વિષે માનતા નહોતા.’

આમ છતાં એ હકીકત છે કે લોકભાષામાં જેનો પ્રચાર થયો હતો તેવા બૌદ્ધધર્મના સરળ છતાં ઉદાત્ત સિદ્ધાંતોએ પ્રજામન પર મજબૂત પકડ જમાવી અને થોડાક જ સમયમાં બૌદ્ધધર્મ એક ખૂબ જ લોકપ્રિય ધર્મ તરીકે બહાર આવ્યો.

## [૨] બૌદ્ધધર્મના સિદ્ધાંતો

### (અ) ધર્મચક્રપ્રવર્તન

એક સમયે ભગવાન બુદ્ધ વારાણસીમાં હતા ત્યાં તેમણે પંચવર્ગીય ભિક્ષુઓને ઉદ્દેશીને કહ્યું :

‘હે ભિક્ષુઓ, ધાર્મિક માણસે જીવનના બન્ને છેડાઓનો ત્યાગ કરવો જોઈએ. પહેલો છેડો કામોપભોગમાં સુખ માનવું એ

છે. આ છેડો હીન, ગ્રામ્ય, સામાન્યજનસેવિત, અનાર્ય અને અનર્થ-કારક છે. બીજો છેડો દેહદમન કરવું એ છે. આ છેડો દુઃખકારક, અનાર્ય અને અનર્થકારક છે. આ બે છેડા પર નહિ જતાં તથાગતે જ્ઞાનચક્ષુ ઉઘાડનાર; ઉપશમ, પ્રજ્ઞા, સંબોધ અને નિર્વાણને કારણભૂત થનાર મધ્યમ માર્ગ શોધી કાઢયો છે.'[1]

આ મધ્યમ માર્ગના પાલન દ્વારા જ શાંતિ, બુદ્ધિ અને અંતે નિર્વાણ શક્ય બને છે

(ব) ચાર આર્યસત્યો

(૧) દુઃખ : દુઃખ નામનું પહેલું આર્યસત્ય આ પ્રમાણે છે : જન્મ દુઃખકારક છે. વૃદ્ધાવસ્થા દુઃખકારક છે. વ્યાધિ દુઃખકારક છે મરણ દુઃખકારક છે. અપ્રિયોનો સમાગમ અને પ્રિયોનો વિયોગ દુઃખકારક છે. ઇચ્છિત વસ્તુ ન મળતી હોય ત્યારે તેનાથી પણ દુઃખ થાય છે. ટૂંકામાં, સંસારમાત્ર દુઃખપૂર્ણ છે.

(૨) દુઃખનું કારણ—તૃષ્ણા : ફરીફરીને ઉત્પન્ન થતી અને અનેક વિષયોમાં રમતી તૃષ્ણા, જેને કામતૃષ્ણા, ભયતૃષ્ણા અને વિનાશતૃષ્ણા કહે છે, તે દુઃખસમુદય નામનું બીજું આર્યસત્ય છે. ટૂંકમાં, સર્વ દુ.ખોને માટે કારણ હોય છે અને તૃષ્ણા એ તેનું કારણ છે.

(૩) દુઃખકારણ નિવૃત્તિ : આ તૃષ્ણાઓનો વૈરાગ્ય વડે પૂર્ણ વિરોધ કરવો, ત્યાગ કરવો, તેમાંથી મુક્તિ મેળવવી એ દુઃખનિરોધ નામનું ત્રીજું આર્યસત્ય છે. ટૂંકમાં, દુઃખ દૂર કરી શકાય છે.

(૪) દુઃખકારણ—નિવૃત્તિમાર્ગ : આ દુઃખને દૂર કરવા બુદ્ધે જે માર્ગ શોધી કાઢયો છે તે મધ્યપ્રતિપદા અથવા આર્યઅષ્ટાંગમાર્ગ બન્ને છેડાઓની મધ્યમાં છે. આ અષ્ટાંગમાર્ગ એ જ દુઃખનિરોધગામિની નામનું ચોથું આર્યસત્ય છે. ટૂંકમાં, તૃષ્ણાના ત્યાગ દ્વારા અને મોક્ષ પ્રાપ્ત કરવાના અષ્ટાંગમાર્ગ દ્વારા દુઃખો દૂર કરી શકાય છે.

(क) અષ્ટાંગમાર્ગ

જન્મ, જરા, રોગ અને મૃત્યુ, ટૂંકમાં મનુષ્યનું સમગ્ર જીવન દુઃખપૂર્ણ છે. ઇચ્છાઓ, સુખ અને આનંદ માટેની ઝંખના આ સર્વ

1. ધર્માનન્દ કૌસમ્બીકૃત 'ભગવાન બુદ્ધ', પૃ. ૧૨૩

મનુષ્યના જન્મ માટે જવાબદાર છે અને તેથી સર્વ દુ:ખોનું મૂળ પણ તે જ છે. વૃત્તિઓને સંતોષ આપવાની આ તૃષ્ણામાંથી મુક્તિ એટલે જન્મમરણના વર્તુળમાંથી પણ મુક્તિ. પરંતુ આ સર્વ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? તેના માટે અષ્ટાંગમાર્ગ રજૂ કરવામાં આવ્યો છે, જે આ પ્રમાણે છે:

(૧) સમ્યક્ દષ્ટિ—સાચી સમજણ મેળવવી, સાચું જ્ઞાન પ્રાપ્ત કરવું.

(૨) સમ્યક્ સંકલ્પ—શુદ્ધ અને પવિત્ર કાર્ય કરવાનો નિર્ણય કરવો.

(૩) સમ્યક્ વાણી—સત્ય બોલવું, પ્રિય અને હિતકર બોલવું.

(૪) સમ્યક્ કર્મ—સારાં કર્મો કરવાં–શીલ, દાન, ઇત્યાદિ.

(૫) સમ્યક્ આજીવિકા—સારો વ્યવસાય કરી, પ્રામાણિક રીતે જીવન વ્યતીત કરવું.

(૬) સમ્યક્ પ્રયત્ન—સારો પ્રયત્ન, કુશળ પુરુષાર્થ, શ્રમ, કર્તવ્ય-પરાયણતા, ઇત્યાદિ.

(૭) સમ્યક્ સ્મૃતિ—સદ્‌વિચાર અને સતત આત્મનિરીક્ષણ.

(૮) સમ્યક્ સમાધિ—મનને સ્થિર કરવું, એકાગ્ર કરવું.

## (ક) નીતિમય સિદ્ધાંતો

ઉપર દર્શાવેલા માર્ગ પર પ્રયાણ કરવામાં મનુષ્યને કેટલાંક બંધનો નડે છે. બૌદ્ધધર્મમાં તેને 'દશ સંયોજન'ના નામે ઓળખવામાં આવે છે, જે આ પ્રમાણે છે:

દશ સંયોજન:

(૧) સત્યકાય દષ્ટિ—આત્મવાદ, હુંપણાની દષ્ટિ.

(૨) વિચિકિત્સા—સંશય, ગુરુનો ઉપદેશ ખરો હશે કે ખોટો, આટલો બધો ધર્મ પાળ્યો છતાં કલ્યાણ થતું હશે કે કેમ, ઇત્યાદિ શંકા.

(૩) શીલવ્રતપરામર્શ—શીલ અને વ્રતનું ચિંતન કર્યા કરવું. શીલ અને વ્રત પાળવાં સારાં છે પરંતુ તેના જ ચિંતનમાં ભરાઈ રહેવાથી નુકસાન થાય છે.

આ ત્રણ 'સંયોજનો એટલે કે સાંકળો' તોડનાર નિર્વાણના વહેણમાં પડે છે.

(૪) કામ—વિષયવાસના.

(૫) પ્રતિઘ—દ્વેષ, વેર.

(૬) રૂપરાગ—આંખે દેખાતા એવા અર્થાત્ ઐહિક પદાર્થો પર આસક્તિ.

(૭) અરૂપરાગ—અણદીઠ સ્વર્ગના સુખની આસક્તિ.

(૮) માન—અભિમાન; હું જ્ઞાની છું વગેરે જાતનો ગર્વ.

(૯) ઔદ્ધત્ય—ઉદ્ધતપણું; ગર્વથી ઉત્પન્ન થતી વૃત્તિ.

(૧૦) અવિદ્યા—અજ્ઞાન.

આ ઉપરાંત, ગૌતમ બુદ્ધે પોતાના શિષ્યો માટે કેટલાક સામાન્ય નીતિનિયમો પણ રજૂ કર્યા, જેને 'પંચશીલ'ના નામથી પણ ઓળખવામાં આવે છે. પ્રત્યેક માનવીએ આ સિદ્ધાંતો જીવનમાં અપનાવવાના હોય છે, જે નીચે પ્રમાણે છે:

**પંચશીલ :**

(૧) પ્રાણાતિપાત—હિંસા ન કરવી.

(૨) અદત્તદાન—ચોરી ન કરવી.

(૩) મૃષાવાદ—અસત્ય ભાષણ ન કરવું, સત્ય બોલવું.

(૪) મદ્ય-માંસનિષેધ (મદ્યપાન ન કરવું, માંસ ન ખાવું વગેરે). વિલાસમય જીવનનો ત્યાગ કરવો

(૫) બ્રહ્મચર્ય પાળવું-પવિત્ર જીવન ગાળવું.

આ પાંચમાં નીચેનાં ત્રણ ઉમેરીને 'અષ્ટાંગશીલ' ઉપદેશવામાં આવે છે.

(૬) રાત્રિએ ભોજન ન કરવું.

(૭) પુષ્પના હાર, ચંદન, વગેરે સુગંધી પદાર્થો ધારણ ન કરવા.

(૮) જમીન પર માત્ર સાદડી પાથરીને સૂવું.

આ છેલ્લાં 'ત્રણ શીલ' ગૃહસ્થ માટે આવશ્યક નથી, પરંતુ તેઓએ પણ 'ઉપવાસ'ના દિવસોમાં એટલે અઠવાડિયામાં એક વાર આઠે શીલ પાળવાં.

આમાં પણ બીજાં બે ઉમેરીને 'દશ શીલ' બનાવવામાં આવે છે.

(૯) નૃત્યવાદિત્રાદિકથી વિરમવું. નૃત્ય, વાદ્યસંગીત ઇત્યાદિથી દૂર રહેવું.

(૧૦) સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો. સોનું તથા અન્ય કીમતી વસ્તુનો સંગ્રહ ન કરવો.

ભિક્ષુઓએ આ દશે શીલ પાળવાનાં હોય છે.

દશ શિક્ષા :

આ ઉપરાંત 'દશ શિક્ષા'ની પણ એક યાદી રજૂ કરવામાં આવી છે જે આ પ્રમાણે છે :

(૧) પ્રાણાતિપાત—હિંસા ન કરવી.

(૨) અદત્તદાન—ચોરી ન કરવી.

(૩) બ્રહ્મચર્ય પાળવું—(ગૃહસ્થે એકપત્નીવ્રત પાળવું).

(૪) મૃષાવાદ—જૂઠું બોલવું નહીં.

(૫) પૈશુન્ય—ચાડી, નિંદા કરવી નહીં.

(૬) ઔદ્ધત્ય—અપમાન કરવું નહીં.

(૭) વૃથા પ્રલાપ (બકવાદ) કરવો નહીં.

(૮) લોભ કરવો નહીં.

(૯) દ્વેષ રાખવો નહીં.

(૧૦) વિચિકિત્સા—શાસ્ત્રમાં અને પરમાર્થ સંબંધે સંશય રાખવો નહીં.

આ સિવાય સંસારનો પાર કરવા માટે સાધન તરીકે બૌદ્ધધર્મમાં કેટલીક 'પારમિતા'ઓ પણ ગણાવામાં આવે છે, જે આ પ્રમાણે છે :

(૧) દાનપારમિતા—દ્રવ્ય, વિદ્યા, ધર્મોપદેશ, વગેરેનાં દાનનો આમાં સમાવેશ થાય છે.

(૨) શીલપારમિતા—પંચશીલ, અષ્ટશીલ, વગેરે.

(૩) ક્ષાન્તિપારમિતા—દુઃખ ખમવાં તથા અન્યના અપરાધની ક્ષમા આપવી, શાંતિ અને સુલેહ ધારણ કરવાં.

(૪) વીર્યપારમિતા—સંસારની લાલચોને જીતી કલ્યાણને માર્ગે ચઢવાની મારામાં શક્તિ છે એમ ઉત્સાહ રાખવો.

(૫) ધ્યાનપારમિતા—ધર્મનું અને બુદ્ધ ભગવાનનું ધ્યાન ધરવું.

(૬) પ્રજ્ઞાપારમિતા—જ્ઞાન પ્રાપ્ત કરવું.

અહીં પણ બ્રાહ્મણ અને જૈન ધર્મની માફક ચાર ભાવનાઓ રજૂ કરવામાં આવી છે, જે આ પ્રમાણે છે:

ચાર ભાવનાઓ:

(૧) મૈત્રી, (૨) કરુણા, (૩) મુદિતા, અને (૪) ઉપેક્ષા.

ચાર પ્રયત્નો:

(૧) ઊગતા પાપને અટકાવવાનો પ્રયત્ન.

(૨) ઉત્પન્ન થયેલા પાપને દૂર કરવાનો પ્રયત્ન.

(૩) પ્રગટ ન થયેલા શુભ કાર્યને પ્રગટ કરવાનો પ્રયત્ન.

(૪) અસ્તિત્વ ધરાવતા શુભ કાર્યમાં વૃદ્ધિ કરવાનો પ્રયત્ન.

## (૬) બૌદ્ધધર્મની કેટલીક મહત્ત્વની માન્યતાઓ

### (૧) નિરાશાવાદ:

બૌદ્ધધર્મના મૂળમાં નિરાશાવાદ જણાય છે ગૌતમ બુદ્ધના મત પ્રમાણે સંસારની સર્વ વસ્તુઓ દુઃખપૂર્ણ છે, ક્ષણિક છે અને નાશવંત છે. ચોતરફ નિરાશાપૂર્ણ વાતાવરણ અને દૈન્યાવસ્થા જ બુદ્ધને જણાતાં હતાં અને આવા વાતાવરણમાંથી બહાર નીકળીને સન્માર્ગે જવું તે સ્વાભાવિક રીતે જ દુષ્કર કાર્ય બની રહે છે. આથી બુદ્ધ એમ માને છે કે, મનુષ્યે સર્વપ્રથમ દુઃખોમાંથી મુક્તિ મેળવવી જોઈએ. સુખ અને શાન્તિ તો જ તે પ્રાપ્ત કરી શકે જો નિરાશાના વાતાવરણમાંથી તે બહાર નીકળી શકે તો.

### (૨) ક્ષણિકવાદ:

આ સાથે જ બૌદ્ધધર્મમાં 'ક્ષણિકવાદ' ની ભાવના પણ દૃષ્ટિગોચર થાય છે. બુદ્ધના મત પ્રમાણે વિશ્વની સર્વ વસ્તુઓ ક્ષણિક છે. કશું જ સ્થિર, સ્થાયી કે ચિરંજીવ ટકી શકે તેમ નથી. જેનું સર્જન થયું છે તેનું વિસર્જન થશે જ, જે જન્મ્યું છે તેનું મૃત્યુ થશે જ. જેનો પ્રાદુર્ભાવ

થયો છે, તેનું સ્વરૂપ મિલન અવશ્ય છે જ. ઉત્પત્તિ માત્ર લય દર્શાવે છે. આ વિશ્વ વહેતા ઝરા સમાન છે જેમાં પ્રત્યેક વસ્તુ ( માનવ સુદ્ધાં ) તણાઈ જાય છે.

(૩) દુઃખવાદ :

બુદ્ધના મત પ્રમાણે જીવનમાત્ર દુઃખપૂર્ણ છે. જન્મ, જરા, રોગ અને મૃત્યુ : ટૂંકમાં, મનુષ્યનું સમગ્ર જીવન દુઃખપૂર્ણ છે. પ્રિયનો વિયોગ અને અપ્રિયનો યોગ પ્રત્યેક માનવજીવનમાં અનિવાર્ય છે. એટલે જ બુદ્ધને सर्वं दुःखम् दुःखम् જણાય છે. જીવનની અંદર સતત કલહ અને સંઘર્ષો જ રહેલા છે. તેમના મત પ્રમાણે ચોતરફથી દુઃખ આપનારાં સર્વ અનિષ્ટ તત્ત્વોની વચ્ચે આપણે એવા તો ફસાઈ ગયા હોઈએ છીએ કે તેમાંથી બહાર નીકળવું એ જ આપણી પવિત્ર ફરજ બની રહે છે.

(૪) શૂન્યવાદ :

બુદ્ધદેવના મતાનુસાર सर्वं शून्यं शून्यं યાને કે સનાતન સત્ય જેવું તત્ત્વ નથી, પણ કેવળ શૂન્ય જ છે જે આપણે જાણી શકીએ તેમ નથી. નાગાર્જુન નામનો બૌદ્ધ વિચારક આ મતનો પ્રખર પ્રણેતા હતો.

(૫) ઉપયુક્તતાવાદ :

જો સર્વત્ર દુઃખ હોય તો તેને નિવારવા માટે કોઈ ઉપયોગી રાહ શોધવો જોઈએ એમ બુદ્ધ માનતા હતા અને તે રસ્તો એટલે પરમજ્ઞાનનો રસ્તો જેના દ્વારા દુઃખ દૂર થશે જ, કારણ કે દુઃખનું મૂળ અજ્ઞાનમાં જ રહેલું છે. ધર્મ કે તત્ત્વજ્ઞાનનો પણ જીવનમાં કોઈ ઉપયોગ હોઈ શકે છે. એ જાતના મતને ઉપયોગિતાવાદ અથવા ઉપયુક્તતાવાદ કહે છે.

(૬) કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો :

'કર્મ અને પુનર્જન્મ' એ બે સિદ્ધાંતો બૌદ્ધધર્મના પાયારૂપ છે. બૌદ્ધધર્મ જીવાત્મા અથવા વ્યક્તિ નિત્ય છે તેમ માને છે અને આ જગતની સર્વ ઉપાધિનું બીજ જેને 'સ્કંધ' કહેવામાં આવે છે, તેમાંથી બધી ઉપાધિઓ ઉત્પન્ન થાય છે. દા. ત., જે છોડવાઓ ભોંયની અંદર ફૂટે છે તે દરેક વસંતઋતુમાં થડ અને પાંદડાં પ્રગટ કરે છે અને જેનાં પાંદડાં શિયાળો આવતાં નાશ પામી અદૃશ્ય થાય છે તે છોડવાઓના મૂળ સાથે

જીવને સરખાવી શકાય. આ મૂળ જોઈ શકાતું નથી, છતાં તે હંમેશાં ટકવાવાળું છે. તે મૂળને લીધે જ બીના છોડવાઓ ઉત્પન્ન થાય છે અને બહાર દેખાતી ડાળીઓ, પાંદડાં તે કાળે કરીને નાશ પામે છે.

આ પુનર્જન્મના નિયમની સાથે કાયમી સંબંધ ધરાવતો અને તેમાંથી જ ફલિત થતો કર્મનો નિયમ છે. કર્મનો નિયમ દર્શાવે છે કે મનુષ્ય જ પોતાનો નિયંતા છે 'જેવું વાવીશું, તેવું લણીશું' એ કથન મુજબ 'કરીશું તેવું પામીશું.' સદ્કૃત્યોનું ફળ હંમેશા સારું જ આવે છે, જ્યારે દુષ્કૃત્યો અધઃપતન તરફ જ દોરી જાય છે. સર એડવિન આર્નોલ્ડના શબ્દોમાં,

> 'દરેક મનુષ્યનું જીવન તેના પૂર્વજન્મોના આચરણનું પરિણામ છે. ઘણા કાળ પૂર્વે કરેલાં અશુભ કૃત્યો શોક અને દુઃખ ઉત્પન્ન કરે છે તેમજ ભૂતકાળનાં શુભ કૃત્યો આનંદ બક્ષે છે. મનુષ્ય પોતે વાવેલું લણવા પાછો આવે છે.'[૧]

બૌદ્ધધર્મનો એક સિદ્ધાંત એ છે કે, માણસનાં સર્વ દુઃખો અજ્ઞાનમાંથી જન્મે છે; તેથી મનુષ્યની ઉન્નતિનું અને સુખનું પ્રથમ પગથિયું અજ્ઞાનને દૂર કરવું અને જ્ઞાન મેળવવું તે જ છે.

બૌદ્ધધર્મના સર્વ પવિત્ર ગ્રંથોનો સાર એક જ વાક્યમાં આપવો હોય તો આ પ્રમાણે આપી શકાય: 'સર્વ પ્રકારનાં પાપ કરતાં અટકવું, સદ્ગુણ મેળવવા અને પોતાના હૃદયને શુદ્ધ બનાવવું.'[૨]

## [૩] બૌદ્ધધર્મમાં નિર્વાણની ભાવના

હિન્દુધર્મ જેને મોક્ષ તરીકે ઓળખે છે તે કક્ષાને બૌદ્ધધર્મ નિર્વાણના નામથી ઓળખે છે. નિર્વાણ એટલે 'બુઝાઈ જવું' માનવજીવનનું અંતિમ ધ્યેય નિર્વાણ જ હોઈ શકે એવું બૌદ્ધધર્મ માને છે. પ્રત્યેક બૌદ્ધધર્મી આ ધ્યેયને સિદ્ધ કરવા પ્રયત્નશીલ રહે છે. નિર્વાણ એ એક એવી અવસ્થા છે કે જ્યાં પહોંચ્યા બાદ મનુષ્ય–આત્મા ચિરશાંતિ અનુભવે છે. બૌદ્ધધર્મની નિર્વાણની કલ્પના શાંત અને સૌમ્યતાભરી છે. આ કક્ષા પ્રાપ્ત કરનાર મનુષ્યનું જીવન ધન્ય બની જાય છે અને માનવજીવનનું અંતિમ ધ્યેય પણ

---

૧. વધુ માટે જુઓ· (૧) 'ગૌતમ બુદ્ધ,' (સ્વ. મણિલાલ ન દોશીકૃત) પા ૧૨૭
(૨) 'ગૌતમ બુદ્ધ.' (રામનારાયણ ના પાઠકકૃત) પા. ૧૪૮

૨ 'ગૌતમ બુદ્ધ' (રા. ના. પાઠક) પા. ૧૪૮

તે સિદ્ધ કરી શકે છે. નિર્વાણ એ મનુષ્યને જન્મમરણના ફેરામાંથી કાયમ માટે મુક્તિ અપાવે છે.'

સામાન્ય રીતે નિર્વાણના બે અર્થ થાય છે:

(૧) હયાતીનો આત્યંતિક (સંપૂર્ણ) અભાવ એટલે કે પોતાના અસ્તિત્વનો વિનાશ. આ અર્થ પશ્ચિમના વિદ્વાનોનો છે. પરંતુ આ અર્થ વાસ્તવિક નથી. નિર્વાણ એટલે ચૈતન્યનો વિનાશ જ નહિ પરંતુ પરમોચ્ચ અવસ્થા જે પરમ સુખ અને શાંતિની અવસ્થા છે. એના જેવું જ સ્વરૂપ ગીતાના 'બ્રાહ્મીસ્થિતિ'માં જોવા મળી શકે છે.

નિર્વાણના બીજા પણ કેટલાક અર્થો સૂચવાયા છે તે આ છે:

(૧) સર્વ પ્રકારની તૃષ્ણાનો સદંતર વિનાશ. (૨) દુઃખમુક્તિ. (૩) પરમ આનંદ

આમ છતાં નિર્વાણનો ખ્યાલ વિગતે સમજાવી શકાતો ન હોવાથી ખુદ બુદ્ધે પોતે તે અંગે આજીવન મૌન જ સેવ્યું હતું. ટૂંકમાં, નિર્વાણનાં મુખ્ય લક્ષણો[1] આટલાં છે:

(૧) નિર્વાણ એટલે સમૂળ ઉચ્છેદ નહિ. (૨) નિર્વાણ એ સાક્ષાત્કારની વસ્તુ છે. (૩) નિર્વાણ એટલે અહંપણાનો નાશ. (૪) નિર્વાણ એ સંપૂર્ણતાનું શાશ્વત જીવન છે. (૫) નિર્વાણ અવર્ણનીય છે. (૬) નિર્વાણનું વર્ણન 'નેતિ નેતિ'થી થઈ શકે છે.

## [૪] બુદ્ધ અનાત્મવાદી અને નિરીશ્વરવાદી હતા?

આત્મા વિષેની વિવિધ પ્રકારની માન્યતાઓમાંથી બુદ્ધના સમય દરમિયાન અનેક પ્રકારના આત્મવાદો પડ્યા હતા. આ સર્વ આત્મવાદોનાં પરિણામો ઘણે ભાગે બે પ્રકારનાં હતાં–પહેલું, વિલાસમાં સુખ માનવું અને બીજું, તપશ્ચર્યા કરીને દુઃખ આપવું. પરંતુ ભગવાન બુદ્ધને તો મોજશોખ અને તપશ્ચર્યા એ બન્ને માર્ગો ત્યાજ્ય જણાયા; કારણ કે બન્ને વડે મનુષ્યજાતિનું દુઃખ ઓછું થતું નથી. આ બંને છેડાના મતો માટે આત્મવાદ કારણભૂત છે, એવી બોધિસત્ત્વની ખાતરી થઈ અને આત્મવાદને બાજુએ મૂકીને તેમણે એક નવો જ માર્ગ શોધી કાઢ્યો. આત્મા શાશ્વત હોય કે અશાશ્વત, આ

---

૧. વધુ માટે જુઓ 'ગૌતમ બુદ્ધ' (ડૉ. રાધાકૃષ્ણન્ કૃત) અનુ. ગોપાલદાસ પટેલ.

દુનિયામાં દુઃખ તો છે, જે માણસોની તૃષ્ણાનું ફળ છે. આર્યઅષ્ટાંગમાર્ગ વડે તે તૃષ્ણાનો ક્ષય કરવાથી જ મનુષ્ય અને મનુષ્યજાતિને શાંતિ તથા સમાધાન પ્રાપ્ત થશે. આ નવો માર્ગ આત્મવાદનો ત્યાગ કર્યા સિવાય સમજાય તેવો ન હતો. આથી જ ભગવાન બુદ્ધે ચાર આર્યસત્યોના ઉપદેશ બાદ તરત જ અનાત્મવાદનો ઉપદેશ આપ્યાનો દાખલો અન્ધસંયુત્તમાં મળે છે.

બૌદ્ધસાહિત્યમાં રાજા મિલિન્દ અને આચાર્ય નાગસેન વચ્ચે 'અનાત્મવાદ' સંબંધી એક સરસ સંવાદ જોવા મળે છે. તેમાં બાહ્ય દૃષ્ટિથી 'જીવ કે આત્મા' જેવું કોઈ તત્ત્વ જ નથી એવી વિચારસરણી વ્યક્ત થતી જણાય છે, પરંતુ વાસ્તવિકતામાં 'આત્મા' જેવું કોઈ તત્ત્વ જ નથી એવું જણાવવાનો બુદ્ધનો આશય હતો જ નહીં. પરંતુ તેમના સમયમાં 'આત્મા'ને નામે જે અનેક દુરાચારો થઈ રહ્યા હતા, સાચા ધર્મ વિરુદ્ધનું વર્તન થતું હતું તેની સામે બુદ્ધનો પ્રકોપ હતો આચાર્યશ્રી. આનંદશંકર ધ્રુવ પણ આ મતની સમીક્ષા કરતાં લખે છે કે—

> 'આ અનાત્મવાદને જડવાદ ન સમજવો. હુંપણાને વિખેરી નાખવા માટે આ ઉપદેશ છે. આ દેહ, ઇન્દ્રિયો અને મન વગેરે પણ આત્મા નથી એમ પ્રતિપાદન કરવાનો અહીં પ્રયાસ છે.'[1]

બુદ્ધ ઈશ્વરને માનતા ન હતા તેથી તે નાસ્તિક હતા, એવી કેટલાક લોકોની માન્યતા છે. બૌદ્ધસાહિત્ય અથવા પ્રાચીન ઉપનિષદો વાંચીએ તો આ માન્યતા ખોટી છે એમ જણાશે[2] આ સંબંધમાં 'વૃથાવિવાદ' નામે પ્રસિદ્ધ બનેલો એક સંવાદ આપણને ઘણું માર્ગદર્શન આપી જાય છે.

એક વાર ભગવાન બુદ્ધ શ્રાવસ્તિ નગરી પાસે અનાથપિંડકના ઉપવનમાં જેતવન વિહારમાં શિષ્યો સહવર્તમાન રહેતા હતા. તેવામાં માલુંક્યપુત્ર નામે એક શિષ્યને ધ્યાન ધરતાં વિચાર થઈ આવ્યો કે 'ગુરુ કેટલાક પ્રશ્ન વિષે હજી સુધી કાંઈ બોલ્યા નથી; જેમ કે આ જગત નિત્ય હશે કે અનિત્ય? પરિચ્છિન્ન હશે કે અપરિચ્છિન્ન? માટે એ વિષે એમને હું પૂછું.' એમ વિચાર કરી એ બુદ્ધ પાસે ગયા અને કહ્યું, 'ભગવન્! આપે અમારી ઘણી શંકાઓનું સમાધાન કર્યું છે, પણ થોડાક પ્રશ્ન રહી જાય છે. આ

---

૧. શ્રી આનંદશંકર ધ્રુવ કૃત 'ધર્મવર્ણન', પૃ. ૧૭૮.

૨. ધર્માનંદ કૌસંબી કૃત 'ભગવાન બુદ્ધ', પૃ. ૧૮૨.

જગત નિત્ય હશે કે અનિત્ય? પરિચ્છિન્ન હશે કે અપરિચ્છિન્ન? નિત્ય છે એમ જાણતા હો તો તેમ કહો; અનિત્ય છે એમ જાણતા હો તો તેમ કહો. એમાંથી શું હશે તે ન જાણતા હો તો કૃપા કરી કહો કે હું નથી જાણતો. અને એમ હોય તો પછી તમે ગુરુ પણ શેના?'

શિષ્યની આવી વાણી સાંભળીને પણ પૂર્ણ શાંતિની બુદ્ધ ભગવાને જવાબ દીધો, 'ભાઈ માલુંક્યપુત્ર! તમે શિષ્ય થયા હતા તે વખતે મેં તમને કહ્યું હતું કે હું તમને આ પ્રશ્નનો જવાબ દઈશ?' શિષ્યે કહ્યું, 'ના, મહારાજ!' બુદ્ધદેવ: 'ત્યારે મારા તરફથી આવો ઉત્તર મળવો જ જોઈએ' એમ કેમ કહો છો? જે માણસ એમ ધારતો હોય કે આ પ્રશ્નોનો જે જવાબ દે તે જ ગુરુ ખરા, તો તેને તો મારું એટલું જ કહેવાનું કે ભાઈ, મારા શિષ્ય ન થશો. કેમ, તે સાંભળો.

એક માણસને ઝેરી બાણ વાગ્યું તો એ શસ્ત્રવૈદ્ય પાસે જઈને કઢાવશે કે પહેલો વિચાર કરવા બેસશે કે વારુ, આ બાણ મારનાર બ્રાહ્મણ હશે કે ક્ષત્રિય? વૈશ્ય હશે કે શૂદ્ર? એ એમ કહેશે ખરો કે ના, ના, હું તો બાણ નહીં કઢાવું. પહેલું તો મને એ કહો કે એ બાણ મારનાર લાંબો હતો કે ટૂંકો? આ ગામનો હતો કે પરગામી? ધનુષ્ય વાંસનું હતું કે નેતરનું? ઇત્યાદિ, ઇત્યાદિ.

**માટે હે માલુંક્યપુત્ર! જગત નિત્ય છે કે અનિત્ય? એનો કર્તા છે કે નહીં? હોય તો કેવો છે, ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી.**

આચાર્યશ્રી ધ્રુવ પોતાના મનનીય ગ્રંથ 'આપણો ધર્મ'માં આ સંવાદ વિષે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવે છે કે—

> 'ગૌતમ બુદ્ધે ઈશ્વરના અસ્તિત્વનો પ્રશ્ન જ બાજુએ મૂકી દીધો છે. ઈશ્વર છે કે નહીં, એ પ્રશ્ન કરતા આ સંસારરૂપી દુઃખમાંથી કેમ મુક્ત થવું એ પ્રશ્ન જ એમને વધારે મહત્ત્વનો—અને ખરા મહત્ત્વનો લાગ્યો છે, અને તેથી એ મહાપ્રશ્નનો ઉત્તર દેવામાં એમનો સઘળો ઉપદેશ સમાયેલો છે. આમ, અમુક પ્રશ્નને વિચારકેન્દ્રમાંથી ખસેડી નાખવો, અને પ્રશ્ન પૂછી એનો હકારમાં જવાબ કરવો એ એ એક વસ્તુ નથી, પણ આ સૂક્ષ્મ ભેદ બહુ મહત્ત્વનો છે છતાં એ

સૂક્ષ્મ હોવાથી સામાન્ય જનોના સ્મરણમાં રહેતો નથી, અને જો કે ભગવાન બુદ્ધે પોતે એ જણાવાની પણ દરકાર ન કરતાં પોતાનો સિદ્ધાંત જેવો હતો તેવો અર્થાત્ ઈશ્વરના અસ્તિત્વ વિષે મૌન ધારણ કરીને જ પોતાના શિષ્યો આગળ મૂક્યો છે, તોપણ ઈશ્વરના અસ્તિત્વનો પ્રશ્ન એવો મહાન અને અનિવાર્ય છે કે બૌદ્ધોને આગળ જતાં એ પ્રશ્નનો ઉત્તર દીધા વિના ચાલ્યું નહીં. તેઓએ બ્રાહ્મણોના ઈશ્વરનો નિષેધ કર્યો, અને તે જ સાથે મહાયાનમાં 'અવલોકિતેશ્વર' વગેરે નામે ઈશ્વરને સ્વીકાર્યો.'

આમ, આપણે કહી શકીએ કે ગૌતમ બુદ્ધ પોતે નિરીશ્વરવાદી નહોતા, એટલું જ નહીં, પણ ઈશ્વરના અસ્તિત્વનો સિદ્ધાંત તેઓ સ્વીકારતા.



# બૌદ્ધસંઘ, સાહિત્ય અને ઇતિહાસ



## [ ૧ ] બૌદ્ધધર્મમાં સંઘ

સંઘ એ બૌદ્ધધર્મનું એક વિશિષ્ટ અંગ હતું. પ્રથમ જ વખત વિશ્વના કોઈ પણ ધર્મમાં ધર્મને વ્યવસ્થિત રાખવા, સંગઠિત રાખવા એક મજબૂત તંત્ર ઊભું કરવાનો પ્રયાસ કરવામા આવ્યો હતો અને તેમાં જ બુદ્ધની વ્યાવહારિક દૃષ્ટિના પણ આપણને દર્શન થાય છે. ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનો સમાવેશ કરતી આ સંસ્થા હતી આ સંઘમાં પ્રવેશ મેળવવાની આકાંક્ષા રાખનાર વ્યક્તિએ પોતાના મોક્ષ અર્થે તેમ જ અન્ય વ્યક્તિઓની આધ્યાત્મિક જરૂરિયાતોને સંતોષવા સંસારનો ત્યાગ કરવો જરૂરી હતો એક વિદ્વાનના શબ્દોમાં :

> ‘બુદ્ધે આ પ્રમાણે જાગૃતિ મેળવવા તત્પર બનેલા, બુદ્ધત્વ પામવાને ઝંખી રહેલા, નિર્વાણને માટે મથી રહેલા નૈતિક વીરોની એક જાતિ...એક સમાજ ઊભો કર્યો ’

આ સંઘના જ સભ્યો બુદ્ધનો પયગામ વિશ્વના ખૂણે ખૂણે પહોંચાડવાના હતા. સમય પસાર થતાં આ સંઘ વિશ્વે જવલ્લે જ નિહાળેલી એવી મહાન ધાર્મિક સંસ્થામાં વિકાસ પામ્યો.

સંન્યાસી બનવા માટે સ્વેચ્છાથી સંસારનો ત્યાગ કરનાર બુદ્ધના શિષ્યોનો આ સંઘમાં સમાવેશ થતો હતો. સંઘમાં ન હોય તેવા સામાન્ય અનુયાયીઓ પણ હતા જેઓને 'ઉપાસકો'ના નામથી ઓળખવામા આવતા. કોઢ કે ક્ષય જેવા રોગોથી પીડાતી વ્યક્તિઓ, સગીર વયની વ્યક્તિઓ અને સૈનિકો, ગુલામો તથા રાજકીય કેદીઓ સિવાયના તમામ માટે આ સંઘમાં પ્રવેશ મેળવવાનું શક્ય હતું.

સંઘમાં પ્રવેશ મેળવવાની ઇચ્છા રાખનાર કોઈ વ્યક્તિને ચોક્કસ પ્રકારની દીક્ષાવિધિમાંથી પસાર થવું પડતું. તેણે પોતાના માથાનું અને દાઢીનું મુંડન કરાવવું પડતું. પીળો ઝભ્ભો પહેરવો પડતો અને નીચે પ્રમાણેની પ્રતિજ્ઞા ત્રણ વખત લેવી પડતી:

बुद्धं शरणं गच्छामि ।
धम्मं शरणं गच्छामि ।
संघं शरणं गच्छामि ।

આ ઉપરાંત, કોઈ પણ પ્રકારની જીવહાનિ ન કરવાનું, ગંદકીથી દૂર રહેવાનું; નૃત્ય, સંગીત, નાટક, વગેરેનો ત્યાગ કરવાનું, સત્ય બોલવાનું, ઉત્તેજિત કરનારાં પીણાંઓનો ત્યાગ કરવાનું, સુશોભનનાં સાધનોનો ત્યાગ કરવાનું; અત્તરો, માળાઓ, સુવર્ણ અને ચાંદીનો ત્યાગ કરવાનું અને પ્રતિબોધિત કરવામાં આવેલા સમયે નહીં ખાવાનું, આવાં અનેક વ્રતો પણ તેને લેવાં પડતાં

આટલા વિધિ બાદ તે સંઘનો સભ્ય બની શકતો. ત્યાર પછી તે સંઘના નીતિનિયમો પ્રમાણે પોતાના જીવનને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કરતો.

આ પ્રમાણે દીક્ષા પામેલ વ્યક્તિએ થોડાક સમય બાદ સાધુઓની એક સમિતિ સમક્ષ ભિક્ષુ બનવાની વિનંતી સાથે હાજર થવાનું રહેતું. એક સાધુ તેને ભિક્ષુ બનાવવાની દરખાસ્ત રજૂ કરતો અને જો આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થાય તો તે વ્યક્તિને ભિક્ષુ બનાવવામાં આવતી.

બુદ્ધના અવસાન બાદ બૌદ્ધધર્મનો સંપૂર્ણ દોર સંઘના હાથમાં જ આવી પડ્યો. એક વ્યવસ્થિત એકમ તરીકે તેણે બૌદ્ધધર્મ પર ઘણી પ્રબળ અસરો કરી. લોકશાહી પ્રણાલિકાઓને અનુસરતું આ એકમ હતું. નિર્ણયો બહુમતીની ઇચ્છા અનુસાર જ કરવામાં આવતા. પોતાના નિયમોની વિરુદ્ધનું

વર્તન દાખવનાર કોઈ પણ સભ્યની સામે શિસ્તભંગનાં પગલાં લેવાની સંઘને છૂટ હતી. જ્યારે જ્યારે કોઈ મહાન પ્રશ્ન આવી પડતો ત્યારે સર્વ સંઘોની સામાન્ય સભા બોલાવવામાં આવતી હતી.

વરસાદના દિવસો સિવાય આ ભિક્ષુઓ ફરતા રહેતા અને ધર્મનો પ્રચાર કરતા. જ્યારે ચોમાસા દરમિયાન તેઓ વિહારો કે મઠોમાં રહીને પોતાનો સમય મહદ્ અંશે અધ્યયન કે આધ્યાત્મિક ચર્ચાઓમા પસાર કરતા.

## [૨] બૌદ્ધધર્મનો ઇતિહાસ

ભગવાન બુદ્ધના મૃત્યુ બાદ તરત જ રાજગૃહમાં એક સામાન્ય સભા બોલાવવામાં આવી હતી. બુદ્ધના અનુયાયીઓએ આ સભા સંઘ અને ધર્મના નીતિનિયમોને વ્યવસ્થિત રીતે નક્કી કરવા માટે બોલાવી હતી. આ પ્રથમ 'બૌદ્ધસભા' હતી, જેના પ્રમુખસ્થાને મહાકશ્યપ હતા આ સભામાં લેવાયેલા સર્વ નિર્ણયોને 'થેરા વેદ'માં સંગ્રહવામાં આવ્યા, પરંતુ થોડાક સમય બાદ સંઘના નીતિનિયમોની બાબતમાં સાધુઓમાં ફરી એકવાર મતભેદો ઊભા થયા. વૈશાલિ જૂથના સાધુઓ ભિક્ષુઓ માટેના નિયમોમાં કેટલીક છૂટછાટોની હિમાયત કરતા હતા, જ્યારે બીજું જૂથ તેનો વિરોધ કરતું હતું. આથી સંઘના નિયમો નક્કી કરવા માટે એક સામાન્ય સભા બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું. વૈશાલિ ખાતે બીજી 'બૌદ્ધસભા' બોલાવવામાં પણ આવી. ઉદારમતવાદીઓએ બીજી સમાંતર સભા ભરી. આમ, બૌદ્ધધર્મમા તડ પડવાની આછી શરૂઆત થતી અહીં જોવા મળે છે.

અત્યાર સુધી બૌદ્ધધર્મ એ ઉત્તર ભારતના કેટલાક ભાગોમાં જ પ્રચલિત બનેલો સ્થાનિક ધર્મ હતો, પરંતુ તેને આંતરરાષ્ટ્રીય કક્ષાનો ધર્મ બનાવવાનું બહુમાન મહાન અશોકને ફાળે જાય છે કલિંગના વિગ્રહમાં થયેલા મહાવિનાશથી અત્યંત દુઃખી બનેલા પ્રિયદર્શી અશોકે અહિંસા અને પ્રેમ દ્વારા નવા વિજયો મેળવવાનો નિશ્ચય કર્યો હતો અને બુદ્ધના સંદેશમાં તેને આવી શક્યતા રહેલી જણાઈ. પરિણામે તેણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો, બૌદ્ધધર્મના ઇતિહાસમાં આ ક્રાંતિકારી અને સીમાચિહ્ન સમાન બનાવ હતો. તેણે બૌદ્ધધર્મને રાજ્યાશ્રય આપ્યો અને બૌદ્ધધર્મનાં સર્વ પ્રસિદ્ધ સ્થળોની યાત્રા પણ કરી. પોતાના તમામ અમલદારોને તેણે ધર્મ અને નીતિમય જીવનનો ઉપદેશ કરવાની આજ્ઞા કરી અને ધર્મમહામાત્ર નામના વિશિષ્ટ પ્રકારના અમલદારોની નિમણૂક કરી. હિંદના વિવિધ ભાગોમાં તેણે

અનેક સ્તૂપો, ચૈત્યો, વિહારો બંધાવ્યા. બૌદ્ધધર્મના સિદ્ધાંતો તેણે ખડકો પર, સ્તંભો પર અને ગુફાઓમાં કોતરાવ્યા. પોતાના જ સામ્રાજ્યમાં નહીં પરંતુ પરદેશોમાં પણ બૌદ્ધધર્મનો પ્રચાર કરવાના હેતુથી તેણે ધાર્મિક મંડળો સિલોન, પશ્ચિમ એશિયા, ઇજિપ્ત અને પૂર્વ યુરોપના દેશોમાં મોકલ્યાં. બૌદ્ધધર્મની ત્રીજી સામાન્ય સભા તેના જ સમયમાં પાટલિપુત્રમાં બોલાવવામાં આવી. તેમાં ધર્મના આંતરિક મતભેદો મિટાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો અને વ્યવસ્થિત રીતે બૌદ્ધધર્મનો વિદેશોમાં પ્રચાર કરવાનો પણ નિર્ણય લેવાયો. આ પછી જ બૌદ્ધધર્મ એક આંતરરાષ્ટ્રીય ધર્મ બન્યો તેમ કહી શકાય.

મૌર્ય સામ્રાજ્યના અસ્ત બાદ ભારતની વાયવ્ય સરહદ પરદેશી આક્રમણોનો ભોગ બની ગઈ. આ વિદેશી આક્રમણખોરો પર પણ બૌદ્ધ-ધર્મની અસર થઈ અને તેમાંના ઘણાએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો પણ ખરો. તેમાંનો એક ગ્રીક રાજા મિનાન્દર બૌદ્ધધર્મમાં ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. મિલિન્દના નામે 'મિલિન્દ-પન્હ' નામના એક પુસ્તકનો તે મુખ્ય નાયક પણ બન્યો છે. આ પુસ્તકમાં બૌદ્ધ સાધુ નાગસેને રાજા મિલિન્દની ધાર્મિક બાબતોની જિજ્ઞાસાને સંતોષવાનો પ્રયત્ન કર્યો છે. સમગ્ર પુસ્તક પ્રશ્ન અને જવાબની રીતે લખાયેલું છે. બીજી મહત્ત્વની વ્યક્તિ છે કુશાન સમ્રાટ કનિષ્ક. બૌદ્ધધર્મની તવારીખોમાં તેનું સ્થાન માત્ર અશોક પછી જ આવી શકે. તેણે બૌદ્ધધર્મને રાજ્યાશ્રય આપ્યો અને બૌદ્ધધર્મની હીનયાન શાખાનો પ્રચાર કરવામાં ઘણી મદદ કરી. તેના સમય દરમિયાન બૌદ્ધધર્મમાં ઘણા ફેરફાર થઈ ચૂકયા હતા બૌદ્ધધર્મનું હીનયાન અને મહાયાન એવી બે શાખાઓમાં વિભાજન પણ થઈ ગયું હતું. ચોથી બૌદ્ધસભા કનિષ્કે પુરુષપુર (પેશાવર) ખાતે બોલાવી હતી. (કેટલાકના મત પ્રમાણે આ સભા કાશ્મીરમાં બોલાવવામા આવી હતી.) આ સભાએ આંતરિક મતભેદો ઘટાડવાની કોશિશ કરી, ધર્મસાહિત્યની ભૂલો નાબૂદ કરી અને પવિત્ર ગ્રંથો પર અભ્યાસપૂર્ણ ટીકાઓ લખાય તે માટે પ્રયત્નો કર્યા. વિવિધ ટીકાઓને મહાવિદ્વાન અશ્વઘોષે વ્યવસ્થિત કરી જ્યારે વસુમિત્રે બૌદ્ધધર્મને લગતી વિસ્તૃત માહિતી અર્પતો ગ્રંથ 'મહાવિભાસ' તૈયાર કર્યો.

આમ છતાં ધીમે ધીમે બૌદ્ધધર્મ ગૂંચવણભર્યો અને વિધિઓપૂર્ણ બની રહ્યો હતો. તેની સાદાઈ, સરળતા અને પવિત્રતા અદૃશ્ય બનતી હતી. ધીમે ધીમે તે બ્રાહ્મણધર્મની તરફ ઢળી રહ્યો હતો. ગુપ્ત સમ્રાટોના અમલ

દરમિયાન તો તેણે રાજ્યાશ્રય પણ ગુમાવ્યો. હર્ષે જો કે થોડાક સમય માટે તેને નવજીવન આપવાના પ્રયાસો કર્યા પરંતુ તે બૌદ્ધધર્મને અમર બનાવી શક્યા નહીં. હર્ષના અવસાન બાદ તે માત્ર બંગાળ અને બિહારમા જ ટકી રહ્યો. બારમી સદીની શરૂઆતમાં બંગાળના પાલ રાજાઓએ તેને સહારો આપ્યો, પરંતુ ત્યાર પછીના સેન રાજાઓએ હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યુ. આથી બંગાળમાંથી પણ અદૃશ્ય બનેલો આ ધર્મ 'વિહારોના પ્રદેશ' એવા બિહારમાં જ રહ્યો. મુસ્લિમોએ જ્યારે બિહાર પર આક્રમણ કર્યું ત્યારથી આ ધર્મ ત્યાં પણ ખતમ થઈ ગયો. અને પોતાના જન્મસ્થાનમાંથી આ ધર્મ લગભગ અદૃશ્ય થઈ ગયો એમ કહીએ તો પણ ચાલે.

આ સંબધમાં લખતા ડૉ. રાધાકૃષ્ણન્ પોતાના 'ઇસ્ટર્ન રીલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થોટ' નામના ગ્રંથમાં કહે છે કે,

'માનવ આત્માને પ્રેરણા આપનાર સામગ્રીમા ગૌતમ બુદ્ધની સ્મૃતિ એક છે. આપણા કરોડો માનવબંધુઓ ઉપર એનો જબરો પ્રભાવ છે. જીવન વધારે વીર્યવાન અને વધારે ઉદાત્ત કરવાની એની સૈકા જૂની પ્રેરણા–શક્તિ અમાપ છે, માનવ આત્માને વિશુદ્ધ કરવામાં તથા તેના સામાજિક સંબધોમાં માનવતા આણવામાં તેણે જે ફાળો આપ્યો છે, એ ધ્યાન ખેંચે તેવો છે. આમ છતાં, એ મહાત્માની સ્મૃતિને ભૂંસી નાખવા, એમની અસરને ધોઈ કાઢવા માટે પ્રયત્નો થાય છે. તે કરનારા માણસો બીજા જૂથના છે, અને પોતાના જાતભાઈઓને ખૂબ ચાહે છે એમાં શંકા નથી. પરંતુ તે બધું તેમના પૂર્વગ્રહ કે દયાપાત્ર અજ્ઞાનને આભારી છે એમ આપણે કહી શકીએ...જાણે અજાણ્યે, મધ્યયુગના હિંદુ લેખકોએ પણ આ મહાત્માની સ્મૃતિને તેમના જ વતનમાંથી ભૂંસી કાઢવા માટે બન્યુ એટલું બધું કર્યું છે...આજે પણ બુદ્ધના મહાભિનિષ્ક્રમણની કથા હિંદમાં ઘેરઘેર ચાલતી એક બાળકથા નથી...હિંદનો ખેડૂત આ મહાન ગુરુ વિષે લગભગ કાંઈ જ જાણતો નથી"

## [૩] બૌદ્ધધર્મની શાખાઓ

આપણે અભ્યાસ કર્યા મુજબ ગૌતમ બુદ્ધના અવસાન પછી થોડાક સમય સુધી તો બધું ઠીક ચાલ્યું, પરંતુ જ્યારે બૌદ્ધધર્મનો ભારતમાં અને ભારત બહાર પણ ઝડપી અને વ્યાપક વિસ્તાર થયો અને કોઈ પણ એક મધ્યસ્થ સત્તા ન રહી કે જે સમગ્ર ધાર્મિક વ્યવસ્થા પર અંકુશ રાખી

શકે ત્યારે અનેક પ્રકારના મતભેદો બૌદ્ધધર્મમાં અસ્તિત્વમાં આવ્યા. આ મતભેદો વ્યાપક બનતાં હીનયાન અને મહાયાન એવા બે વિભાગોમાં બૌદ્ધધર્મ વહેંચાઈ ગયો.

### (ક) હીનયાન

હીનયાન સાચા અર્થમાં એક વાસ્તવવાદી પંથ છે. આ સંપ્રદાયના અનુયાયીઓ માત્ર બુદ્ધના જ ઉપદેશને માને છે અને તેનું પાલન કરે છે. પાછળથી બૌદ્ધધર્મના સિદ્ધાંતોમાં અને ધાર્મિક બાબતોમાં કરવામાં આવેલા ઉમેરાઓ અને ફેરફાર તેઓ સ્વીકારતા નથી. પ્રાચીન પાલિ ભાષામાં લખવામાં આવેલા 'ત્રિપિટક ગ્રંથો' જ તેમને મન બૌદ્ધધર્મનું સાચું ધર્મસાહિત્ય છે. બૌદ્ધધર્મને લગતા બીજા કોઈ પણ ગ્રંથમાં તેઓ શ્રદ્ધા વ્યક્ત કરતા નથી. અહીં બુદ્ધને માનવ તરીકે જ માનવામાં આવે છે, અને તેમને જ એક-માત્ર બોધિસત્ત્વ તરીકે સ્વીકારવામાં આવે છે. હીનયાન એટલે કે નાનું વાહન કે જે દ્વારા મુસાફરી કરીને માત્ર એક જ વ્યક્તિ નિર્વાણ પ્રાપ્ત કરી શકે અર્થાત્ અહીં એક જ વ્યક્તિના નિર્વાણની ભાવના દૃષ્ટિગોચર થાય છે.

### (ખ) મહાયાન

જ્યારે મહાયાનમાં સમષ્ટિનો મોક્ષ સાધવાની ભાવના સેવવામાં આવે છે. આ મહાયાન સંપ્રદાય એક આદર્શવાદી સંપ્રદાય છે અને સમયને અનુરૂપ નવા નવા ફેરફારોને આવકારે છે. પ્રજ્ઞા અને કરુણાના પાયા પર આ મહાયાન સંપ્રદાય રચાયેલો છે. કોઈ પણ સ્થળેથી પ્રાપ્ત થતો બુદ્ધનો ઉપદેશ કે બૌદ્ધધર્મને લગતી માહિતીને આ સંપ્રદાય આવકારે છે. અહીં બુદ્ધને એક ઉદાત્ત, અનંત અને સર્વોચ્ચ—લગભગ ઈશ્વર–તરીકે સ્વીકારવામાં આવે છે. હિંદુધર્મની અસર નીચે આ મહાયાન સંપ્રદાયે પૌરાણિક ધર્મનાં ઘણાં તત્ત્વો અપનાવ્યાં છે. સંસ્કૃત ભાષાને તેમણે અપનાવી, બુદ્ધની મૂર્તિઓ બનાવી તેની આરાધના કરવામાં પણ તેઓ માને છે. અનેક બોધિસત્ત્વોની કલ્પના અહીં સ્વીકારવામાં આવી છે. અને સામાન્ય જનસમુદાયને પણ સાધુસંતો જેટલું જ મહત્ત્વ અહીં આપવામાં આવે છે. વિખ્યાત જાપાનીઝ વિદ્વાન અકતુમાના શબ્દોમાં, 'મહાયાન એ શાક્યમુનિના નષ્ટપ્રાય થવાની હાલતમાં આવી પહોંચેલા સિદ્ધાંતોનું પુનરુત્થાન છે.'

બૌદ્ધધર્મની વિદેશોમાંની લોકપ્રિયતા મહદ્ અંશે આ મહાયાન સંપ્રદાયને આભારી છે.

## [૪] બૌદ્ધધર્મસાહિત્ય

આ ધર્મનું સાહિત્ય મહદ્ અંશે પાલિ ભાષા લખવામાં આવેલું છે. જનતાનો મોટો ભાગ આ ભાષા બોલી શકતો અને સમજી શકતો.· બહુ જ ડહાપણપૂર્વક બુદ્ધે આમજનતાની ભાષામાં જ પોતાના વિચારો રજૂ કર્યા. બુદ્ધના વિચારો અને ઉપદેશોનો કેટલાક ખાસ ગ્રંથોમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ગ્રંથો ' ત્રિપિટક ગ્રંથો ' ના નામથી પ્રસિદ્ધ બન્યા છે. બુદ્ધના નિર્વાણ બાદ તરત જ બોલાવવામાં આવેલી રાજગૃહ ખાતેની પ્રથમ બૌદ્ધસભામાં જ આ ગ્રંથોને આકાર આપવામાં આવ્યો હતો. આ ત્રિપિટક ગ્રંથોમાં ત્રણ જુદા જુદા ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે: (૧) સુત્તપિટક, (૨) વિનયપિટક અને (૩) ધમ્મપિટક. સુત્તપિટકમાં બુદ્ધનાં વ્યાખ્યાનો, શિષ્યો સાથેના તેમના સંવાદો, ઉપદેશો અને આખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે, વિનયપિટકમાં બૌદ્ધ સાધુઓએ વિહારોમા તેમ જ બહાર પાળવાના આચારવિચારના નિયમોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જ્યારે ધમ્મપિટકમાં ઉચ્ચ પ્રકારના અભ્યાસની અને તત્ત્વજ્ઞાનની ઝાંખી પ્રાપ્ત થાય છે. બૌદ્ધધર્મનું સાચું ધાર્મિક દર્શન આપણને ધમ્મપિટકમાંથી પ્રાપ્ત થાય છે. બૌદ્ધધર્મસાહિત્યમાં આ ત્રિપિટક ગ્રંથો સિવાય જાતકકથાઓ, નેતિપ્રકરણ અને મિલિન્દપ્રશ્નનો પણ સમાવેશ કરવામાં આવે છે. એક યા બીજી રીતે આ સર્વ ગ્રંથો દ્વારા બૌદ્ધધર્મના સિદ્ધાંતોને વધુ સરળ અને લોકભોગ્ય બનાવવાનું જ ધ્યેય હોય તેમ જણાય છે આ સર્વ ગ્રથોને બૌદ્ધધર્મસાહિત્યના બીજા તબક્કામાં મૂકવામાં આવે છે. જ્યારે બૌદ્ધધર્મસાહિત્યના ત્રીજા તબક્કામાં વ્યાકરણને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. ' કાત્યાયન ' અને ' મૌદ્‌ગલ્યાયન ' જેવા પ્રખ્યાત વ્યાકરણકારો આ સમયમા થઈ ગયા. ઈ. સ ની પ્રથમ સદીથી મહાયાનપંથીઓએ સંસ્કૃત ભાષાને અપનાવી અને સંસ્કૃતમાં લખવાની શરૂઆત કરી. આ સસ્કૃત-સાહિત્યકારોએ જ પાછળતી ભારતીય તર્કશાસ્ત્રની શરૂઆત કરી હતી, એવું માનવામાં આવે છે. સંસ્કૃત કાવ્ય અને નાટકના વિકાસમાં પણ અશ્વઘોષ અને આર્યસુર જેવા લેખકોએ નોંધપાત્ર ફાળો આપ્યો છે. આમ, એકંદરે બૌદ્ધધર્મસાહિત્ય સારા પ્રમાણમાં વિસ્તૃત છે.

## [૫] ઉપસંહાર

આમ, હિન્દુધર્મની જડતા, હિંસાપૂર્ણ કર્મકાંડો અને બ્રાહ્મણોની સર્વોપરિતાની સામે પડકાર રૂપે બહાર આવેલો બૌદ્ધધર્મ વિશ્વધર્મમાં પલટાઈ

ગયો. તેની સરળતા અને નૈસર્ગિક સાદાઈ એ તેનું મોટામાં મોટું આકર્ષણ બની રહે છે. એક સમયે તો એમ લાગતું હતું કે આ ધર્મ જ ભારતની જનતાનો મુખ્ય ધર્મ બની રહેશે, પરંતુ સમયના પ્રવાહે આ ધર્મની સાચી તાકાત ઝૂંટવી લીધી. તેની સાદાઈ અને સરળતા અદૃશ્ય બની અને નવસુધારણા પામેલા હિન્દુધર્મની સામે તેને ઝઝૂમવું પડ્યું. પરિણામ એ આવ્યું કે ભારતીય સંસ્કૃતિનું આ સંતાન વિદેશોમાં આવકાર મેળવે છે, પ્રેમ અને મમતાપૂર્વક કરોડો પરદેશવાસીઓ તેનું જતન કરે છે પરંતુ ભારતમાંથી વિદાય લીધા બાદ કદાપિ તે ભારતમાં પુનઃપ્રવેશ મેળવી શક્યું નથી. આમ છતાં બુદ્ધનું જીવન, બૌદ્ધધર્મના સિદ્ધાંતો અને નિર્વાણની ઉદાત્ત ભાવના કોઈ પણ માનવીના મન પર ઘેરી અસર કરે છે. તેના સિદ્ધાંતોની સરળતા અને ઉચ્ચ આધ્યાત્મિકતા પ્રજાના મન પર ઊંડી અસર કરે છે. માનવજાત માટે બુદ્ધનું જીવન એક આદર્શરૂપ છે, અને આજ પણ કરોડો માનવીઓ તેમને વંદનીય ગણી તેમણે આદેશેલા માર્ગે જવા પ્રયત્ન કરી રહ્યા છે.

‘ઉત્તમ ચારિત્ર્ય અને ઇન્દ્રિયો પરના વિજયની બાબતમાં મહાવીરની સરખામણીમાં અન્ય કોઈ પણ ટકી શકે તેમ નથી. મહાવીર સ્વામીએ ભારતીય સંસ્કૃતિનું એક પાસું રજૂ કર્યું છે, જેમાં ત્યાગ, બલિદાન અને તપશ્ચર્યા પ્રધાન સ્થાને રહેલાં છે.’

—આર. સી. મજુમદાર

‘જૈનધર્મની ભારતભૂમિ પરની વિજયકૂચ કદાચ બૌદ્ધધર્મના જેટલી ભવ્ય અને વ્યાપક ન હતી પરંતુ એક જીવંત ધર્મ તરીકે આજે પણ તે ભારતમાં ટકી રહ્યો છે; જ્યારે બૌદ્ધધર્મ આપણા પ્રાચીન ઇતિહાસનો એક માત્ર ભાગ બની રહ્યો છે.’

—પ્રા. ગોખલે

# ૧ મહાવીર સ્વામીનું જીવનદર્શન

(૧) પ્રાસ્તાવિક

(૨) મહાવીર સ્વામી પૂર્વેના જૈનધર્મ-તીર્થંકરો

(૩) મહાવીર સ્વામીનું જીવનદર્શન :

(अ) જન્મ, બાળવય અને લગ્ન

(ब) સત્યની શોધ અને જ્ઞાનપ્રાપ્તિ

(क) જીવનના નોંધપાત્ર બનાવો અને ધર્મપ્રચાર

(ड) કારકિર્દીની અસર

(૪) મહાવીર સ્વામીના શિષ્યો અને સંઘ

(૫) જૈનધર્મનો ઇતિહાસ.

## [૧] પ્રાસ્તાવિક

હિન્દુધર્મની બ્રાહ્મણ સમયમાંની અવનત દશાને લીધે જે જડતા, કર્મકાંડમયતા અને સડો ધર્મમાં વ્યાપી ગયાં હતાં તેનો પ્રતિકાર કરીને આધ્યાત્મિક ક્ષેત્રે ક્રાંતિ સર્જીને બૌદ્ધધર્મની સાથે જૈનધર્મ પણ બહાર આવ્યો. નિર્મળ અને સ્ફટિક સમ જ્વલંત ચારિત્ર્ય, કડક તપશ્ચર્યા અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકારની અહિંસાનો આદેશ આપતો આ એક નિરાળો ધર્મ છે. વિશાળ માનવસમુદાયને અપીલ કરી જવાનો તથા તેમના હૃદયને સ્પર્શવાનો કોઈ પ્રયત્ન આ ધર્મમાં નથી. અહીં તો માત્ર અમુક પ્રકારનું શુદ્ધ આધ્યાત્મિક અને કઠણ જીવન જીવવાની ઇચ્છાવાળાઓને જ ઇજન છે. સિદ્ધાંતોની ઉચ્ચતા અને પવિત્રતાના જ ધોરણે જો કોઈ પણ ધર્મનું મૂલ્યાંકન થતું હોય તો જૈનધર્મ નિઃસંદેહ વિશ્વના સર્વોત્તમ ધર્મ તરીકે હરીફાઈ કરી શકે તેમ છે. બીજી તરફ જો આપણે ધર્મને માનવજીવનનો આધ્યાત્મિક ઉત્કર્ષ કરનારું સાધન ગણીએ અને તેની જ સહાયથી માનવી પોતાનો મોક્ષ સાધી શકે એમ સ્વીકારીએ તો આપણે એ હકીકતનો પણ

સ્વીકાર કરવો જ જોઈએ કે આત્મોન્નતિ અને આત્મોત્કર્ષ માટે બહુ જૂજ વ્યક્તિઓએ જૈનધર્મનો સથવારો શોધ્યો છે. તેનાં કારણોની ભીતરમાં જતાં એ વસ્તુ આપણને સહેલાઈથી જણાઈ આવે છે કે જૈનધર્મના કડક સિદ્ધાંતો, અણિશુદ્ધ પવિત્રતા અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ અહિંસાનો આગ્રહ—આ સર્વને લીધે જ જૈનધર્મ વધુ લોકપ્રિય બની શક્યો નથી. પરંતુ લોકપ્રિયતા પરથી જ કોઈ વસ્તુની શ્રેષ્ઠતા માપી શકાય ખરી ? જૈનધર્મ ભલે વિશાળ જનતાને આકર્ષી શક્યો નથી પરંતુ તેને પોતાની અનોખી અસ્મિતા છે, વિશાળ દૃષ્ટિબિંદુ છે અને અનેક વિશિષ્ટતાઓ છે, જે તેને વિશ્વના સર્વ ધર્મોમાં પ્રભાવપૂર્ણ અને આદરણીય સ્થાને મૂકે છે.

## [૨] મહાવીર સ્વામી પૂર્વેના જૈનધર્મ-તીર્થંકરો

જૈનધર્મનું મૂળ શોધવું એ ઘણું દુષ્કર કાર્ય છે. ઇતિહાસ કે તેનાં અન્ય સહાયક પરિબળો આ દિશામાં આપણને કોઈ મદદ આપી શકતાં નથી, પરંતુ જૈન ધાર્મિક પ્રણાલિકા પ્રમાણે આ ધર્મ અતિ પ્રાચીન છે. મહાવીર સ્વામી પૂર્વે ચોવીસ તીર્થંકરો આ ધર્મમાં થઈ ગયા એવી માન્યતા જૈનધર્મસાહિત્યમાં રજૂ કરવામાં આવી છે, પરંતુ 'જૈન' એટલે શું, તીર્થંકર એટલે શું, તે આપણે પહેલાં જાણી લઈએ આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે[1] આ શબ્દોનો અર્થ સમજાવતાં યોગ્ય જ લખ્યું છે કે,

> 'પ્રાચીન હિન્દમાં એવા અદ્ભુત મહાત્માઓ થયા છે કે જેમણે પોતાનાં મન, વાણી અને કાયા તદ્દન જીતી લીધાં હતાં. તેઓને માનની દૃષ્ટિથી 'જૈન' (જીતનાર) નામ આપવામાં આવે છે અને એમના ધર્મને ખાસ અનુસરનારા તે 'જૈન' કહેવાય છે. એ મહાત્માઓએ પોતાના જીવનથી અને ઉપદેશથી અસંખ્ય જીવોને આ સંસારમાંથી તરાવી દીધા છે અને તેથી તેઓ 'તીર્થંકર'ના નામથી પણ ઓળખાય છે. 'તીર્થ' એટલે ઓવારો, જ્યાં રહીને આ સંસારરૂપી નદી ઊતરી શકાય છે. અને એ બાંધનારા તીર્થંકર કહેવાય છે.'

સૌ પ્રથમ તીર્થંકર ઋષભદેવજી હતા. તેઓ અત્યંત પ્રાચીન સમયમાં થઈ ગયા હતા. બ્રાહ્મણો પણ તેમને વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક ગણે છે અને તેમના અદ્ભુત વૈરાગ્યની અને પરમહંસવૃત્તિની ખૂબ પ્રશંસા કરે છે. જૈનધર્મશાસ્ત્રોના મત પ્રમાણે ઋષભદેવજી ઇતિહાસના એવા કાળ દરમિયાન થઈ ગયા હતા જ્યારે માનવીને રાંધવાનું, હજામત

---

૧ 'ધર્મવર્ણન', પા. નં ૪૭

કરવાનું, ઇત્યાદિ સભ્ય માનવોનાં સહજકર્મોનું પણ ભાન ન હતું. અરે, લગ્નની સંસ્થા પણ જોઈએ તેવી વિકસી ન હતી. ઋષભદેવે જ માનવસમૂહને લેખન, ગણિત, પાકશાસ્ત્ર, ઇત્યાદિ વિદ્યાઓ શીખવી અને લગ્નની સંસ્થાની વ્યવસ્થિત શરૂઆત કરી. અંતિમ અવસ્થામાં પોતે તપશ્ચર્યામાં મગ્ન બની, આત્માનું સ્વરૂપ ઓળખી પરમ જ્ઞાનની કક્ષાએ પહોંચ્યા.

ઋષભદેવજી પછીના અન્ય એકવીસ તીર્થંકરો પણ પ્રાચીન કાળમાં થઈ ગયા હોય તેમ જણાય છે અને તેમના વિષે કોઈ પણ પ્રકારની ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ નથી. જો કે બાવીસમા તીર્થંકર **નેમીનાથ** અને ત્રેવીસમા તીર્થંકર **પાર્શ્વનાથ** ઇતિહાસને સ્વીકાર્ય છે અને તેમના વિષે થોડીક માહિતી પણ મળી રહે છે. એક પુરાણમાંથી પ્રાપ્ત થતા ઉલ્લેખને પરિણામે એટલું જાણી શકાયું છે કે નેમિનાથ શ્રીકૃષ્ણના સમકાલીન હતા. તે યાદવકુળના હતા અને શ્રીકૃષ્ણના પિત્રાઈ હોવાનું મનાય છે. પરંતુ ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથને એક ઐતિહાસિક વ્યક્તિ તરીકે સાબિત કરવા પ્રો. યાકોબી (Yacobi)એ સમર્થ પ્રયત્નો કર્યા છે. તીર્થંકર શ્રી પાર્શ્વનાથ બનારસના રાજા અશ્વસેનના પુત્ર હતા. તેમની માતાનું નામ વામા હતું. ત્રીસ વર્ષની વય સુધી તેઓએ સાંસારિક જીવન વ્યતીત કર્યું હતુ ગૃહત્યાગ બાદ અડતાળીસ દિવસ સુધી તેમણે સખત તપશ્ચર્યા કરી હતી. જૈનધર્મના પાયારૂપ સદાચાર અને કર્મના સિદ્ધાંતો સાદા સ્વરૂપમાં તેમણે જ રજૂ કર્યા હતા અને ઘણા લાંબા સમય સુધી તે પ્રચલિત રહ્યા હતા. તેમણે રજૂ કરેલા સિદ્ધાંતોમાં નીતિનિયમો સવિશેષ હતા. આમાંના ચાર સિદ્ધાંતો કે જે ચાર વ્રતો તરીકે પ્રસિદ્ધ બન્યા છે તે અહિંસા, સત્ય, અપરિગ્રહ, અને વિરક્તતા જૈનધર્મના પાયારૂપ બની રહ્યા. પાર્શ્વનાથ શ્વેત વસ્ત્રો પરિધાન કરતા હતા. મહાવીરનાં માતાપિતા પણ પાર્શ્વનાથના સિદ્ધાંતોને અનુસરતા. આમ, એક હકીકત તો આપણે સ્વીકારવી જ પડે છે કે જૈનધર્મ મહાવીર સ્વામી પૂર્વે પણ એક યા બીજા પ્રકારે ચાલુ જ હતો. આ પાર્શ્વનાથ મહાવીર સ્વામીથી લગભગ ૨૫૦ વર્ષ પહેલાં થઈ ગયા.

હવે આપણે જૈનધર્મના ચોવીસ તીર્થંકરોનાં નામ જોઈએ. જૈનધર્મના ચોવીસ તીર્થંકરોની નામાવલિ આ પ્રમાણે છે :

(૧) ઋષભદેવજી (૨) અજિતનાથ (૩) સંભવનાથ (૪) અભિનંદ સ્વામી (૫) સુમતિનાથ (૬) પદ્મપ્રભ (૭) સુપાર્શ્વનાથ (૮) ચંદ્રપ્રભ (૯)

સુવિધિનાથ (૧૦) શીતલનાથ (૧૧) શ્રેયાંસનાથ (૧૨) વાસુપૂજ્ય સ્વામી (૧૩) વિમલનાથ (૧૪) અનન્તનાથ (૧૫) ધર્મનાથ (૧૬) શાન્તિનાથ (૧૭) કુન્થુનાથ (૧૮) અરનાથ (૧૯) મલ્લિનાથ (૨૦) મુનિસુવ્રત સ્વામી (૨૧) નમિનાથ (૨૨) નેમિનાથ (૨૩) પાર્શ્વનાથ (૨૪) મહાવીર સ્વામી.

## [૩] મહાવીર સ્વામીનું જીવનદર્શન

આધ્યાત્મિક ક્ષેત્રે જ્યારે ભારતમાં નિરાશાજનક વાતાવરણ પ્રવર્તમાન હતું, હિન્દુધર્મ જ્યારે વિશાળ જનતાની આધ્યાત્મિક આકાંક્ષાઓને સંતોષવામાં નિષ્ફળ નીવડયો હતો અને નવસર્જન તથા નવરચનાની ખાસ જરૂર હતી, ત્યારે ધાર્મિક ક્ષેત્રમાં નવીન દૃષ્ટિ રજૂ કરીને અને રચનાત્મક કાર્યક્રમ રજૂ કરીને મહાવીર સ્વામીએ પોતાની વિશિષ્ટ વિચારસરણી રજૂ કરી. જૈનસંપ્રદાયને તેમણે નવા સ્વરૂપમાં અને વધુ લોકપ્રિય બને તે રીતે રજૂ કર્યો આથી જ કહેવાય છે કે મહાવીર સ્વામી જૈનધર્મના આદ્યસ્થાપક નહીં પરંતુ સમર્થ પ્રચારક હતા. જૈનસંપ્રદાયમાં નવો પ્રાણ પૂરનાર અને તેને શિસ્તબદ્ધ રીતે રજૂ કરનાર મહાવીર સ્વામીના જીવનનો જરા વિગતવાર અભ્યાસ કરીએ.

### (અ) જન્મ, બાળવય અને લગ્ન

એક શુભ ચોઘડિયામાં જ્યારે આકાશ સ્વચ્છ હતું, વાયુ મૃદુ અને અનુકૂળ વાતો હતો, ખેતરો લીલાં શોભી રહ્યાં હતાં અને પ્રાણીમાત્ર આનંદમાં હતાં ત્યારે ઈ. સ. પૂ. ૫૯૯ માં વૈશાલીનગરીમાં મહાવીર સ્વામીનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ હતું જ્યારે માતાનું નામ ત્રિશલાદેવી હતુ. તેમના જન્મની સાથે જ તેમના પિતાની સર્વ સમૃદ્ધિ—ધન, ધાન્ય, યશ, આદિ વધ્યાં. આથી તેમનું નામ 'વર્ધમાન' પાડવામાં આવ્યું, પરંતુ જે અદ્‌ભુત મનોબળથી એમણે પોતાના આંતરશત્રુઓ (કામક્રોધાદિ) પર વિજય મેળવ્યો, તેના સ્મરણમાં જગત એમને 'મહાવીર' ના ભવ્ય નામથી ઓળખે છે. બાળવયથી જ સંસાર પ્રત્યે તેમને ખાસ આસક્તિ ન હતી છતાં સ્નેહાળ માતાપિતાની ઇચ્છાને માન આપીને તેમણે યશોદા નામની રાજકુમારી સાથે લગ્ન કર્યાં અને એક પુત્રીના પિતા બનવાનું ભાગ્ય પણ તેમને સાંપડયું. આ પુત્રીનું નામ પ્રિયદર્શના હતું.

### (બ) સત્યની શોધ અને જ્ઞાનપ્રાપ્તિ

સંસારમાં પહેલેથી જ મહાવીરને રસ હતો નહીં પરંતુ માબાપ હતાં ત્યાં સુધી તો તેઓ તેમને દૂભવી શકયા નહીં. માબાપના અવસાન

બાદ મોટાભાઈ નન્દિવર્ધનની આજ્ઞા લઈને તેઓ સંન્યાસી બન્યા, નિર્મિત કાર્ય તરફ પ્રયાણ આરંભ્યું અને તપશ્ચર્યા તથા ધ્યાનનો સહારો લેવાનો નિર્ધાર કર્યો. મોક્ષ પ્રાપ્ત કરવા માટે તેમણે બાર વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા આદરી. એટલી સખત અને સંપૂર્ણ તો તેમની તપશ્ચર્યા હતી કે તેમના દેહનું પણ તેમને ભાન રહેતું નહીં. આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો પર તેમણે વિજય મેળવ્યો ત્યારથી જ તેઓ 'જિન' ના નામથી ઓળખાયા. તેમને 'કેવલ જ્ઞાન' પ્રાપ્ત થયું અને પરિણામે તેઓ પ્રત્યેક જીવની સ્થિતિ યથાર્થ રીતે જાણવાને સમર્થ બન્યા. તેમની ઘોર તપશ્ચર્યાને અનુલક્ષીને શ્રી કિશોરલાલ મશરૂવાળા લખે છે કે,

> 'મહાવીર નીકળ્યા ત્યારથી માંડીને પછીનાં બાર વર્ષનું એમનું જીવન, તપશ્ચર્યાનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ કેવું હોઈ શકે, સત્યને શોધવા માટે મુમુક્ષની વ્યાકુળતા કેટલી તીવ્ર હોય; સત્ય, અહિંસા, ક્ષમા, દયા, જ્ઞાન અને યોગની વ્યવસ્થિત, અપરિગ્રહ, શાન્તિ, દમ, ઇત્યાદિ દૈવી ગુણોનો ઉત્કર્ષ કેટલે સુધી સાધી શકાય, તથા ચિત્તની શુદ્ધિ કેવા પ્રકારની થવી જોઈએ, એના ઉત્તમ દૃષ્ટાંતરૂપે છે.'[1]

એક હકીકત અહીં આપણે નોંધવી જોઈએ કે આ જ સમય દરમિયાન સત્યની શોધ માટે મથી રહેલા બુદ્ધને તપશ્ચર્યા નિરર્થક જણાઈ હતી; જ્યારે મહાવીરને તપશ્ચર્યા અને દેહદમન દ્વારા જ સાચું અને આખરી જ્ઞાન પ્રાપ્ત થયું. આ સંબંધમાં ઘણા વિદ્વાનોનો મત એવો છે કે તપશ્ચર્યા અને દેહદમનનો માર્ગ વધુ કઠિન છે અને તેમાં છેલ્લી કક્ષા સુધી પહોંચનાર જ અંતિમ સત્યને પ્રાપ્ત કરી શકે છે. આ બાર વર્ષના સમય દરમિયાન અનેક કસોટીઓમાંથી મહાવીરને પસાર થવું પડ્યું હતું અને સર્વ કસોટીઓમાંથી પાર ઊતર્યા બાદ જ તેઓ 'મહાવીર' બની શક્યા હતા.

### (क) જીવનના નોંધપાત્ર બનાવો અને ધર્મપ્રચાર

આવી ઉગ્ર સાધનાથી અદ્ભુત સિદ્ધિઓ મેળવનાર વ્યક્તિ અન્ય વ્યક્તિઓ પર પ્રભાવ પાડી શકે અને પૂજનીય બને તે સ્વાભાવિક જ હતું: પોતાને મળેલા જ્ઞાનનો જનસમુદાય સમક્ષ પ્રચાર કરવાની તેમણે શરૂઆત કરી. પોતાના ઉપદેશની શરૂઆત તેમણે વૈશાલીથી કરી હતી. હાલ જેને

1. 'બુદ્ધ અને મહાવીર', કિશોરલાલ મશરૂવાળા, પા. ૭૭ (ચોથી આવૃત્તિ)

'બિહાર' કહે છે તેમાં તથા બંગાળાના કેટલાક ભાગમાં મહાવીર સ્વામીએ ઘણો વિહાર કર્યો હતો. નાના ગામમાં એક રાત્રિ અને મોટામાં પાંચ–સાત રાત્રિથી વધુ તેઓ રોકાતા નહી. ચોમાસામાં બિલકુલ ચાલવું નહીં એવો તેમનો નિયમ હતો ત્રીસ વર્ષના સતત ઉપદેશને પરિણામે અનેક માણસોએ જૈનધર્મ સ્વીકાર્યો અને મહાવીર સ્વામીનું જીવનધ્યેય સિદ્ધ થયું. આમ છતાં તેમનો શિષ્યસમુદાય બૌદ્ધધર્મસમુદાય કરતાં જરૂર ઓછો વ્યાપક હતો, પરંતુ સમાજના ઉચ્ચ વર્ગોમાં તે સારા પ્રમાણમાં પ્રચલિત બન્યો હતો. મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે પાછળથી જૈનધર્મને સારો રાજ્યાશ્રય આપેલો. તેમના જીવનમાં બે બનાવો મુખ્ય હતા: એક તેમના જમાઈ જમાલિ સાથેનો તેમનો વિરોધ અને બીજો, આજીવિક સંપ્રદાયના આચાર્ય ગોપાલક સાથેનો તેમનો સંબંધ. મહાવીરના જમાઈ જમાલિ ઘણા જ જ્ઞાની અને અભ્યાસી હતા અને મહાવીરના કેટલાક સિદ્ધાંતો તેમને સ્વીકાર્ય ન હોવાથી તેમણે તેનો ખૂબ વિરોધ કરેલો. જૈનધર્મસાહિત્ય પણ આ જમાલિ વિષે ઘણી માહિતી આપે છે બીજી તરફ આજે એ વસ્તુ ઐતિહાસિક હકીકત તરીકે સ્વીકારવામાં આવી છે કે આજીવિક સંપ્રદાયના આચાર્ય ગોપાલક અને મહાવીર ઘણા સમય સુધી સાથે રહ્યા હશે અને સમાન ધર્મનો ફેલાવો કર્યો હશે. આથી જ ઘણા અભ્યાસીઓ જૈનધર્મના સિદ્ધાંતોમાં ગોપાલકના 'નિયતિવાદ'ની અસર જુએ છે આ આજીવિક સંપ્રદાયના સભ્યો 'દિગમ્બર' રહેવાનું પસંદ કરતા હતા અને મહાવીર પર પણ આની અસર થઈ હોય તે માનવા યોગ્ય છે. આથી જ મહાવીર સ્વામીના જીવન દરમિયાન જ 'શ્વેતામ્બર–દિગમ્બર' ઝઘડાનાં મૂળ રોપાયાં હતાં એવી જે માન્યતા છે તેને સમર્થન મળી રહે છે. તેમના ધર્મપ્રચારની પ્રવૃત્તિના પરિણામની સમીક્ષા શ્રી કિશોરલાલ મશરૂવાળાએ આ પ્રમાણે કરી છે:

> 'મહાવીરે જૈનધર્મમાં નવું ચેતન રેડી તેની પુનઃપ્રતિષ્ઠા કરી. એમના ઉપદેશને પરિણામે પ્રજા ફરી પાછી જૈનધર્મ પ્રત્યે આકર્ષાઈ, વૈરાગ્ય અને અહિંસાનો નવો જુવાળ દેશ પર ફરી આવ્યો. અનેક રાજાઓ, ગૃહસ્થો અને સ્ત્રીઓએ સંસારત્યાગ કરી સંન્યાસધર્મનો સ્વીકાર કર્યો. એના ઉપદેશને પરિણામે જૈનધર્મમાંથી માંસાહાર સદંતર બંધ થયો; એટલું જ નહી પણ એ ધર્મને પરિણામે વૈદિક ધર્મમાં પણ અહિંસા પરમ ધર્મ મનાયો અને શાકાહારનો સિદ્ધાંત વેદધર્મી વૈષ્ણવોમાંયે ઘણે ભાગે સ્વીકારાયો.'

### (ε) કારકિર્દીની અસર

મહાવીર સ્વામીની કારકિર્દી વિષે લખતાં ડૉ આર. સી. મજુમદાર કહે છે કે,

'ઉત્તમ ચારિત્ર્ય અને ઇન્દ્રિયો પરના વિજયની બાબતમાં મહાવીરની સરખામણીમાં અન્ય કોઈ પણ ટકી શકે તેમ નથી. મહાવીર સ્વામીએ ભારતીય સંસ્કૃતિનું એક પાસું રજૂ કર્યું છે, જેમા ત્યાગ, બલિદાન અને તપશ્ચર્યા પ્રધાન સ્થાને રહેલાં છે.'[1]

સખત તપશ્ચર્યા, વિવિધ અનુભવો અને દૈવી પ્રેરણા દ્વારા પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો સતત ત્રીસ વર્ષ સુધી જનસમુદાયમાં પ્રચાર કરી બોતેર વર્ષની વયે ઈ. સ પૂ ૫૨૭માં મહાવીર સ્વામી અવસાન પામ્યા. તેમના નિર્વાણસ્થાન તરીકે હાલના બિહાર રાજ્યમા આવેલા પાવાપુરીને સ્વીકારવામાં આવે છે. મહાવીર સ્વામીના જીવનકાર્ય પર લખતાં પ્રા. ગોખલે કહે છે કે—

'જૈનધર્મની ભારતભૂમિ પરની વિજયકૂચ કદાચ બૌદ્ધધર્મના જેટલી ભવ્ય અને વ્યાપક ન હતી, પરંતુ એક જીવંત ધર્મ તરીકે આજે પણ તે ભારતમા ટકી રહ્યો છે, જ્યારે બૌદ્ધધર્મ આપણા પ્રાચીન ઇતિહાસનો એક ભાગ માત્ર બની રહ્યો છે.'[2]

તેમના અવસાન સમયે તેમનો ધર્મ ખાસ કરીને બંગાળ, બિહાર અને ઉત્તરપ્રદેશમાં ફેલાઈ ચૂક્યો હતો. મહાવીરના જીવન તરફ દૃષ્ટિપાત કરતાં એ હકીકત આપણને સ્પષ્ટ રીતે સમજાય છે કે મહાવીરે જૈનધર્મના સિદ્ધાંતોની મૌલિક શોધ કરી ન હતી, પરંતુ નવા સ્વરૂપમાં રજૂઆત જ કરી હતી. એ હકીકત અવશ્ય ધ્યાનમાં રાખવી જોઈએ કે ગૌતમ બુદ્ધ બૌદ્ધધર્મના સ્થાપક હતા, જ્યારે મહાવીર જૈનધર્મના સમર્થ પ્રચારક અને ઉપદેશક હતા. જૈનધર્મની વિચારસરણીના તેઓ પ્રખર અર્થવાહક હતા. તેમના પ્રયાસોને લીધે જ જૈનધર્મ આટલી લોકપ્રિયતા પામી શક્યો છે.

### [૪] મહાવીર સ્વામીના શિષ્યો અને સંઘ

મહાવીર સ્વામીના અગિયાર પટ્ટશિષ્યો હતા. તેઓ 'ગણધર'ના નામે ઓળખાય છે. 'ગણધર' એટલે મુનિઓના ગણ ધારણ કરવાવાળા,

---

૧ 'Ancient India'—By Dr. R C. Majumdar.

૨ 'Ancient India'—By B. G. Gokhale, p. 156

ઉપરી. આ ગણધરોમાંના નવ તો મહાવીર સ્વામીની હયાતીમાં જ નિર્વાણ પામ્યા હતા. ગૌતમ ઇન્દ્રભૂતિ અને સુધર્મા એ બે જ મહાવીરના ધર્મનો વ્યવસ્થિત રીતે પ્રચાર કરવા પાછળ રહ્યા હતા. સુધર્મા સ્વામી ઘણા જ પ્રસિદ્ધ છે. તેમણે 'સૂત્રકૃતાંગ' ઇત્યાદિ ગ્રંથો રચીને એ દ્વારા મહાવીર સ્વામીનો ઉપદેશ જાળવી રાખ્યો છે. ઇન્દ્રભૂતિને મહાવીર સ્વામી પ્રત્યે ખૂબ જ પ્રેમ હતો. મહાવીર સ્વામીના નિર્વાણથી તેમને ઘણું જ દુઃખ થયું હતું પરંતુ આખરે જ્ઞાન અને વિવેકબુદ્ધિથી તેમણે મનનું સમાધાન કર્યું હતું. તેમના શિષ્યસમુદાયમાં ચંદના નામે એક સ્ત્રી સાધ્વી પણ હતાં. તેઓ પ્રથમ સાધ્વી હતાં અને સાધ્વીઓના મંડળની દેખરેખ તેમને સોંપવામાં આવી હતી.

જૈનધર્મના મહામંડળને 'સંઘ'ના નામથી ઓળખવામાં આવે છે. આ સંઘના ચાર વિભાગ છે: (૧) સાધુ (૨) સાધ્વી (૩) શ્રાવક અને (૪) શ્રાવિકા. તેમાંના પહેલાં બે સંસારત્યાગ કરીને વૈરાગ્ય અને તપશ્ચર્યાના તીવ્ર નિયમો પાળે છે, જ્યારે છેલ્લાં બે સંસારમાં રહીને મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

## [૫] જૈનધર્મનો ઇતિહાસ

મહાવીર સ્વામીના નિર્વાણ બાદ પણ જૈનધર્મની આગેકૂચ ચાલુ જ હતી. મગધના રાજાઓ અને તેમાંય ખાસ કરીને શિશુનાગ અને નંદ રાજાઓએ જૈનધર્મને રાજ્યાશ્રય આપ્યો હતો. મૌર્યવંશના આદ્યસ્થાપક ચંદ્રગુપ્તે પણ જૈનધર્મ સ્વીકાર્યો હતો અને તેને રાજ્યાશ્રય આપ્યો હતો. ચંદ્રગુપ્તના સમય પછી તરત જ જૈનધર્મમાં મતભેદો ઊભા થયા હતા અને શ્વેતામ્બર અને દિગમ્બર શાખાઓ તેના પરિણામરૂપે પાછળથી અસ્તિત્વમાં આવી હતી. શરૂઆતમાં જૈનધર્મ મગધ અને કલિંગમાં ફેલાયો હતો પરંતુ પાછળથી જૈનોએ પશ્ચિમ અને મધ્ય ભારત તરફ સ્થળાંતર કર્યું હતું. દક્ષિણમાં પણ જૈનધર્મ ફેલાયો હતો. શરૂઆતના ચાલુક્ય રાજાઓ, રાષ્ટ્રકૂટો અને હોયસાલ રાજાઓએ તેને રાજ્યાશ્રય આપ્યો જ્યારે ચોલ અને પાંડ્ય રાજાઓએ જૈનધર્મીઓ પર ત્રાસ ગુજાર્યો હતો. જૈનધર્મના પાછળના ઇતિહાસ વિષે ખાસ માહિતી ઉપલબ્ધ થતી નથી.

૨

# જૈનધર્મના સિદ્ધાંતો

(૧) પ્રાસ્તાવિક

(૨) ત્રિરત્નનો સિદ્ધાંત

(૩) વ્રત, સમિતિ, ગુપ્તિ અને ભાવના

(૪) દશ યતિધર્મ

(૫) બાર ગૃહસ્થધર્મ

(૬) ચાર શિક્ષાવ્રત

(૭) સામાયિક અને પ્રતિક્રમણ

(૮) યાત્રા અને વ્રત.

## [૧] પ્રાસ્તાવિક

જૈનધર્મ પણ હિન્દુધર્મના વિરોધરૂપે જ અસ્તિત્વમાં આવ્યો હતો. બુદ્ધની માફક જ મહાવીરે પણ વૈદિક ધર્મનો ત્યાગ કર્યો હતો, વેદોની મહત્તાને સ્વીકારવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો હતો. હિંસાત્મક યજ્ઞવિધિને નિંદનીય ગણી હતી. જૈનધર્મ પણ અહિંસા પર ખાસ ભાર મૂકે છે દરેક મનુષ્યે મન, વચન અને કર્મ એમ ત્રણે રીતે અહિંસાનું પાલન કરવું જોઈએ. વિશ્વના સર્વ ધર્મોમાં જૈનધર્મ જેટલો ઉગ્રપણે ક્યાંય અહિંસા પર ભાર મૂકવામાં આવ્યો નથી. અન્ય સર્વ ધર્મોમાં અહિંસાને બહુ બહુ તો મનુષ્યથી પશુ ને પક્ષી સુધી વિસ્તારવામાં આવે છે, જ્યારે જૈનધર્મમાં તો તેને કુદરતનાં સર્વ સર્જનો સુધી વિસ્તારવામાં આવી છે. મહાવીરે પોતે ઉગ્ર તપશ્ચર્યા અને દેહદમન દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરી હતી અને તેથી સ્વાભાવિક રીતે જ પોતાના ઉપદેશમાં તેઓ આ બન્ને વસ્તુઓને પ્રાધાન્ય આપે છે. મહાવીરનાં આ સાધનો સામાન્ય મનુષ્ય માટે જીવનમાં અપનાવવાં

કઠિન છે અને તેને લીધે જ કદાચ આ ધર્મ બહુ લોકપ્રિય બની શક્યો નથી. પરંતુ જૈનધર્મના સિદ્ધાંતો ઉચ્ચ નૈતિક મૂલ્યોવાળા છે એ હકીકતને સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી. જૈનધર્મના સિદ્ધાંતો માનવજીવનના પ્રત્યેક પાસાને આવરી લે છે. સાધુઓ અને સામાન્ય શ્રાવકો માટે તેમા કેટલાક ફેરફારો રાખવામાં આવ્યા છે.

## [ ૨ ] ત્રિરત્નનો સિદ્ધાંત ( રત્નત્રયનો સિદ્ધાંત )

જૈનધર્મમાં ત્રિરત્નનો સિદ્ધાંત અતિ મહત્ત્વનો છે જૈનધર્મમાં દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એ ત્રણને રત્ન નામ આપવામા આવે છે દર્શન એટલે સમ્યક્ દર્શન યાને કોઈ પણ વસ્તુનો બારીકાઈપૂર્વકનો અભ્યાસ આવા અભ્યાસ દ્વારા જ સાચું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે જ્ઞાન એટલે જેની મદદથી કોઈ પણ વસ્તુનું યથાર્થ અને સાચું સ્વરૂપ સમજાય તે સૌથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન તે 'કેવળ જ્ઞાન' કહેવાય છે. કેવળ જ્ઞાન પ્રાપ્ત કરનાર સંસારમાંથી મુક્ત બની જાય છે તેમને 'કેવલી' કહેવામાં આવે છે તે સર્વજ્ઞ હોય છે. આવું જ્ઞાન તીર્થંકરોને અને ઘણા મોટા મુનિઓને જ થાય છે. ચારિત્ર્ય એટલે સારું વર્તન. ઉત્તમ જ્ઞાન સમ્યક્ ચારિત્ર્ય વિના સંભવી શકે જ નહીં. દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એકબીજાના તાર્કિક અનુસંધાનમાં આવે છે અને એકબીજા સાથે ગાઢ સંબંધ ધરાવે છે કોઈ પણ વસ્તુના બારીકાઈપૂર્ણ અભ્યાસ દ્વારા જ સાચુ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને આવુ જ્ઞાન પ્રાપ્ત કરીને તે દ્વારા જ ચારિત્ર્યનું નિર્માણ કરી શકાય સાચા દર્શન પર જ જ્ઞાન અવલંબે છે અને જ્ઞાન સિવાય ચારિત્ર્ય પણ સંભવી શકે નહી. ચારિત્ર્ય અને ધર્મને પણ ગાઢ સંબંધ છે. દરેક ધર્મની માફક જૈનધર્મ પણ ચારિત્ર્ય પર ભાર મૂકે છે અને તે માટે અનેક વ્રતો અને નિયમો સૂચવે છે. આમ, 'ત્રિરત્નનો સિદ્ધાંત' એ જૈનધર્મના એક આદર્શ ચિહ્ન સમાન છે (ઉમાસ્વામીનો મત) તેને આપણે જૈનધર્મના પાયારૂપ ગણાવી શકીએ. મનુષ્યને તે નૈતિકતાનાં ઉચ્ચ મૂલ્યો શીખવે છે.

## [ ૩ ] વ્રત, સમિતિ, ગુપ્તિ અને ભાવના

દર્શન અને જ્ઞાનના ફળરૂપ ચારિત્ર્યને વધુ ઉન્નત બનાવવા માટે વ્રત, સમિતિ, ગુપ્તિ અને ભાવના મદદરૂપ બની રહે છે: માટે તેનો સતત અભ્યાસ જરૂરી બની રહે છે.

પાંચ વ્રતો :

(૧) અહિંસાવ્રત : હિંસાનો સર્વ પ્રકારે વિરોધ કરવો. સ્થૂલ, સૂક્ષ્મ, ચર, અચર કોઈ પણ જીવની મન, વાણી કે કાયાથી કદી પણ હિંસા કરવી નહીં, કરાવવી નહીં અથવા તો ઉત્તેજન આપવું નહીં.

(૨) સુનૃત (સત્ય) વ્રત : અસત્યનો સર્વ પ્રકારે વિરોધ કરવો. મન, વાણી કે કાયાએ કરી, ક્રોધથી, લોભથી, ભયથી કે મશ્કરીમાં કદી પણ જૂઠું બોલવું નહીં, બોલાવવું નહીં અથવા તો એમાં ઉત્તેજન આપવું નહીં.

(૩) અસ્તેયવ્રત : ચોરીની ભાવનાનો સર્વ પ્રકારે વિરોધ કરવો. મન, વાણી કે કાયાથી કદી નાનુ–મોટું, વધારે–ઓછું કશું પણ કોઈના આપ્યા વગર લેવુ નહી, લેવરાવવું નહીં અથવા તેને ઉત્તેજન આપવું નહીં.

(૪) બ્રહ્મચર્યવ્રત : બ્રહ્મચર્ય પાળવું. મન, વાણી કે કાયાથી કોઈ પણ રીતે બ્રહ્મચર્ય તોડવું નહી, તોડાવવું નહીં અથવા તો તોડાવવામાં ઉત્તેજન આપવું નહીં.

(૫) અપરિગ્રહવ્રત : વસ્તુઓના સંગ્રહનો વિરોધ કરવો. વસ્તુઓ રાખવી નહીં, રખાવવી નહીં કે તે બાબતમાં કોઈને પણ ઉત્તેજન આપવું નહીં.

આ સર્વ વ્રતોનું સાધુઓએ સખત રીતે પાલન કરવાનું હોય છે; જ્યારે સામાન્ય ગૃહસ્થોએ પણ મર્યાદામાં રહીને આ વ્રતોનો અમલ કરવાનો હોય છે.

પાંચ સમિતિ :

સમિતિ એટલે સદાચાર અથવા સારું વર્તન. આવી પાંચ સમિતિઓ જૈનધર્મમાં છે.

(અ) ઇર્યાસમિતિ : સદ્ગમન. હિંસા ન થાય તે રીતે ચાલવું.

(બ) ભાષાસમિતિ : હિતકારી, મધુર અને ન્યાય્ય તથા સત્યને અનુસરીને બોલવું.

(ક) એષણાસમિતિ : આમાં માગવું, લેવું તથા ભોગવવું એ ત્રણેનો સમાવેશ થાય છે. ટૂંકમાં, સાધુએ એવી રીતે ભિક્ષા માગવી જોઈએ કે જેથી કોઈ પણ પ્રકારનો દોષ ન થાય.

(ड) **આદાન-નિક્ષેપણ-સમિતિ:** લેવું, મૂકવું. જીવનજરૂરિયાતની ચીજવસ્તુઓ એવી રાખવી અને તેનો એવી રીતે ઉપયોગ કરવો કે જેને પરિણામે કોઈ અપરાધ ન થાય.

(इ) **પરિષ્ઠાપનાસમિતિ:** કચરો અથવા તો શરીરનો મેલ એવા સ્થળે અને એવી રીતે નાખવો કે જેને પરિણામે પાપ ન થાય.

**ત્રણ ગુપ્તિઓ:**

ગુપ્તિ એટલે રક્ષણ કરવું. અહીં એવો આદેશ કરવામાં આવ્યો છે કે મન, વાણી અને કર્મને એવી રીતે સાચવવા કે જેથી કોઈ પણ પ્રકારનો દોષ ન થાય. આ ત્રણ ગુપ્તિઓ આ પ્રમાણે છે:

**(૧) મનોગુપ્તિ (૨) વાગ્ગુપ્તિ અને (૩) કાયગુપ્તિ.** અર્થાત્ મન, વાણી અને કાયાને એવી રીતે સાચવવાં કે મનમાં હિંસા, કપટ, વગેરેનું ચિંતન કરવું નહીં, જૂઠું કે ક્રોધપૂર્ણ બોલવું નહીં, ચોરી કરવી કે મારવા દોડવું નહીં, ઇત્યાદિ. (પારસી ધર્મમાં પણ આવી જ બાબતને લગતા નીતિસિદ્ધાંતો જોવા મળે છે.)

**ચાર ભાવનાઓ:**

ભાવના એટલે વૃત્તિને કેળવવી. ચાર પ્રકારની વૃત્તિઓને કેળવવાનો આદેશ જૈનધર્મમાં કરવામાં આવ્યો છે.

(अ) **મૈત્રી:** પ્રાણીમાત્ર પ્રત્યે મિત્રભાવ રાખવો, સર્વના અપરાધ ક્ષમા કરવા અને કોઈના પ્રત્યે પણ વેરની ભાવના રાખવી નહિ.

(ब) **પ્રમોદ:** પોતાનાથી આધ્યાત્મિક રીતે ચડિયાતી વ્યક્તિની સ્તુતિ, વંદના અને સેવા કરવી.

(क) **કારુણ્ય:** દીન-દુઃખી જીવોને મદદ કરવા પ્રયત્ન કરવો અને તેઓ સુખી થાય તે જોવું.

(ड) **માધ્યસ્થ:** ઉપદેશ ગ્રહણ ન કરે તેવા માણસો પ્રત્યે તટસ્થતા બતાવવી અગર તેમની ઉપેક્ષા કરવી; પરંતુ ગુસ્સો ન કરવો.

આ સર્વમાં 'પાંચ વ્રતો' સૌથી મહત્ત્વનાં હોવાથી તેમને 'મૂળગુણો' કહે છે, જ્યારે પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓને 'ઉત્તર ગુણો' અથવા 'ગૌણગુણો' તરીકે ઓળખવામાં આવે છે.'

આ ઉપરાંત, જૈનધર્મ દશ યતિધર્મ અને બાર ગૃહસ્થધર્મોનું પણ સૂચન કરે છે, જે આ પ્રમાણે છે.

## [૪] દશ યતિધર્મ

જૈનધર્મમાં વૈરાગ્યનું મહત્ત્વ વધુ હોવાથી યતિધર્મનું બહુ નિરૂપણ કરવામાં આવ્યું છે. યતિઓને માટે રજૂ કરવામાં આવેલો ધર્મ ગૃહસ્થોએ પણ યથાશક્તિ પાળવાનો હોય છે.

(૧) ક્ષાન્તિ—ક્ષમા. કોઈ સામે ક્રોધ ન કરવો.
(૨) માર્દવ—મૃદુતા; કોમળપણું. કોઈ તરફ અભિમાન યાને અક્કડપણાથી વર્તવું નહીં.
(૩) આર્જવ—ઋજુતા; સીધાપણું; નિષ્કપટતા.
(૪) મુક્તિ—છૂટો હાથ (દાન માટે); લોભ ન કરવો.
(૫) તપ—તપશ્ચર્યા; ઇચ્છાઓને મારવી.
(૬) સંયમ—ઇન્દ્રિયાદિકનો નિગ્રહ કરવો, કબજે રાખવી.
(૭) સત્ય—સાચું બોલવું.
(૮) શૌચ—પવિત્રતા.
(૯) અકિંચનતા—કોઈ પણ ચીજ પાસે રાખવી નહીં. પરિગ્રહનો—મમતાનો ત્યાગ.
(૧૦) બ્રહ્મ—બ્રહ્મચર્ય.

## [૫] બાર ગૃહસ્થધર્મ

ઉપર કહ્યા પ્રમાણે જે યતિઓના ધર્મ છે તે જ થોડાક ફેરફારો સાથે ગૃહસ્થોના ધર્મ છે. પાંચ વ્રત, સમિતિ, વગેરેમાંથી નીચે પ્રમાણે બાર પ્રકારના ગૃહસ્થધર્મ ઘડવામાં આવ્યા છે:

**પાંચ અણુવ્રત:** ઉપર જે પાંચ મહાવ્રત ગણાવવ માં આવ્યાં છે તે જ વ્રતો જ્યારે યથાશક્તિ પળાય છે ત્યારે 'અણુવ્રત' કહેવાય છે. અણુ એટલે નાનાં, ગૃહસ્થને લાયક, આકરાં નહીં તે.

**ત્રણ ગુણવ્રત:** ઉપરનાં અણુવ્રત તે મૂળવ્રત છે. તેની મદદમાં ત્રણ 'ગુણવ્રત' યાને મદદગાર વ્રત છે.

(૧) **દિગ્વ્રત:** હરવાફરવાની તથા મુસાફરી કરવાની મર્યાદા બાંધવી. આનો હેતુ એ છે કે હરવાફરવાથી જે જીવહિંસા થાય છે, તે ઓછી થાય.

(૨) **ભોગોપભોગનિયમ** : ભોજનાદિક, જે એક વાર ભોગવતાં જ વપરાઈ જાય એવા પદાર્થોનો ભોગ તથા વસ્ત્રાદિક જે વારંવાર વપરાય છે એવા પદાર્થોનો ઉપભોગ એ બાબત કાંઈક નિયમ રાખવો. આનો હેતુ ઇન્દ્રિયો, મન, વગેરેને વશ કરવાનો છે.

(૩) **અનર્થદંડનિષેધવ્રત** : કોઈ પણ નિરર્થક ક્રિયા ન કરવી. આનો ઉદ્દેશ મનુષ્યની સઘળી પ્રવૃત્તિને ધર્મ તરફ–ઉત્તમ પુરુષાર્થ તરફ વાળવાનો છે.

## [૬] ચાર શિક્ષાવ્રત

(૧) **સામાયિકવ્રત** : રાગદ્વેષરહિત થઈ, સર્વ જીવ પર સમભાવ લાવી, બે ઘડી એકાંતમાં તત્ત્વચિંતન કરવું તે 'સામાયિક'. સામયિક એટલે સમતા પ્રાપ્ત કરવા સંબંધી.

(૨) **દેશાવકાશિકવ્રત** : ઉપર જે દિગ્વ્રત કહ્યું તેમાં વળી વિશેષ સંકોચ કરવો તે.

(૩) **પ્રોષધવ્રત** : અમુક અમુક દિવસે સાધુની વૃત્તિથી રહેવું. ગૃહસ્થ ધીમે ધીમે યતિધર્મને લાયક થાય યતિધર્મ પૂરેપૂરો અંગિકાર ન કરી શકે તોપણ થોડોક પણ એનો લાભ લે તે માટે આ વ્યવસ્થા છે

(૪) **અતિથિસંવિભાગ** : અતિથિને–ખાસ કરીને મુનિઓને આપ્યા વિના ખાવું નહીં.

આ બારે ધર્મનો આધાર 'સમ્યક્ત્વ' યાને સારી શ્રદ્ધા પર રહેલો છે.

## [૭] સામાયિક અને પ્રતિક્રમણ

મન, ઇન્દ્રિયો ઇત્યાદિ મનુષ્યને સંસારમાં નાખનાર અને અવળે માર્ગે લઈ જનાર શક્તિઓને જીતવા માટે જૈનધર્મમાં કેટલીક અવશ્ય કરવા જેવી ક્રિયાઓ રચવામાં આવી છે. આ ક્રિયાઓને 'આવસ્યક' પણ કહે છે એ આવશ્યકમાં તીર્થંકર પ્રભુની સ્તુતિ, વંદના, વગેરે ઉપરાંત (૧) સામાયિક અને (૨) પ્રતિક્રમણ નામનાં બે આવશ્યક છે તે ખાસ જાણવાયોગ્ય છે.

**સામાયિક** : એટલે મનની સમતા કેળવવી આ સંસારમાં સર્વ ચીજો આપણને મનગમતી ક્યાથી મળે ? ઠંડી–ગરમી, સુખ–દુઃખ, હરિયાળી અને કાંટા–ઝાખરા સર્વ હોય. સુખ કે દુઃખમાં મનને ડામાડોળ ન થવા દેતાં સમતામાં યાને સરખાઈમાં રાખવું. રાગદ્વેષથી પર બનાવવાની કોશિશ કરવી અને પ્રાણીમાત્ર પ્રત્યે સરખો ભાવ રાખવો. આ માટે દરેક જૈનને હમેશાં

બે ઘડી ચિત્તને સ્થિર રાખી જ્ઞાનનો પાઠ અને ધ્યાન કરવાની આજ્ઞા છે. આને સામાયિક યાને સમતા કેળવવાની વિધિ કહે છે.

પ્રતિક્રમણ : પ્રતિક્રમણ એટલે અશુભ યાને પાપમાંથી પાછા ફરી શુભ તરફ પ્રસ્થાન કરવું. દિવસ–રાત મનુષ્ય જાણ્યેઅજાણ્યે અનેક પ્રકારનાં પાપકર્મો કરતો હોય છે, પરંતુ આ પાપો માટે યોગ્ય વિચાર કરી, થઈ ગયેલાં પાપકર્મો માટે પસ્તાવો વ્યક્ત કરી, ભવિષ્યમાં તેમ ન કરવાનો નિશ્ચય કરે તો એનું જીવન ઘણું સુધરે. આથી જ 'પ્રતિક્રમણ' નામની પાપ કબૂલીને પુણ્યને માર્ગે ચાલવાની વિધિ દાખલ કરવામાં આવી છે. રાત્રિનું અને દિવસનું એમ બે પ્રતિક્રમણ હોય છે. રાત્રિનું પ્રતિક્રમણ સવારમાં અને દિવસનું પ્રતિક્રમણ સાંજે કરવાનું હોય છે.

## [૮] યાત્રા અને વ્રત

પ્રત્યેક ધર્મમાં કેટલાંક સ્થળ અને કેટલાક દિવસો પવિત્ર મનાય છે. તેવાં સ્થળોએ યાત્રાએ જવાની અને તે દિવસોમા અમુક વ્રત, ઉપવાસ, વગેરે કરવાની આજ્ઞા હોય છે. જૈનધર્મમાં પણ આવાં કેટલાંક યાત્રાનાં સ્થળો અને વ્રત–ઉપવાસ કરવાના દિવસો ઠરાવેલા છે.

તીર્થધામોમા શેત્રુંજય પરના આદિ તીર્થંકર ઋષભદેવજી, ચંપાપુરીમા વાસુપૂજ્યજી, ગિરનાર પર નેમિનાથજી, પાવાપુરીમાં મહાવીર સ્વામી અને બાકીના વીસ તીર્થંકરો સમેતશિખર (બંગાળામા) ઉપર નિર્વાણ પામ્યા હોઈ આ પાંચ સ્થાનો બહુ પવિત્ર મનાય છે.

જૈનધર્મમા પોસહ યાને 'પ્રોષધવ્રત' તે મહિનામા પાંચ વખત— અજવાળી પાંચમ અને બે ચૌદસે—કરવાનુ હોય છે એમા ગૃહસ્થને આહાર, શરીરસત્કાર, અબ્રહ્મચર્ય અને વ્યાપાર—એ ચાર વસ્તુઓ ત્યજવાનું કહેવામાં આવ્યુ છે.

જૈનધર્મનું બીજુ મોટુ વ્રત છે પચુસણ (પજુસણ–પર્યુષણ). શ્વેતામ્બર મત પ્રમાણે તે શ્રાવણ વદ બારશથી ભાદરવા સુદ ચોથ સુધી આઠ દિવસ કરવાનું હોય છે. શ્વેતામ્બરોની એક શાખા સ્થાનકવાસીઓ એ તેરશથી પાચમ સુધી કરે છે અને દિગમ્બરો એ ભાદરવા સુદ પાંચમથી ચૌદશ સુધી દશ દિવસ કરે છે. એમાં ઉપવાસ તથા શાસ્ત્રશ્રવણ કરવામા આવે છે.

# ૩ જૈનધર્મનું તત્ત્વજ્ઞાન, શાખાઓ અને સાહિત્ય

(૧) જૈનધર્મનું તત્ત્વજ્ઞાન
(૨) જૈનધર્મમાં યોગદષ્ટિ
(૩) જૈનધર્મની શાખાઓ
(૪) જૈનધર્મસાહિત્ય
(૫) જૈન અને બૌદ્ધધર્મોની સરખામણી
(૬) ઉપસંહાર.

## [૧] જૈનધર્મનું તત્ત્વજ્ઞાન

જૈનધર્મનું તત્ત્વજ્ઞાન સામ્યવાદને મળતું આવે છે. જૈનધર્મે એક એવું તર્કશાસ્ત્ર પ્રચલિત કર્યું કે જે ખરા તર્કશાસ્ત્રના મૂળમાં જ ઘા કરે છે. આને 'સ્યાદ્‌વાદ'ના નામથી પણ ઓળખવામાં આવે છે. અહીં જુદાં જુદાં સાત વાક્યો લેવામાં આવે છે અને તે દ્વારા કોઈ પણ વસ્તુને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે છે. સ્યાદ્‌વાદ એમ સાબિત કરવા માગે છે કે દરેક જ્ઞાન સાબંધિક છે. કોઈ સત્ય આખરી નથી. દરેકે દરેક વિધાન પોતાની મર્યાદામાં જ સાચું છે. તેથી સાર્વત્રિક રીતે સત્ય એવું વિધાન કરવું અસંભવિત છે. સ્યાદ્‌વાદનો સિદ્ધાંત ડૉ. આઇન્સ્ટાઈનના 'સાપેક્ષવાદ'ના સિદ્ધાંત (Theory of Relativity)ને મળતો આવે છે. આ ઉપરાત, જૈનોએ 'એકાન્તવાદ' અને 'અનેકાન્તવાદ'ના સિદ્ધાંતો રજૂ કર્યા. 'એકાન્તવાદ' એટલે સર્વોચ્ચ દૃષ્ટિબિંદુ (Highest Point of View) જૈનોએ આનો ખૂબ વિરોધ કર્યો અને અનેકાન્તવાદ જે એમ કહે છે કે કોઈ પણ વસ્તુનું જ્ઞાન સાબંધિક જ હોઈ શકે, તેનો ખૂબ પ્રચાર કર્યો. જૈનધર્મના વિશાળ તત્ત્વજ્ઞાનમાં જીવવાદ, અનેકજીવવાદ, નિરીશ્વરવાદ તથા સ્યાદ્‌વાદ એમ વિવિધ વિચારસરણીઓ જોવા મળે છે.

જૈનધર્મમાં નવ તત્ત્વોની માન્યતા છે: (૧) જીવ (૨) અજીવ (૩) પુણ્ય (૪) પાપ (૫) આસ્રવ (૬) સંવર (૭) નિર્જરા (૮) બન્ધ અને (૯) મોક્ષ.

જૈનધર્મ પૃથ્વી પરનાં સર્વ તત્ત્વોને 'જીવ' અને 'અજીવ' એવા બે વિભાગમાં વહેંચી નાખે છે. જીવોની સંખ્યા અગણિત છે અને તેઓ અનંત છે. દરેક જીવ પોતાના પુણ્યને આધારે દેવ, મનુષ્ય અથવા તો પ્રાણી બને છે. જીવને ત્રણ કક્ષા હોઈ શકે: ब्रद्ध, मुक्त કે नित्यसिद्ध. મનુષ્યનાં કર્મો જ તેને પૂર્ણકક્ષાએ લઈ જતાં અટકાવે છે. આવાં કર્મો શરીર, મન અને આત્મા દ્વારા કરવામાં આવે છે.

ઉપરનાં નવ તત્ત્વોમાં આસ્રવ, સંવર અને નિર્જરા, એ ત્રણ સિવાયના અર્થ સ્પષ્ટ છે. 'નિર્જરા' એટલે ઉત્પન્ન થયેલા કર્મનું તપ વગેરે સાધન વડે નિર્જરણ કરવું અર્થાત્ કે તે ક્ષય પામે તેમ કરવું.

એક જૈન વિદ્વાનના શબ્દોમાં, 'આસ્રવ એ સંસારનું કારણ છે જ્યારે સંવર એ મોક્ષનું કારણ છે.' ટૂંકમાં આખો આર્હત (જૈન) સિદ્ધાંત માગો તો તે આટલો છે. બીજું બધું આનો જ વિસ્તાર છે.

આત્મા તરફ કર્મોનું વહેવું એટલે આસ્રવ. જેમ ગામનું મેલું પાણી નાળામાં થઈને તળાવમાં વહે છે અને તળાવને મલિન કરે છે, તેમ આ સંસારના વિષયો ઇંદ્રિય, વગેરે દ્વાર દ્વારા આત્મામાં પ્રવેશે છે અને આત્માને બગાડે છે. એક બીજું દૃષ્ટાંત એ પણ આપી શકાય કે, જેમ ભીના વસ્ત્ર પર જો કાંઈ ધૂળ આવીને પડે તો તે ચોંટી જાય છે, તેમ ક્રોધ, અભિમાન, વગેરે દુષ્ટ વૃત્તિમાંથી ભીંજાયેલા આત્માને આ સંસારનાં કર્મો વળગી પડે છે. આ દુષ્ટ વૃત્તિઓને 'કષાય' (આત્માને મલિન કરનારી વૃત્તિઓ) કહે છે. આવી ચાર કષાય વૃત્તિઓ છે—ક્રોધ, અભિમાન, માયા અને લોભ.

આસ્રવને સારી રીતે અને યોગ્ય માર્ગે વાળે તે 'સંવર'. આસ્રવ-વહેણનું દ્વાર બંધ કરે તે સંવર. એમાં ઉપર વર્ણવ્યા મુજબની ત્રણ ગુપ્તિઓ અને પાંચ સમિતિઓનો સમાવેશ થાય છે.

અંતમાં, શરીર, વાણી અને મનનાં કર્મ તે 'યોગ' એ (જ) આસ્રવ. શુભ યોગ એ પુણ્યનો આસ્રવ, અશુભ પાપનો.

## [૨] જૈનધર્મમાં યોગદૃષ્ટિ

જૈનધર્મ સ્પષ્ટપણે એમ માને છે કે યોગ દ્વારા જ મોક્ષ મેળવી શકાય આ યોગ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર્યનો બનેલો છે. ચારિત્ર્યમાં અહિંસા,

સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનો સમાવેશ થાય છે. પૂર્ણતાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરનાર કોઈ પણ સાધુ અથવા શ્રાવકને આ નિયમો લાગુ પડે છે. સાચો યોગી રાગદ્વેષથી મુક્ત હોવો જોઈએ યોગદૃષ્ટિ એટલે યોગ પર અવલંબિત શ્રદ્ધા દ્વારા પ્રાપ્ત કરાયેલું જ્ઞાન યોગદૃષ્ટિ મનુષ્યને સાચી પ્રગતિ અને પ્રવૃત્તિ તરફ દોરી જાય છે અને તે દ્વારા પાપપૂર્ણ પ્રવૃત્તિઓના નાશ તરફ લઈ જાય છે. આ યોગદૃષ્ટિની કક્ષા પરથી કોઈ પણ મનુષ્યની આધ્યાત્મિક પ્રગતિને સમજી શકાય. આવી આઠ દૃષ્ટિઓ અથવા કક્ષાઓ છે. તેનાં નામ આ પ્રમાણે છે: મિત્રા, તરા, બલા, દીક્ષા, સ્થિરા, કાન્તા, પ્રભા, અને પરા. આમ, આધ્યાત્મિક ઉચ્ચતાની સીડી પર મનુષ્ય એક પછી એક પગથિયું પસાર કરતો જાય છે અને જ્યારે આ આઠેય કક્ષાઓ પસાર કરે છે ત્યારે તે સર્વોચ્ચ કક્ષાએ પહોંચે છે, તેનો ઉદ્ધાર થઈ જાય છે અને તેનું જીવન ધન્ય બની જાય છે.

## [૩] જૈનધર્મની શાખાઓ

પાર્શ્વનાથ અને મહાવીરે જેને લોકપ્રિય બનાવ્યો હતો તે જૈનધર્મ પાછળથી બે ફાંટાઓમાં વહેંચાઈ જાય છે. પરિણામે જૈનધર્મની અખંડિતતાને ધોકો પહોંચે છે, ધર્મની એકતા તૂટી જાય છે અને જૈનધર્મમાં શ્વેતામ્બર અને દિગમ્બર નામના બે ઐતિહાસિક ફાંટાઓ પડી જાય છે: આ બે ફાંટાઓના મૂળમા તો બહુ નજીવુ જ કારણ રહેલુ છે અને તે એ કે અપરિગ્રહના સિદ્ધાંતમાં વિશ્વાસ ધરાવનાર સાધુઓએ વસ્ત્રો પરિધાન કરવાં કે નહીં? મહાવીર સ્વામી વસ્ત્રો પરિધાન કરતા હતા કે નહી? પાર્શ્વનાથ શ્વેત વસ્ત્રો પરિધાન કરતા હતા પરંતુ આજીવિક સંપ્રદાયની અસર નીચે આવવાથી અને અપરિગ્રહની ભાવનાથી પ્રેરાઈને મહાવીરે વસ્ત્રોનો ત્યાગ કર્યો હતો એવુ માનવામાં આવે છે. આ માન્યતાના પાયા પર પાછળથી જૈનધર્મમા બે શાખાઓ અસ્તિત્વમા આવી—શ્વેતામ્બર અને દિગમ્બર. શ્વેતામ્બર એટલે શ્વેત વસ્ત્રવાળા અને દિગમ્બર એટલે દિશાઓરૂપી જ જેમનું વસ્ત્ર છે એટલે કે જેઓ શરીર પર વસ્ત્ર પણ રાખતા નથી એવા આ પંથો કેવી રીતે પડ્યા તેને માટે બે જુદી જુદી કથાઓ પણ પ્રચલિત છે

દિગમ્બરોની કથા પ્રમાણે ઈ. સ. પૂ. ૩૦૦ ની આસપાસમા મગધ દેશમાં એક ભારે દુકાળ પડ્યો હતો ત્યારે શ્રી ભદ્રબાહુ સ્વામી અને બીજા ઘણા યતિઓ દેશ છોડી કર્ણાટક વગેરે દક્ષિણના પ્રદેશોમાં ચાલ્યા ગયા

હતા. જેઓ પાછળ રહ્યા તેઓએ શ્વેત વસ્ત્રો ધારણ કરવા માંડયાં અને સ્થૂલભદ્ર સ્વામીના અધ્યક્ષપણા નીચે પાટલિપુત્રમાં જૈનોનો સંઘ ભરી જૈનધર્મના શાસ્ત્રગ્રંથો નક્કી કર્યા. દુષ્કાળ પૂરો થતાં કર્ણાટકથી પેલા જૈન યતિઓ આવ્યા ત્યારે તેઓએ પાછળ રહેલા યતિઓને વસ્ત્ર પહેરતા જોયા. પરિગ્રહની બાબતમાં તેઓનો આ શિથિલ પડેલો આચાર તે દિગમ્બર યતિઓએ નાપસંદ કર્યો, તથા એમની ગેરહાજરીમાં નક્કી થયેલાં બધાં શાસ્ત્રો પણ તેમણે કબૂલ રાખ્યાં નહીં.

જ્યારે શ્વેતામ્બરોની કથા પ્રમાણે ઈ. સ. પછીના બીજા સૈકામાં રથવીરનગરમાં શિવભૂતિ નામે એક રાજાનો નોકર હતો. તે મા સાથે લઢી, આર્યકૃષ્ણ નામના જૈનસૂરિના અપાસરામાં જઈ સાધુ થઈ ગયો. રાજાએ તેને એક કિંમતી શાલ આપી હતી, જે તેને બહુ ગમતી. યતિને આવી આસક્તિ શોભે નહિ તે માટે તેને સુધારવાના હેતુથી ગુરુએ તેની ગેરહાજરીમાં એ કામળી ફડાવી નાખી શિવભૂતિ અપાસરે આવ્યો ત્યારે આ પ્રમાણે ગુરુએ આસક્તિ માટે શિક્ષા કરેલી જોઈ ગુસ્સે થયો અને તે જ ઘડીએ તેણે શરીર પરનાં સઘળાં વસ્ત્રો ફેંકી દીધાં। પણ એની પાછળ એની બહેન પણ એ જ રીતે ફરવા જતી હતી તેને એણે અટકાવી. ત્યારથી વસ્ત્રરહિત યતિઓનો દિગમ્બર પંથ શરૂ થયો તથા એ પંથમાં સ્ત્રીઓને મોક્ષ નથી એવો સિદ્ધાંત દાખલ થયો.

દિગમ્બરોનું એવુ માનવું છે કે તપશ્ચર્યાની અંતિમ કક્ષામાં મહાવીર સ્વામીએ વસ્ત્રોનો ત્યાગ કર્યો હતો અને તેથી તેમની મૂર્તિને પણ વસ્ત્રો પરિધાન કરાવવાં જોઈએ નહિ, જ્યારે શ્વેતામ્બરપંથીઓ એમ માને છે કે મહાવીર અને પાર્શ્વ બન્ને શ્વેત વસ્ત્રો પરિધાન કરતા અને કદાચ મહાવીરે અંતિમ અવસ્થામાં વસ્ત્રોનો ત્યાગ કર્યો હોય તોપણ મૂર્તિને નવસ્ત્રી રાખીવી એ સિદ્ધાંતની દૃષ્ટિએ પણ યોગ્ય નથી એવું માનવામા આવે છે કે મહાવીર સ્વામીના જીવન દરમિયાન જ આવા કોઈ મતભેદો ઉદ્ભવ્યા હશે, પરંતુ તેનું આખરી સ્વરૂપ તો ઈ. સ ના પ્રથમ સૈકામાં જ બહાર આવ્યું. માત્ર સામાન્ય મતભેદને કારણે જન્મેલો આ મતભેદ શોચનીય હકીકત છે. હકીકતમાં બન્ને પંથોએ એ સમજવું જોઈએ કે જૈનધર્મનું ખરું તત્ત્વ અહિંસા અને સંયમ એ બે શબ્દમા સમાયેલું છે અને એ સિદ્ધાંત બન્ને પંથ સ્વીકારે છે ત્યાં સુધી પરસ્પર ઝઘડાનું કોઈ કારણ

૧. ...શ્રી. દિગમ્બર પંથમાં સ્ત્રીઓને મોક્ષ મળી શકતો નથી, જ્યારે

શ્વેતામ્બર પંથમાં સાધ્વીઓનું વિશેષ મહત્ત્વ છે. દિગમ્બર પંથમાં તો સ્ત્રીઓ પુરુષ દેહે ફરી જન્મે તો જ મોક્ષ મળે એમ મનાય છે.

આજે પણ ઉત્તર ભારતમાં મુખ્યત્વે શ્વેતામ્બર ધર્મના અનુયાયીઓ છે, જ્યારે દક્ષિણ ભારતમાં દિગમ્બર પંથના અનુયાયીઓ વિશેષ પ્રમાણમાં છે. ત્યાર બાદ ઈ. સ. ના ૧૫મા સૈકામાં (ઈ. સ. ૧૪૭૪માં) શ્વેતામ્બર પંથમાંથી એક મહત્ત્વની શાખા અસ્તિત્વમાં આવી છે, જે સ્થાનકવાસી જૈનના નામથી પ્રસિદ્ધ છે. તેમાં મૂર્તિપૂજાનો વિરોધ કરવામાં આવ્યો છે. આ પંથના બીજા નાના અગિયાર વાડાઓ છે તથા શ્વેતાંબર જૈનોના તો ઓછામાં ઓછા ચોર્યાસી વાડા થવા પામ્યા છે.

## [૨] જૈનધર્મસાહિત્ય

મહાવીર સ્વામીએ પોતે એક પણ ગ્રંથ રચ્યો ન હતો પરંતુ તેમના શિષ્ય સુધર્મા સ્વામીએ જૈનધર્મના સિદ્ધાંતોને એકત્રિત કરી વ્યવસ્થિત શાસ્ત્ર રચવાની શરૂઆત કરી હતી. ત્યાર બાદ બીજા વિદ્વાન મુનિઓએ પણ શાસ્ત્રગ્રંથો રચ્યા છે, તેમાં તીર્થંકરોનાં ચરિત્રો, ઉપદેશો, તત્ત્વજ્ઞાન, યતિઓ તથા શ્રાવકોના ધર્મો વિશે ચર્ચા કરવામાં આવી છે.

જૈનધર્મશાસ્ત્રોના મુખ્ય બે વિભાગો છે: (૧) પૂર્વ અને (૨) અંગ. પૂર્વશાસ્ત્રો અંગની પહેલાં રચાયાં હતાં માટે જ તે પૂર્વશાસ્ત્રો કહેવાય છે, પરંતુ તેમાંનાં મોટા ભાગનાં અત્યારે લુપ્ત થયેલાં છે. 'પૂર્વ'ની સંખ્યા 'ચૌદની'ની હતી. આ પૂર્વગ્રંથોમાં કેટલાક ચમત્કારોની વિદ્યા હતી એમ માનવામાં આવે છે. બાર અંગસૂત્રો અને તેના પરની ટીકાઓ મળીને પિસ્તાળીસ 'આગમો'નો પણ જૈનધર્મસાહિત્યમાં સમાવેશ થાય છે એ હવે ઐતિહાસિક હકીકત તરીકે સ્વીકારવામાં આવે છે કે વલ્લભીમાં ઈ સ ના છઠ્ઠા સૈકામાં 'દેવર્ધિગણી ક્ષમાક્ષમણી'ના આહ્વાન નીચે મળેલી જૈનધર્મની સભામાં જૈનધર્મસાહિત્યને આખરી સ્વરૂપ આપવામાં આવ્યું હતું. જૈનધર્મમાં સૌથી વધુ અગત્ય ધરાવતો અને સૌથી વધુ લોકપ્રિય ગ્રંથ તો 'કલ્પસૂત્ર' નામનો છે, તે ટીકાના સ્વરૂપમાં છે. મહદ્અંશે જૈનધર્મસાહિત્ય અર્ધમાગધી ભાષામાં છે, પરંતુ પાછળથી સંસ્કૃત ભાષાનો પણ સ્વીકાર કરવામાં આવેલો.

પૂર્વ ૧૪ છે અને અંગ ૧૨ છે. આ ઉપરાંત, 'ઉપાંગ' નામક શાસ્ત્ર જે અંગ બાદ આવે છે અને જેની રચના સુધર્મા સ્વામીએ કરી છે

તે પણ વિશેષ મહત્ત્વનું છે. વળી, 'મૂલ' અને 'છેદ' નામના કલ્પસૂત્ર તેમ જ બીજી 'નિર્યુક્તિઓ' (ટીકાગ્રંથો) પણ ગણનાપાત્ર છે.

## [૫] જૈન અને બૌદ્ધધર્મોની સરખામણી

એક જ ધાર્મિક વિચારધારાનો વિરોધ કરવાના આશયથી એક જ સમયે અને લગભગ એક જ પ્રદેશમાં આ બન્ને ધર્મો ઉદ્ભવ પામ્યા હોઈ તેમની વચ્ચે ઘણું સામ્ય છે.

**સામ્ય :** બૌદ્ધ અને જૈન એ બન્ને ધર્મો વેદોના મહત્ત્વને સ્વીકારતા નથી. બ્રાહ્મણોની આધ્યાત્મિક સર્વોપરિતા તેમને સ્વીકાર્ય નથી. યજ્ઞયાગ અને કર્મકાંડોનો બન્ને વિરોધ કરે છે. અનેક દેવોની માન્યતામાં પણ બન્ને સંયુક્ત રીતે અવિશ્વાસ દર્શાવે છે હિંદુધર્મના પાયારૂપ કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો આ બન્ને ધર્મ સ્વીકારે છે. અને આમ એક જ વિચારધારાનાં તેઓ સંતાનો છે એવી માન્યતાની તેઓ પ્રતીતિ કરાવે છે.

**તફાવત :** પરંતુ જો આ બન્ને ધર્મોની વચ્ચે કોઈ તફાવત ન હોય તો આ ધર્મો અલગ ધર્મો તરીકે પ્રચાર ન પામ્યા હોત. કેટલીક બાબતોમાં આ બન્ને ધર્મો વચ્ચે મતભેદ અને વિચારભિન્નતા પ્રવર્તે છે, જે આ પ્રમાણે છે:

(૧) જૈનધર્મ જગત અથવા સંસારને અનંત અને અનાદિ માને છે અને તે સનાતન છે એવી માન્યતાને સ્વીકારે છે, જ્યારે બૌદ્ધ-ધર્મ જગતને મોહમાયારૂપ, ક્ષણભંગુર અને મિથ્યા માને છે.

(૨) બૌદ્ધધર્મમાં અહિંસા અને સદાચારનું પાલન કરવામાં આવે છે, પરંતુ જૈનધર્મમાં અહિંસા અને સદાચાર પર પુષ્કળ ભાર મૂકવામાં આવે છે અને જૈનધર્મની અહિંસા તો વિશ્વના નાનામાં નાના તત્ત્વ સુધી વિસ્તરેલી છે.

(૩) બુદ્ધને તપશ્ચર્યા નકામી જણાઈ હતી જ્યારે મહાવીરને તપશ્ચર્યા અને દેહદમન દ્વારા જ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. પરિણામે બૌદ્ધધર્મ જીવનમાં અતિશયતાનો ત્યાગ કરી, મધ્યમમાર્ગનું પાલન કરવાનું કહે છે, જ્યારે જૈનધર્મ દેહદમન અને તપશ્ચર્યા પર વધુ ભાર મૂકે છે.

(૪) અંતિમ ધ્યેયને પ્રાપ્ત કરવાની બાબતમાં પણ બન્ને ધર્મો વિવિધ મતો ધરાવે છે.

(૪) જૈનધર્મ વધુ કઠિન, તપશ્ચર્યાપૂર્ણ તથા વ્રતપૂર્ણ છે; જ્યારે બૌદ્ધધર્મ સહેલો અને સરળ છે પરિણામે જૈનધર્મ બહુ ઓછા પ્રમાણમાં ફેલાયો.

(૬) અંતમાં, જૈનધર્મનું સાહિત્ય અર્ધમાગધી ભાષામા લખાયેલું છે, જ્યારે બૌદ્ધધર્મનું સાહિત્ય પાલિ ભાષામાં લખાયેલુ છે.

## [૬] ઉપસંહાર

નિરાશાજનક આધ્યાત્મિક પરિસ્થિતિમાં પ્રજા સમક્ષ એક નવીન દૃષ્ટિ રજૂ કરવાનો જૈનધર્મે પ્રયાસ કર્યો. અહિંસા, ત્યાગ અને ઉત્તમ ચારિત્ર્યને મુખ્ય સિદ્ધાંતો તરીકે અપનાવીને માનવજાતને કુદરતનાં સર્વ તત્ત્વો પ્રત્યે સમદૃષ્ટિ રાખવાનો બોધ જૈનધર્મે આપ્યો. અનેક મર્યાદાઓ હોવાને કારણે આ ધર્મ બહુ લોકપ્રિયતા મેળવી શક્યો નથી અને ઝડપી પ્રગતિ પણ કરી શક્યો નથી પરતુ તેના સિદ્ધાંતો એટલા ઉદાત્ત અને ઉચ્ચ પ્રકારના છે કે કોઈ પણ મનુષ્ય જો એક વખત પણ તેને બરાબર સમજે અને જીવનમાં ઉતારે તો તેનું જીવન ધન્ય બની જાય સ્વાભાવિક રીતે જ તેનુ પાલન મનુષ્ય પાસેથી સંયમ અને ચારિત્ર્યના ઉત્તમ ગુણોની આવશ્યકતા માગી લે છે. અંતમાં, ઘણી જ સુંદર રીતે જૈનધર્મનું સત્ય રજૂ કરતી કાવ્યપંક્તિઓને આપણે કેમ ભૂલી શકીએ ?

> " વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી
> પશુ છે, પંખી છે, પુષ્પો વનોની છે વનસ્પતિ,
> પ્રકૃતિમાં રાચતાં એ દુભાશે લેશ જો દિલે;
> શાન્તિની સ્વપ્ન છાયાયે, કદી માનવકો મળે ?

# યહૂદીધર્મ

"યહૂદી લોકો એ એક અજબ અને અતિશય ખંતીલી પ્રજા હતી, અને આજે પણ છે...વતન, ઘરબાર કે આશ્રય વિનાના અને પાર વગરની કનડગત, સતામણી અને અત્યાચાર વેઠીને તથા ઘણીવાર તો મોતના શિકાર થવા છતાંયે ૨૦૦૦ વર્ષો સુધી યહૂદી લોકોએ પોતાનું નિરાળું વ્યક્તિત્વ ટકાવી રાખ્યું અને એક પ્રજા તરીકે કાયમ રહ્યા, એ ઇતિહાસની એક અદ્ભુત ઘટના છે"

—જવાહરલાલ નેહરુ

"યહૂદીધર્મના ઉપદેશનો મધ્યવર્તી વિચાર એ છે કે ધર્મનું છેવટનું ધ્યેય સત્કર્મ–નૈતિકતા છે. યહૂદીઓ સાચી માનવતાને બદલે રોજિંદા જીવનમાં સાચી વર્તણૂક ઉપર વધુ ભાર મૂકે છે."

—જીરાલ્ડ, બેરી

# ૧

# યહૂદીધર્મના આદ્યસ્થાપક પયગંબર હજરત મુસાનું જીવનદર્શન

(૧) પ્રાસ્તાવિક

(૨) યહૂદીધર્મમાં પયગંબરો અને સંતોની પરંપરા

(૩) પયગંબર હજરત ઇબ્રાહીમ કે અબ્રાહમ

(૪) યહૂદીધર્મના આદ્યસ્થાપક પયગંબર હજરત મુસા–મોઝીઝનું જીવનદર્શન.

(अ) હજરત મુસા–યહૂદીધર્મના આદ્યસ્થાપક તરીકે
(ब) જન્મ અને બાલ્યાવસ્થા
(क) જુલમશાહીનો પ્રતિકાર
(ड) પેલેસ્ટાઇન તરફ પ્રયાણ
(इ) ઉપદેશ અને ગ્રંથોનું નિર્માણ

## [૧] પ્રાસ્તાવિક

જગતના વિદ્યમાન અગિયાર ધર્મોના ત્રણ ધર્મો—યહૂદી ધર્મ, ખ્રિસ્તી અને ઇસ્લામ—સેમિટિક ધર્મો છે. તેમાં યહૂદીધર્મ સૌથી પ્રાચીન છે. અલબત્ત, જગતના પ્રાચીનતમ ધર્મોમાં પણ યહૂદીધર્મની ગણના થાય છે. તેની મહત્તા અને અગત્ય તો તેણે સૌપ્રથમ રજૂ કરેલ એકેશ્વરવાદની ભાવનામાં છે. ઇજિપ્તના એકેશ્વરવાદી સમ્રાટ ઇખ્નેટન પછી, એકેશ્વરવાદની માન્યતા દૃઢપણે રજૂ કરવાનો યશ યહૂદીધર્મને ફાળે જાય છે.

અનેક જાતની મુશ્કેલીઓ અને હેરાનગતિનો સામનો કરીને પણ યહૂદી ધર્મમાં અને સંસ્કૃતિમાં અનન્ય આસ્થા રાખનાર યહૂદી પ્રજાનો ઇતિહાસ એક રીતે જોતાં અદ્ભુત અને રોમાંચક લાગે છે—ભલે પછી તેનો, જગતઇતિહાસનાં થોડાંક જ પાનાંમા સમાવેશ થઈ જતો હોય! જવાહર નેહરુ લખે છે કે, ‘યહૂદી લોકો એ એક અજબ અને અતિશય ખંતીલી

પ્રજા હતી અને આજે પણ છે...વતન, ઘરબાર કે આશ્રય વિનાના અને પાર વગરની કનડગત, સતામણી અને અત્યાચાર વેઠીને તથા ઘણી વાર તો મોતના શિકાર થવા છતાંયે ૨૦૦૦ વર્ષો સુધી યહૂદી લોકોએ પોતાનુ નિરાળું વ્યક્તિત્વ ટકાવી રાખ્યું અને એક પ્રજા તરીકે કાયમ રહ્યા, એ ઇતિહાસની એક અદ્‌ભુત ઘટના છે.'

જુડિયા કે પેલેસ્ટાઈન યહૂદી પ્રજાની માતૃભૂમિ બની હતી, પરંતુ એ ઇતિહાસની એક અદ્વિતીય કહાણી છે કે યહૂદી પ્રજા પોતાની માતૃભૂમિમા જેટલાં વર્ષ રહી તેના કરતાં વધુ વર્ષો તે જગતના વિશાળ પટ ઉપર વીખરાઈને વસી હતી. અલબત્ત, આજે તે 'ઇઝરાયેલ'માં પગભર થઈ છે. યહૂદીઓનું ત્યાં રાજ્ય સ્થાપવામાં આવ્યું છે.

અતિ પ્રાચીન સમયમાં આ પ્રજા વિવિધ ટોળીઓમાં વહેંચાઈને વસતી હતી ત્યારે તેણે અનેક દેવદેવીઓની પૂજા કરી હતી, ભૂતપિશાચોમા માન્યતા રાખી હતી અને પ્રાણીપૂજા અને પિતૃપૂજા પણ કરી હતી. તેમના મુખ્ય દેવ 'યહોવાહ" 'ચંદ્રદેવ' કે હિંદુધર્મના 'ઇંદ્રદેવ'ને મળતા આવે છે એમ કેટલાક વિદ્વાનો માને છે. કારણ કે 'યહોવાહ'નું મુખ્ય સ્થાન 'સિનાઈ પર્વત' ઉપર હતુ. 'સિન' શબ્દનો અર્થ 'ચંદ્ર' થાય છે. વળી તે વાદળાં, વીજળી અને કાટકામાં પ્રગટ થાય છે અને યુદ્ધમા મદદ કરે છે, એવી માન્યતાથી તે 'ઇંદ્રદેવ'ને મળતા આવે છે. પરંતુ ઉપરના મતની સામે આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવનુ નીચે પ્રમાણેનું મનનીય કથન મૂકવા જેવું છે: 'મૂળ આ યહોવાહ ભલે અનેક દેવમાંનો એક હોય, પણ ઈ સ. પૂર્વે આઠમા સૈકામાં તો યહોવાહ એક નિત્યસત્, સનાતન પ્રભુ છે. એનો એકેશ્વરવાદ એક પ્રાચીન સંપ્રદાય તરીકે ગણાતો હતો.'

જગતની પ્રાચીન પ્રજાઓમાં યહૂદીઓની ગણના થાય છે. ખાસ કરીને તેમની રાજકીય દૃષ્ટિને બદલે ધાર્મિક દૃષ્ટિએ વધુ અગત્ય છે. E.H. Weech જગતઇતિહાસમાં નોંધ કરે છે કે, 'ધાર્મિક દૃષ્ટિએ જોતાં હિબ્રુ પ્રજા પ્રાચીનતમ પ્રજાઓમા સૌથી અગત્યની છે......તેમની જગતના ધર્મોમાં જે અગત્ય છે તેને લીધે જ તેમનો રાજકીય અભ્યાસ કરવામાં આવે છે. એક મતે, આ હિબ્રૂ પ્રજા એક વખતે અરબસ્તાનમા 'બેદૂઈન' જીવન ગાળતી હતી. બેબિલોનની પ્રાચીન સંસ્કૃતિમાં અને ઇજિપ્તના ઇખ્નેટન લખાયેલ પત્રોમાં 'ખીબેરુ' કે 'હીબેરુ' લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે પ્રસ્તુત 'હીબેરુ' પ્રજા તે જ યહૂદી પ્રજા એમ કેટલાક

વિદ્વાનો માને છે. પાછળથી ધાસચારાની શોધમાં તે પેલેસ્ટાઇનમાં સ્થગિત થઈ હશે (ઈ. સ. પૂ. ૨૦૦૦ થી ૧૫૦૦). તેમનો એક ભાગ ઇજિપ્તમાં પણ જઈને વસ્યો હતો. 'થુટમોસ ત્રીજો' અને 'રાણી હટસેપસુટે' તેમના ઉપર અમાનુષી જુલમો કર્યા હતા. તેમાંથી યહૂદીઓને મુક્તિ અપાવનાર હજરત મુસા પયગંબર હતા, જે તેમને પેલેસ્ટાઈનમાં સહીસલામત લઈ આવ્યા.

આ પ્રમાણે, પેલેસ્ટાઈન યહૂદી ધર્મની માતૃભૂમિ બની અને જેરુસલેમ મુખ્ય ધર્મધામ બન્યું. તેમના મુખ્ય દેવનું નામ 'યહવે', 'યહોવાહ' કે 'જેહોવાહ' છે, તેથી તેમને 'યહૂદી' અથવા 'જ્યુ' કહેવામાં આવે છે. યહૂદી ધર્મ માટે બાઈબલના નવા કરારમાં, અંગ્રેજીમાં 'જ્યુડેઈઝમ' (Judaism) શબ્દનો ઉપયોગ થયો છે. (ગેલેટિયન્સ ૧ : ૧૩).

## [૨] યહૂદીધર્મમાં પયગંબરો અને સંતોની પરંપરા

એક દૃષ્ટિએ જોતાં, યહૂદી ધર્મના આદ્યસંસ્થાપક હજરત મુસા પયગંબર છે, પરંતુ યહૂદી ધર્મ આજે જે પરિસ્થિતિમાં છે તેના વિસ્થાપનમાં અને વિકાસમાં અનેક નામી અને અનામી પયગંબરો અને સંતોનો ફાળો આવી જાય છે. તેમાંના કેટલાક મહત્ત્વના પયગંબરો અને સંતોના જીવન અને ઉપદેશનો આપણે અભ્યાસ કરીશું.

## [૩] પયગંબર હજરત ઈબ્રાહીમ અથવા અબ્રાહમ

હજરત ઈબ્રાહીમ કે અબ્રાહમ યહૂદી ધર્મના આદ્યપયગંબર ગણાય છે. જૂનો કરાર–જેનેસિસ (Old Testament) મા અને કુરાનેશરીફમાં તેમને માટે ઠીક ઠીક માહિતી મળી આવે છે. આરબો યહૂદીઓ બન્ને પોતાને 'ઇબ્રાહીમ' કે 'ઇબ્રાહમ'ના વંશજો ગણાવે છે. કુરાનેશરીફમાં તેમને 'ઇબ્રાહીમ–ખલીલુલ્લાહ' (અલ્લાહના મિત્ર) કહેવામાં આવ્યા છે. યહૂદી અને ખ્રિસ્તી ધર્મગ્રંથોમા તેમને 'ભક્તોના પિતા' અને 'પ્રભુનો મિત્ર' તરીકે સંબોધવામા આવ્યા છે.

એક મત પ્રમાણે, અબ્રાહમ યુફ્રેટીસને પેલે પાર 'ઉર' (UR) નામે એક સ્થળના મૂળ નિવાસી હતા. ત્યાંથી તે પેલેસ્ટાઈનમા આવીને વસ્યા હતા. તે પોતાની સાથે 'યહોવાહ'માં અચળ અને અખૂટ શ્રદ્ધા લઈને આવ્યા હના તેમના ઉપદેશથી 'યહોવાહ' યહૂદીઓના એકમાત્ર મુખ્ય દેવ બન્યા આ પ્રમાણે તેમણે સૌપ્રથમ યહૂદીઓને એકેશ્વરવાદની ભાવના આપી હતી. 'યહોવાહ'ના તે એક સાચા ભક્ત હતા. તેની ભક્તિ-

બંદગીમાં તે એટલી હદે ઊંડા ઊતર્યા હતા કે તેના હુકમને માન આપીને તે પોતાના એકના એક પુત્ર હજરત ઇસ્માઈલનું બલિદાન–કુરબાની આપવા તૈયાર થઈ ગયા હતા. પરંતુ ઈશ્વર તો ફક્ત તેમની કસોટી જ કરવા માગતો હતો, તેથી તેમને એવો આદેશ માત્ર આપ્યો હતો તેમની એ અનન્ય કુરબાનીને તાજી રાખવાને આજે પણ મુસ્લિમો 'ઈદૂ-ઉ-દોહા' નામનો ઉત્સવ મનાવે છે.

એક–ઈશ્વર 'યહોવાહ'ની ભક્તિ કરવાનો આદેશ આપનાર હજરત ઇબ્રાહીમનું સ્થાન યહૂદીધર્મમાં અને જગતના ધર્મોમાં અગત્યનું ગણાય છે, પરંતુ તેમનેયહૂદી ધર્મના સ્થાપક કહી શકાય તેમ નથી. જૂનો કરાર-જેનેસિસમાં તેમને માટે લખવામાં આવ્યું છે કે, 'પ્રભુ અબ્રાહમ આગળ પ્રગટ થયા અને તેમણે કહ્યું, કે હું સર્વશક્તિમાન પ્રભુ છું: તું મારી આગળ ચાલ અને પરિપૂર્ણ થા.' (જેનેસિસ ૧૭ : ૧)

## [૪] યહૂદીધર્મના આદ્યસંસ્થાપક પયગંબર હજરત મુસા (Moses) યહૂદીધર્મના આદ્યસ્થાપક તરીકે :

યહૂદી ધર્મના આદ્યસંસ્થાપક પયગંબર હજરત મુસા – મોઝીઝને ગણવામાં આવે છે ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મ પણ તેમને પયગંબર તરીકે માન્ય રાખે છે. કુરાનેશરીફમાં તેમને 'મુસા – કલીમુલ્લાહ' એટલે કે અલ્લાહની સાથે વાતચીત કરનાર તરીકે વર્ણવવામાં આવ્યા છે. તેમણે જ ધર્મનિષ્ઠ પ્રભુની મદદથી ઇઝરાયેલની પ્રજાને સ્વતંત્રતા અપાવી હતી. સિનાઈ પર્વત ઉપર યહોવાહે તેમને સાક્ષાત્ દર્શન આપ્યું હતું. કુરાનમાં 'સિનાઈ પર્વત'ને 'કોહે તુર' એવું નામ આપવામાં આવ્યું છે. ઈશ્વરે તેમને પ્રખ્યાત 'દશ આજ્ઞાઓ' (Ten Commandments) આપી હતી. હજરત મુસાએ યહૂદીઓને વ્યવસ્થિત કર્યા અને તેમને એક પ્રજા બનાવી. તેમણે જ એકેશ્વરવાદની માન્યતાને દઢપણે રજૂ કરી હતી. હજરત મુસાએ જ યહૂદીઓને વ્યવસ્થિત કાયદાશાસ્ત્ર અથવા નીતિશાસ્ત્ર આપ્યું તેથી જ તેમને યહૂદીધર્મના આદ્યસંસ્થાપકના બિરુદથી બિરદાવવામાં આવે છે.

### જન્મ અને બાલ્યાવસ્થા :

ઈશુ ખ્રિસ્તની જેમ હજરત મુસાના જીવન વિષે પણ તલસ્પર્શી માહિતી મળી આવતી નથી. કેટલાકના મતે તેમનાં માતાપિતા યહૂદી

હતા અને તે ઇજિપ્તમાં રહેતાં હતાં. એક મત પ્રમાણે પ્રાચીન કાળમાં ઇજિપ્તમાં જઈને સ્થગતિ થયેલ હિબ્રૂ જાતિઓના એક ધર્મગુરુ (લેવી)ને ત્યાં હજરત મુસાનો જન્મ થયો હતો. તે વખતે ઇજિપ્તમાં ફારોહ ( કુરાન પ્રમાણે ફીરઓન )ના વંશપરંપરાગત નામે જાણીતા રાજાઓ રાજ્ય કરતા હતા. તેને એક ભયંકર સ્વપ્ન આવ્યું હતું. તે સ્વપ્ન ઉપરથી રાજાના જ્યોતિષીઓએ નિર્ણય આપ્યો કે, 'તારો વિનાશ કરનાર બાળકનો જન્મ થવાનો છે.' પોતાની સલામતી ખાતર ફારોહે હુકમ આપ્યો કે 'હવે પછી જે બાળકો જન્મ પામે તેમની કતલ કરવામાં આવે.' એ ગોઝારા હુકમ અન્વયે અનેક માસૂમ–નિર્દોષ બાળકોની નિરર્થક કતલ થઈ, પરંતુ ઈશ્વરકૃપાથી હજરત મુસા તેમાંથી બચી ગયા તેમની માતાએ બાળક હજરત મુસાને એક લાકડાની પેટીમા બંધ કરીને નદીમાં વહેતા મૂકયા. કુદરતની લીલા તો જુઓ કે તે પેટી ફારોહની પુત્રી જે સ્નાન કરવા ગઈ હતી તેના જ હાથમાં આવી. બાળક ઉપર દયા આણી તેણે પોતાની દાસીને બાળક માટે ધાવ શોધવા આજ્ઞા કરી

સદ્ભાગ્યે એ દાસી હજરત મુસાની બહેન જ હતી. તેણે પોતાની જ માતાને બોલાવીને ધાવ તરીકેની નોકરી અપાવી. આમ પોતાના દુશ્મનને જ ત્યાં બાળક મુસાનું વહાલથી લાલનપાલન શરૂ થયુ.

### જુલમશાહીનો પ્રતિકાર :

એક રાજાને ત્યાં ઊછર્યા હતા છતાં હજરત મુસાને ગરીબો, પીડિતો અને શોષિતો માટે હમદર્દી ને લાગણી હતી. રાજાશાહીના અમાનુષી જુલમો સામે તેમને સખત તિરસ્કાર વછૂટતો. એક વાર તેમણે એક ઇજિપ્તવાસીને કોઈક યહૂદી ઉપર જુલમ કરતો જોયો. તે નહિ જોવાતાં હજરત મુસાએ તેનો પ્રતિકાર કર્યો અને તે ઇજિપ્તવાસીને મારી નાખ્યો. તે ઉપરાંત હિબ્રૂ કે યહૂદી પ્રજાને ઇજિપ્તમાં ગુલામોની જેમ કામ કરવું પડતું તે પણ તેમનાથી જોઈ શકાતું નહિ. તેમને જુલમશાહીમાંથી મુક્તિ મળે તે માટે હજરત મુસાએ મનોમંથન કર્યું. અંતે તેમને જ્ઞાનપ્રકાશ મળ્યો. જેહોવાહે તેમને આજ્ઞા કરી કે, 'આ મારા લોકોને ઇજિપ્તવાસીઓનો ઘણો જ ત્રાસ છે, માટે તું તેમને બચાવ.' હજરત મુસાએ યહૂદીઓને સંગઠિત કરવા માંડયા અને ઈસ્રાએલ પ્રજાને સ્વતંત્રતા આપી. તેમના આ કાર્યને લીધે રાજા ફેરોહ સાથે તેમની દુશ્મનાવટ વધી.

### પેલેસ્ટાઈન તરફ પ્રયાણ :

ફેરોહ રાજાના ત્રાસમાંથી છુટકારો મેળવવા હજરત મુસા યહૂદીઓને લઈને પેલેસ્ટાઈનમાં સહીસલામત પહોંચી ગયા. ધાર્મિક ગ્રંથો પ્રમાણે 'યહોવાહે' હજરત મુસા અને તેમના અનુયાયીઓ માટે રાતા સમુદ્રમા માર્ગ કરી આપ્યો, પરંતુ જ્યારે ફારોહનું સૈન્ય સમુદ્રમાં આવ્યું ત્યારે તેના ઉપર પાણી ફરી વળ્યું ને લશ્કરનો વિનાશ થયો. હજરત મુસા અને તેમના અનુયાયીઓ સહીસલામત પેલેસ્ટાઈન પહોંચ્યા.

### ઉપદેશ અને ગ્રંથોનું નિર્માણ :

હજરત મુસાએ ઉપદેશ આપ્યો કે ધર્મનિષ્ઠ પ્રભુએ તેમને કપરી મુશ્કેલીમાથી બચાવ્યા તેથી દરેકે ધર્મનિષ્ઠ થવું જોઈએ અને એકમાત્ર ઈશ્વર 'યહોવાહ'ની ભક્તિ કરવી જોઈએ. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે 'યહોવાહ' નામ તેમણે જ સૌપ્રથમ યહૂદીઓને આપ્યું છે. દા ત, Exodious માં ઈશ્વરે તેમને કહ્યુ કે, 'હું યહોવાહ છું અને હું અબ્રાહમ, આઈજેક અને જેકબ સમક્ષ હાજર થયો છું; પરંતુ મારું નામ 'યહોવાહ' છે એની તેમને ખબર ન હતી.' વળી યહૂદીધર્મને નીતિશાસ્ત્ર આપવાનો યશ પણ તેમને જ ફાળે જાય છે. સિનાઈ પર્વત ઉપર તેમને જે દશ આજ્ઞાઓ—Ten Commandments—મળી હતી તેનો પ્રધાન સૂર નીતિનું આચરણ જ છે. તેમાં જ યહૂદીધર્મના મુખ્ય સિદ્ધાંતો આવી જાય છે.

Gerald L. Berry લખે છે કે 'પેલેસ્ટાઈનમાં આવ્યા પછી પયગંબર મુસાની દોરવણી હેઠળ પાચ ગ્રંથોની ઉત્પત્તિની વાર્તા, એડનના બગીચા, આદમનું પતન, નૂર અને તેમની હોડી અને મુસાનું નીતિશાસ્ત્ર-દશ આજ્ઞાઓ–નું નિર્માણ થયું.

આ પ્રમાણે પયગંબર હજરત મુસાએ યહૂદીઓને વ્યવસ્થિત પ્રજા બનાવી. તેમની એકેશ્વરવાદની માન્યતાને દઢ બનાવી અને યહૂદીધર્મને નીતિપ્રધાન ધર્મ બનાવ્યો. તેથી જ તેમને યહૂદીધર્મના આદ્યસ્થાપક ગણવામાં આવે છે.

૨

# દશ આજ્ઞાઓ અને બીજા યહૂદી પયગંબરો અને સંતો

(૧) દશ આજ્ઞાઓ (Ten Commandments)

(૨) બીજા યહૂદી પયગંબરો અને સંતો,

(अ) પયગંબર એમોસ
(ब) પયગંબર હોસિયા
(क) પયગંબર ઈસાઈયાહ
(ड) પયગંબર જેરિમિયાહ
(इ) પયગંબર એઝેકિયસ

(૩) સંતોના ઉપદેશનો ટૂંકસાર.

## [૧] દશ આજ્ઞાઓ (Ten Commandments)

હજરત મુસાને સિનાઈ પર્વત ઉપર યહોવાહે સાક્ષાત્ દર્શન આપ્યા હતાં અને સૌપ્રથમ તેમને પોતે 'યહોવાહ' છે એમ જણાવ્યું હતુ. કેટલાક વિદ્વાનો માને છે કે 'યહોવાહ' શબ્દ પયગંબર મુસા કરતાંયે વધુ જૂનો છે. યહોવાહે જે દશ આજ્ઞાઓ આપી હતી તેમાં એકેશ્વરવાદ, મૂર્તિપૂજાનિષેધ અને નીતિઆચાર, વગેરે ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એ દશ આજ્ઞાઓ આપીને યહોવાહે યહૂદીઓ સાથે કરાર કર્યો હતો. એ દશ આજ્ઞાઓમાં હજરત મુસાના ઉપદેશનો અને યહૂદીધર્મના સિદ્ધાંતોનો સારમાત્ર આવી જાય છે. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ પોતાની સિદ્ધહસ્ત કલમે તેનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:

(૧) હું તારો પ્રભુ છું, જેણે ઇજિપ્તના બંદીખાનામાંથી તને છોડાવ્યો; મારા સિવાય કોઈ પણ દેવ રાખીશ નહિ.

(૨) તારે ઘડેલી મૂર્તિ કરવી નહિ, અને આકાશ, પૃથ્વી કે પાતાળ ઉપરની કોઈ પણ ચીજની આકૃતિ બનાવવી નહિ.

(૩) તારા પ્રભુનું તારે ફોકટ નામ લેવું નહિ.

(૪) ૭ વરસ તું તારા ખેતરમાં વાવેતર કર, તેની ઊપજ ભેગી કર, પણ સાતમે વર્ષે તેને વિશ્રામ આપી પડતર મૂક, કે તારા લોકોમાંના ગરીબોને ખાવાનું મળે, ને તેઓ પડ્યું મૂકે તે વનપશુઓ ખાય. તારી દ્રાક્ષની વાડી તથા તારી ઓલિવની વાડીને પણ તું એ પ્રમાણે કર. ૭ દિવસ તું તારું કામ કર અને સાતમે દિવસે વિશ્રાંતિ લે, કે તારા બળદને તથા તારાં ગધેડાંને વિસામો મળે, ને તારી દાસીનો દીકરો તથા પરદેશી થાક ખાય.

(૫) તારા બાપનું તથા તારી માનું તું માન રાખ, કે તારો દેવ યહોવાહ, જે આ દેશ તને આપે છે તેમાં તારું આયુષ્ય દીર્ઘ થાય.

(૬) તું ખૂન ન કર.

(૭) તું વ્યભિચાર ન કર.

(૮) તું ચોરી ન કર.

(૯) તું તારા પડોશી વિરુદ્ધ જૂઠી સાક્ષી ન પૂર.

(૧૦) તુ તારા પડોશીના ઘર પર લોભ ન રાખ, કે તેનો દાસ કે તેનો બળદ કે ગધેડું કે તારા પડોશીનું જે કાંઈ હોય તે પર લોભ ન રાખ.

ઉપરની દશ આજ્ઞાઓ ઉપરથી સ્પષ્ટ થશે કે યહૂદી ધર્મમાં એકેશ્વરવાદની માન્યતા અસંદિગ્ધપણે રજૂ થઈ છે. તેમાં કોઈ પણ વસ્તુની મૂર્તિ બનાવી તેની પૂજા કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે. વળી તેમાં સામાન્ય જીવન માટેના ઉદાત્ત સિદ્ધાંતો અને રોજિંદા વ્યવહારના નીતિનિયમો પ્રગટ થયા છે. પિતામાતા પ્રત્યે માન–ભક્તિ અને પડોશીધર્મ ઉપર પણ તેમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે દુષ્કૃત્યો નહિ કરવાનો આદેશ ફરમાવી એ ધર્મ સત્કર્મો ઉપર ભાર મૂકે છે.

## [૨] બીજા યહૂદી પયગંબરો કે સંતો

મુસા પયગંબર પછી યહૂદીઓ જેહોવાહના ધર્મને ભૂલ્યા કેનન પ્રાનમાં આવ્યા પછી તેમણે ખેતી કરવા માંડી અને સ્થાયી જીવન ગાળવા લાગ્યા. તેમના વિચારોમાં ઉદારતા આવી. તેમણે કેનનોના દેવો, રીતરિવાજો અને ઉત્સવો અપનાવ્યા. તેમણે કેનનોના 'બાલ' (જમીનના દેવો) દેવોની

પૂજા કરવા માંડી. ઉત્તર કેનનમાં વસેલ યહૂદીઓ એશઆરામમાં પડયા. પોતાને સ્વીકૃત-Chosen People of God-માનતા. 'યહોવાહ' ફક્ત તેમના જ દેવ છે અને પેલેસ્ટાઇનની જમીન જ પવિત્ર છે, એ પ્રમાણે તેમનામાં ઘમંડ અને સંકુચિતતા આવ્યાં હતાં

તેમાંથી ઉગારવા એમોસ, હોસિયા, ઇસાઇયાહ, જેરિમિયાહ, એઝેકિયસ, વગેરે પયગંબરો કે સંતો થયા. તેમણે યહૂદીઓને ઉપદેશ આપ્યો કે કર્મકાંડ કરતાં સદાચારથી 'યહોવાહ' વધુ પ્રસન્ન થાય છે. 'યહોવાહ' સમગ્ર પ્રજાનો દેવ છે, ફક્ત યહૂદીઓનો જ નથી. યહૂદીઓએ મિથ્યાભિમાન રાખવું નહિ, કારણ કે જો તે પાપ કરશે તો 'યહોવાહ' તેમને પણ શિક્ષા કરશે જ.

**પયગંબર એમોસ :**

તે ઈ. સ પૂર્વની ૮ મી સદીમાં દક્ષિણ કેનન પ્રાંતમા ઇઝરાયેલમા જન્મ્યા હતા, પરંતુ તેમણે જ્યુડિયામાં પ્રચાર કર્યો હતો. પશ્ચિમ એશિયાના તે પહેલા સમાજસુધારક હતા. તેમણે સૌપ્રથમ શહેરોના એશઆરામી જીવન સામે તિરસ્કાર બતાવ્યો. ધનિકોને ગરીબો ઉપર જુલમ નહીં કરવા આદેશ આપ્યો. જો તે તેમ કરશે તો એક દિવસ એવો આવશે જ્યારે 'યહોવાહ' તેમને શિક્ષા કરવા એસિરિયનોને મોકલશે. લોકોએ ધર્મનિષ્ઠ પ્રભુની આજ્ઞા પાળવી લોકોએ પવિત્ર જીવન તરફ વળવું જોઈએ. તેમ નહીં કરે તો તેમને દેશનિકાલની શિક્ષા થશે. તેમણે પોતાના ઉપદેશનો ગ્રંથ લખ્યો છે. તેમણે જેહોવાહના નિરંકુશ ન્યાય ઉપર ભાર મૂકયો હતો.

**સંત હોસિયા :**

સંત એમોસ પછી ઉત્તરમાં-ઇઝરાયેલમા સત હોસિયાએ ધર્મપ્રચાર કર્યો તેમનું જીવન ઘણી જ યાતનાઓમાંથી પસાર થયું હતું તેથી તેમની ધાર્મિક ભાવના ઘણી પ્રબળ બની હતી, અને ઇશ્વર પ્રેમાળ છે એવી તેમને ખાતરી થઈ હતી 'જો પાપીઓ પશ્ચાતાપ કરે તો ઈશ્વર તેમને ક્ષમા આપે છે' એમ તેમણે જાહેર કર્યું. પરંતુ પાપીઓને તો ઇશ્વર શિક્ષા કરે છે જ. લોકોએ કર્મકાંડ છોડીને ઇશ્વરની સાચા દિલથી પ્રાર્થના કરવી જોઈએ

તેમણે જાહેર કર્યું કે, 'પ્રભુ મનુષ્યોને ચાહે છે.' જગતના બધા ધર્મોમા આ પ્રકારનો ઉપદેશ સૌપ્રથમ તેમણે જ આપ્યો હતો.

### પયગંબર ઈસાઈયાહ :

ઈ. સ. પૂર્વેની ૮ મી સદીના અંતભાગમાં ઈસાઈયાહે ધાર્મિક ગ્રંથ ઈસાઈયાહ લખ્યો હતો. તે જેરુસલેમમાં એક પ્રાંતમા અને કદાચ રાજ-કુટુંબમાં જન્મ્યા હતા ઈસાઈયાહને જેહોવાહની પવિત્રતાનો સાક્ષાત્કાર થયો. તેમણે ભવિષ્યવાણી ઉચ્ચારી કે સીરિયા અને ઉત્તરના રાજ્યનું વિલીનીકરણ થશે, સેમારિયાહનું પતન થશે અને સેનાચેરીબ ચઢાઈ કરશે.

તેમણે સૌપ્રથમ કહ્યું કે જેહોવાહ સમગ્ર વિશ્વનો નિયામક-રાજા છે; અને દરેક પ્રજા તેના હાથમાં રમકડા સમાન છે. બીજી પ્રજાઓ સાથેની સંધિમા વિશ્વાસ રાખવાને બદલે તેમણે 'યહોવાહ'માં સંપૂર્ણ વિશ્વાસ રાખવા કહ્યું. તેમણે સૌપ્રથમ 'મેસીયાહ' – યહૂદીઓના ઉદ્ધારકની માન્યતાની જાહેરાત કરી. ઇઝરાયેલની પ્રજાનાં અનેક પાપોને માટે જેહોવાહ તેમને શિક્ષા કરતો હતો, પરંતુ ભવિષ્યમાં તે જ પ્રજા સુખી થશે, એમ પણ તેમણે ઉપદેશ આપ્યો હતો.

### પયગંબર જેરિમિયાહ :

કેટલાક વિદ્વાનો માને છે કે જેરિમિયાહ પયગંબર મુસાના વંશજ હતા. તેમનું ધાર્મિક જ્ઞાન અગાધ હતું ને પયગંબર હોસિયાહના ઉપદેશની તેમના ઉપર ઘણી જ અસર થઈ હતી. બીજા ઉપદેશકોથી જુદા પડીને તેમણે જાહેર કર્યું કે, પ્રજાનાં પાપો કરતાંય વ્યક્તિગત પાપ વધારે ક્લિષ્ટ છે. તેમણે કહ્યું કે, 'ધર્મ એ આંતરિક બાબત છે અને તેમાં બાહ્ય કર્મકાંડની કાંઈ જરૂર નથી. વ્યક્તિ અને ઈશ્વર વચ્ચે બીજી કોઈ દખલ હોવી જોઈએ નહી.' ઈસાઈયાહની જેમ તેમણે પણ ઈશ્વરમાં શ્રદ્ધા રાખવાનો ઉપદેશ કર્યો હતો.

### પયગંબર એઝેકિયલ :

ઈ. સ. પૂર્વે ૫૮૬ માં નેબુચદનેઝરે જેરુસલેમનો વિનાશ કર્યો અને યહૂદીઓને બંદીવાન બનાવી બેબિલોન લઈ જવામાં આવ્યા. ત્યારે દેશ-નિકાલ દરમિયાન પયગંબર એઝેકિયલે ધર્મોપદેશ કર્યો હતો. તેમણે કહ્યું કે લોકો વિધર્મે ચઢી ગયા હતા તેથી તેમનો દેશનિકાલ થયો. તેમણે કહ્યું કે ઈશ્વર સાર્વભૌમ સત્તા ભોગવે છે અને તેનામા દયા તેમ જ ક્ષમાના ગુણ છે. તેમણે પ્રાચીન માન્યતા–ઈશ્વર પાપની શિક્ષા ત્રીજી અથવા ચોથી

પેઢી સુધી પણ કરે છે–તેને અમાન્ય જાહેર કરી. તેમણે કહ્યું કે પ્રત્યેક વ્યક્તિ પોતાનાં કર્મો માટે જવાબદાર છે. બીજાને તેની શિક્ષા થતી નથી. તેમણે પૂજાવિધિ ઉપર ભાર મૂકયો અને કયામતના દિવસ માટેની જાહેરાત કરી. તેમણે 'મેસિયાહ'ની માન્યતાનું સમર્થન કરતાં કહ્યું કે 'તે મેસિયાહ યહૂદીઓને પૃથ્વી ઉપર મહાન શક્તિશાળી અને સમૃદ્ધ પ્રજા બનાવશે.'

## [૩] સંતોના ઉપદેશનો ટૂંકસાર

હજરત મુસા પછી તેમના અનુયાયીઓ તેમના ઉપદેશને ભૂલ્યા. તે અવળે માર્ગે ચઢી ગયા. તેમને પુન ધર્મપરાયણ બનાવવા એક પછી એક સંતો યહૂદીધર્મમાં થયા અને યહૂદીધર્મના વિકાસમાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો છે. ઉપર પ્રમાણે તેમનો વ્યક્તિગત ઉપદેશ વિગતવાર તપાસ્યા પછી તેનો ટૂંકસાર નીચે પ્રમાણે આપી શકાય:

(૧) સંત એમોસના મત પ્રમાણે ધનિકોએ ગરીબો ઉપર જુલમ કરવો નહીં; નહીં તો 'યહોવાહ' તેમને શિક્ષા કરશે

(૨) સંત હોસિયાએ કહ્યુ કે, 'જો પાપીઓ પશ્ચાત્તાપ કરે તો ઈશ્વર તેમને ક્ષમા–માફી આપશે.' 'પ્રભુ મનુષ્યોને ચાહે છે' એ પ્રમાણેની માન્યતા પણ તેમણે જ સૌપ્રથમ રજૂ કરી હતી.

(૩) સંત ઈસાઈયાહે ચેતવણી આપી કે, 'યહોવાહ સમગ્ર વિશ્વનો નિયામક છે, તે ફક્ત યહૂદીઓનો જ પ્રભુ છે એમ નહીં. જો યહૂદીઓ પાપ કરશે તો તેમને પણ તે શિક્ષા કરશે.'

(૪) સંત જેરિમિયાહે ઉપદેશ આપ્યો કે, 'પ્રજાનાં પાપો કરતાંયે વ્યક્તિગત પાપ વધારે કિલષ્ટ છે. 'ધર્મ પાળે તેનો છે.' એ નિયમ પ્રમાણે દરેકે વ્યક્તિગત શુદ્ધિ અને સદાચાર ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ.' તેમણે જણાવ્યું કે 'ધર્મ એ આંતરિક બાબત છે તેમાં બાહ્ય કર્મકાંડની કોઈ જરૂર નથી. વ્યક્તિ અને ઈશ્વર વચ્ચે બીજી કોઈ દખલ હોવી જોઈએ નહિ.'

(૫) સંત એઝેકિયલે સ્પષ્ટ કર્યું કે, પ્રત્યેક વ્યક્તિ પોતાનાં કર્મો માટે જવાબદાર છે. બીજાને તેની શિક્ષા થતી નથી

# યહૂદીધર્મના ગ્રંથો અને ઉત્સવો

(૧) યહૂદીધર્મના ગ્રંથો

(अ) નિયમગ્રંથ (Law), સંતોનો ગ્રંથ (Prophets), લેખો (Hagiogaphas).

(ब) તોરાહ

(क) મિશ્નાહ

(ड) તાલમદ

(૨) યહૂદીધર્મનાં ઉત્સવો

(अ) પેસાહ

(ब) પેન્ટીકોસ્ટ

(क) ટેબર્નેકલ

(૩) ઉપસંહાર.

## [૧] યહૂદીધર્મના ગ્રંથો

યહૂદીધર્મનાં શાસ્ત્રોમાં ચોવીસ ગ્રંથો છે. યહૂદીધર્મ અતિપ્રાચીન ધર્મ છે. ઈ. સ પૂર્વે ૨૦૦૦થી આજ સુધી તેમાં સુધારકો આવતા રહ્યા છે અને તેમની પરંપરાઓ જાળવી રાખવામા આવી છે. બાઈબલનો જે ભાગ 'જૂનો કરાર' કહેવાય છે તે યહૂદીઓનો ધાર્મિક ગ્રંથ છે. તેના ત્રણ મુખ્ય વિભાગ પડે છે: (૧) નિયમગ્રંથ (Law), (૨) સંતોના ગ્રંથ (Prophets), (૩) લેખો (Hagiographas). થોડાક અપવાદો સિવાય આ બધાં શાસ્ત્રો હિબ્રૂ ભાષામાં લખાયેલાં છે. ચુસ્ત યહૂદીઓની

ધર્મભાષામાં આજે પણ એ શાસ્ત્રોને મૂળભૂત—હિબ્રૂમાં—જ વાંચવામાં આવે છે. યહૂદી માન્યતા પ્રમાણે સિનાઈ પર્વત ઉપર મુસા પયગબરની સાથે યહોવાહે કરાર (Revelasion) કર્યો હતો. અને જો તેની આજ્ઞાઓ પાળવામાં આવશે તો તે યહૂદી પ્રજાનું સંરક્ષણ કરશે. તેથી તેને 'કરાર' કહે છે ખ્રિસ્તીઓ માને છે કે પાછળથી ઈશ્વરે ઈસુ ખ્રિસ્ત સાથે પણ એવો કરાર કર્યો હતો, તેથી યહૂદીઓ સાથેના કરારને 'જૂનો કરાર' અને ખ્રિસ્તીઓ સાથેના કરારને 'નવો કરાર' એવાં નામો આપવામાં આવ્યાં છે. જૂના કરારમાં યહૂદીઓના ગ્રંથોને કુલ ઓગણચાળીસ ભાગોમાં ફરીથી વ્યવસ્થિત ગોઠવવામાં આવ્યા છે. 'જૂના કરાર'ને હેબ્રૂ-બાઈબલ પણ કહે છે.

**તોરાહ** : નિયમગ્રંથના પાંચ વિભાગોમાં જગતની ઉત્પત્તિ, આદમ અને ઈવની વાર્તા; યહૂદી અને તેના પયગંબરો અને યહૂદીધર્મની પરંપરાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. આ વિભાગને યહૂદીઓ ઘણો જ પવિત્ર માને છે નિયમગ્રંથમા પાંચમો ભાગ, જેમાં પ્રાર્થનાઓ (Psalms) છે તેમાં અને સંતોના ગ્રંથોમાં ધાર્મિક ભાવનાથી મળતાં ઉત્તમોત્તમ પરિણામોની સુંદર ચર્ચા કરવામાં આવી છે ઈશ્વરની ભક્તિનો મહિમા તેમાં છે

**મિશ્નહ** : કાળક્રમે યહૂદીધર્મમાં પંથો પડ્યા તેમાં ફેરિસી અને સેડ્યુસી પંથો મુખ્ય હતા. ફેરિસી વધુ પડતા કર્મકાંડી હતા. તેમના પંથમાં વ્રતો, યજ્ઞો અને ઉત્સવોનો મહિમા વધારે છે. તે રૂઢિચુસ્ત છે ઈસુ ખ્રિસ્તના જન્મ પછી આ મત ફેલાવા માંડ્યો. તેના મુખ્ય ઉપદેશક ફેરિસી હતા. તેમણે ઈ. સ. ૨૦૦ માં મિશ્નહ ગ્રંથની રચના કરી છે. ત્યાર પછી મિદરસ નામનો ગ્રંથ પણ તૈયાર કરવામાં આવ્યો.

**તાલમદ** : તાલમદ પણ યહૂદીઓનો મહત્ત્વનો ગ્રંથ છે. Gerald Berry લખે છે કે, 'તાલમદ એ કૌટુંબિક અને સામાજિક જીવનને આવરી લેતો એક કાયદાસંગ્રહ છે.' તેના બે મુખ્ય વિભાગો છે—પેલેસ્ટાઈનની શાખાનો અને બેબિલોનની શાખાનો. આ ગ્રંથનો મુખ્ય વિષય તોરાહ (Torah) છે. તેનો અર્થ 'કાયદો' થાય છે, પરંતુ તેને ધર્મ શબ્દ સાથે સરખાવી શકાય. તાલમદમાં યહોવાહની આજ્ઞાઓ, ધાર્મિક નીતિનિયમો, કુટુંબ અને સમાજના કાયદાઓ, રીતરિવાજો અને પ્રણાલિકાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

## [૨] યહૂદીધર્મના ઉત્સવો

યહૂદીઓ સંખ્યાની દૃષ્ટિએ જગતની એક લઘુમતીપ્રજા છે. દાઉદ અને સુલેમાનના સમયમાં તેમની સંખ્યા ૧૦ લાખથીયે ઓછી હતી. ઈ. સ. ૭૦ માં સમ્રાટ વેસપાસિયનના પુત્ર ટીટસે જેરુસલેમનો વિનાશ કર્યો અને તે દુનિયામાં વીખરાઈ ગયા ત્યારે તેમની સંખ્યા ૪૦ થી ૫૦ લાખની હતી. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન હિટલર અને તેની ટોળીએ તેમનો ઘણો વિનાશ કર્યો. આજે તેમની સંખ્યા ૧૬૦ લાખથી એક કરોડની થઈ ગઈ છે. પેલેસ્ટાઈનમા તેમનું પુનઃ રાજ્ય સ્થાપવામાં આવ્યું છે, જેને ઇઝરાયેલ કહે છે.

આટલી બધી યાતનાઓ–પ્રયાતનાઓ વેઠી છતાં યહૂદીઓએ પોતાના ધર્મ અને હિબ્રૂ બાઈબલને છોડયા નથી; અને તેઓએ પોતાની પરંપરાઓ જાળવી રાખી છે, એ જ ઇતિહાસની એક રોમાંચક કથા છે.

તે આજે પણ પોતાના ઉત્સવો ઉત્સાહથી ઊજવે છે. તેમના ત્રણ મોટા ઉત્સવો છે: (૧) પેસોવર–પેસાહ (૨) પેન્ટીકોસ્ટ અને (૩) ટેબર્નેકલ–સુક્કોથ–તંબુ.

**(૧) પેસોવર–પેસાહ :** પેસાહ એટલે ઉદ્ધારનું પર્વ. યહૂદીઓ ઇજિપ્તવાસીઓના પંજામાંથી સહીસલામત પેલેસ્ટાઈનમાં આવ્યા હતા તેની યાદમાં આ પર્વ મનાવવામાં આવે છે. માર્ચ અથવા એપ્રિલ માસમાં આ પર્વ આવે છે. એ ખાસ કરીને ગૃહઉત્સવ છે. તેમાં બધાં કુટુંબીજનો ભેગાં મળીને ભોજન કરે છે અને ધાર્મિક ગ્રંથો વાંચે છે

**(૨) પેન્ટીકોસ્ટ :** આ ઉત્સવ દરમિયાન સિનેગોગ–પ્રાર્થનામંદિરને શણગારવામા આવે છે અને ત્યાં 'પેન્ટેટ્યૂક' નામનું ધર્મશાસ્ત્ર વાંચવામાં આવે છે

**(૩) ટેબર્નેકલ–સુક્કોથ :** સુક્કોથ એટલે તંબુનિવાસનું પર્વ. તે શરદઋતુમા આવે છે અને એક અઠવાડિયું ચાલે છે. તે દરમિયાન યહૂદીઓ ઘરબાર છોડી ખુલ્લા મેદાનમાં તંબુ બાંધી રહે છે અને ત્યાં ઉજાણી કરે છે. એક વખતે યહૂદીઓએ ઘરબાર છોડી તંબુઓમાં રહીને બેદૂઈન જીવન પસાર કરેલું તેની યાદમાં એ પર્વ મનાવવામાં આવે છે.

## [૩] ઉપસંહાર

Gerald L Berry યહૂદી ધર્મના ઉપસંહારમાં નોંધ કરે છે કે 'યહૂદી ધર્મના ઉપદેશનો મધ્યવર્તી વિચાર એ છે કે ધર્મનું છેવટનું ધ્યેય સત્કર્મ (Morality–નૈતિકતા) છે. યહૂદીઓ સાચી માનવતાને બદલે રોજિંદા જીવનમાં સાચી વર્તણૂક ઉપર વધુ ભાર મૂકે છે. તાલમદ પ્રમાણે દરેક સજ્જન—સુકાર્ય કરનારા માટે સ્વર્ગ છે. Heathean–સામાન્ય માનવ જે સત્કર્મો કરે છે તે પ્રમુખ પાદરીની હરોળમાં ઊભા રહેવા લાયક છે. 'તું તારા પડોશીને તારી જેમ ચાહજે' એ સૂત્રને આધારે યહૂદી માટે બીમારની તીતીક્ષા, ગરીબને મદદ કરવા અને મરેલાને દાટવા જવાની (ધર્મના ભેદભાવ વિના) ફરજ છે. યહૂદીધર્મ લાગણીવેડા કે ત્યાગવૃત્તિના મહિમાથી પર છે. સ્ત્રીઓને તેમાં માન આપવામાં આવે છે. નમ્રતા અને ક્ષમાયાચના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. ૧૧ મી સદીના એક હિબ્રૂ લેખક યહૂદીધર્મના ઉપદેશનો ઉપસંહાર કરતાં લખે છે કે 'સાચું બોલજે, નમ્રતા દાખવજે, બીજા ઉપર આધાર રાખવાને બદલે થોડાકથી સંતોષ માનજે, દુષ્ટ કર્મોનો ત્યાગ કરજે, ગંદી જગ્યાએ જેમ માખો બેસે છે તેમ તું કરીશ નહીં, તારા શત્રુનું પતન થાય તો પ્રસન્ન થઈશ નહી, સાક્ષી પૂરનાર અને જજ બનવાની ફરજો એકીસાથે અદા કરીશ નહીં, મૂર્ખાઓના વારસા સમાન ગુસ્સાનો ત્યાગ કરજે.'

તાલમદમાં જે મધ્યમ માર્ગ અપનાવવામાં આવ્યો છે તે એરિસ્ટોટલના Golden Meanને બરાબર મળતો આવે છે 'કાયદાને બે રસ્તાઓ સાથે સરખાવી શકાય એક અગ્નિનો અને બીજો બરફનો. એક ઉપર જતાં અગ્નિથી મૃત્યુ આવે અને બીજા ઉપર ચાલતાં ઠંડીથી મોત નીપજે, (તેથી) મધ્યમાર્ગે જ સહીસલામતી છે.'

ઉપર પ્રમાણે યહૂદી ધર્મનો ઉપસંહાર કર્યા પછી, આપણે ઈ. સ. ૧૮૯૬ મા યહૂદી ધર્મગુરુઓની એક પરિષદ અમેરિકામાં ભરવામાં આવી હતી તેનો ઉલ્લેખ કરીશું. તેમાં યહૂદીધર્મના અગત્યના સિદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા છે તે નીચે પ્રમાણે છે:

(૧) ઈશ્વર એક અને અદ્વિતીય છે.

(૨) મનુષ્ય એનું પ્રતિબિંબ છે.

(૩) આત્મા અમર છે

(૪) પાપ-પુણ્યનો બદલો હોય છે

(૫) યહૂદી પ્રજાને ઈશ્વરે પોતે જગતમાં ઉપરનાં સત્યો પ્રવર્તાવવાનું પવિત્ર કામ સોંપ્યું છે

(૬) નીતિના નિયમોનું દઢપણે પાલન કરવું.

(૭) પ્રભુ યહૂદીઓનો રાજા છે અને એની સાથે યહૂદીઓનો ખાસ સંબંધ છે.[૧]

---

૧ 'એશિયાના મહાન ધર્મો'માંથી

# જરથોસ્તીધર્મ

'આપણે જાણીએ છીએ ત્યાં સુધી ધર્મને ચોક્કસ નૈતિક દિશાસૂચન અને ઝોક આપનાર વ્યક્તિઓમાં અથોજરથુષ્ટ્ર સૌથી પહેલા હતા.'

—રવીન્દ્રનાથ ટાગોર

'દરેક પારસીએ તો શું, પરંતુ દરેક ધર્મપ્રેમી માનવે જરથુષ્ટ્રની ગાથાનું અધ્યયન કરવું જોઈએ, કારણ કે એ ગાથામાં વિશ્વધર્મનું રહસ્ય તેના પ્રાચીન અને શુદ્ધ સ્વરૂપમાં આપણને જાણવા મળે છે.'

—ડૉ. એચ. એલ. મિલ્સ

'જગતના સઘળા ધર્મોમાં જરથોસ્તીધર્મ સૌથી પહેલો છે કે જેમાં એકેશ્વરવાદ ખુલ્લા અને ચોક્કસ શબ્દોમાં અનેકવાર વર્ણવાયેલો છે।'

—પ્રો. દાવર સાહેબ

૧

# અષો જરથુષ્ટ્રનું જીવનચરિત્ર અને ઉપદેશ

(૧) પ્રાસ્તાવિક

(૨) અષો જરથુષ્ટ્રનું જીવનચરિત્ર ને ઉપદેશ

- (अ) પ્રાસ્તાવિક
- (ब) જન્મ, બાલ્યાવસ્થા અને અભ્યાસ
- (क) અહુરમઝ્દની ભક્તિ અને સાક્ષાત્કાર
- (ड) ઉપદેશ અર્થે પર્યટન
- (इ) બલ્ખના રાજા ગુશ્તાસ્પના દરબારમાં
- (ई) ધર્મવિગ્રહો ને શહીદી

## [૧] પ્રાસ્તાવિક

કવિવર રવીન્દ્રનાથ ટાગોર જે ધર્મના સંસ્થાપકને માટે લખે છે કે, ‘આપણે જાણીએ છીએ ત્યાં સુધી ધર્મને ચોક્કસ નૈતિક દિશાસૂચન અને ઝોક આપનાર વ્યક્તિઓમાં જરથુષ્ટ્ર સૌથી પહેલા હતા’—જે જરથોસ્તીધર્મ એકવાર સમગ્ર ઈરાન અને તેની આસપાસના પ્રદેશના લાખો માનવીને આધ્યાત્મિક પંથે માર્ગસૂચન આપતો હતો, તે આજે ફક્ત સવા લાખ પારસીઓનો જ ધર્મ રહ્યો છે. અનુયાયીઓની દૃષ્ટિએ તે જગતના વિદ્યમાન ધર્મોમાં સૌથી છેલ્લે નંબરે આવે છે, છતાં જગતના પ્રાચીનતમ ધર્મોમાં તેનું સ્થાન મહત્ત્વનું ગણાય છે.

ધર્મની બાબતમાં સ્પષ્ટ દિશાસૂચન કરનાર, એકેશ્વરવાદને અસંદિગ્ધપણે રજૂ કરનાર, સત્ અને અસત્ના દ્વંદ્વયુદ્ધને ચોક્કસપણે સમજાવનાર અને પ્લેટો જેવા મહાન તત્ત્વચિંતકને પણ આકર્ષનાર જરથોસ્તીધર્મ પ્રાચીન વૈદિક ધર્મને એક રીતે મળતો આવે છે અને બાઈબલમાં પણ તેની પ્રશસ્તિ ગવાઈ છે. ઈરાનના પ્રખ્યાત સમ્રાટો નૌસીરવાન, સાયરસ,

દરાયસ, વગેરે આ જ ધર્મના ઉપાસકો હતા અને અનન્ય શ્રદ્ધાથી તેમાં આસ્થા ધરાવતા હતા.[1]

આ ધર્મના સંસ્થાપક અષો જરથુષ્ટ્ર હતા. તેમના જન્મકાળ માટે વિદ્વાનોમાં મતાંતરો છે. આ ધર્મનું મુખ્ય પુસ્તક 'અવસ્તા' છે. તેની ભાષા ઋગ્વેદસંહિતાને ઘણી મળતી આવે છે. આ ધર્મ ઈરાનમાં ઉદ્‌ભવ્યો હતો અને તેનો પ્રચાર પણ ત્યાં જ થયો હતો. ઈરાન સાથે ભારતનો યુગોપ્રાચીન સંબંધ છે. સપ્તસિંધુના ફળદ્રુપ પ્રદેશમાં સ્થગિત થયેલા 'ભારતીય આર્યો' ઈરાનમાંથી જ આવ્યા હતા. તેથી જ 'અવસ્તા' અને 'ઋગ્વેદસંહિતા' તથા વેદધર્મ અને પ્રાચીન ઈરાની ધર્મ વચ્ચે ઘણું સામ્ય જણાય છે. પ્રોફેસર દાવર સાહેબ લખે છે કે, 'પહેલાં હિંદુઓ અને પારસીઓનો એક જ ધર્મ હતો, જે હિંદ–ઈરાની ધર્મ ( Indo-Iranian )ને નામે ઓળખાય છે.' અલબત્ત, કાળક્રમે અને સ્થાનિક પરિબળોને લીધે બન્નેમાં વખત જતાં આશ્ચર્યજનક તફાવત પણ પડ્યો, જેની ચર્ચા આપણે આગળ ઉપર કરીશું.

કદાચ, એ જ યુગોજૂના સંબંધને લીધે જરથોસ્તી–પારસીઓને ઇસ્લામના આગમનને લીધે, પોતાના વતનમાંથી ભિનિષ્ક્રમણ કરવું પડ્યું ત્યારે તેમણે ભારતમાં જ આશ્રયસ્થાન શોધ્યું અને તે તેમને મળ્યું પણ ખરું. પરિણામે જરથોસ્તીધર્મના અનુયાયીઓ—પારસીઓ આપણા જ ભારતમાં વસે છે, અને ખાસ કરીને આપણા ગુજરાતમાં જ. ભારતમાં આવેલા જરથોસ્તીઓ ઈરાનના 'પાર્સ' ગામના મૂળ રહેવાસીઓ હોવાને લીધે તેમને 'પારસીઓ' કહેવાય છે.[2]

## [ ૨ ] અષો જરથુષ્ટ્રનું જીવનચરિત્ર અને ઉપદેશ

### (૧) પ્રાસ્તાવિક

જિરાલ્ડ બૅરી લખે છે કે, 'ઇશુ ખ્રિસ્તના સમયકાળ પહેલાં ઈરાનમાંથી ઈશ્વર માટે ઉચ્ચતમ અને સર્વોત્કૃષ્ટ તાત્ત્વિક ભાવનાઓથી સભર

---

૧. 'Witness this quotation from Darius, 'Ahura Mazda brought me help because I was not wicked, nor was I a liar, nor was I a tyrant. I have ruled according to righteousness.' G. L. Berry, p 37.

૨. જુઓ 'ધર્મ-સંસ્થાપકો,' પા. ૩૯ (સંપાદક મુકુલભાઈ કલાર્થી)

એક ધર્મ આવવાનો હતો.[1] તે ધર્મ તે જ જરથોસ્તીધર્મ અને તેના સંસ્થાપક અષો જરથુષ્ટ્ર હતા. એ મહાત્મા જરથુષ્ટ્રના નામ આગળ 'અષો' અર્થાત્ 'પવિત્ર' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે, કારણ કે જ્યારે તેમને અહુરમઝદે કંઈક વચન માગવા કહ્યું ત્યારે તેમણે 'અષોઈ' (પવિત્રતા) માગી હતી. ગુરુદેવ ટાગોરના મતાનુસાર, ધર્મને ચોક્કસ નૈતિક દિશાસૂચન કરનાર તે જ હતા. દસ વર્ષની લાંબી મુદત દરમિયાન ઉપદેશ કર્યો છતાંયે જેમને ફક્ત એક જ શિષ્ય (અનુયાયી) મળ્યો હતો છતાં એ ધૈર્યવીરે અડગ શ્રદ્ધા અને અખૂટ ધીરજ બતાવી હતી અને જ્ઞાનપ્રકાશની જ્યોત જલતી રાખી હતી અને છેવટે તેમનો વિજય થયો હતો. એ મહાત્મા અષો જરથુષ્ટ્રનું જીવનચરિત્ર વિગતવાર તપાસીએ.

### (૨) જન્મ અને બાલ્યાવસ્થા

અષો જરથુષ્ટ્રના જન્મકાળ માટે અનેક મતાંતરો છે. કેટલાક માને છે કે ઈ. સ. પૂર્વે ૮૦૦૦ અથવા ઈ. સ. પૂર્વે ૬૦૦૦ માં થયા હશે, તો કેટલાક તેમને ઈ. સ. ૧૪૦૦માં અથવા ઈ. સ. પૂર્વે ૧૦૦૦માં મૂકે છે. પરંતુ પ્રો. એ. વી વિલિયમ્સ જેકસન[2] અને જી. એલ. બૅરીના મતાનુસાર તેમનો સમયકાળ ઈ. સ. પૂર્વે ૬૬૦ થી ઈ. સ. પૂર્વે ૫૮૩ હશે. પ્રોફેસર દાવર સાહેબ લખે છે કે 'પયગમ્બર જરથુષ્ટ્ર વેદકાળના અંતભાગમાં થઈ ગયા હોય એમ માનવા કારણ રહે છે.'[3]

તેમનો જન્મકાળ ગમે તે હોય, તે ઈરાનના પશ્ચિમ ભાગના મિડિયા પ્રાંતમાં જન્મ્યા હતા એ ચોક્કસ છે. તે સમયે ઈરાનમાં બાદશાહ 'કય વિસ્તારપ' અથવા 'ગુસ્તારપ' રાજ્ય કરતા હતા. જરથુષ્ટ્રના પિતાનું નામ 'પોરુશાસ્પ' અને માતાનું નામ 'દુગ્ધો' હતું. તેમનું ગોત્ર 'સ્પીતમ' હતું તેથી તેમને 'સ્પીતમ જરથુષ્ટ્ર' પણ કહે છે. તેમના પિતાના પાંચ પુત્રોમાં તે વચલા હતા. તેમની પત્નીનું નામ હવોવી હતું તથા તેમને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રી હતાં.

દરેક ધર્મગ્રંથમાં હોય છે તેમ જરથોસ્તીગ્રંથોમાં પણ તેમના વિષે અનેક ચમત્કારિક પ્રસંગો નોંધવામાં આવ્યા છે. જેમ કે તે પણ ઈસુ ખ્રિસ્તની જેમ અલૌકિક રીતે જન્મ્યા હતા. તે દૈવી કીર્તિમાંથી જન્મ્યા

---

૧. Religions of the World: G. L. Berry, p. 36.

૨. 'ઝોરોસ્ટર ધી પૉફેટ ઑફ એન્શિયન્ટ ઈરાન' માંથી

૩. પ્રોફેસર દાવર કૃત 'ઈરાનનો ચેરાગ', પા. ૧૦.

હતા. સામાન્ય રીતે જન્મ વખતે બધાં બાળકો રડે છે ત્યારે તે ખૂબ જ હસ્યા હતા. તેથી 'દુરાસરૂન' નામે મિડિયાના શાસકે ભયભીત થઈને તેમને મારી નાખવા અનેક કાવતરાં કર્યાં. પ્રભુકૃપાથી અષો જરથુષ્ટ્ર બચી ગયા.

જ્યારે તે આઠ વર્ષના થયા ત્યારે તેમના પિતાએ તેમને એક શિક્ષક પાસે અભ્યાસને માટે મૂકયા. જાતે જ તે બુદ્ધિશાળી અને ચારિત્ર્યવાન હતા. વિદ્યાભ્યાસથી તેમની તીવ્ર બુદ્ધિ અને ઉચ્ચ ચારિત્ર્ય ખીલી ઊઠયાં. વિદ્યાભ્યાસ પૂરો કરીને તે જ્યારે પંદર વર્ષની વયે પિતાની પાસે પાછા આવ્યા ત્યારે પિતાએ પોતાની સંપત્તિ પુત્રો વચ્ચે વહેંચવાની ઇચ્છા વ્યક્ત કરી. જરથુષ્ટ્રે કંઈ નહિ લેતાં ફક્ત એક કમરપટ્ટો (મેખલા) લીધો અને કમરે બાંધ્યો. એ મહાત્માને શરૂઆતથી સંસારની મોહમાયા આકર્ષી શકી ન હતી. એ પ્રસંગ એ પણ સૂચવે છે કે ગૌતમ બુદ્ધની જેમ તે પણ માનવોનાં દુઃખ દૂર કરવા કટિબદ્ધ થયા હતા. શરૂઆતથી જ તે ઉદ્યમી, ચિંતનશીલ, ભલા, પવિત્ર અને પરોપકારી હતા.

### (૩) અહુરમઝ્દની ભક્તિ અને સાક્ષાત્કાર

વીસ વર્ષની વયે તેમના જીવનમાં એક ક્રાંતિ આવી આ અરસામાં પડેલા મહાન દુકાળ સમયે તેમણે પોતાનું સર્વસ્વ (ધનધાન્ય) આપી દઈ મૂક પશુઓની ઉમદા સેવા કરી હતી અને વિશેષમાં સત્યનો માર્ગ શોધવા એકાંતવાસ સેવી, પાસેના એક પર્વત ઉપર જઈ, તેમણે અહુર-મઝ્દની ભક્તિ કરવા માંડી. અવસ્તા પ્રમાણે અહુરમઝ્દે તેમને ગાયોના આર્તનાદ દ્વારા આદેશ આપ્યા હતા. પ્રાર્થના દરમિયાન પ્રભુને અત્યંત કરુણતાપૂર્વક પોતાને સત્યનો માર્ગ સમજાવવા તેઓ વિનંતી કરતા. દશ વર્ષની આ પ્રમાણેની એકધારી પ્રાર્થના અને વિનંતી પછી, અહુરમઝ્દે તેમને સાક્ષાત્ દર્શન આપ્યાં અને સત્યનો માર્ગ સમજાવ્યો. અહુરમઝ્દે તેમને પોતાની સૌથી મહાન ઇચ્છા વ્યક્ત કરવા જણાવ્યું. તેમણે જવાબ આપ્યો, 'તે દાદાર (અહુરમઝ્દ) ફરમાવે તેમ પવિત્ર જિંદગી ગાળી 'અષોઈ' (પવિત્રતા) હું પ્રાપ્ત કરું.' તે દિવસથી તેમના નામ આગળ 'અષો' (પવિત્ર) શબ્દ લગાડવામાં આવે છે અને તેમને અષો જરથુષ્ટ્ર કહે છે.

### (૪) ઉપદેશ અર્થે પર્યટન

મનોમંથન દરમિયાન તેમને લાધેલા સત્યનો અને અહુરમઝ્દે તેમને જે આદેશ આપ્યો હતો તેનો ઉપદેશ આપવાની તેમણે શરૂઆત કરી.

તેમણે 'એકેશ્વરવાદ' ઉપર ખાસ ભાર મૂકયો હતો. 'જરથોસ્તીધર્મ સૌથી પહેલો છે કે જેમાં એકેશ્વરવાદ ખુલ્લા અને ચોક્કસ શબ્દમાં અનેકવાર વર્ણવાયેલો છે.' અહુરમઝ્દે સકળ સૃષ્ટિને ઉત્પન્ન કરી છે. તે સર્વજ્ઞ, સર્વદ્રષ્ટા, સર્વશક્તિમાન, સાચા, ન્યાયી, મિત્ર, ઉદાર, વગેરે છે.' અષો જરથુષ્ટ્ર કહેતા કે આ દુનિયા એક યુદ્ધનું મેદાન છે, જ્યાં બે વિરોધી તત્ત્વો—'સ્પેન્તોમૈન્યુ' અને 'અંગ્રમૈન્યુ'—સત્ અને અસત્ (Good and Evil) વચ્ચે નિરંતર સંઘર્ષ ચાલ્યા કરે છે. અલબત્ત, અહુરમઝ્દે જ એ બન્ને તત્ત્વોને ઉત્પન્ન કર્યાં છે અને છેવટે સત્યનો જ વિજય થવાનો છે. 'જરથુષ્ટ્ર' પ્રમાણે અહુરમઝ્દે જ સકળ સૃષ્ટિ પેદા કરી. તેણે સૃષ્ટિના આરંભથી જ બે શક્તિઓ સાથે ઉત્પન્ન કરી—એક ભલાઈ અને વિકાસની શક્તિ (સ્પેન્તોમૈન્યુ), અને બીજી બૂરાઈ અને વિનાશની શક્તિ (અંગ્રમૈન્યુ). જગતના અંત સુધી આ શક્તિઓનું ઘર્ષણ રહેશે પણ છેવટે બૂરાઈનો નાશ અને ભલાઈનો વિજય છે.'[1] 'તેમણે નૈતિક સિદ્ધાંતો ઉપર ખાસ ભાર મૂકયો હતો. 'ધર્મને ચોક્કસ દિશાસૂચન કર્યું હતું' એમ મહાકવિ ટાગોર પણ કહે છે. સત્ય, પ્રેમ, પવિત્રતા, વીરતા, સાદાઈ, સ્વચ્છતા, કર્તવ્યપરાયણતા, વગેરે માટે તેમણે આગ્રહ રાખ્યો હતો તથા સુવાણી, સુવિચાર અને સુકાર્યને માટે બોધ આપ્યો હતો. જગતમાં સૌ પ્રથમ જીવનનો મહિમા સમજાવતાં તેમણે કહ્યું હતું કે 'જીવન શા માટે છે?' તેમણે જવાબ આપ્યો, 'સત્યને માટે જેહાદ કરવાને.'[2] અષો જરથુષ્ટ્રે પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ આપ્યો હતો; સંન્યાસ તરફ તેમણે અણગમો દર્શાવ્યો હતો. સત્યને માર્ગે ચાલવું અને અસત્યથી બચવું એ કર્તવ્ય આ દુનિયામાં રહીને જ દરેકને કરવાનાં છે. પ્રો. દાવર સાહેબના શબ્દોમાં 'સંન્યાસી બન્યા સિવાય સંન્યાસની ત્યાગભાવના કેળવી, સમાજમાં રહીને જ સમાજની સેવા છેવટ સુધી કરવી એવી તેઓની આજ્ઞા છે.'

ઉપર પ્રમાણેનો ગૂઢતા વિનાનો, સાદો અને સફળ ઉપદેશ છતાં એ ધૈર્યવીરની ધીરજની કેવી કપરી કસોટી થઈ! દશ વર્ષ સુધી તેમણે ઉપદેશ કર્યો અને સમગ્ર ઈરાન અને છેક સિસ્તાન સુધી ફરી વળ્યા છતાં તેમને એક જ ગરીબ અનુયાયી મળી શકયો! છતાં તે ધર્મવીર હિંમત હાર્યા નહિ. મુશ્કેલીમાં તેમણે ફક્ત અહુરમઝ્દની મદદ માગી હતી. તે કહેતા કે

૧. પ્રો. દાવર કૃત 'ઈરાનનો ચેરાગ,' પા. ૧૧.

2. Religions of the World: G. L. Berry, p. 37.

'હું કયા દેશમાં જતો રહું ? મઝ્દઅહુર, હું તને કેવી રીતે પ્રસન્ન કરી શકું ! મને સફળતા મળતી નથી !' (યસ્ન. ૪૬ : ૧–૨)

### (૫) બલ્ખના રાજા ગુશ્તાસ્પના દરબારમાં

છેવટે અગ્નિપરીક્ષાનો અંત આવ્યો. ઉપદેશને બારમે વર્ષે તે બલ્ખના રાજા ગુસ્તાસ્પના દરબારમાં ગયા. જરથુષ્ટ્રના ઉપદેશથી પ્રભાવિત થઈને રાજાએ અને તેના કુટુંબે પણ જરથોસ્તીધર્મનો સ્વીકાર કર્યો. જરથુષ્ટ્રે જાદુ, મંત્ર–તંત્ર તથા મેલી વિદ્યાનાં પોકળો ખુલ્લાં પાડી ઉચ્ચ અને આધ્યાત્મિક ધર્મનો રાહ ચીંધ્યો. પછીથી રાજ્યના અગત્યના અમલદારો અને પ્રજાએ પણ તે ધર્મનો સ્વીકાર કર્યો. જરથુષ્ટ્રે રાજાના કુટુંબ સાથે લગ્નસંબંધ બાંધ્યો. રાજ્યાશ્રય મળતાં જરથોસ્તીધર્મનો વિકાસ ઝડપી બન્યો. આમ, પારસીધર્મના ફેલાવા માટેનાં સર્વ દ્વારો ખુલ્લાં થયાં.

### (૬) ધર્મવિગ્રહ અને શહીદી

બલ્ખના શાહે જરથોસ્તીધર્મ સ્વીકાર્યો તેને લીધે અને કેટલાંક આર્થિક કારણોને લીધે પણ તુરાનના બાદશાહ અરજાસ્પે બલ્ખ ઉપર ચઢાઈ કરી. પરંતુ જરથુષ્ટ્રની પ્રાર્થનાને લીધે બલ્ખનો વિજય થયો. તુરાનમાં પણ જરથોસ્તીધર્મનો પ્રચાર થયો. અષો જરથુષ્ટ્રે સત્યના વિકાસને માટે —ધર્મના વિકાસને માટે બળ વાપરવાની પણ રજા આપી હતી. તેથી આસ-પાસના રાજાઓ સાથે ધર્મવિગ્રહો કરવામાં આવ્યા તેમાં ગુસ્તાસ્પનો વિજય થયો.

પરંતુ પાછળથી તુરાનના રાજાએ લશ્કર એકઠું કરીને બલ્ખ ઉપર ચઢાઈ કરી. યુદ્ધ દરમિયાન પોતાના પક્ષને પ્રભુ વિજય આપે એવી પ્રાર્થનામાં અષો જરથુષ્ટ્ર જ્યારે ધ્યાનમગ્ન હતા ત્યારે એક તુરાનિયન નામે 'બરાતુરુતે' તેમને શહીદ કર્યા, ઈ સ. પૂર્વે ૫૮૩. તે વખતે તેમની ઉંમર ૭૭ વર્ષની હતી.

ડૉ. એલ. એચ. મિલ્સ તેમના 'જરથુષ્ટ્ર અને બાઈબલ' નામના પુસ્તકમાં જરથુષ્ટ્રને નીચે પ્રમાણે અંજલિ આપે છે કે, 'દરેક પારસીએ તો શું પરંતુ દરેક ધર્મપ્રેમી માનવે જરથુષ્ટ્રની ગાથાનું અધ્યયન કરવું જોઈએ; કારણ કે ગાથામાં વિશ્વધર્મનું રહસ્ય પ્રાચીન અને શુદ્ધ સ્વરૂપમાં આપણને જાણવા મળે છે.'

# ૨ જરથોસ્તીધર્મના સિદ્ધાંતો, સાહિત્ય અને પંથો

૧ જરથોસ્તીધર્મના સિદ્ધાંતો

(૨) પ્રોફેસર દાવર સાહેબના મતાનુસાર જરથોસ્તી ધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો

(૩) જરથોસ્તી ધર્મના ગ્રંથો અને પંથો—અવસ્તા: તેના પાંચ ભાગ છે:
(૧) યજશ્ન (૨) વીસ્પરદ (૩) વંદીદાદ (૪) યશ્ત (૫) ખોર્દેહ અવસ્તા
અને (૬) જરથોસ્તીધર્મના અન્ય ગ્રંથો.

(૪) જરથોસ્તીધર્મના પંથો:
(૧) શહેનશાહી (૨) કદમી

(૫) જરથોસ્તી ધર્મનો હિંદુધર્મ અને ખ્રિસ્તીધર્મ સાથેનો સંબંધ:
(અ) જરથોસ્તીધર્મ અને હિંદુધર્મ

(૬) (બ) જરથોસ્તીધર્મ અને ખ્રિસ્તીધર્મ
સારસંક્ષેપ

## [૧] જરથોસ્તીધર્મના સિદ્ધાંતો

અષો જરથુષ્ટ્રે જે ઉપદેશ આપ્યો હતો તે અને પાછળથી તેમાં જે બીજા સિદ્ધાંતો અને ક્રિયાઓનો સમાવેશ કરવામાં આવ્યો તે સર્વેનો આજના જરથોસ્તીધર્મમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ધર્મનું મુખ્ય પુસ્તક 'અવસ્તા' છે. તેને 'ઝંદ-અવસ્તા' પણ કહે છે અર્થાત્ ટીકા વગેરે સાથેનું 'અવેસ્તા,' પુસ્તક એકેશ્વરવાદ, દૈવી સંપત અને આસુરી સંપત વચ્ચે ચાલતો અવિરત સંઘર્ષ અને તેમાં છેવટે દૈવી સંપતનો વિજય, નીતિમત્તાના ચોક્કસ સિદ્ધાંતો, પવિત્રતા, સ્વચ્છતા, શૂરવીરતા, ઉદ્યોગપરાયણશીલતા, સંન્યાસ વિનાની ત્યાગભાવના, વગેરે અનેક મનનીય અને સ્તુત્ય સિદ્ધાંતો આ ધર્મમાં છે.

એકવાર સમગ્ર ઈરાન અને આસપાસના લાખો માનવોને એ ધર્મે પ્રેરણા ને માર્ગદર્શન આપ્યા હતાં. આજે તે માત્ર સવા લાખ પારસીઓનો

જ ધર્મ રહ્યો છે છતાં સેમેટિક ધર્મો—યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામ—ઉપર તેની અસર થઈ હોય એમ કેટલાક વિદ્વાનો માને છે.

જરથોસ્તીધર્મે એકેશ્વરવાદની માન્યતા ભારપૂર્વક અને ચોક્કસ શબ્દોમાં વ્યક્ત કરી હતી. અષો જરથુષ્ટ્રે ઉપદેશ આપ્યો હતો કે, જગતમાં ફક્ત એક જ દેવ છે, તે અહુરમઝ્દ છે. તેણે જ સકળ સૃષ્ટિને ઉત્પન્ન કરી છે. અવેસ્તામાં તેનું વર્ણન આ પ્રમાણે થયું છે: 'અહુરમઝ્દ જગતના કર્તા છે, તેજોમય છે, ઉત્કૃષ્ટ છે, સર્વોત્તમ છે અને સર્વથી મહાન છે. તે સૌથી વધારે સુંદર, દૃઢ, બુદ્ધિમાન, પરિપૂર્ણ અને ઉદાર છે.' પ્રો. દાવર સાહેબ લખે છે કે, 'જગતના સઘળા ધર્મોમાં જરથોસ્તીધર્મ સૌથી પહેલો છે કે જેમાં એકેશ્વરવાદ ખુલ્લા અને ચોક્કસ શબ્દોમાં અનેકવાર વર્ણવાયેલો છે.'

પ્રભુની સુંદર સૃષ્ટિમાં પાપ ક્યાંથી આવ્યું, તેની સમજ આપવા જરથુષ્ટ્રે '**માજદયસ્નની**' (દૈવી સંપત) અને **દેવયસ્નની** (આસુરી સંપત)ના સંઘર્ષનો સિદ્ધાંત સમજાવ્યો. આ જગત એક યુદ્ધનું મેદાન છે. તેમાં સત્ અને અસત્ વચ્ચે અનિમેષ સંઘર્ષ ચાલ્યા કરે છે. 'માજદયસ્ની' (દૈવી સંપત)માં સત્ય, પ્રકાશ, પવિત્રતા અને જ્ઞાન જેવા દૈવી અંશો છે, જ્યારે 'દેવયસ્ની' (આસુરી સંપત)માં તેનાથી વિરુદ્ધ અસત્ય, અંધકાર, અપવિત્રતા અને અજ્ઞાન જેવાં આસુરી તત્ત્વો છે. જગતમાં આપણે જે શુભ અને અશુભ (Good and Evil) જોઈએ છીએ તે આ બે શક્તિઓની જ અસર છે. હિંદુધર્મના સત્ અને અસત્‌ના સિદ્ધાંતને આ સિદ્ધાંત ખૂબ જ મળતો આવે છે એ સંઘર્ષમાં અંતે દૈવીસંપતનો વિજય થશે એવો આશાવાદ પણ વ્યક્ત કરવામાં આવ્યો છે પ્રો. દાવર સાહેબ તેને નીચે પ્રમાણે રજૂ કરે છે: જરથુષ્ટ્ર પ્રમાણે અહુરમઝ્દે જ સકળ સૃષ્ટિ પેદા કરી. તેણે સૃષ્ટિના આરંભથી જ બે શક્તિઓ સાથે ઉત્પન્ન કરી–એક ભલાઈ અને વિકાસની શક્તિ (સ્પેન્તોમૈન્યુ) અને બીજી બૂરાઈ અને વિનાશની શક્તિ (અંગ્રમૈન્યુ). જગતના અંત સુધી આ શક્તિઓનું ઘર્ષણ રહેશે, પણ છેવટે બૂરાઈનો નાશ અને ભલાઈનો વિજય જ છે'

ઉપરના જ સિદ્ધાંતમાંથી 'અહુરમઝ્દ' અને 'અહ્રિમાન'ની માન્યતા પણ જરથોસ્તીધર્મમાં ઊતરી આવી છે. 'સ્પેન્તોમૈન્યુ' એ પવિત્રતા અને વિકાસની શક્તિ છે. તે દરેક વસ્તુને ઉત્પન્ન કરે છે, તેને

આકાર આપે છે અને તેની વૃદ્ધિ કરે છે. જ્યારે 'અંગ્રમૈન્યુ' એ અપવિત્રતા અને વિનાશની શક્તિ છે. તે દરેક વસ્તુનો વિનાશ કરે છે. વનસ્પતિમાં ઝેર, માનવમાં પાપ અને જીવનમાં મૃત્યુ મેળવે છે પાછળથી 'સ્પેન્તોમૈન્યુ'ને 'અહુરમઝ્દ' અને 'અંગ્રમૈન્યુ'ને અહ્રિમાન'નાં સ્વરૂપો મળ્યાં અને તે બન્ને વચ્ચે સંઘર્ષ ચાલે છે એવી માન્યતા અસ્તિત્વમાં આવી, પરંતુ તે બન્ને શક્તિઓ એકસરખી શક્તિમાન-સમોવડી છે એવું નથી. તેમાં અહુરમઝ્દ સર્વશક્તિમાન છે. તે ઇચ્છે તો 'અહ્રિમાન'નો વિનાશ કરી શકે અને એક દિવસે એવું થવાનું છે એવી માન્યતા પણ જરથોસ્તીધર્મમાં છે. તેથી આ ધર્મમાં કેટલાક માને છે તે દ્વૈતવાદની માન્યતા (Dualism) છે એવું નથી.[1]

ઉપરના સંઘર્ષમાં દરેક જરથોસ્તીની ફરજ છે કે તે અહુરમઝ્દનો પક્ષ લે અને આસુરી શક્તિઓ સામે વીરતાથી વિગ્રહ કરી દૈવી સંપતને વિજયી બનાવે આપો જરથુષ્ટ્રે જીવનનું કર્તવ્ય સમજાવતાં કહ્યું હતું કે, 'જીવન સત્ય માટે જેહાદ કરવાને છે.'

જરથોસ્તીધર્મમાં અહુરમઝ્દને અનેક દૈવી ગુણથી વિભૂષિત કરવામાં આવ્યા છે. તેમાંના દરેકનું વર્ણન ગાથાઓમા જુદે જુદે ઠેકાણે આવે છે. તેમાંના કેટલાક ઉદાર અને અમર ગુણોનો એક વર્ગ છે. તેમાં મુખ્યતવે ૭ ગુણો છે, જેને 'અમેષસ્પેન્ત' અને ટૂંકમાં 'અમેષાસ્પન્દો' કહે છે. તે નીચે પ્રમાણે છે:

(૧) વોહુમનહૂ- સારું મન અથવા ભલી વૃત્તિ.

(૨) અશ અથવા અષવહિશ્તુ—સત્ય અથવા ન્યાય અથવા ઉત્તમ પવિત્રતા.

(૩) ક્ષત્ર—શક્તિ અથવા રાજ્યશાસનની શક્તિ.

(૪) આરમઈતી—ભક્તિ અથવા પવિત્રતા.

(૫) હઉર્વતાત—સંપૂર્ણતા અથવા આરોગ્ય

(૬) અમરતાત—અમરતા.

---

૧. 'જરથોસ્તીધર્મમાં બે ખુદા હોય—એક ભલાઈનો અને બીજો બૂરાઈનો—એવી કેવળ ખોટી છાપ ઘણાના મનમાં રહી ગઈ છે'—પ્રો. દાવર સાહેબ કૃત 'ઈરાનના ચેરાગ'માંથી.

આ ઉપરાંત, અહુરમઝ્દની નાની યા પેટાશક્તિઓ જેને 'યજત' કહે છે તે નીચે મુજબ છે: (૧) આદર = અગ્નિ યા આતશ. (૨) આવાં = પાણી (૩) ખોર્શેદ = સૂર્ય. (૪) ફરોહર = આત્મા. આ શક્તિઓ પૂજનીય છે—અવિનાશી છે અને તેથી ઉપાસ્ય છે એમ આ ધર્મમાં છે.

પાછળથી એવું પણ બન્યું હોય કે ઉપરના ૭ અમેષાસ્પન્દોને આલંકારિક ભાષામા વર્ણવવામાં આવ્યા હોય અને તેમને અહુરમઝ્દના દેવદૂતો અથવા ફિરસ્તાઓ ગણાવ્યા હોય અને પરિણામે તેમને દેવદૂતો તરીકેનું મૂર્ત સ્વરૂપ મળ્યું હોય. જરથોસ્તી ધર્મગ્રંથોમાં તેમનું દેવદૂતો તરીકેનું ઘણીવાર વર્ણન આવે છે અને તેમની પૂજા થાય છે. જેમ અહુરમઝ્દનાં ઉપર પ્રમાણેનાં શુભ તત્ત્વો છે અને તે તેને મદદ કરે છે, તેમ 'અહ્રિમાન'ને પણ અશુભ તત્ત્વો મદદ કરે છે. તેમાં જહી (સેતાન), વ્યભિચારની દેવી (ગહી), અપ્સરાઓ (પઇરિક) અને જાદુના રાક્ષસો (યાતુ) મુખ્ય છે. તે ઉપરાંત, અસત્ય, ક્રોધ, લોભ, કામ, ક્ષુધા, તૃષા, દુષ્કાળ, વેશ્યા, વગેરે પણ તેને મદદ કરે છે. દરેક જરથોસ્તીએ 'અહ્રિમાન' અને તેનાં અશુભ તત્ત્વોની સામે વીરતાથી જેહાદ કરવી જોઈએ.

અહ્રિમાનના પંજામાંથી બચવા અને અહુરમઝ્દનો પક્ષ લેવા અને તેને વિજયી બનાવવા દરેક જરથોસ્તીએ પ્રયત્ન કરવો જોઈએ. પરંતુ તેનો સામનો કેવી રીતે કરવો? તે માટેનું સાધન 'અષોઈ' (પવિત્રતા) છે. અષોઈમાં જ જરથોસ્તીધર્મના તમામ સદ્ગુણો સમાઈ જાય છે. તે જરથોસ્તીધર્મનો મહાન અફર નૈતિક સિદ્ધાંત છે તેને સંસ્કૃત શબ્દ 'ઋત' (સનાતન નિયમ) સાથે સરખાવી શકાય. અષોઈ પ્રાપ્ત કરવા **મનશ્ની** (સુવિચાર), **ગવશ્ની** (સુવાણી) અને **કુનશ્ની** (સુકર્મ) પ્રમાણે ચાલવું જોઈએ આ નીતિમાર્ગને પારસીધર્મમાં અનુક્રમે હૂમત, હૂખ્ત અને હૂવર્સ્ત કહે છે તથા તેનાથી વિરુદ્ધ દુશ્મત (ખરાબ મન), દુઃજુખ્ત (ખરાબ વાણી) અને દુઃજુવર્સ્ત (ખરાબ કાર્ય)ની પણ કલ્પના છે.

આ ધર્મમાં નૈતિક સિદ્ધાંતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. 'જરથોસ્તીધર્મનું નીતિશાસ્ત્ર બહુ ઉચ્ચ પ્રકારનું છે, અને તે ભગવાન બુદ્ધના અષ્ટવિધ માર્ગને બહુ મળતું આવે છે. અમારા ધર્મમાં પહેલું સ્થાન સત્યને મળે છે. કોલ-કરારનું પાલન, પાકદિલી, ન્યાયબુદ્ધિ, પ્રામાણિકપણું, ડહાપણ ને મર્યાદાશીલતાને પણ વખાણવામાં આવ્યા છે........

સુખના વખતમાં શાંતિ અને સંયમ અને આપત્તિના સમયમાં ધૈર્ય અને સંપૂર્ણ ઈશ્વરપ્રણિધાન રાખવાનું ફરમાવવામાં આવ્યું છે.'[1]

આ ધર્મ પ્રવૃત્તિપરાયણ ધર્મ છે. તેમાં સંન્યાસને સ્થાન નથી. અષો જરથુષ્ટ્રે પણ સંન્યાસ તરફ અણગમો બતાવ્યો હતો. સતને માર્ગે ચાલવું અને અસત સામે જેહાદ કરવી એ નેકીનાં કાર્યો દરેક જરથોસ્તીએ માનવસમાજમાં રહીને જ કરવાનાં છે. પ્રોફેસર દાવર સાહેબ લખે છે કે, 'જરથુષ્ટ્ર સંન્યાસની વિરુદ્ધ હશે, પરંતુ તેઓ ત્યાગભાવનાની વિરુદ્ધ નહોતા.........સંન્યાસી બન્યા સિવાય સંન્યાસીની ત્યાગભાવના કેળવી, સમાજમાં રહીને જ સમાજની સેવા છેવટ સુધી કરવી એવી તેઓની આજ્ઞા હતી.' તે ઉપરાંત, આ ધર્મમાં ખેતી કરવી, પશુપાલન કરવું, વગેરે માટે પણ બોધ આપવામાં આવ્યો છે. પશુઉછેર, નિત્ય અને અહર્નિશ અગ્નિ-સ્થાપન, પૃથ્વી ખેડવી, વૃક્ષો ઉગાડવાં, ગૌસેવા કરવી તથા અંતિમ લક્ષ્ય અષોઈ પ્રાપ્ત કરવી અને નેકીના રાહ પર ચાલવું એ પારસીધર્મની કર્ત-વ્યભાવના છે. આ ધર્મમાં ઉપવાસને પણ સ્થાન નથી. અલબત્ત, તે ખોરદાદસાલ (જરથુષ્ટ્રનો જન્મદિવસ), જમશેદીનવરોઝ (જમશેદનો દિવસ) અને પતેતી (બેસતું વર્ષ) જેવા ઉત્સવો ઊજવે છે. વળી ગતવર્ષનાં પાપોના પશ્ચાત્તાપ માટે પણ એક દિવસ નિયત કરેલો છે જે દરમિયાન પારસીઓ સદાચાર પાળે છે. ધર્મનાં બાહ્ય ચિહ્નો તરીકે 'સદરો' (અંદરનું પહેરણ) અને કસ્તી (બ્રાહ્મણોની જનોઈ જેવી) નું પરિધાન કરે છે. જરથોસ્તીધર્મમાં યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામધર્મની જેમ કયામત (છેલ્લો ન્યાય), બેહસ્ત (સ્વર્ગ) અને દોજખ (નરક) ના વિચારો પણ વ્યક્ત થયા છે. મૃત્યુ પછી દરેકને 'ચિન્વત' નામના પુલ ઉપરથી ચાલવું પડશે ત્યારે નેક (પવિત્ર) માનવી તેને પાર કરીને સ્વર્ગમાં દાખલ થશે અને બદ (અપવિત્ર) માનવો તેના ઉપરથી નીચે નરકમાં પડશે. તે ઉપરાંત, તેમાં 'સોષ્યંત' (ભાવિ ઉદ્ધારક)ની માન્યતા પણ છે. તે જગતનો ઉદ્ધાર કરશે અને પવિત્રતાનું સામ્રાજ્ય સ્થાપશે. ત્યાર પછી આ જગતમાં પાપ જેવી વસ્તુ લેશમાત્ર રહેશે જ નહિ. આ ધર્મ સ્વચ્છતાનો પણ ખાસ અનુરોધ કરે છે. પોતે સ્વચ્છ રહેવું તથા અન્ય વસ્તુઓને પણ સ્વચ્છ રાખવી (પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોને મલિન ન થવા દેવાં) એ મુખ્ય ફરજ ગણાય છે. આથી જ આ ધર્મમાં મૃતદેહને બાળવા કે દાટવાનો

---

૧. પ્રોફેસર દાવર કૃત 'ઈરાનનો પૈગામ', પા. ૧૬

નિષેધ છે તથા કાપેલા નખ કે વાળ પણ અસ્પૃશ્ય ગણાય છે. વળી, નદી, તળાવ ઇત્યાદિ જળાશયોને પણ ચોખ્ખાં રાખવાની ફરજ માન્ય રખાઈ છે.

આ ધર્મને અંજલિ આપતાં Dr. W. Geiger લખે છે કે, 'યહૂદીધર્મના અપવાદ સિવાય બીજો એકેય પૂર્વનો પ્રાચીન ધર્મ નથી, જેના ધાર્મિક વિચારોમા આવી શુદ્ધતા અને ભવ્યતાનાં દર્શન થતાં હોય.' પ્રોફેસર દાવર સાહેબ લખે છે કે, 'ધર્મના ઇતિહાસમાં જરથોસ્તીધર્મનો ફાળો બહુ સંગીન અને અવિસ્મરણીય છે.'

## [૨] પ્રોફેસર દાવર સાહેબના મતાનુસાર જરથોસ્તીધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો

પ્રોફેસર ફિરોઝ કાવસજી દાવરે 'ઈરાનનો ચેરાગ' નામે એક પુસ્તક લખ્યું છે તેમાં જરથોસ્તીધર્મના સિદ્ધાતો તેમણે સંપૂર્ણ શ્રદ્ધાથી અને સુંદર રીતે વર્ણવ્યા છે. તે આપણે તપાસીએ.

'જરથુષ્ટ્રે વેદના અમુક સિદ્ધાંતો સામે વિરોધ ઉઠાવી એક જુદો જ ધર્મ સ્થાપ્યો. તે પહેલાં હિંદુઓ અને પારસીઓનો એક જ ધર્મ હતો, જે 'હિંદ–ઈરાની' (Indo–Iranian) ધર્મને નામે ઓળખાય છે.'

'જગતના સઘળા ધર્મોમાં જરથોસ્તીધર્મ સૌથી પહેલો છે કે જેમાં એકેશ્વરવાદ ખુલ્લા અને ચોક્કસ શબ્દોમાં અનેકવાર વર્ણવાયેલો છે.'

'જગતના ધર્મોના ઇતિહાસમાં પહેલી જ વાર જરથુષ્ટ્રે આવા યજ્ઞો (પશુબલિ વગેરે) બંધ કરાવ્યા અને ગાય વગેરે જાનવરોની કુરબાનીને એમણે પાપ ગણી વખોડી કાઢી.'

'જગતમાં પહેલી જ વાર જરથુષ્ટ્રે છાકટાપણાનો નિષેધ કર્યો (યસ્ન ૪૮, ૧૦). અલબત્ત, પાછલાં જરથોસ્તી ધર્મપુસ્તકો પ્રમાણે હદમાં રહીને શરાબ પીવાની છૂટ અપાઈ છે. છાકટાપણાની બંધી તો ગાથામાં જ જરથુષ્ટ્રના શ્રીમુખે પોકારાઈ છે.'

'જરથુષ્ટ્ર પ્રમાણે અહુરમઝ્દે જ સકળ સૃષ્ટિ પેદા કરી. તેણે સૃષ્ટિના આરંભથી જ બે શક્તિઓ સાથે ઉત્પન્ન કરી–એક ભલાઈ અને વિકાસની શક્તિ (સ્પેન્તોમૈન્યુ) અને બીજી બૂરાઈ અને વિનાશની શક્તિ (અંગ્રમૈન્યુ) જગતના અંત સુધી આ શક્તિઓનું ઘર્ષણ રહેશે, પણ છેવટે બૂરાઈનો નાશ અને ભલાઈનો વિજય જ છે.'

'જરથોસ્તીધર્મમાં બે ખુદા હોય–એક ભલાઈનો અને બીજો બૂરાઈનો–એવી કેવળ ખોટી છાપ ઘણાના મનમાં રહી ગઈ છે. બે ખુદા તો હોય જ ક્યાંથી ? કેમ કે ભલાઈ અને બૂરાઈ બન્ને શક્તિઓને પેદા કરનાર એક જ અહુરમઝ્દ ગણાયો છે.'

'દરેક જરથોસ્તી સાચનો સિપાહી છે અને બૂરાઈ અને પાપ સાથે લડવાની એની પહેલી ફરજ છે. અહુરમઝ્દના અનેક ગુણોની નકલ કરી, દિનપ્રતિદિન પ્રગતિ કરી હૌવર્તાત્ (સંપૂર્ણતા)ને પહોંચવા પ્રયાસ કરવો એવો પયગમ્બર સાહેબનો ઉપદેશ છે.'

'જરથોસ્તીધર્મ વેદકાળના હિંદુધર્મની પેઠે પ્રવૃત્તિમાર્ગી છે. જરથુષ્ટ્રનો મુખ્ય ઉપદેશ એ હતો કે નેકીનાં કાર્યો સતત કર્યાં જ કરો; નેકીનાં કાર્યોથી જ મોક્ષ મળશે.'

'અમારા ધર્મમાં સંન્યાસને સ્થાન નથી પણ છેવટ સુધી સેવા અને પરોપકારના કાર્યોમાં પ્રવૃત્ત રહેવાનું ફરમાન છે......સંન્યાસી બન્યા સિવાય સંન્યાસીની ત્યાગભાવના કેળવી સમાજમાં રહીને જ સમાજની સેવા છેવટ સુધી કરવી એવી તેઓની આજ્ઞા હતી '

'અમારા ધર્મમાં કોઈ પ્રકારનો અતિરેક નથી, અને એના નૈતિક સિદ્ધાંતો પણ નિશ્ચયબળવાળો દરેક માણસ પાળી શકે એવા છે...સંતાનોવાળો એક માણસ સંતાનો વિનાના માણસ કરતાં પ્રભુને વધુ પ્રિય હોય છે.'

'અમારા ધર્મમા ઉપવાસ કરવાનું ખાસ ફરમાન નથી. જો કે દરેક કાર્યમાં સંયમ અને મધ્યમપણું જાળવવાનો ઉપદેશ અપાયો છે.'

'અમારા ધર્મનુ મુખ્ય લક્ષણ જ પ્રભુપરાયણતા છે......એક જરથોસ્તીના જીવનમાં ભક્તિ (આરમઈતી) મુખ્ય ભાગ ભજવે છે. દિવસમાં પાંચ વાર તે ભક્તિ દ્વારા ઈશ્વરનું શરણ લે છે, તેની સહાય માગે છે. ઈશ્વરને પહોંચવાનો ટૂંકામાં ટૂંકો માર્ગ તે ભક્તિનો.'

'દરેક જરથોસ્તીએ પાપનો સામનો કરવો જોઈએ. તે સામનામાં તેનું મુખ્ય હથિયાર 'અષોઈ'નું છે. ગાથામાં અને સમસ્ત જરથોસ્તીધર્મમાં 'અષ'ના જેવો સર્વગ્રાહી અને અર્થસૂચક શબ્દ બીજો કોઈ ન હોય. 'અષ' વૈદિક શબ્દ 'ઋત' સાથે સંબંધ ધરાવે છે અને એનો ભાવાર્થ

રાસ્તી, સીધાપણું. સત્ય છે.. અષોઈ. જ અમારા ધર્મનો મહાન અફર નૈતિક સિદ્ધાંત છે એ જ અમારો Moral Law છે અને સર જહાંગીર કોયાજીના મત પ્રમાણે એ જ અમારો Categorical Imperative છે.'

'વેદમાં જે અગ્નિપૂજા હતી તે જરથુષ્ટ્રે ચાલુ રાખી, પણ અવસ્તામાં આતશ (અગ્નિ) તે અગ્નિનો દેવ નહિ પણ અગ્નિનો ફિરસ્તો છે.'

'જરથુષ્ટ્રે તો કહ્યું છે કે ભલાઈનો બદલો ભલાઈથી વાળો, પણ બૂરાઈનો બદલો આપો ન્યાયથી.... .જરથુષ્ટ્ર તો એટલી હદ સુધી કહે છે કે દુષ્ટ અને આક્રમણકારી મનુષ્યોને હથિયારના બળથી મારી હઠાવવા.'

'જરથોસ્તીધર્મનું નીતિશાસ્ત્ર બહુ ઉચ્ચ પ્રકારનું છે અને ભગવાન બુદ્ધના અષ્ટવિધ માર્ગને બહુ મળતું આવે છે.'

'અમારો ધર્મ જગતની પ્રગતિ, વૃદ્ધિ અને આબાદીની આકાંક્ષા રાખે છે અને દરેક કલ્યાણકારી પ્રવૃત્તિને ઉત્તેજન આપે છે. તે વિજ્ઞાનને પોતાનું વિરોધી નહિ પણ મિત્ર માને છે.'

'ઈશ્વરની સાથોસાથ રહી, તેની આજ્ઞાનું અષોઈથી પાલન કરી જગતમાં ક્ષથ્રવૈર્ય (ઈશ્વરનું બળવાન સામ્રાજ્ય) સ્થાપવાની જરથોસ્તીઓની ઉમેદ છે.'

'અમારા ધર્મમાં છૂટાછવાયા ઈશારાઓ સિવાય પુનર્જન્મ હોય એમ દેખાતું નથી.'

'અમારો ધર્મ જેટલો નીતિપ્રધાન છે તેટલો તત્ત્વચિંતનપ્રધાન નથી એનામાં બેશક ફિલસૂફી છે, પણ તે હિન્દુ ધાર્મિક ફિલસૂફી જેટલી ઊંડી નથી......અમારા ધર્મમાં અગમ્યવાદ (Mysticism)નું પ્રમાણ પણ ઓછું છે, જો કે તે છે તો ખરું જ.'

## [૩] જરથોસ્તીધર્મના ગ્રંથો અને પંથો

**અવસ્તા :**

જરથોસ્તીધર્મનું મુખ્ય પુસ્તક 'અવસ્તા' છે તેને 'જંદ–અવસ્તા' પણ કહે છે. 'જંદ–અવસ્તા'માં 'અવસ્તા' ઉપર જે ટીકા કરવામાં આવી છે તેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. 'અવસ્તા' મૂળ

અવસ્તા ભાષામાં છે, જેની ભાષા ‘ઋગ્વેદસંહિતા’ની ભાષા સાથે ઘણી મળતી આવે છે. ‘અવસ્તા’ અને ‘વેદ’ બન્નેનો અર્થ ‘જ્ઞાન’ થાય છે. ‘અવસ્તા’ને ‘ફારસી બાઇબલ’ (Persian Bible) પણ કહે છે. આજે પણ પારસીઓ તેને પવિત્ર ગ્રંથ માને છે. જરથોસ્તીસાહિત્યમાં અવસ્તા, પાજંદ, પહેલવી અને ફારસી ભાષાઓનો ઉપયોગ થયો છે.

‘અવસ્તા’ની પ્રાચીન મૂળ આવૃત્તિના ઘણા ભાગનો વિનાશ થયો છે. જે અવસ્તા આજે પ્રાપ્ત છે તેના નીચે પ્રમાણે પાંચ વિભાગો પડે છે: (૧) યજશ્ને (૨) વીસ્પરદ (૩) વંદીદાદ (૪) યશ્ત અને (૫) ખોર્દેહઅવસ્તા.

**(૧) યજશ્ને:** યજશ્ને એટલે અહુરમઝ્દની વિધિ અને ક્રિયાકાંડ સહિતની ભક્તિ. તેમાં ભક્તિ માટેની વિધિઓ, ક્રિયાઓ અને યજ્ઞોનું વર્ણન આપવામાં આવ્યું છે. આ ગ્રંથમાં જરથોસ્તીધર્મના સિદ્ધાંતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેનો ગાથા (ગાન–ગૈ ધાતુ ઉપરથી) નામનો વિભાગ અંશે જરથુષ્ટ્રે પોતે રચેલો છે. તેમાં કુલે સત્તર ગાથાઓ છે. અવસ્તાથી આ વિભાગને ઘણો જ પવિત્ર ગણવામાં આવે છે.

**(૨) વીસ્પરદ:** વીસ્પરદ એટલે ‘બધા દેવોનાં આહ્વાન.’ વીસ્પરદમાં જરથોસ્તીધર્મના દેવોના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે અને તેમને આહ્વાન આપવાના મંત્રોનો તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. યજ્ઞો અને ભક્તિ કરતી વખતે યશ્નની સાથે આ મંત્રો ઉચ્ચારવામાં આવે છે.

**(૩) વંદીદાદ:** વંદીદાદ એટલે દેવની–અસુરોની શક્તિઓ સામેનો કાયદો અથવા ‘રાક્ષસી અને જાદુવિદ્યાની સામેનો કાયદો’ અવેસ્તા સાહિત્યમા ‘દેવ’નો અર્થ અસુર–રાક્ષસ એવો કરવામાં આવ્યો છે. જાદુવિદ્યા અને આસુરી તત્ત્વો વગેરે વિનાશની શક્તિઓ સામે પ્રતિકાર કરવાના મંત્રો તેમાં આપેલા છે. તેમાં કર્મ–યજ્ઞ કરતી વખતે જરથોસ્તી દસ્તૂરો અને પુરોહિતોએ જે નિયમો પાળવાના હોય છે તેનો પણ સંગ્રહ છે. તેમાં જગતની ઉત્પત્તિ અને બીજી કેટલીક ઐતિહાસિક માહિતી પણ આપવામાં આવી છે.

**(૪) યશ્ત:** યશ્ત એટલે પૂજામંત્રો. એક રીતે તો તે યજશ્નેનો જ ભાગ છે. તેમાં ધાર્મિક કાવ્યો આપવામાં આવ્યાં છે. તેમા જરથોસ્તી-ધર્મના એકવીસ દેવદૂતો અને વીરપુરુષોની ભક્તિ કરવાના મંત્રો આપવામાં આવ્યા છે.

**(૫) ખોર્દેહ અવસ્તા :** ખોર્દેહ અવસ્તા એટલે નાનો અવસ્તા. તે અવસ્તાની નાની આવૃત્તિ જેવો છે. તેમાં ઉપરના ચાર ગ્રંથોમાંથી પારસીઓ રોજબરોજ જેને વાચી શકે એવા અગત્યના મંત્રોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. પારસીઓ તેને પોતાની દરરોજની પ્રાર્થનામાં વાંચે છે. તેમાંના મંત્રો અવસ્તાસંગ્રહના સારરૂપે છે.

## [૪] જરથોસ્તીધર્મના પંથો

પ્રસ્તુત ધર્મના મુખ્ય બે પંથો છે: શહેનશાહી અને કદમી. આ પંથો ધાર્મિક સિદ્ધાન્તોમાં સરખા જ છે તથા બન્નેનું તત્ત્વજ્ઞાન પણ એક જ છે. તેમાં કોઈ જ તફાવત નથી. પરંતુ મન્ત્રોચ્ચારની બાબતમાં તેમ જ પારસી સંવતનાં વર્ષોની ગણતરીમાં બન્ને વચ્ચે કેટલોક તફાવત છે.

## [૫] જરથોસ્તીધર્મનો હિંદુધર્મ અને ખ્રિસ્તીધર્મ સાથેનો સંબંધ

### (અ) જરથોસ્તીધર્મ અને હિંદુધર્મ

જરથોસ્તીધર્મનું પ્રાચીન સ્વરૂપ વેદકાળના હિંદુધર્મને મળતું આવે છે. અવસ્તામાં અને ઋગ્વેદસંહિતામાં જે દેવો, દેવદૂતો અને યજયાગાદિનું વર્ણન આપવામાં આવ્યું છે તેમાં ઘણું સામ્ય છે 'અવસ્તા' અને 'વેદ' એ બન્ને શબ્દોનો અર્થ 'જ્ઞાન' થાય છે. અવસ્તામાં જે 'અષોઈ'નું વર્ણન કરવામાં આવ્યું છે અને જેનો અર્થ ઘણો જ સર્વગ્રાહી અને વ્યાપક રીતે કરવામાં આવ્યો છે, તેને સંસ્કૃત શબ્દ 'ઋત' (સનાતન નિયમ) સાથે સરખાવી શકાય. કેટલાક દેવોનાં નામ અને તેમનાં સ્વરૂપો વગેરે પણ એકસરખાં આવે છે. દા. ત., અવસ્તાનો 'મિથ્ર' દેવ વેદના 'મિત્ર' દેવને મળતો આવે છે. વેદનો 'મિત્ર' અને ઈરાની 'મિથ્ર' એની વચ્ચે એટલી બધી બાબતોમાં સામ્ય છે કે એમના એકત્વને વિષે કશી જ શંકા નથી. બંને ધર્મમાં એને પ્રકાશના દેવરૂપે સંબોધેલો છે; તથા એની સાથે આકાશના દેવનું નામ જોડેલું છે.' જરથોસ્તી ધર્મમાં મિથ્રને અધિક મહત્ત્વ મળ્યું. તેના એક ધર્મગ્રંથમાં કહ્યું છે: 'અહુરમઝ્દે એને આ આખા જગતને ટકાવી રાખવા ને તેના પર ચોકી રાખવાને સ્થાપ્યો.[૧] બન્નેમાં તેને સૂર્યદેવ તરીકે પૂજવામા આવે છે. બન્ને ધર્મોમાં યજન-યજ્ઞને પણ ઘણું જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. વેદમાં જેવુ 'સોમ'નું સ્થાન છે તેવું અવસ્તામાં 'હોમ'નું સ્થાન છે. વેદસાહિત્યમાં 'વરુણદેવ,' જેને

---

૧. ડૉ રાધાકૃષ્ણન્ કૃત. 'ધર્મોનું મિલન,' પા ૩૩-૩૪ (અનુ ચંદ્રશંકર શુક્લ)

સર્વશ્રેષ્ઠ અને સર્વસ્વને ઉત્પન્ન કરનાર ગણવામાં આવ્યા છે ને તેમને 'અસુર'નું બિરુદ આપવામાં આવ્યું છે. તે અવસ્તાના સર્વશ્રેષ્ઠ અને એક માત્ર પરમેશ્વર 'અહુરમઝ્દ'ની સાથે ઘણી જ સામ્યતા દર્શાવે છે. મૂળ 'અહુર' શબ્દ સાથે 'મઝ્દ' (મહાજ્ઞાની) શબ્દ ઉમેરાઈને 'અહુરમઝ્દ' શબ્દ બન્યો છે.

હિંદુધર્મ અને પ્રાચીન જરથોસ્તીધર્મ વચ્ચે ઉપર પ્રમાણેનું સામ્ય હોવા છતાં બન્નેમાં એક આશ્ચર્યજનક તફાવત પણ નજરે પડે છે. વેદમાં જે શબ્દ (અલબત્ત, પાછળથી) 'દેવ' તરીકે વપરાયો છે તેનો અર્થ દૈવી સંપત, પ્રકાશમય, મંગળકારી તત્ત્વ તરીકે કરવામાં આવ્યો છે, જ્યારે અવસ્તામાં તેનો તદ્દન ઊલટો જ અર્થ કરવામાં આવ્યો છે અર્થાત્ 'દેવ' એટલે દુષ્ટ, રાક્ષસ, અને અમંગળકારી તત્ત્વ.

ઉપરની ચર્ચા પછી, તે માટેનો પ્રોફેસર દાવર સાહેબનો મત તપાસીએ. તે લખે છે કે, 'જરથુષ્ટ્રે વેદના અમુક સિદ્ધાંતો સામે વિરોધ ઉઠાવી એક જુદો જ ધર્મ સ્થાપ્યો. તે પહેલાં હિંદુઓ અને પારસીઓનો એક ધર્મ હતો, જે 'હિંદ-ઈરાની' (Indo-Iranian) ધર્મને નામે ઓળખાય છે.'

## (ચ) જરથોસ્તીધર્મ અને ખ્રિસ્તીધર્મ

બાઈબલમાં આ ધર્મનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ બાઈબલના જૂના અને નવા કરારમાં જરથોસ્તી રાજાઓ અને લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમને શાણા અને બુદ્ધિમાન લોકો કહેવામા આવ્યા છે. બાઈબલમાં જે સમકાલીન ધર્મોના અનુયાયીઓની કડક ટીકા કરવામાં આવી છે તેનાથી વિરુદ્ધ જરથોસ્તી લોકોનાં તેમાં વખાણ કરવામાં આવ્યાં છે. યહૂદીઓ જ્યારે બેબિલોનમાં આવીને વસ્યા ત્યારે તે જરથોસ્તીઓના સંપર્કમાં આવ્યા અને તેને પરિણામે કદાચ મેસાઈયાહ. સેટન-સેતાન, કયામત, સ્વર્ગ અને નરકના વિચારો બાઈબલમાં ઊતરી આવ્યા હશે એમ કેટલાક વિદ્વાનો માને છે. બાઈબલમાં જરથોસ્તી રાજા સાયરસનું વર્ણન આવે છે, રાજા સાયરસને 'યહોવાહે' અવતારી પુરુષ કહ્યો હતો અને તેને 'મારા ભરવાડ' કહીને અનુમોદન કર્યું હતું. Dr. L. H. Mills લખે છે કે ખ્રિસ્તીઓએ જરથોસ્તીધર્મનો અભ્યાસ કરવો જોઈએ, કારણ કે તે ધર્મમાંથી યહૂદીધર્મ મારફતે ખ્રિસ્તીધર્મમાં અનેક ઉત્કૃષ્ટ વિચારો ઊતરી આવ્યા છે.'

જરથોસ્તીધર્મના બીજા ધર્મો સાથેના સંબંધમાં પ્રોફેસર દાવર સાહેબ પોતાનો મત આ પ્રમાણે જાહેર કરે છે: 'જરથોસ્તીધર્મ પછી થનારા અનેક ધર્મોએ અમારા ધર્મ ઉપરથી જ સઘળું લીધું છે એમ કહેવું વધારે પડતું ગણાય; પણ એટલું તો ખરું કે અમારા ધર્મે સૌથી પ્રથમ આપેલા નૈતિક ઝોક અને પ્રતિપાદિત કરેલા અમુક સિદ્ધાંતોની અસર પાછલા ધર્મો ઉપર અનેક રીતે પડેલી છે.'

## [૬] સારસંક્ષેપ

(૧) મૂળ પાર્સ ગામના વતનીઓનો ધર્મ તે પારસીધર્મ—આદ્યસ્થાપક જરથુષ્ટ્રના નામ પરથી તેને જરથોસ્તી ધર્મ પણ કહે છે. (૨) આ ધર્મ પ્રાચીન આર્યધર્મ (વૈદિક ધર્મ) સાથે બહુ જ મળતો આવે છે. તથા ખ્રિસ્તી, યહૂદી અને ઇસ્લામ ધર્મે પણ તેમાંથી ઘણી જ પ્રેરણા મેળવી છે. (૩) મિથ્ર (સૂર્ય) પૂજા, અગ્નિપૂજા, વગેરેની હિમાયત. (૪) અહુરમઝ્દ (સ્પેન્તોમૈન્યુ) અને અહ્રિમાન (અંગ્રમૈન્યુ) વચ્ચેનો ભેદ. (૫) ઉચ્ચ તત્ત્વ અહુરમઝ્દ અને તેના દિવ્ય ગુણો (૭ અમેષાસ્પન્દો) તથા તેની બે ગેબી શક્તિઓ (મીનો......માજદયસ્ની અને દેવયસ્ની). (૬) કર્તવ્ય એ જ સાચી પૂજા છે—ભક્તિ છે......(Work is worship) અર્થાત્ પ્રવૃત્તિપરાયણતા તથા ઉદ્યમશીલતાનો ખાસ અનુરોધ. (૭) સર્વ પ્રકારની વ્યાવહારિક સ્વચ્છતા તથા પવિત્રતા (અષોઈ) નું વિશેષ મહત્ત્વ. (૮) ઉપવાસ, વ્રત, સંન્યાસ ઇત્યાદિનો નિષેધ. (૯) સદરો કસ્તી વ. પારસીઓનાં બાહ્ય ચિહ્નો. (૧૦) પાપ, પુણ્ય, સ્વર્ગ, નર્ક તથા કર્મ ઇત્યાદિ બાબતો અંગે હિંદુધર્મ સાથે સામ્ય. કાયમના સ્વર્ગ–નર્કની માન્યતા નથી. તથા આખરે એકવાર અહુરમઝ્દનો અવશ્ય વિજય થશે તથા વિશ્વનું નવસર્જન થશે એવી માન્યતા. (૧૧) શહેનશાહી અને કદમી જેવા બહુ મહત્ત્વનો ભેદ નહિ ધરાવતા બે પંથો. (૧૨) પાંચ ભાગમાં વહેંચાયેલું અને લગભગ વેદને મળતું આવતું પવિત્ર ધર્મપુસ્તક અવેસ્તા. (૧૩) આ ધર્મ હાલમાં ભારત ખાતે જ પળાય છે અને તેમાંય મહારાષ્ટ્ર અને ગુજરાતમાં (મુંબઈ, સુરત, નવસારી, ઉદવાડા વ) તેમનાં મુખ્ય ધર્મમંદિરો (આતશ બહેરામો છે).

# ખ્રિસ્તીધર્મ

'હે પ્રભુ! તેઓ શું કરે છે તેની તેમને ખબર નથી; તેમને તું માફ કરજે'

—ઈશુ ખ્રિસ્ત

'તે ધર્મ (ખ્રિસ્તીધર્મ) એક કર્મકાંડી પંથ ન હતો, તે તો જીવનનો એક માર્ગ થવાને સર્જાયો હતો.'

—જિરાલ્ડ બેરી

'જ્હૉન કેલ્વીન પ્રોટેસ્ટન્ટ પંથના સિદ્ધાંતો અને વહીવટી બાબતોના રચયિતા તરીકે, હેન્રી આઠમા કે માર્ટિન લ્યૂથર કરતાં વધુ મહત્ત્વ ધરાવે છે.'

—હેઇઝ અને મુન

# ૧ ઈસુ ખ્રિસ્તની જીવનઝરમર

(૧) પ્રાસ્તાવિક

(૨) યહૂદીધર્મનું પતન

(૩) ઈસુ ખ્રિસ્તની જીવનઝરમર

(अ) ઈસુના જીવન વિશે માહિતી

(ब) જન્મ અને બાલ્યાવસ્થા

(क) બે મહાન સુધારકોનો મેળાપ-જહોન બેપ્ટીસ્ટ અને ઈસુ ખ્રિસ્ત

(ड) પ્રાર્થના, જ્ઞાનપ્રાપ્તિ અને ઉપદેશપર્યટન

(इ) તેમના ચમત્કારો વિશે

(ई) ઉપદેશ

(उ) છેલ્લું ભોજન

(फ) ન્યાયનું ફારસ-નાટક

(ए) ક્રુસારોહણ

(ऐ) પુનરુત્થાન

## [૧] પ્રાસ્તાવિક

જગતના ધર્મોના ઇતિહાસમાં ઈ સ. પૂ નો છઠ્ઠો સૈકો એક મહાન યાદગાર, ક્રાંતિકારી અને યુગપ્રવર્તક જમાનો બની ગયો છે. જાણે જૂના જમાનાની અભેદ્ય જડતા અને અસહ્ય અંધશ્રદ્ધાનાં ઘેરાં પડળ ચીરી નાખવા એ પાવનસૈકાનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો ન હોય! તેને માટે જવાહરલાલ નેહરુ લખે છે કે, 'ઇસુ પહેલાની છઠ્ઠી સદીનો જમાનો એક ભારે યાદગાર સમય બની ગયો એમ જણાય છે કે, તે કાળમાં દુનિયાભરમાં નવા વિચારનું મોટું મોજું ફરી વળ્યું હશે, વર્તમાન પરિસ્થિતિ વિષે લોકોમાં

અસંતોષ જાગ્યો હશે અને કંઈક એથી સારી સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા અને આકાંક્ષા જન્મી હશે.'

એ ઈ. સ. પૂ. ના છઠ્ઠા સૈકામાં પ્રાચીન હિંદુધર્મમાં પ્રવર્તમાન વિકૃતિઓ–રક્તપાતયજ્ઞો, ખર્ચાળ કર્મકાંડો અને ઉગ્ર અંધશ્રદ્ધા વગેરે–નો પ્રતિકાર કરવા બે સુધારક પ્રવૃત્તિઓ–ક્રાંતિઓ થઈ: જૈનધર્મ અને બૌદ્ધ ધર્મ. તે જ પ્રમાણે ઈ. સ. ના પ્રથમ સૈકામાં, યહૂદીધર્મમાં પ્રવર્તમાન વિકૃતિઓને અવરોધવા ને ડામવા બે મહાત્માઓએ–જ્હોન બેપ્ટિસ્ટ અને ઈસુ ખ્રિસ્તે–સુધારક પ્રવૃત્તિઓ આદરી. તેમાંથી ઈસુના ઉપદેશમાંથી ખ્રિસ્તી ધર્મની સ્થાપના થઈ છે.

પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ ચકાસતાં ને તુલનાત્મક મૂલ્યાંકન કરતાં મહાન ઇતિહાસકાર એચ. જી. વેલ્સ (H. G. Wells)ના મત પ્રમાણે, ઈસુ ખ્રિસ્ત, ખ્રિસ્તી ધર્મના એક માત્ર બીજ સમાન હતા જ્યારે તેના સાચા સ્થાપક તો સંત પૉલ હતા.

ગમે તેમ હોય, સુધારક પ્રવૃત્તિમાંથી જન્મેલ, બુદ્ધધર્મની જેમ ખ્રિસ્તી ધર્મ પણ આજે જગતધર્મ બન્યો છે–જગતની વસ્તીનો ઘણો મોટો ભાગ આજે ખ્રિસ્તી ધર્મમાં આસ્થા રાખે છે. પૂર્વમાં જન્મેલ ખ્રિસ્તીધર્મ આજે પશ્ચિમની બહુમતી પ્રજાનો મુખ્ય ધર્મ બન્યો છે. એ એક અદ્ભુત ને નોંધપાત્ર ઘટના બની ગઈ છે.

ગ્રીક તત્ત્વચિંતકો – સૉક્રેટીસ, પ્લેટો, ઍરિસ્ટોટલ – ઝેનો અને એપીક્યુરસની પશ્ચિમના ધર્મો ઉપર ઊંડી છાપ પડી હતી. તેમની અસર કાળક્રમે વિલીન થવા માંડી. પ્રાચીન દેવદેવીઓ પણ તેમના મર્યાદિત જીવન-કાળમાં અમુક પ્રમાણમાં ઝમક–તેજ બતાવી વિદાય થયાં–લુપ્ત થયાં ત્યારે પશ્ચિમની આત્મિક વાંછના–ભૂખ અને અલૌકિક આરાધના–ઉપાસનાના શૂન્યાવકાશને પૂર્ણ કરવા, પૂર્વમાંથી પશ્ચિમમાં ધર્મોનું મહાપ્રયાણ થયું-ઇજિપ્ત, પેલેસ્ટાઈન, ઈરાન અને અરબસ્તાનમાંથી. તેમાં ખાસ કરીને ખ્રિસ્તી ધર્મે અને ઇસ્લામ ધર્મે વત્તેઓછે અંશે યુરોપીય સમાજ ઉપર ભારે અસર કરી છે. તેમા ખ્રિસ્તી ધર્મ તો જાણે યુરોપીય પ્રજાનો જ મુખ્ય ધર્મ બની ગયો છે અને તેનાં ઇતિહાસ, સંસ્કૃતિ અને સંસ્કારોમાં તે તાણાવાણાની જેમ વણાઈ ચૂક્યો છે. તેથી જ કહેવામાં આવે છે કે, 'પૂર્વમાંથી પયગંબરો આવે છે.'

## [૨] યહૂદીધર્મનું પતન

યહૂદીધર્મ પ્રાચીતમ ધર્મોમાંનો એક પ્રાચીન ધર્મ છે. તેના આદ્ય-સંસ્થાપક હજરત મુસા પયગંબર હતા. યહૂદી ધર્મમાં પયગંબર મુસા અને બીજા અનેક પયગંબરો અને સંતોના ઉપદેશનો સમાવેશ કરવામાં આવે છે. 'તોરાહ' તેમનો ધાર્મિક ગ્રંથ છે. 'જૂનો કરાર'-(Old Testament)ને યહૂદીઓ પોતાનો ધર્મગ્રંથ માને છે. તેને હિબ્રૂ બાઈબલ પણ કહે છે. પયગંબર મુસાએ તેમને વ્યવસ્થિત પ્રજા બનાવી હતી, તેમને એકેશ્વરવાદી બનાવ્યા હતા અને તેમને નીતિશાસ્ત્ર-કાયદાશાસ્ત્ર આપ્યું હતું. તેમાં 'દશ આજ્ઞાઓ' (Ten Commandments) પ્રખ્યાત છે.

કાળક્રમે, બીજા ધર્મોની જેમ, યહૂદીધર્મમાં પણ વિકૃતિઓ પ્રવેશી. તેમાં ચાર પંથો કે સંપ્રદાયો પડયા—સેડયુસી, ફેરિસી, ઈસીન, અને ઝેરાપ્યુટી. તેમાં સેડયુસી અને ફેરિસી ખાસ નોંધપાત્ર છે. સેડયુસીઓ ઉદાર, પરિવર્તનશીલ અને સુધારક પ્રવૃત્તિવાળા હતા. તેમના સુધારા વગેરે ઉપરથી કહી શકાય કે, તેમની માન્યતા ઉપર ગ્રીક-હેલેનિક તત્ત્વ-ચિંતકોની ઊંડી છાપ પડી હોય એમ લાગે છે તે મૂળગત સિદ્ધાંતોને હાનિ પહોંચે નહિ તેવા ગમે તેટલા સુધારાવધારા કરવા તૈયાર હતા, અને કેટલીક વાર સમયાનુસાર અમુક સુધારા કર્યા પણ હતા સંકુચિત જ્ઞાતિપ્રથા અને જડ કર્મકાંડો વિષે તેમને અણગમો હતો. તેમણે જ્ઞાતિ-બંધનો ઢીલાં કરવાનો પ્રયત્ન કર્યો હતો, જ્યારે ફેરિસીઓ મહા રૂઢિચુસ્ત હતા તે કર્મકાંડ વગેરે વિધિઓ ઉપર ખાસ ભાર મૂકે છે. તે સુધારક પ્રવૃત્તિમા જરાયે આસ્થા રાખતા નથી. સમય પ્રમાણે કોઈ પણ જાતની બાંધછોડ કરે નહીં એવા તે વધારે પડતા જડ અને કર્મકાંડી હતા. તે પોતાની ધાર્મિક બાબતોમાં સમય પ્રમાણે કોઈ પણ જાતનો સુધારો-વધારો કરવા જરાયે તૈયાર ન હતા.

યહૂદીઓનું મુખ્ય મંદિર જેરુસલેમમા હતું. ત્યાં પૂજાવિધિ અને બલિદાન વગેરે કરવાનો અધિકાર એક ખાસ અલગ પૂજારીવર્ગનો હતો. પ્રજા અને ખાસ કરીને સત્તાધારી રાજકીય પક્ષ ઉપરની તેની લાગવગ અને પકડ ઘણી જ મજબૂત હતી પૂજારીવર્ગની બનેલ ધાર્મિક સભા (Cohenderin) અથવા "એકોતરીસભા"ને વિશાળ સત્તાઓ આપવામાં આવી હતી, પરંતુ તેને રોમન સૂબાને આધીન રહેવું પડતું. એ પૂજારી વર્ગે, એક વખતે હિંદુધર્મમા બ્રાહ્મણવર્ગે કર્યું હતું તેમ, પોતાના સ્વાર્થ ખાતર અનેક કર્મકાંડો અને અંધશ્રદ્ધાઓ પ્રવર્તાવી હતી.

છતાં, એવી અંધશ્રદ્ધામાં ખદબદતી, એ યહૂદી પ્રજાએ હજી સ્વાતંત્ર્ય-પ્રેમ, ખંત અને અભિમાન છોડયાં ન હતાં. રોમનધૂંસરી તળે કચડાતી અને ગુલામ દશાને ધિક્કારતી પરંતુ સમસમીને પુનઃ શાંત પડી જતી એ યહૂદી પ્રજા ધર્મગ્રંથસૂચિત 'મેસિયાહ–ધર્મરાજા' (Messiah)ની અનન્ય શ્રદ્ધાથી રાહ જોતી હતી. જે 'મેસિયાહ' પુનઃ દાઉદ–ડેવીડ અને સુલેમાન–સોલોમનનો સુવર્ણયુગ–કીર્તિયુગ પાછો લાવશે અને પુનઃ જગતની મુખ્ય–નિર્ભિત પ્રજા બનશે એવાં દિવાસ્વપ્નોમાં રાચતી એ યહૂદી પ્રજા સમક્ષ તે 'મેસિયાહ' પ્રત્યક્ષ આવ્યા પણ ખરા, પરંતુ જગતની ક્ષણ-ભંગુર જાહોજલાલીને ઝંખનારી એ જ યહૂદી પ્રજાએ તેમને ક્રૂસ ઉપર ચઢાવી દીધા!

## [૩] ઈસુ ખ્રિસ્તની જીવનઝરમર

### ઈસુના જીવન વિષે માહિતી

ઈસુના જીવન અને ઉપદેશ વિષે અનેક જીવનચરિત્રો લખાયાં છે. એક મતે તો જગતમાં આજ સુધી, ઈસુ ખ્રિસ્તના જ જીવન વિષે સૌથી વધુ જીવનચરિત્રો લખાયાં છે. છતાં એ કમનસીબી છે કે આટઆટલું લખાયા છતાં તેમના જીવન વિષે તલસ્પર્શી માહિતી મળી આવતી નથી. બાઈબલ જેવો દળદાર ગ્રંથ પણ, તેને માટે ચુપકીદી સેવે છે.

ઈસુના જીવન અને ઉપદેશ માટે બાઈબલના 'નવા કરાર' (New Testament)માં વધુ માહિતી મળી આવે છે. તેમાં ખાસ કરીને સંત મેથ્યુ, સંત માર્ક, સંત લ્યૂક અને સંત જ્હોને લખેલ 'ગોસ્પેલ્સ' (સુવાર્તાઓ)માંથી તેમના જીવન અને પ્રવૃત્તિ માટે રસપ્રદ અને આધાર-ભૂત માહિતી મળે છે. ટીકાકારો માને છે કે ઈસુની પ્રતિભા અને ઉપદેશ માટે સૌથી વધુ વિશ્વાસપાત્ર માહિતી સંત માર્કનું 'ગોસ્પેલ' આપી જાય છે.* પરંતુ તેમની જીવનરેખામાં જ્યાં તૂટ પડે છે – ખાલી જગ્યા પડે છે–તે વિષે કાંઈ પણ આધારભૂત માહિતી મળતી નથી. દા. ત., તેમણે જન્મથી તે ત્રીસ વર્ષની વય સુધી કઈ વિશિષ્ટ પ્રવૃત્તિઓ કરી હશે, તેના વિષે કોઈ પણ ગ્રંથકારે કે ઇતિહાસકારે તે અંધકારને ભેદવા પ્રકાશ ફેંક્યો નથી. આપણે માત્ર અટકળો કરીએ છીએ, અંધકારમાં અટવાઈએ છીએ.

* H. G. Wells : 'World History,' p. 524.

## જન્મ અને બાલ્યાવસ્થા

ઈસુ ખ્રિસ્તનો જન્મ ૨૫ મી ડિસેમ્બર, ઈ. સ. પૂ. ૪ માં, જુડિયામાં (પેલેસ્ટાઈનમાં) આવેલા 'બેથ્લેહેમ' નામના એક ગામમાં થયો હતો. તેમના પિતા 'જોસેફ' અને માતા 'મેરી' યહૂદીધર્મનાં અનુયાયીઓ હતાં. તેથી જ કદાચ ઈસુ ખ્રિસ્તે પોતાને ઘણી વાર 'એક સાચા યહૂદી' તરીકે ગણાવ્યા છે. જુડિયામાં તે વખતે 'હેરોદ'ના આનુવંશિક નામે જાણીતા પ્રખ્યાત રાજાની નામની સત્તા ચાલતી હતી, કારણ કે જુડિયા રોમન સામ્રાજ્યનો એક ભાગ હતો. ત્યાં છેવટની સત્તા રોમન સમ્રાટ નિર્મિત સૂબાના હાથમાં હતી. તે રોમન સમ્રાટ ઑગસ્ટસનો જમાનો હતો. તેણે પોન્ટસ પાઈલેટ પિલેટને જુડિયાના સૂબા અથવા ગવર્નર તરીકે નીમ્યો હતો.

દરેક સંતોના જીવનમાં બને છે તેમ ઈસુના જન્મ વિષે અને બાલ્યાવસ્થા માટે કેટલાક ચમત્કારોની નોંધ ધર્મગ્રંથોમાં કરવામાં આવી છે. દા. ત., ઈસુનો જન્મ અલૌકિક રીતે થયેલ હતો, તેથી જ તેમની માતા મેરીને 'કુમારી મેરી' (Virgin Mary) કહે છે. તેમના જન્મસમયે હેરોદના જોષીઓએ હેરોદને ભવિષ્યવાણી સંભળાવી કે, 'તારો શત્રુ બેથ્લેહેમમાં પેદા થયો છે.' વહેમી હેરોદે બે વર્ષની અંદર જન્મેલાં બધાં જ બાળકોની કતલ કરવાનો ગોઝારો હુકમ કર્યો પરંતુ હજરત મુસાની જેમ, ઈસુ પણ તે આફતમાંથી બચી ગયા. 'જોસેફ' અને 'મેરી' પોતાના બાળકને લઈ ને 'નાઝરેથ'—માતા મેરીના પિયરમાં—સહીસલામત પહોંચી ગયાં

ગમે તેમ હોય, રાજા હેરોદના ત્રાસને લીધે કે પછી ધધાને કારણે જોસેફ ગેલિલિ તાલુકામાં આવેલા 'નાઝરેથ' ગામમાં રહેવા લાગ્યા. ઈસુ પણ ત્રીસ વર્ષના થયા ત્યા સુધી 'નાઝરેથ'માં જ રહ્યા. તેથી જ તેને 'નાઝરેથના ઈસુ' એવું ઉપનામ પણ મળ્યું છે, અને તેમના અનુયાયીઓને શરૂઆતમાં 'નાઝરીનો' કહેવામાં આવતા.

ઈસુએ તેમના પિતા સાથે સુથારનો ધંધો કર્યો હતો. તે આજીવન અવિવાહિત રહ્યા હતા અને બ્રહ્મચર્ય પાળ્યું હતું. જિરાલ્ડ બેરી (Gerald Berry) લખે છે કે, 'તે સમય દરમિયાન મુસાફરી અને અભ્યાસ માટે તે (ઈસુ) દૂરપૂર્વ, યુરોપ અને ગ્રેટબ્રિટનમાં ઘણો સમય રહ્યા હશે—એ વિચારનું આધુનિક પુરાતત્ત્વસંશોધકો સમર્થન કરે છે.' *

---

* 'Religions of the World': G. L Berry, p. 69.

એવી એક દંતકથા છે કે, જ્યારે ઈસુ ખ્રિસ્ત બાર વર્ષના હતા, ત્યારે પોતાનાં માતાપિતા સાથે તે 'પેસાહ–પેશોવર' પર્વના ઉત્સવપ્રસંગે જેરુસલેમ ગયા હતા. ત્યાં મંદિરના પૂજારીઓ સાથે તેમણે ધાર્મિક બાબતો ઉપર ઠીકઠીક ચર્ચા કરી હતી અને અકલ્પ્ય પ્રશ્નો પૂછ્યા હતા. ચર્ચાને લીધે તે મોડા પડચા. માતાપિતાનો સખત ઠપકો સાંભળવો પડચો. પરંતુ જો એ ઘટના સાચી હોય તો બાળક ઈસુને ધાર્મિક બાબતોનું સારું એવું જ્ઞાન હશે અને તેમણે ભારે મનોમંથન કર્યું હશે, એ બાબતો પુરવાર થાય છે.

## બે મહાન સુધારકોનો મેળાપ

ઈસુ જ્યારે ત્રીસ વર્ષના થયા, ત્યારે જુડિયામાં જ્હોન બેપ્ટિસ્ટ (John, the Baptist) નામે એક ધર્મસુધારક પ્રવર્તમાન અંધશ્રદ્ધા ને બદીઓ સામે પ્રતિકારરૂપ ઉપદેશ આપતા હતા. તે કહેતા, 'ધર્મરાજ્ય આવવાનો સમય નજીક આવ્યો છે; દરેકે પાપનું પાયશ્ચિત્ત કરવું; બધા પ્રત્યે પ્રેમભાવ રાખવો.' તેમણે લોકોને પોતાનું જીવન સુધારવાનો આદેશ આપ્યો. તેમણે આગાહી કરી હતી કે, તેમના પછી એક 'સમર્થ પુરુષ' આવવાનો છે. 'હું તેનાં પગરખાંની દોરી છોડવાને પણ લાયક નથી.' તે સમર્થ પુરુષ તે જ ઈસુ ખ્રિસ્ત એમ કહેવામાં આવે છે કે, ઈસુએ, ત્રીસ વર્ષની વયે, જ્હોન બેપ્ટિસ્ટને હાથે દીક્ષા–બેપ્ટિઝમ મેળવ્યું હતું.

## પ્રાર્થના, જ્ઞાનપ્રાપ્તિ અને ઉપદેશપર્યટન

બેપ્ટિઝમ મેળવ્યા પછી ઈસુએ જ્ઞાનપ્રકાશ મેળવવા માટે ચાળીસ દિવસ સુધી પાસેના એક પહાડ ઉપર જઈ એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરી. તેને અંતે તેમને જ્ઞાનપ્રકાશ મળ્યો તેને લોકો સુધી પહોંચાડવા તેમણે ઉપદેશની શરૂઆત કરી જુડિયા, સેમેરિયા અને ગેલિલિમા પર્યટન કરી તેમણે ઉપદેશ આપ્યો.

તેમનો ઉપદેશ ઘણો જ લોકપ્રિય બન્યો, કારણ કે તે પોતાના ઉપદેશને સુવાર્તાઓ, દંતકથાઓ અને સુભાષિતો દ્વારા લોકભોગ્ય બનાવતા. એક મતે તે ચમત્કારો વડે અનેક રોગ મટાડી શકતા. વળી કોઈ પણ જાતના ભેદભાવ વિના તે દરેકને ઉપદેશ કરતા અને તેમના ઉપદેશમાં પ્રેમ, સદ્ભાવ અને કરુણાની અમીવર્ષા ઝરતી. તેથી જ લોકોનાં ટોળેટોળાં તેમનો

ઉપદેશ સાંભળવા ભેગાં મળતાં. ભયંકર ભીડને પહોંચી વળવા કેટલીક વાર તે વહાણમાં ઊભા રહીને કે ઊંચી ટેકરી ઉપર ઊભા રહીને પ્રવચન કરતા. તેમનાં ગિરિપ્રવચનો (Sermon on the Mount) પ્રખ્યાત છે.

## તેમના ચમત્કારો વિષે

ખ્રિસ્તી ધર્મગ્રંથોમાં તેમના અનેક ચમત્કારોનું વર્ણન કરવામાં આવ્યું. દા. ત, તે રોગિષ્ઠોના રોગ, માત્ર હાથના સ્પર્શથી મટાડતા, આંધળાને દેખતા, બહેરાને સાંભળતા, મૂંગાને બોલતા અને મરેલાને જીવતા કરી શકતા. આજે આપણે કોઈ પણ ધર્મના મૂલ્યાંકનમાં તેના સ્થાપકના ચમત્કારોને ગૌણ સ્થાન આપીએ છીએ.

છતાં કિશોરલાલ મશરૂવાળાનો નીચે પ્રમાણેનો મત નોંધપાત્ર છે: 'ચમત્કારોની વાતો કેવળ ખોટી જ છે એમ માનવું એ અશ્રદ્ધાનો છેડો છે; દરેક ચમત્કારિક વાતને ગળે ઉતારી લેવી એ અંધશ્રદ્ધાનો છેડો છે.' લોકોને ફક્ત પોતાનાં દુઃખ દૂર કરવાં છે, પરંતુ પોતે જે શાશ્વત સુખને– 'ધર્મરાજ્ય'ને માટે ઉપદેશ કરે છે તેમાં લોકોને રસ નથી તે જાણીને ઈસુને દુઃખ થતું.

ઉપદેશ દરમિયાન તેમને સત પિટર, સંત જેમ્સ, જ્હોન અને બીજા નવ–એમ કુલ બાર શિષ્યો મળ્યા હતા, જે હંમેશાં તેમની સાથે જ રહેતા હતા. આ શિષ્યોમાં જુડાસ (Judas) કે યહૂદા નામનો તેમનો શિષ્ય નોંધપાત્ર છે, કારણ કે તેણે પાછળથી ધનલોભને લીધે ઈસુને કેદ કરાવ્યા હતા. પાછળથી પશ્ચાત્તાપ થતાં તેણે ગળે ફાંસો ખાઈને આત્મહત્યા કરી હતી.

## ઉપદેશ

ઈસુએ તેમના ઉપદેશમાં કહ્યું કે, 'ઈશ્વર એક છે અને તે સર્વશક્તિમાન છે; તે પિતાની જેમ દયાળુ છે અને જે પશ્ચાત્તાપ કરે છે તેને તે ક્ષમા આપે છે.' તેમણે દીન, દુઃખી અને રોગિષ્ઠોની સેવા કરવાનું કહ્યું. 'પોતે પોતાની જાતને જેવું ઇચ્છે તેવું બીજાને માટે પણ ઇચ્છે.' એમ તે કહેતા. તેમણે લોકોને 'પ્રભુના રાજ્યમાં' જોડાવાની હાકલ કરી. જનસેવા એ જ પ્રભુસેવા છે' એ તે ભારપૂર્વક જણાવતા. તેમના જીવનકાર્ય પરથી પણ એ સૂત્રને તેમણે સાબિત કરી બતાવ્યું. કોઈ પણ જાતના ભેદભાવ વિના તેમણે ગરીબ, દુઃખી, રોગિષ્ઠો અને ખાસ કરીને હડધૂત

ગણાતા રક્તપિત્તિયાઓને આશરો આપ્યો તેમની માનવતા, નમ્રતા અને કરુણા આજે પણ દાદ માગી લે છે. ઉપદેશ દરમિયાન તેમણે સ્પષ્ટ કહ્યું હતું કે, 'હું જૂના રીતરિવાજો અને માન્યતાઓનું ખંડન કરતો નથી; હું તેમાં સુધારા કરી તેને સંપૂર્ણ કરવા આવ્યો છું.' પરતુ ઈસુએ કોઈ પણ જાતના ઢાંકપિછોડા વિના યહૂદી પૂજારીવર્ગની સ્વાર્થવૃત્તિ, અંધશ્રદ્ધા અને પાખંડાઈની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી. એમ કહેવાય છે કે તે જ્યારે 'પૈસાહ'ના ઉત્સવપ્રસંગે જેરુસલેમ ગયા ત્યારે પૂજારીઓની મંદિરની જગ્યાને ભાડે આપવાની નીતિનો તેમણે સક્રિય વિરોધ કર્યો. વેપારીઓને ત્યાંથી નસાડી મૂક્યા. તેથી પૂજારીવર્ગ તેમની સામે રોષે ભરાયો પરંતુ સત્યના ઉપાસક ઈસુને તેમની પડી ન હતી. ઉપદેશ દરમિયાન તેમણે કબૂલ કર્યું હતું કે તે યહૂદી ગ્રંથોને સૂચિત 'મેસિયાહ' અને 'ક્રાઈસ્ટ' છે.* મંદિરશુદ્ધિમાં કહેલું : 'આ મંદિર તમે તોડી નાખો તો ત્રણ દિવસમાં હું નવું મંદિર કરવા શક્તિ ધરાવું છું.' 'શેબાથ'ને દિવસે–વિશ્રામવારે તેમણે એક દર્દીને સાજો કર્યો અને તેનો ખાટલો જાતે ઉપાડીને જવા કહ્યું. રૂઢિચુસ્ત યહૂદીઓને જવાબ આપતાં તેમણે કહ્યુ કે, 'વિશ્રામવાર માણસ માટે છે; માણસ વિશ્રામવાર માટે નથી.' રોમન સિક્કા ઉપર સીઝરની છાપ જોઈ તેમણે કહ્યું હતું કે, 'જે સીઝરનું છે તે તેને આપી દો; અને જે ઈશ્વરનું છે તે તેને આપો.' તેમના આ નિર્દોષ શબ્દોનો પૂજારીવર્ગે પોતાના સ્વાર્થ માટે ગેરફાયદો ઉઠાવ્યો. રોમન ગવર્નર 'પાઈલેટ–પિલેટ પોન્ટ્સ'ને તેમણે સમજાવ્યું કે ઈસુ બંડખોર છે અને તે પોતાનું રાજ્ય સ્થાપવા માગે છે, પરંતુ ગવર્નરને તેમના શબ્દોમા વિશ્વાસ પડયો નહિ. રોમમાં તો ભાગ્યે જ કોઈને ઈસુના બળવાની ખબર પણ હોય! રોમમાં હવે 'ટાઈબેરિયસ–સીઝર' નામનો સમ્રાટ હતો.

ઈ. સ. ૨૯ માં 'પૅસ્રાહ'ના પર્વટાણે ફરી એક વાર ઈસુ જેરુસલેમ આવ્યા. + પુનઃ તેમણે મંદિરની જગ્યા ભાડે આપવા સામે વાંધો ઉઠાવ્યો. આ વખતે જેરુસલેમમાં તેમનું ભવ્ય સ્વાગત થયુ. લોકોનાં ટોળેટોળાં તેમનો ઉપદેશ સાંભળવા ભેગાં મળતાં. યહૂદી પૂજારીવર્ગને લાગ્યું કે તેમનો બચાવ એ ઈસુનો અંત છે. પૂજારીવર્ગ ઈસુની ધરપકડ કરાવાની પેરવીમા પડયો.

---

* World History, Hayes and Moon, p. 228

સરખાવો 'Although he never claimed to be the Jewish Messiah, he was hailed by many as such' 'R. of the World.' G Berry. p 69

### છેલ્લું ભોજન

જેરુસલેમમાં ઈસુએ એક અઠવાડિયા સુધી ઉપદેશ આપ્યો. પેસાહ-પર્વની પહેલા ગુરુવારની સાંજે ઈસુએ એક અનુયાયીને ત્યાં પોતાના શિષ્યો સાથે ભોજન લીધું, જે 'છેલ્લું ભોજન–Last Supper'ને નામે ઓળખાય છે. ભોજન દરમિયાન ઈસુએ આગાહી કરી હતી કે, 'મનુષ્યપુત્રને દુઃખ સહેવાનાં છે અને મરવાનું છે.' અને થયું પણ એમ જ. ઈસુનો જુડાસ–યહૂદા નામે એક શિષ્ય હતો. તેણે પૈસાને લોભે–ચાંદીના ત્રીસ સિક્કાને માટે–પોતાના માલિક–ગુરુને દગો દીધો, તેમને કેદ કરાવ્યા

### ન્યાયનું ફારસ (નાટક)

ઈસુને વડા પૂજારી 'સિયાફેસ' પાસે ખડા કરવામાં આવ્યા. યહૂદી ધર્મનો તિરસ્કાર અને રોમન સામ્રાજ્ય સામે બંડ–કાવતરું કરવાનો તેમના ઉપર આરોપ મૂકવામા આવ્યો. ન્યાયનું નાટક ખેલાયું અને તેમને દેહાંતદંડની સજા કરવામા આવી પરંતુ એ ધાર્મિક સભા (Gohenderin) ને મોતની સજા માટે રોમન સૂબાની પરવાનગી લેવી પડતી. ઈસુને ગવર્નર પાયલેટ–પિલેટ–પોન્ટ્સ પાસે મોકલવામાં આવ્યા. ધાર્મિક સભામાં અને રસ્તામાં ઈસુ ઉપર ઘણા જુલમો કરવામાં આવ્યા.

પાયલેટને તે ગુનેગાર લાગ્યા નહિ, તેથી તેણે તેમને જુડિયાના રાજા 'હેરોદ' પાસે મોકલી આપ્યા. હેરોદે એકવાર જહોન બેપ્ટિસ્ટના નિર્દોષ લોહીથી પોતાના હાથ રંગ્યા હતા. તેણે ઈશુને પુનઃ ગવર્નર પાસે મોકલી આપ્યા. છેવટે પ્રજામતથી ડરી જઈ અને પૂજારીવર્ગના દબાણને લીધે તેણે ઈસુને દેહાંતદંડની સજા ફરમાવી.

### ક્રુસારોહણ

કેલવરી નામની ટેકરી ઉપર ઈ. સ. ૨૯ માં ઈસુને ક્રુસ ઉપર ચઢાવી ખીલા ઠોકી તેમને શહીદ કરવામાં આવ્યા. ઈસુના છેલ્લા શબ્દો નોંધપાત્ર છે, 'હે પ્રભુ! તેઓ શું કરે છે તેની તેમને ખબર નથી; તેમને તું માફ કરજે.' બીજી એક બાબત દુઃખ સાથે નોંધવી પડે છે કે, "તેમના બાર શિષ્યો, જે તેમના નિત્યના સાથીદારો હતા, તેમણે ભારે બિનવફાદારી અને બીકણપણું બતાવ્યું. મુસ્કેલીમાં તેમણે ઈસુને સાથ આપ્યો નહિ."

### પુનરુત્થાન (Resurrection)

+ H G. Wellsના મત પ્રમાણે તે કદાચ પહેલી જ વાર ત્યાં આવ્યા હશે

ઈસુને ક્રુસ ઉપર ચઢાવ્યા પછી પૂજારીવર્ગ અને ગવર્નર પાઈલેટને લાગ્યું કે તેમના પ્રકરણનો અંત આવ્યો છે, પરંતુ બીજા અગત્યના પ્રકરણની તો હવે શરૂઆત થવાની હતી.

ઈસાઈ ધર્મગ્રંથો પ્રમાણે ક્રુસારોહણ પછીના રવિવારે ઈસુનું પુનરુત્થાન (Resurrection)–કબરમાંથી ફરી ઊઠવું–થયું. તેમણે શિષ્યોને સતત ચાળીસ દિવસ સુધી દર્શન આપ્યાં અને પોતાનો સંદેશો પહોંચાડવા પ્રોત્સાહન આપ્યું.

ઈસુના બલિદાને અને પુનરુત્થાને તેમના શિષ્યોમાં ભારે શક્તિ અને શ્રદ્ધા જન્માવી. તેમના 'મેસિયાહ' હોવામાં હવે જરાયે શંકાને સ્થાન રહ્યું નહીં. ઈસુનો ક્રોસ અને ઉપદેશ લઈ તે આજુબાજુના પ્રદેશમાં ઘૂમી વળ્યા. જેરુસલેમ તો શું, રોમન સમ્રાટને પણ પડકારવાની નૈતિક હિંમત તેમનામાં આવી. ઈસુના ઉપદેશનો વિકાસ થયો. તેની જ્યોત જલતી રાખવામાં તેમણે પોતાનાં બલિદાનો આપ્યાં.

પરિણામે આજે ઈસુને ક્રુસ ઉપર ચઢાવનાર પૂજારીવર્ગ, ગવર્નર પાઈલેટ કે રોમન સમ્રાટ ટાઈબેરિયસને ફક્ત રોમન ઇતિહાસના વાચકો જ જાણે છે, જ્યારે ઈસુને લાખો માનવો ફક્ત જાણે છે, એટલું જ નહિ, પણ શ્રદ્ધા અને પ્રેમથી તેમની પૂજા પણ કરે છે.

# ૨ ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો

(૧) ઈસુ ખ્રિસ્તનો ઉપદેશ તથા ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો

(अ) પ્રાસ્તાવિક

(ब) એકેશ્વરવાદ

(क) પશ્ચાત્તાપ

(ड) પાડોશીપ્રેમ

(इ) પ્રભુનું રાજ્ય

(ई) આંતરિક શુદ્ધિ

(उ) જનસેવા

(ऊ) પ્રેમ, સત્ય ને અહિંસા

(૨) ગિરિપ્રવચનો

## [૧] ઈસુ ખ્રિસ્તનો ઉપદેશ તથા ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો

### પ્રાસ્તાવિક :

ઈસુ ખ્રિસ્તનો ઉપદેશ સાદો, સરળ છતાં અસરકારક હતો. તેમના શબ્દોમાં સંપૂર્ણ વિશ્વાસ અને દૃઢ નિષ્ઠાનાં દર્શન થાય છે. ગ્રીક હેલેનિક તત્ત્વજ્ઞાનની તેમાં ગૂંચો નથી. તે પોતાના ઉપદેશને સચોટ દૃષ્ટાંતો, સુવાર્તાઓ અને સુભાષિતો દ્વારા સમજાવતા. તેમની વાણીમાં મીઠાશ અને તીખાશ બન્નેનો સમન્વય જણાય છે. ઊંચામાં ઊંચા આદર્શો અને તાત્ત્વિક વિચારોને તે સુવાર્તાઓ અને દંતકથાઓ દ્વારા સહેલાઈથી અને સ્પષ્ટતાથી સમજાવી શકતા. તેથી જ તેમને સાંભળવા લોકોનાં ટોળેટોળાં આકર્ષાતાં. કેટલીક વાર તેમને હોડીમાં કે ટેકરી ઉપર જઈને ઉપદેશ કરવો પડતો.

તેમના ઉપદેશ વિષે લખતાં Gerald L. Berry કહે છે કે તેમનો ઉપદેશ મુખ્યત્વે પ્રાચીન અને સમકાલીન 'રાબ્બિનાં લખાણો—Rabbinical Writings' ઉપર આધારિત હતો. ઈસુ ઘણી વાર કહેતા કે, 'હું જૂના નીતિશાસ્ત્રનો વિરોધ કરતો નથી; હું તેમાં સુધારા કરી તેને સંપૂર્ણ કરવા આવ્યો છું.' તેમણે યહૂદીધર્મના એકેશ્વરવાદને અને મુસા પયગંબરને મળેલી દશ આજ્ઞાઓને માન્ય રાખી છે. અલબત્ત, તેમાં સુધારો-વધારો તો કર્યો જ છે.

### એકેશ્વરવાદ

ઈસુના ઉપદેશમાં યહૂદીધર્મની એકેશ્વરવાદની ભાવના પ્રગટ થાય છે. મુસા પયગંબરને આજ્ઞા મળી હતી : 'મારા સિવાય બીજા કોઈને દેવ માનીશ નહિ.' ઈસુએ પણ એકેશ્વરવાદને માન્ય રાખતાં લોકોને પોતાનુ જીવન એક જ ઈશ્વર ઉપર કેન્દ્રિત કરવા આગ્રહ કર્યો. નવા કરાર–New Testament–માં ઈશ્વરને સર્વશક્તિમાન, સર્વદ્રષ્ટા, સર્વજ્ઞ, આકાશ અને પૃથ્વીનો માલિક, પવિત્ર, પિતા સમાન દયાળુ, વગેરે વિશેષણો આપવામાં આવ્યાં છે. તે (ઈશ્વર) પોતાનાં બાળકોને ચાહે છે; અને જો પાપનું પ્રાયશ્ચિત્ત કરે તો ક્ષમા આપે છે.

### પશ્ચાત્તાપ

પરંતુ યહૂદીધર્મથી આગળ વધીને ઈસુએ ઈશ્વરનું પ્રેમાળ પિતા તરીકે વારંવાર વર્ણન કર્યું છે. ઈસુ ખ્રિસ્તે પોતાના ઉપદેશમાં 'ઈશ્વર'ને બદલે 'પિતા' શબ્દનો ઉપયોગ વારંવાર કર્યો છે. નવા કરારમાં ઈશ્વરને બદલે લગભગ ત્રણસો વખત 'પિતા' શબ્દનો ઉપયોગ થયો છે. પાપીઓ જો પ્રાયશ્ચિત્ત કરે તો પિતા સમાન દયાળુ ઈશ્વર તેમને માફી આપે છે એમ તે કહેતા.

### પાડોશીપ્રેમ

ઈસુએ ઈશ્વરને 'પ્રેમાળ પિતા' કહ્યા છે. બધા મનુષ્યો તેનાં બાળક સમાન છે. તેથી દરેકે ભેદભાવ વિના પોતાના પાડોશી તરફ પ્રેમભાવ રાખવો જોઈએ. યહૂદીધર્મમાં કહ્યુ છે કે 'તું તારા પાડોશી પ્રત્યે તારા આત્માની પ્રત્યે રાખે છે તે પ્રમાણે પ્રેમભાવ રાખજે.' (લેવિટિકસ ૧૯ : ૧૮). યહૂદીધર્મમાં ઉપરની ભાવનાને અમુક સંપ્રદાયના માનવો

પૂરતી જ સંકુચિત રાખવામાં આવી છે, જ્યારે 'સારા સેમેરિટન-Good Samaritan' ની વાર્તા દ્વારા ઈસુએ સમજાવ્યું કે ગમે તે માણસને મદદની જરૂર પડે ત્યારે પાડોશીધર્મ અનુસાર તેને પ્રેમભાવથી મદદ કરવી જોઈએ. ખ્રિસ્તી ધર્મના કહેવાતા આજના પશ્ચિમના અનુયાયીઓ એવો પાડોશીધર્મ પાળે તો ? તો વિશ્વશાંતિ માટે શિખરપરિષદો ભરવાની જરૂર પડે ખરી ?

## પ્રભુનું રાજ્ય

ઈસુએ 'પ્રભુનું રાજ્ય-Kingdom of Heaven' માટે વારંવાર લોકોને કહ્યું કે 'પ્રભુનું રાજ્ય તમારી નજીક-પાસે આવે છે.' ઈ. સ. ૨૭માં ઈસુ 'ગેલિલિમાં આવ્યા અને પ્રભુના રાજ્ય માટે ઉપદેશ કર્યો.' (માર્ક ૧ : ૧૪). ઈસુએ કહ્યું કે, 'સમય પૂરો થયો છે અને પ્રભુનું રાજ્ય પાસે આવ્યું છે.' પરંતુ ઈસુએ તેને પ્રાપ્ત કરવા બે શરતો મૂકી: 'પ્રાયશ્ચિત્ત કરો અને શ્રદ્ધા રાખો.' (માર્ક ૧ : ૧૫). 'જે ચોખ્ખા મનના છે, જે દયાળુ છે, જે ન્યાયને માટે જુલમ વેઠે છે, તેને માટે 'પ્રભુનું-સ્વર્ગનું રાજ્ય' છે. (મેથ્યુ ૫ : ૩-૧૦).*

## આંતરિક શુદ્ધિ

ઈસુએ જે 'પ્રભુના રાજ્ય' માટે ઉપદેશ કર્યો હતો તે પવિત્ર આત્માનુ-શુદ્ધ હૃદયનું રાજ્ય હતું. આમ ઈસુએ પવિત્ર અને નીતિમય જીવન ઉપર ખૂબ જ ભાર મૂક્યો હતો. તેમણે કહ્યું હતું કે, 'તમો જ્યાં સુધી આ બાળકોની જેમ નિર્દોષ બનશો નહિ ત્યાં સુધી' 'પ્રભુના રાજ્યના અધિકારી બનશો નહિ.' આમ, ઈસુએ બાહ્ય શુદ્ધિને બદલે આંતરિક શુદ્ધિ ઉપર વિશેષ ભાર મૂક્યો હતો.

## જનસેવા

'જનસેવા એ જ પ્રભુસેવા છે' એ ઉદાત્ત સિદ્ધાંત ખ્રિસ્તી ધર્મે જગતને આપ્યો છે. સમગ્ર જીવન દરમિયાન ગરીબો, દુઃખી અને રોગિષ્ઠો અને રક્તપિત્તિયાઓની સેવાચાકરી કરી, ઈસુએ ઉપરના ઉપદેશનો પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો તે કહેતા કે કયામતને દિવસે ઈશ્વર સર્વસત્તાધીશ ન્યાયાધીશ બનીને બધાને ન્યાય આપશે તે કહેતા: 'તમારા દુશ્મનો

---

* 'The Great Reli. of the World': Edited by Edward J. Jurji

અત્યે પ્રેમ રાખો; તમને સંતોષે તેને આશીર્વાદ આપો. 'ધર્મના મિલન'માં ડૉ. રાધાકૃષ્ણન્ લખે છે કે, 'તે ઈશ્વરના પ્રેમનું દર્શન ઈસુએ પોતાના જીવન દ્વારા જગતને કરાવ્યું.'

### પ્રેમ, સત્ય ને અહિંસા

ઈસુએ પ્રેમ, સત્ય, અહિંસા અને ક્ષમાના સિદ્ધાંતોનો પણ પોતાના ઉપદેશમાં સમાવેશ કર્યો છે. ઈશ્વર પ્રેમાળ પિતા સમાન છે. આપણે બધાં તેનાં બાળકો છીએ. તેથી બીજા ઉપર પ્રેમભાવ અને બંધુભાવ રાખવો ક્ષમા અને અહિંસાનો મહિમા સમજાવવા તેમણે એક અનુયાયીના પ્રશ્નનો જવાબ આપ્યો હતો કે, '(તેણે) સાત વાર નહિ પણ સિત્તેર ગુણ્યા સાત વાર સુધી અપરાધોની માફી-ક્ષમા આપવી.'

## [૨] ગિરિપ્રવચનો

હજરત મુસાને મળેલી દશ આજ્ઞાઓ (Ten Commandments)ને ઈસુએ માન્ય રાખી હતી. પરંતુ તેમાં તેમણે સુધારોવધારો કર્યો હતો, તેને ગિરિપ્રવચનો કહે છે. ઈસુના ઉપદેશનો તે એક મહત્ત્વનો ભાગ છે; તેનો સારમાત્ર તેમાં આવી જાય છે.'

જૂનાં શાસ્ત્રો અને નીતિનિયમોને માન્ય રાખતાં તેમણે કહ્યું કે, 'હું જૂનાં શાસ્ત્રો—નીતિશાસ્ત્રોનો વિરોધ કરવા આવ્યો નથી; હું તેમાં સુધારો કરી તેમને સંપૂર્ણ કરવા આવ્યો છું.' તેમણે કહ્યું હતુ કે, 'આ પૃથ્વીનું અસ્તિત્વ છે ત્યાં સુધી નીતિશાસ્ત્રના નિયમોમાં લેશમાત્ર ફેરફાર થવાનો નથી.' તેમણે શિષ્યોને ચેતવણી આપી હતી કે, 'જ્યાં સુધી તમારું જીવન અને ચારિત્ર્ય ફેરિસીઓ અને દંભી ધર્મગુરુઓ કરતાં ચઢિયાતું થવાનું નથી, ત્યાં સુધી તમે 'ધર્મરાજ્ય'માં દાખલ થઈ શકવાના નથી. જેઓ ગરીબ, નમ્ર, દયાળુ, પવિત્ર મનના અને સ્વધર્મ કાજે જુલમ વેઠનારા છે, તે જ ધર્મરાજ્યના સાચા અધિકારી છે.'

જૂના શાસ્ત્રમાં આજ્ઞા છે કે, 'તું કોઈની હત્યા—ખૂન કરીશ નહિ' ઈસુ ખ્રિસ્તે તેનાથી આગળ જઈને કહ્યું કે કોઈની હત્યા કરવી એ તો ગુનો છે જ; પરંતુ હું તો કહું છું કોઈ પોતાના ભાઈ ઉપર વિનાકારણે ક્રોધ કરશે કે તેને ખોટા શબ્દો સંભળાવશે તો તે પણ પ્રભુ સમક્ષ દોષિત ઠરશે.' બાહ્ય શુદ્ધિને બદલે આંતરિક શુદ્ધિ ઉપર ભાર મૂકતાં તેઓ

કહે છે કે 'જો તારા હૃદયમાં માનવબંધુ પ્રત્યે દ્વેષ–વેર હશે અને તું ઈશ્વરને ભેટ ધરવા જશે તો તેનો સ્વીકાર થશે નહિ. પહેલાં મતભેદ–વૈમનસ્યનો નિકાલ કરી આવજે અને પછી ઈશ્વરને ભેટ ધરવા જજે.'

અપરિગ્રહનો સિદ્ધાંત સમજાવતાં તેઓ કહે છે, 'તું જગતની નાશવંત સંપત્તિનો લોભ રાખીશ નહિ. દુન્યવી સંપત્તિ તને શાંતિ આપી શકશે નહિ. દુન્યવી સંપત્તિને ચોર લૂંટી જાય છે કે તેને ઊધઈ ખાઈ જાય છે. સંપત્તિમાં તારું મન ત્યાં જ કેન્દ્રિત રહે છે. તને શાંતિ મળતી નથી. તેને બદલે તું આધ્યાત્મિક સંપત્તિ મેળવવા પ્રયત્ન કર, જેને કોઈ લૂંટી જવાનો નથી અને જેનો બગાડ થવાનો નથી.' તેમણે એક અનુયાયીને કહ્યું હતું કે, 'તારી પાસે જે કાંઈ છે તે વેચી નાખ અને ગરીબોને આપી દે.' આજના કહેવાતા તેમના અનુયાયીઓ જ 'મૂડીવાદ' ના કટ્ટર હિમાયતીઓ છે તેની નોંધ લેવી ઘટે છે.

હજરત મુસાને આજ્ઞા મળી કે, 'તું વ્યભિચાર કરીશ નહિ' ઈસુએ પણ તે માન્ય રાખતાં કહ્યું કે 'વ્યભિચાર પાપ છે.' આગળ જઈને તેમણે કહ્યું કે 'જો કોઈ પરસ્ત્રીને કુદૃષ્ટિથી જોશે તો પણ તે દોષિત ઠરશે. જો તારી જમણી આંખ પાપ કરે તો તેને ફોડી નાખજે.'

જૂનાં શાસ્ત્રોમાં 'આંખને બદલે આંખ અને દાંતને બદલે દાંત લેવાની' આજ્ઞા છે અર્થાત્ તેના કરતાં વધુ બદલો–વેર લઈ શકાય નહિ. પરંતુ ઈસુ ખ્રિસ્તે કહ્યું કે કોઈની ઉપર બદલો–વેર લેવું તે પણ બરાબર નથી. તેમણે દુષ્ટો પ્રત્યે પણ પ્રેમભાવ રાખવા અનુરોધ કર્યો. 'તમારા દુશ્મનો પ્રત્યે પ્રેમ રાખો; તમને સંતાપે તેને આશીર્વાદ આપો; કોઈ તમને જમણા ગાલ ઉપર તમાચો લગાવે તેને ડાબો ગાલ અર્પણ કરજો,' વગેરે તેમણે પોતાના હત્યારાઓ માટે 'પ્રભુ, તેમને તું ક્ષમા કરજે.' એવી પ્રાર્થના કરી પોતાની આજ્ઞાનો પ્રત્યક્ષ દાખલો બેસાડયો. બુદ્ધનો અહિંસા ને શાંતિનો સંદેશ તેમના ઉપદેશમાં પુનઃ સંભળાય છે.

'તું જૂઠા શપથ–સોગંદ લઈશ નહિ; પરંતુ ઈશ્વરના શપથ લેજે.' એવી ધર્માજ્ઞા હતી. ઈસુએ તેમા સુધારો કરીને કહ્યું કે, દરેકે સત્ય અને સરળ વાણીનો ઉપયોગ કરવો. ઈશ્વરના પવિત્ર નામના કે જેરુસલેમ જેવી પવિત્ર ભૂમિના સોગંદ લેવા નહિ; ખરી રીતે જેને પોતાના વચનમાં વિશ્વાસ ન હોય તેને જ બીજાને વિશ્વાસ અપાવવા શપથ લેવા પડે છે ને!

પ્રાચીન નીતિશાસ્ત્રમાં લખ્યું છે કે, 'તું તારા પાડોશી ને મિત્ર ઉપર પ્રેમ રાખજે અને શત્રુને ધિક્કારજે.' ઈસુએ ઉપદેશ આપ્યો કે, ઉપર પ્રમાણે તો લગભગ બધા જ કરી શકે. દુશ્મનને પણ પ્રેમથી ચાહી શકે તે જ ખરો સંત છે. તેમણે કહ્યુ : 'જે તને ધિક્કારે તેને માન આપજે; જે તને સંતાપે તેને આશીર્વાદ આપજે.' આમ તેમના અને ગૌતમબુદ્ધના ઉપદેશમાં ઘણી સમાનતા જણાય છે એમ H. G. Wells કહે છે તે યોગ્ય છે.

ઈસુએ તેમના શિષ્યોને કહ્યું કે 'તમે તમારાં સુકાર્યો વિષે આડંબર કે દેખાવ કરશો નહિ. પ્રાર્થના, દાન અને ઉપવાસ પ્રભુની પ્રસન્નતા માટે છે. તેને ગુપ્ત રાખજો.' આ કારણને લીધે જ ઈસુએ યહૂદી પૂજારીઓના પાખંડની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી.

ઈસુએ શિષ્યોને આત્મનિરીક્ષણ કરવાનો આદેશ આપતાં કહ્યું કે 'તારી આંખમાં કાંકરો પડચો હોય તો બીજાની આંખમાં પડેલી રજને જોઈશ નહિ.' પ્રભુ અને ગુરુજનો માટે પ્રેમનો મિથ્યા ડોળ કરવો નકામો છે. સાચા દિલથી ઈશ્વરની પ્રાર્થના કરવી અને ગુરુને અનુસરવું જોઈએ એમ તેઓ કહેતા. માણસને જગતની બધી જ સંપત્તિ મળે, પરંતુ તે પોતાનો આત્મા ખોઈ બેસે તો તેમાં શો લાભ !

'તું કોઈનો વગર નીમ્યો ન્યાયાધીશ બનીશ નહી, જેથી તારો ન્યાયાધીશ કોઈ બને નહીં.' એમ કહીને શિષ્યોને તેમણે આદેશ આપ્યો કે વિના કારણ પારકી પંચાત કરવી નહીં. બીજાના દોષ જોવા કરતાં પોતાની જાતને પહેલાં તપાસવી.

ઈસુનાં ઉપરોક્ત ગિરિપ્રવચનો અને સ્પષ્ટ ને સરળ ઉપદેશ, જેમ કે 'જે વસ્તુઓ સીઝરની છે તે તેને આપી દો; જે પ્રભુની છે તે તેને સુપરત કરી દો', 'તમારામાંથી જેણે કદીયે ગુનો ન કર્યો હોય તે તેને (વ્યભિચારિણીને) પહેલાં પથ્થર મારે' ઉપરથી ફલિત થાય છે કે તેમના ઉપદેશમાં ભૌતિક સુખોને બદલે આધ્યાત્મિક બાબતો ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો છે. તેથી જ 'જગતના ધર્મો'ના લેખક Gerald L. Berry લખે છે કે 'તે ધર્મ (ખ્રિસ્તી ધર્મ) એક કર્મકાંડી પંથ ન હતો, તે તો જીવનનો એક માર્ગ થવાને સર્જાયો હતો.'

# ૩

# ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસ

(૧) ખ્રિસ્તીધર્મની વિકાસરેખા :

(अ) સંત પૉલ અને ખ્રિસ્તીધર્મનો વિકાસ

(ब) ખ્રિસ્તીઓ પર જુલમ, દમનનીતિ અને પ્રતિકાર

(क) મિલાનની જાહેરાત

(૨) બાઈબલ :

જૂનો કરાર ને નવો કરાર

(૩) ખ્રિસ્તીધર્મના પંથો :

(अ) રોમન કેથોલિક પંથ

(ब) પ્રોટેસ્ટન્ટ પંથ

(क) માર્ટિન લ્યૂથર અને પ્રોટેસ્ટન્ટ પંથ-માર્ટિન લ્યૂથરનું જીવન અને ઉપદેશ.

(૪) ધર્મસુધારકો :

(अ) જ્હોન વિકલીફ અને 'લોલાર્ડ' ચળવળ.

(ब) જ્હોન હસ

(क) ઇરેઝમસ

(ड) ઝવીંગલી

(इ) જ્હોન કેલ્વીન અને કેલ્વીન પંથ

(ई) પ્યુરિટન પંથ

(उ) યુનિટેરિયન પંથ

## [૧] ખ્રિસ્તી ધર્મની વિકાસરેખા

ઈ. સ. ૨૯ના શુક્રવારે જ્યારે ઈસુને ક્રુસ ઉપર ચઢાવવામાં આવ્યા ત્યારે ઘણાને એમ લાગ્યું હશે—હતું કે તેમની ચળવળનો અંત આવી ગયો.

ખુદ તેમના એક વખતના વિશ્વાસુ શિષ્યો–સાથીદારો પણ નામીપાસ થયા હતા. જવાહર નેહરુ લખે છે કે 'એમને (ઈસુને) ક્રુસ ઉપર ચઢાવવામાં આવ્યા, ત્યારે ઈસુનું નામ પેલેસ્ટાઈનની બહાર બહુ જાણીતું ન હતું. રોમના લોકો તો તેમના વિષે કશું જ જાણતા ન હતા.'

પરંતુ મૃત્યુ પછીના રવિવારે ઈસુનું પુનરુત્થાન થયું. ૪૦ દિવસ સુધી તે તેમના શિષ્યો સાથે રહ્યા. તેમને પોતાનો ઉપદેશ ફેલાવવા કહ્યું. તેમના શિષ્યોમાં નવું જોમ અને ચેતનશક્તિ આવ્યાં. ઈસુનો ક્રુસ અને ઉપદેશ લઈ તે આસપાસના ' પ્રદેશમાં ઘૂમી વળ્યા. તેમનામાં પેલેસ્ટાઈન તો શું પણ રોમને પણ પડકાર કરવાની શક્તિ આવી. તેમણે જેરુસલેમ, જુડિયા અને ગેલિલિમાં પ્રચાર કર્યો અને ઝડપથી ખ્રિસ્તીધર્મનો વિકાસ કર્યો એશિયા માઈનોર, ઈજિપ્ત, અને આસપાસના પ્રદેશમાં ખ્રિસ્તીધર્મનો પ્રચાર થયો.

પૂજારીવર્ગનો વિરોધ ચાલુ જ રહ્યો. ઘણા ખ્રિસ્તીઓને કેદ કરવામાં આવ્યા અને ઘણાને મારી નાખવામાં આવ્યા. પીટર, પૉલ અને જહોન અને ઈસુના બીજા શિષ્યો—એપોસ્ટલ્સ અને બીજા નામી–અનામી ખ્રિસ્તીઓ રોમન સામ્રાજ્યને જુદે જુદે ખૂણે શહીદ થયા પરંતુ ખ્રિસ્તીધર્મનો વિકાસ વણથંભ્યો ચાલુ જ રહ્યો.

### (ઋ) સંત પૉલ અને ખ્રિસ્તી ધર્મનો વિકાસ

બૌદ્ધધર્મમાં જે સ્થાન મહાન અશોકનું છે તેવું જ સ્થાન ખ્રિસ્તી ધર્મમાં સંત પૉલનું છે. અશોકે બૌદ્ધધર્મને વિશ્વધર્મ બનાવ્યો; સંત પૉલે ખ્રિસ્તી ધર્મને વિશ્વધર્મ બનાવ્યો.

સંત પૉલના ઉપદેશ પહેલા ખ્રિસ્તી સંતો ફક્ત યહૂદીઓને જ ઉપદેશ કરતા. લગભગ બધા જ અનુયાયીઓ યહૂદીઓ હતા. પરંતુ સંત પૉલને સૌપ્રથમ પ્રતીતિ થઈ કે ઈસુનો ઉપદેશ સમગ્ર માનવજાતને માટે છે. તેમણે બિનયહૂદીઓમાં પણ ઉપદેશ કરવાનું શરૂ કર્યું. 'તેમણે પોતાના જાતઅનુભવથી જાણ્યું કે ઈસુના ઉપદેશથી તે અને માનવજગત 'મોક્ષ' મેળવી શકશે '*

સંત પૉલનું યહૂદી નામ સૉલ હતું. તે હારસુસના વતની હતા અને તંબુ બનાવવાનો ધંધો કરતા હતા, પરંતુ તે સુશિક્ષિત અને બુદ્ધિશાળી

* 'Religions of the World' : Gerald L. Berry, p. 70

હતા. એશિયા માઈનોર અને જેરુસલેમમાં તેમણે શિક્ષણ મેળવ્યું હતું. તે શરૂઆતમાં ખ્રિસ્તીઓના કટ્ટર વિરોધી હતા. તેમણે ગ્રીક–હેલેનિક તત્ત્વજ્ઞાન અને યહૂદી ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો.

ખ્રિસ્તીઓ ઉપર જુલમ કરવા જતાં, દમાસ્કસના માર્ગમાં તેમણે ખ્રિસ્તીધર્મનો અંગીકાર કર્યો. તેમણે ઈસુના ઉપદેશનો ઊંડો અભ્યાસ કર્યો. તેમને શ્રદ્ધા બેઠી કે ઈસુનો ધર્મ જગતધર્મ થવાને સર્જાયો છે તેમણે બિનયહૂદીઓમાં પણ ઈસુનો સંદેશ પહોચાડયો. તેમને પણ અનુયાયીઓ બનાવ્યા. તેમના ઉપદેશનું મુખ્ય કેન્દ્ર એન્ટીઓક શહેર બન્યું. ત્યાં જ સૌ પ્રથમ ઈસુના અનુયાયીઓને–નાઝરીનોને ‘ખ્રિસ્તીઓ’નું નામ મળ્યું.

ઈસુ એક પયગંબર અને ઉપદેશક હતા. પૉલ એક મુત્સદ્દી અને કુશળ વહીવટકાર હતા. તેમણે ખ્રિસ્તીધર્મના વિકાસ માટે વ્યવસ્થિત પ્રચારકો–Missionaries અને દેવળોની સ્થાપના કરી. ઘણાં શહેરોમાં ખ્રિસ્તી દેવળોની સ્થાપના થઈ અને ધર્મનો વિકાસ ઝડપી બન્યો. એક આદર્શ ખ્રિસ્તી પ્રચારક–Missionary કેવો હોવો જોઈએ તેનું દૃષ્ટાંત તેમણે પૂરું પાડયું. એશિયામાઈનોર અને ગ્રીસમા તેમણે દેવળોની સ્થાપના કરી. એમ માનવામાં આવે છે કે તે સ્પેનમાં પણ ગયા હતા. જીવનપર્યંત ઉપદેશ કરી રોમન સમ્રાટ નીરોના સમયમા તેના કારાવાસમાં સંત પૉલનું મૃત્યુ થયું. તેમણે રોમની ભયંકર આગ કારાવાસમાંથી જોઈ હતી.

આજે પણ ખ્રિસ્તીધર્મમાં સંત પૉલનું નામ માન અને શ્રદ્ધાથી ઉચ્ચારાય છે. તેમણે ખ્રિસ્તીધર્મનાં Dogmas–સિદ્ધાંતો–લખવાની શરૂઆત કરી હતી. ઈસુના ઉપદેશ પછી એ Dogmas ને ધર્મના તત્ત્વરૂપ ગણવામા આવે છે સંત પૉલની સેવાઓને અંજલિ આપતાં H. G. Wells લખે છે કે, ‘આધુનિક વિદ્વાનો સંત પૉલને ખ્રિસ્તીધર્મના ખરા–સાચા સ્થાપક ગણે છે.’

સંત પૉલ પછી પણ ખ્રિસ્તીધર્મનો વિકાસ ચાલુ રહ્યો. Hayes અને Moon લખે છે કે, ‘પહેલી સદીના અંતભાગમાં રોમન સામ્રાજ્યના દરેક મુખ્ય નગરમાં ખ્રિસ્તીઓ હતા; બીજી સદીના અંતમાં રોમન સામ્રાજ્યની ૫% વસ્તી ખ્રિસ્તી બની અને ત્રીજી સદીના અંતમાં ખ્રિસ્તીઓ અસરકારક લઘુમતીમાં હતા.’

### (ઘ) ખ્રિસ્તીઓ ઉપર જુલમ–દમનનીતિ અને પ્રતિકાર

રોમન સામ્રાજ્યે ધાર્મિક બાબતોમાં સહિષ્ણુ નીતિનો અમલ કર્યો હતો. રોમન સામ્રાજ્યને ખ્રિસ્તી ધર્મના ઉદય અને વિકાસ સામે કોઈ વાંધો ન હતો. પરંતુ ઈસુના પુનરુત્થાન પછી ખ્રિસ્તીઓએ ભારે નૈતિક હિંમત બતાવી. રોમન સામ્રાજ્યનો પણ પ્રતિકાર કર્યો. તેમણે રોમન સમ્રાટની પ્રતિમાની પૂજા કરવાની સાફ ના પાડી. તેમણે રોમન રમતગમતો–ખાસ કરીને લોહિયાળ ગ્લેડીએટોરિયલ સ્પર્ધાઓ–નો ઉગ્ર વિરોધ કર્યો. તેથી રોમન સમ્રાટોએ તેમની સામે દમનનીતિ અને જોરજુલમો અપનાવી તેમને કેદ કર્યા; મિલકતો જપ્ત કરી અને સિંહોની આગળ ફેંકવામાં આવ્યા. પરંતુ ખ્રિસ્તીઓએ ધીરજથી તેનો પ્રતિકાર કર્યો. ખ્રિસ્તીઓની સંખ્યા ઘટવાને બદલે વધી.

ઈ. સ.ની ત્રીજી સદીમાં રોમન સામ્રાજ્યે ખ્રિસ્તીઓ સામે વ્યવસ્થિત દમનનીતિ અખત્યાર કરી. ઈ. સ. ૨૫૦ માં ખ્રિસ્તીઓ સામે શાહી ફરમાન જાહેર કરવામાં આવ્યું. ઘણાને કેદ કર્યા ને ઘણાને ક્રુસ ઉપર ચઢાવ્યા. પરંતુ છૂપાં સ્થાનો, કબ્રસ્તાનો અને કેટેકોમ્બ્સમાં ખ્રિસ્તીઓએ પોતાની પ્રાર્થના ચાલુ રાખી

પરંતુ ઈ સ. ની ચોથી સદીમાં ખ્રિસ્તીઓની ખરી અગ્નિપરીક્ષાનો સમય આવ્યો. સમ્રાટ ડાયોક્લીશિયન ખ્રિસ્તીઓનો જાની દુશ્મન બન્યો. હજારો ખ્રિસ્તીઓને ક્રુસ ઉપર ચઢાવ્યા; ખ્રિસ્તી દેવળો અને મઠોનો વિનાશ કર્યો. પરંતુ એ ક્રૂર સમ્રાટની પણ પોતાની પ્રજાના એક ભાગની સંપૂર્ણ કતલ કરવાની હિંમત ક્યાં સુધી ચાલી શકે? અંતે સત્યની જીત થઈ અને દમન-નીતિનો અંત આવ્યો

### (ङ) મિલાનની જાહેરાત

ઈ. સ. ૩૧૧ માં સમ્રાટ ગેલેરિયસે જાહેરાત કરીને ખ્રિસ્તીઓ સામેની દમનનીતિનો અંત આણ્યો અને ખ્રિસ્તી ધર્મ તરફ સહિષ્ણુ નીતિ અપનાવી.

ત્યાર પછી ઈ. સ. ૩૧૩ માં કોન્સ્ટેન્ટાઈન સમ્રાટ બન્યો. તેણે ઈ. સ. ૩૧૩ મા મિલાનની જાહેરાત કરીને ખ્રિસ્તી ધર્મને કાયદેસર રીતે બીજા ધર્મોની જેમ માન્ય રાખ્યો. તેણે રોમન સામ્રાજ્યના ધ્વજ ઉપરથી ‘ગરુડ’નું નિશાન કાઢી નાખી તેની જગ્યાએ ‘ક્રુસ’નું ચિહ્ન મૂક્યું. પાછળથી તેણે

ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને તેને રાજ્યધર્મ બનાવ્યો. ઈ. સ. ૩૨૩ * સમ્રાટ થિયોડોસિયસે રોમન સામ્રાજ્યનું ખ્રિસ્તી સામ્રાજ્યમાં પરિવર્તન કર્યું.

ઈ સ ૩૨૫થી ઈ. સ. ૧૦૫૪ સુધીનાં વર્ષોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર લગભગ સમગ્ર યુરોપમાં થયો. આ સમય દરમિયાન ખ્રિસ્તીઓમાં ઈસુના આધ્યાત્મિક સ્વરૂપ માટે ઘણા વાદવિવાદ થયા, અનેક મતભેદો પડયા ને ખ્રિસ્તી મઠોમાં બદીઓ ફેલાઈ.

ઈ. સ. ૧૦૫૪ થી ૧૫૧૭ સુધીનાં વર્ષોમાં રોમન બિશપની સત્તા ઘણી વધીને સર્વોપરી બની. પશ્ચિમ યુરોપનાં કેટલાંક રાજ્યોમાં પોપને રાજકીય સત્તા પણ મળી. તેની જોહુકમી વધી. પોપ અને રાજા વચ્ચે સત્તા માટેની હરીફાઈ જામી, ધર્મરક્ષક યુદ્ધો થયાં. અનેક દોષો છતાં મધ્યયુગના અંધકારયુગ દરમિયાન ખ્રિસ્તી દેવળે અને સંઘોએ યુરોપની સુંદર સેવા કરી હતી.

ઈ. સ. ની ૧૬ મી સદીમાં પોપની વધારે પડતી સત્તા અને લોકોની અંધશ્રદ્ધા સામે વિકલીફ, હસ અને બીજા સુધારકોએ ઝુંબેશ ઉઠાવી. જે ખ્રિસ્તી ધર્મના વિકાસને માટે પહેલાં અનેક શહીદો થયા હતા, હવે તે જ ધર્મના વડાએ સત્તા મળતાં ખ્રિસ્તી ધર્મથી મતભેદમાં માનનારાને ક્રુસ ઉપર ચઢાવ્યા ને ઘણાને જીવતા બાળી મૂકયા એ બાબત નોંધપાત્ર છે. પરંતુ જર્મનીના માર્ટિન લ્યૂથરે પોપની સર્વોપરી સત્તા સામે ફરી ઝુંબેશ ઉપાડી. ખ્રિસ્તી ધર્મના બે મુખ્ય પંથો પડયા : રોમન કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ.

રોમન કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ પંથના પ્રચારકોએ ખ્રિસ્તી ધર્મનો વિકાસ લગભગ આખા જગતમાં કર્યો અને ખ્રિસ્તી ધર્મ આજે દુનિયાના જગતધર્મોમાંનો એક છે.

## [૨] બાઈબલ

ખ્રિસ્તીઓનો મુખ્ય ધર્મગ્રંથ બાઈબલ છે આજે પણ જગતની વસ્તીનો ઘણો મોટો ભાગ તેમાંથી જ્ઞાનપ્રકાશ મેળવી મોક્ષપ્રાપ્તિ મેળવવા પ્રયત્ન કરે છે.

---

* Hayes અને Moonના મત પ્રમાણે કૉન્સ્ટેન્ટાઈને જીવનના અંતિમ સમયે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો હતો, ઈ. સ. ૩૩૭

## જૂનો કરાર અને નવો કરાર

બાઈબલના બે મુખ્ય ભાગો છેઃ જૂનો કરાર અને નવો કરાર. જૂના કરારમાં ઈસુ ખ્રિસ્ત પહેલાં જે યહૂદી પયગમ્બરો થઈ ગયા તેમનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ખાસ કરીને યહૂદી ધર્મગ્રંથ છે. તેના ૩૯ વિભાગો છે. તે હિબ્રૂ ભાષામાં લખાયેલા છે.

નવા કરારમાં ઈસુ ખ્રિસ્તનું જીવન અને તેમનો ઉપદેશ આવે છે. ઈસુ ખ્રિસ્તે પોતે એકેય ગ્રંથ લખ્યો નથી નવા કરારમાં સંત મેથ્યુ, માર્ક લ્યૂક અને જ્હોને લખેલા ચાર ગોસપેલ્સ આવે છે. તેમાં ઈસુના જીવન અને ઉપદેશ માટે વિસ્તારપૂર્વક વર્ણનો છે. તે ચારે ગોસપેલ્સ ક્યારે લખાયા તેની ચોક્કસ તારીખ નક્કી નથી, પરંતુ તેમાં આવતું ઈસુનું જીવન અને ઉપદેશ બીજી સદીના મધ્યભાગમાં શ્રદ્ધાથી વાચવામાં આવતાં હતાં. તેથી પહેલી સદીના અંતભાગ પહેલા તે લખાયાં હશે એમ કહી શકાય તેમાં સંત પૉલે લખેલ એપિસ્ટલ્સનો પણ સમાવેશ થાય છે.

ઈ. સ. ૫૦ અને ૬૨ના વચગાળામાં લખાયેલ પૉલનું એપિસ્ટલ્સ કદાચ સૌથી જૂનું ખ્રિસ્તી સાહિત્ય હશે એમ ઘણા વિદ્વાનો માને છે. તે ઉપરાંત, ઈસુના શરૂઆતના શિષ્યોની માન્યતા અને અનુભવો પણ બાઈબલમાં છે નવા કરારના ૨૭ વિભાગો છે. તે ગ્રીક ભાષામા લખાયેલા છે. ઈ. સ. ૩૨૫માં સમ્રાટ કૉન્સ્ટેન્ટાઈનના હુકમથી આખા-સંપૂર્ણ બાઈબલની નકલો તૈયાર કરવામાં આવી.

ખ્રિસ્તી ધર્મપુસ્તક બાઈબલની માનવસંસ્કૃતિ ઉપર ઘણી ઊંડી અસર પડી છે એમ કહીએ તો વધારે પડતું નથી. તેનું જગતની લગભગ બધી જ અગત્યની ભાષાઓમાં ભાષાંતર થયું છે.

### [ ૩ ] ખ્રિસ્તી ધર્મના પંથો

ખ્રિસ્તી ધર્મના પંથો માટે જ્હૉન એલેકઝાંડર મેકી લખે છે કે, 'એ એક દુઃખદ ઘટના છે કે જગતવ્યાપક ખ્રિસ્તી ધર્મ છેલ્લા ચારસો વર્ષથી ત્રણ જુદા સંપ્રદાયોમાં–પૂર્વનો રૂઢિચુસ્ત પંથ, રોમન કૅથોલિક પંથ અને પ્રોટેસ્ટન્ટ પંથમાં–વ્યક્ત થાય છે. અલબત્ત, ત્રણેયનું ઉદ્ભવસ્થાન એક જ છે, પરંતુ તે ઘણી મહત્ત્વની બાબતોમાં એકબીજાથી જુદા પડે છે.'*

---

* The 'Great Religions of the Modern World' Edited by Edward J. Jurji, p. 337

દરેક ધર્મની જેમ ખ્રિસ્તી ધર્મમાં પણ વખત જતાં ભાગલા-પંથો પડ્યા હતા તેમાં સૌપ્રથમ 'એરિયન પંથ' આવે છે. પરંતુ તે લાંબો સમય ટકી શક્યો નહિ. આર્મેનિયા, મેસોપોટેમિયા, ઇજિપ્ત અને એબિસિનિયામાં રાષ્ટ્રીય ચર્ચો-મઠોની સ્થાપના થઈ હતી. તેમા એકબીજા વચ્ચે ઘણો તફાવત હતો.

તેનાથી વધુ ગંભીર વિભાજન ઈ. સ. ની ૧૧મી સદીમાં થયું-પૂર્વનો રૂઢિચુસ્ત પંથ અને પશ્ચિમનો કૅથોલિક પંથ એવા બે વિભાગ પડ્યા હતા. પૂર્વના રૂઢિચુસ્ત પંથે ગ્રીક ભાષાનો અને પશ્ચિમના કૅથોલિક પંથે લેટિન ભાષાનો ઉપયોગ કર્યો હતો. બંનેએ કૅથોલિક અને રૂઢિચુસ્ત હોવાનો દાવો કર્યો હતો. પૂર્વના પંથે રોમના પોપની સત્તાને માન્ય રાખી ન હતી. પરંતુ પશ્ચિમના પંથે તેની સત્તાને માન્ય રાખી હતી.

પરંતુ ઈ. સ. ની સોળમી સદીમાં સૌથી વધુ ગંભીર વિભાજન થયું. યુરોપના ઉત્થાનયુગે-નવજાગૃતિએ ધાર્મિક સુધારણાની ચળવળને જન્મ આપ્યો અને ખ્રિસ્તી ધર્મના બે મુખ્ય પંથો અસ્તિત્વમાં આવ્યા: (૧) રોમન કૅથોલિક પંથ અને (૨) પ્રોટેસ્ટન્ટ પંથ

**રોમન કૅથોલિક પંથ :** ઈ. સ. ની અગિયારમી સદીમાં ખ્રિસ્તી ધર્મના બે પંથો અસ્તિત્વમાં આવ્યા-પૂર્વનો રૂઢિચુસ્ત પંથ અને પશ્ચિમનો કૅથોલિક પંથ. પૂર્વના પંથે રોમના બિશપ પોપની સત્તાને માન્ય રાખી નહિ; જ્યારે પશ્ચિમના પંથે તેની સત્તાને માન્ય રાખી પાછળથી પશ્ચિમનો પંથ-કૅથોલિક પંથ 'રોમન કૅથોલિક પંથ' તરીકે ઓળખાયો.

આ પંથના અનુયાયીઓ રોમના બિશપ 'પોપ'ની સત્તાને સર્વોપરી ગણે છે. ધાર્મિક બાબતોમાં તેના નિર્ણયને છેવટનો નિર્ણય માને છે. તે તેમનો મુખ્ય ધર્મગુરુ મનાય છે. 'પોપ' ઇટાલીની રાજધાની રોમમાં રહે છે. આજે પણ રોમન કૅથોલિકો 'પોપ'ને પૂજ્ય ગણે છે., માન આપે છે. મધ્યકાલીન યુરોપમાં તેની સત્તા અમર્યાદિત બની હતી. કેટલાક ભાગ ઉપર તેની રાજસત્તા પણ સ્થપાઈ હતી. Excommunication અને Inquitionની સત્તાઓને લીધે એક વખતે સમ્રાટો અને રાજાઓ પણ તેની સત્તાને માન આપતા હતા. પરંતુ પાછળથી તે જ સત્તા અને સંપત્તિને લીધે તેનું પતન થયું હતું.

કૅથોલિક પંથના અનુયાયીઓ બાઈબલ ઉપરાંત પોપે પસંદ કરેલાં બીજાં ધર્મપુસ્તકોને પણ આધારભૂત ગણે છે. તે 'લેટિન ભાષામાં લખાયેલ બાઈબલ વાંચે છે અને તે ઈસુ, તેમની માતા મેરીની મૂર્તિઓની પૂજા કરે છે. તે ઈસુના પ્રતિક ક્રુસની પણ પૂજા કરે છે. તે ધૂપ, દીપ વગેરેનો ઉપયોગ કરે છે અને માળાનો ઉપયોગ કરે છે. આ સંપ્રદાયના ધર્મગુરુઓ અવિવાહિત રહે છે અને બ્રહ્મચર્ય પાળે છે. તેમનાં દેવળો અને મઠોમાં સાધુ અને સાધ્વી (Nuns)ના સંઘો 'હોય છે. હિંદુધર્મની જેમ આ સંપ્રદાયમાં સન્યાસનો મહિમા વધુ પ્રમાણમાં છે.

આ પંથના ખ્રિસ્તીઓ માને છે કે પ્રભુએ પોતાની સ્વતંત્ર ઇચ્છાથી સમગ્ર વિશ્વનું નિર્માણ કર્યું છે. તે સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વદ્રષ્ટા અને અનંત છે. રોમન કૅથોલિકો 'Trinity'માં શ્રદ્ધા રાખે છે. Trinity (આત્મત્રયી) એટલે કે Father–પિતા (જે સ્વર્ગમાં રહે છે તે ઈશ્વર પોતે), Son–પુત્ર (ઈસુ કે જિસસ) અને Holy Ghost–પવિત્ર આત્મા (જે મનુષ્યને સાચે માર્ગે દોરે છે અને તેના અંતરમાં વસે છે). તે આદિમાનવ આદમ અને ઈવની વાર્તાને માન્ય રાખે છે. તે પહેલાં નિર્દોષ હતાં પરંતુ સેતાનની ઉશ્કેરણીથી તેમણે જ્ઞાનફળ ખાધું. પ્રભુની આજ્ઞાને તોડી. તેમનું પતન થયું તેથી જગતમાં પાપ અને તેની શિક્ષા રૂપે જન્મ–મરણ દાખલ થયાં. પાપનું પ્રાયશ્ચિત્ત કરી પ્રભુકૃપા મેળવવી જોઈએ. ઈસુની આજ્ઞાનુસાર જે ચર્ચ–ધર્મસંસ્થાની સ્થાપના થઈ છે તેની મદદથી મનુષ્ય પ્રભુકૃપા મેળવી શકે છે એમ કૅથોલિકો માને છે.

કૅથોલિકો માને છે કે નીચે પ્રમાણેના સાત ધાર્મિક સંસ્કારો કરીને ચર્ચ પ્રભુની કૃપા વહેંચે છે: (૧) **બેપ્ટિઝમ–દીક્ષા:** મનુષ્ય પાપ લઈને જન્મે છે. આ સંસ્કારથી મનુષ્યનાં તે પાપ ધોવાઈ જાય છે. (૨) **પીનેન્સ:** જન્મ પછીથી કરેલાં પાપ પ્રાયશ્ચિત્તથી ધોવાઈ જાય છે (૩) **યુકેરિસ્ટ:** રોટલી અને દારૂનો સંસ્કાર. 'છેલ્લા ભોજન' વેળાએ–દરમિયાન ઈસુ ખ્રિસ્તે એ બે વસ્તુઓને પોતાના 'શરીર અને લોહી'ની સાથે સરખાવી હતી. તેથી ઉપરની વિધિ કરવામાં આવે છે (૩) **કોન્ફર્મેશન:** આ સંસ્કારમાં ધાર્મિક ગુરુ હાથ મૂકી આશીર્વાદ આપે છે. તેનાથી ધર્મનાં કાર્યો કરવાની શક્તિ મળે છે. (૫) **હોલી ઑર્ડર:** આ સંસ્કારથી ધર્મગુરુનો અધિકાર પ્રાપ્ત થાય છે. (૬) **હોલી મેટ્રિમની:** પવિત્ર લગ્નવિધિ–લગ્ન વખતે કરવામાં આવતો વિધિ. (૭) **એક્સ્ટ્રીમ એકશન:** મૃત્યુસમયનો સંસ્કાર.

**(૨) પ્રોટેસ્ટન્ટ પંથ :** મધ્યકાલીન યુરોપમાં પોપની સત્તા અમર્યાદિત બની. તેને કર ઉઘરાવવાની સત્તા હતી. સત્તા અને સંપત્તિને લીધે રોમન કૅથોલિક પંથમાં અનેક બદીઓ ફેલાઈ હતી. ધર્મગુરુઓનું જીવન એશઆરામી-વિલાસી બન્યું હતું. ધર્મને નામે વહેમ અને અંધશ્રદ્ધાનું સામ્રાજ્ય જામ્યુ હતું. સામાન્ય પ્રજાની અજ્ઞાનતાનો લાભ ઉઠાવી, અનેક રીતે પૈસા કઢાવવા ઇસુના સાદા અને સરળ ઉપદેશને અનેક કર્મકાંડોથી ભરપૂર કરવામાં આવ્યો હતો. W. N. Weech લખે છે કે, 'પહેલાં કરતા પાદરીઓની સંખ્યા વધારે પરંતુ પવિત્રતા ઓછી, દેવળોની સંખ્યા વધી પરંતુ પ્રાર્થનામાં ફક્ત કર્મકાંડ હતાં ને તેમાં સચ્ચાઈ કે અર્થ ન હતો. લોકો મોટી સંખ્યામાં પાપમોચનપત્રિકાઓ ખરીદતા, પરંતુ નીતિમય જીવનની જરાયે પરવા કરતા નહિ'

ઈ. સ. ની ૧૪મી અને ૧૫મી સદીમાં યુરોપમાં નવજાગૃતિનો યુગ આવ્યો. જાગૃત પ્રજામા હયાત પરિસ્થિતિ માટેનો અસંતોષ વધ્યો. લોકોને ઇસુના સાદા અને સરળ ઉપદેશની ખોજ–તપાસ હતી. મઠોમાં સંન્યાસી જીવન ગાળવાને બદલે દુનિયામાં રહીને લોકોને સારા ખ્રિસ્તીઓ બનવાની ઇચ્છા હતી. ગરીબ પ્રજા ચર્ચના કરબોજથી કંટાળી હતી. તેમના પૈસાથી 'રોમના પોપ' અને પાદરીઓ મોજશોખ કરે તે જાગૃત પ્રજા ક્યાં સુધી સહી શકે? જહૉન વિકલીફ, જહૉન હસ અને ઇરેઝમસ જેવા લેખકોએ પોપ અને પાદરીઓ વિરુદ્ધ લેખો લખ્યા. છાપખાનાની શોધે તેમાં વધારો કર્યો. નવજાગૃતિની સાથે 'રાષ્ટ્રીય ભાવના' પણ ખીલી હતી. જર્મની, ઇંગ્લૅન્ડ અને ફ્રાંસના 'ધર્મિષ્ઠ ખ્રિસ્તીઓ'ના પૈસાથી ઇટાલીના ધર્મભ્રષ્ટ ધર્મગુરુઓ મોજશોખ ઉડાવે તે લોકો સાખી શક્યા નહિ. આમ, સુધારાની બધી તૈયારીઓ થઈ ગઈ હતી–જરૂર હતી એક નેતાની તે કામ માટે 'માર્ટિન લ્યૂથર' સર્જાયા હતા

**માર્ટિન લ્યૂથર અને પ્રોટેસ્ટન્ટ પંથ :** ઈ. સ. ની સોળમી સદીમાં રોમન કૅથોલિક ધર્મ અને પોપની અમર્યાદિત સત્તા સામે બંડ-બળવો થયો. તેને 'પ્રોટેસ્ટન્ટ બંડ–Protestant Revolt' કે 'ધર્મ સુધારણા–Reformation' કહે છે. તેના સૂત્રધારોમા 'માર્ટિન લ્યૂથર'નું નામ સૌથી વધુ અગત્યનું અને પ્રખ્યાત છે.

માર્ટિન લ્યૂથરનો જન્મ જર્મનીના 'ઇસલેબેન' મુકામે ઈ. સ. ૧૪૮૩ માં થયો હતો. તેમનાં માતાપિતા ગરીબ હતાં છતાં તેમણે મેગડેબર્ગ

અને એરફર્ટનાં વિખ્યાત વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કર્યો હતો. એમ કહેવામાં આવે છે કે, એક વાર પાસેના ઉપવનમાં તેમનો મિત્ર વીજળી પડવાથી મૃત્યુ પામ્યો અને તે બચી ગયા. ત્યારથી પોતાનું શેષજીવન ઈશ્વરને અર્પણ કરવા તે ખ્રિસ્તી પાદરી બન્યા.

ઈ. સ. ૧૫૦૯મા તેમણે વિટેનબર્ગ વિશ્વવિદ્યાલયમાં એરિસ્ટોટલ ઉપર વ્યાખ્યાન આપવાની શરૂઆત કરી. તેમને એક જાતની બીક લાગતી હતી કે તે 'નરકમાં જવાને સર્જાયાં છે.' પાપના પ્રાયશ્ચિત્ત માટે તેમણે ઘણા પ્રયત્નો કર્યાં પરંતુ તેમને શાંતિ મળી નહિ. છેવટે તેમને 'સંત પૉલના એપિસ્ટલ્સ'માં મોકલવામાં આવ્યા. ત્યાં પ્રભુના પ્રેમમાં અને તેની ક્ષમા આપવાની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવાની વૃત્તિએ તેમને શાંતિ મળી. ત્યાંથી પાછા ફરી તેમણે વિટેનબર્ગમાં પોતાને જે સત્ય લાગ્યું હતુ તેનો પ્રચાર કરવા માંડયો. લ્યૂથરે કૅથોલિક પંથના કર્મકાંડો અને પાદરીઓનાં પાખંડો અને વિલાસી જીવન તરફ સખત અણગમો દર્શાવ્યો. લ્યૂથરને ખાતરી થઈ હતી કે, ૧૬ મી સદીના રોમન કૅથોલિક પંથમાં અને કર્મકાંડી યહૂદી ધર્મમાં ઝાઝો તફાવત રહ્યો ન હતો. આમ, માનસિક દૃષ્ટિએ તે રોમન કૅથોલિક ધર્મ સામે બંડ કરવા તૈયાર થઈ ગયા હતા.

છતાં ઈ. સ. ૧૫૧૭ સુધી બધે ઉપરછલ્લી શાંતિ જણાતી હતી. ઈ. સ. ૧૫૧૭ માં ટતઝેલ નામનો પોપનો એક પ્રતિનિધિ જર્મનીમા 'પાપમોચનપત્રિકાઓ-Indulgenses' વેચવા આવ્યો. રોમમાં 'સંત પિટર'નું દેવળ બાંધવા માટે પોપ લિયો ૧૦ માએ તે પત્રિકાઓ કાઢી હતી. તે ખરીદવાથી પાપમાંથી મુક્તિ મળે છે એમ અજ્ઞાની પ્રજાને સમજાવવામાં આવતું. માર્ટિન લ્યૂથર જેવા મહાત્માનો પોપની એ પૈસા કઢાવવાની ક્લિષ્ટ નીતિ સામે પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠયો. તેમણે ચર્ચમાં ચાલતી બદીઓ અને ખાસ કરીને પાપમોચનપત્રિકાઓની વિરુદ્ધ ૯૫ કલમોવાળી એક વિરોધપાદી વિટેનબર્ગ દેવળના બારણે ચોઢી. જર્મન ભાષામાં તેનું ભાષાંતર કરી પત્રિકાઓ જાહેરમાં વહેંચવામાં આવી. જર્મન પ્રજા ઉપર તેની જબરી અસર થઈ.

શરૂઆતમાં પોપે માર્ટિન લ્યૂથરની અવગણના કરી, પરંતુ તેમનું જોર વધતાં ઈ. સ. ૧૫૧૯ માં ડૉ ઈકને માર્ટિન લ્યૂથર સામે વાદવિવાદ કરવા મોકલ્યો. માર્ટિન લ્યૂથરે પોતાની માન્યતા સાબિત કરી આપી. ૧૫૨૦ માં તેમને પોપ સાથે સંધિ કરવાની આજ્ઞા મળી. પરંતુ તેમણે

એ આજ્ઞાને જાહેરમાં બાળી નાખી પોપે તેમને 'Excommunicate' કર્યા 'વર્મ્સ'ની સભામા પણ તેમણે પોતાની માન્યતા છોડવાનો ઇન્કાર કર્યો. તે પોપના પંજામાં સપડાઈ ગયા હોત પરંતુ સેકસનીના રાજાએ તેમને બચાવી, વિટેનબર્ગના કિલ્લામા રાખ્યા અહીંયાંની નજરકેદ દરમિયાન લ્યૂથરે નવા કરારનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. તેમણે જર્મન એવેન-જેનિકલ–લ્યૂથેરિયન–ચર્ચની સ્થાપના કરી. ઈ. સ. ૧૫૨૫ માં તેમણે એક સાધ્વી સાથે લગ્ન કર્યું.

વખત જતાં માર્ટિન લ્યૂથરના અનુયાયીઓ વધતા ગયા. તે દરમિયાન ખેડૂતોએ જમીનદારોના જુલમ સામે બળવો કર્યો. તેમાં ખેડૂતોની ભયંકર કતલ થઈ અને તેમના ઉપર ઘણા જુલમો થયા. માર્ટિન લ્યૂથરે પણ ખેડૂતોની સામે નિર્ણય આપ્યો હતો તેથી તેમની માનહાનિ થઈ. લ્યૂથર માનતા હતા કે, ધાર્મિક સુધારા સાથે સામાજિક સુધારા પણ જોઈએ. તેમણે કહ્યું કે પાદરીઓને વિશિષ્ટ અધિકાર આપવાની જરૂર નથી. ધાર્મિક બાબતોમાં છેવટનો નિર્ણય આપવાની પોપની સત્તા માન્ય રાખવી નહિ. મઠોની સંખ્યામાં ઘટાડો કરવો, વધારાના મઠોનો ઉપયોગ દવાખાનાં વગેરે માટે કરવો. પાદરીઓને લગ્ન કરવાની છૂટ આપવી ચર્ચની રજાઓ અને યાત્રાઓમાં ઘટાડો કરવો.

લ્યૂથરે ઉપદેશ આપ્યો કે પ્રભુને પ્રસન્ન કરવા માટે સાચી શ્રદ્ધા અને પ્રેમની જરૂર છે. કર્મકાંડથી નહિ પરંતુ સાચા દિલના વર્તનથી જ તે પ્રસન્ન થાય છે. ઈસુનો મૂળ ઉપદેશ બાઈબલની ચાર સુવાર્તાઓમાં સચવાઈ રહ્યો છે. તેમાં પ્રભુની ઇચ્છા વ્યક્ત થઈ છે. તે પ્રમાણે વર્તન કરવાથી મોક્ષ પ્રાપ્ત થશે. ધાર્મિક બાબતો માટે મૂળ બાઈબલને જ પ્રમાણભૂત ગણવું. પોપ અને બીજા સામાન્ય સાધુઓએ તેમાં જે સુધારાવધારા કર્યા છે તે માન્ય રાખવા નહિ. દરેકને બાઈબલ પ્રમાણે નિર્ણય કરવાનો અધિકાર છે. તે માટે બાઈબલ લોકભાષામાં જ વાંચવું જોઈએ ઈસુના બાર શિષ્યોએ ખ્રિસ્તી ધર્મ માટે જે કાંઈ લખ્યું છે તે જ સાચું ગણવું. પાછળથી બીજી બાબતો દાખલ થઈ છે તે માન્ય રાખવી નહિ.

ઈ. સ. ૧૫૨૯ માં જ્યારે બીજી 'ડાયટ ઑફ સ્પાયરે' 'ડાયટ ઑફ વર્મ્સ'ના નિર્ણયનો–વિધર્મીઓને સજા કરવાનો–અમલ કરવા પ્રયત્ન કર્યો, ત્યારે જર્મનીના કેટલાક રાજાઓએ તેની સામે વિરોધ–

Protest ઉઠાવ્યો. તેથી તે પ્રોટેસ્ટન્ટ કહેવાયા. આજે પણ લ્યૂથરના અનુયાયીઓ પ્રોટેસ્ટન્ટો કહેવાય છે.

લ્યૂથરે પ્રોટેસ્ટન્ટ પંથને વ્યવસ્થિત કર્યો. જર્મની, સ્વિટ્ઝર્લૅન્ડ, ફ્રાંસ અને ગ્રેટબ્રિટનમાં તેનો પ્રચાર થવા માંડચો. ઈ. સ. ૧૫૨૨ થી ઈ. સ ૧૫૪૬ સુધી તે વિટેનબર્ગમાં જ રહ્યા હતા. ઈ. સ. ૧૫૪૬ માં તે મૃત્યુ પામ્યા.

છતાં તેમણે સ્થાપેલા પંથનો વિકાસ ચાલુ જ રહ્યો. જર્મની, ફ્રાંસ અને ગ્રેટબ્રિટનમાં તે રાજ્યધર્મ બન્યો. ડેન્માર્ક, નોર્વે અને સ્વીડનમાં તેનો વિકાસ થયો. આજે પણ દુનિયાના ઘણા ભાગોમાં તેના અનુયાયીઓ છે

આ પથના અનુયાયીઓ ક્રુસને ઈસુના ધર્મનું પ્રતીક માને છે. ઈસુની માતા મેરીની મૂર્તિની તે પૂજા કરતા નથી તે પ્રાદેશિક ભાષામાં બાઈબલ વાંચે છે અને પ્રાર્થના કરે છે. ધર્મની બાબતમાં છેવટનો નિર્ણય આપવાની પોપની સત્તાનો તે સ્વીકાર કરતા નથી. તેમની પ્રાર્થનાવિધિ સાદી અને સરળ છે. તે કર્મકાંડ ઉપર ભાર મૂકતા નથી આ પંથના પાદરીઓને લગ્ન કરવાની છૂટ છે.

Gerald L. Berry લખે છે કે, ' આજે દુનિયામાં લગભગ ૬ કરોડ પ્રોટેસ્ટન્ટો લ્યૂથેરિયન ચર્ચમાં આસ્થા રાખે છે '

## [૪] ધર્મસુધારકો

મધ્યયુગમા રોમન પોપની અમર્યાદિત સત્તા અને રોમન કૅથોલિક પંથમા આવેલી વિકૃતિઓને દૂર કરવા ફક્ત માર્ટિન લ્યૂથરે એકલે હાથે કામ કર્યું છે એમ માનવું એ ગંભીર ભૂલ થશે. તેમાં ઘણા નામી-અનામી સુધારકો આવી જાય છે. Gerald L. Berryના મત પ્રમાણે, તેમાંના કેટલાકની અસર–યુરોપના લોકોને માનસિક સ્વતંત્રતા આપવા માટે–કોઈ પણ રાજકીય સંસ્થા કરતાં વધુ છે

### જ્હોન વિકલીફ અને ' લોલાર્ડ–ચળવળ '

પોપની અમર્યાદિત સત્તા સામે ઇંગ્લૅંડમા જે ક્રાંતિ થઈ તેનું કારણ કાંઈ જુદા જ પ્રકારનું હતું. ઇંગ્લૅંડના રાજા હેન્રી આઠમાને ' રાણી કૅથેરાઈન'ને છૂટાછેડા આપવા હતા પોપે મંજૂરી આપી નહિ. તેથી હેન્રી આઠમાએ પોપની સત્તા ફગાવીને ઇંગ્લૅંડના સ્વતંત્ર ચર્ચની સ્થાપના કરી

રાજા રાજકીય અને ધાર્મિક ક્ષેત્રે સર્વોપરી બન્યો. રાજાએ પોપની સત્તાને માન્ય રાખી નહિ છતા તે રોમન કેથોલિક ધર્મ પાળતો હતો. તેણે માર્ટિન લ્યુથરનો વિરોધ કર્યો હતો.

પરંતુ ઇગ્લેંડમાં પોપની જોહુકમી અને ચર્ચમાં ચાલતી વિકૃતિઓ સામે સૌપ્રથમ બાંગ પોકારનાર જ્હોન વિકલીફ હતા. ધાર્મિક સુધારકોની નામાવલી–List–તેમના નામથી શરૂ થાય છે. યોર્કશાયર–ઇગ્લેંડના હીપવેલ નામના એક ગામમાં ઈ. સ. ૧૩૨૦ માં તેમનો જન્મ થયો હતો. ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરી ત્યાં જ અધ્યાપક નિમાયા હતા. પાદરીઓ અને ચર્ચમાં ચાલતી ગેરવ્યવસ્થા અને બદીઓથી તે કંટાળ્યા હતા. તેમાં સુધારો થવો જ જોઈએ એવી તેમની દૃઢ માન્યતા હતી. તેથી જ્યારે પાર્લમેન્ટ પોપની સામે થઈ ત્યારે તેને તેમણે ટેકો આપ્યો હતો.

તેમને ચર્ચની અઢળક સંપત્તિ તરફ સખત તિરસ્કાર હતો. તેમણે જ સૌપ્રથમ જાહેર કર્યું કે, 'ધાર્મિક બાબતોમાં બાઈબલને જ આધારભૂત ગણવું; માનવ અને ઇશ્વર વચ્ચેના સંબંધમાં ત્રીજાની–ધર્મગુરુઓની કાંઈ જરૂર નથી.' સામાન્ય પ્રજા બાઈબલનો ઉપયોગ કરી શકે તે માટે તેમણે બાઈબલનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું.—ઈ. સ. ૧૩૭૮. એ ભાષાંતરને લીધે તે અંગ્રેજી ગદ્યસાહિત્યના પિતામહ ગણાય છે. તેમના ઉપદેશથી 'લોલાર્ડ–ચળવળ'ની શરૂઆત થઈ. તેમના અનુયાયીઓ ઇગ્લેંડના ખૂણેખૂણે તેનો પ્રચાર કરવા માંડયા. લોલાર્ડો બાઈબલને જ આધારભૂત ગણે છે. પોપની સત્તાને માન્ય રાખતા નથી. બાહ્ય કર્મકાંડો–સંતોની પૂજા, ઉપવાસ, પાપમોચનપત્રિકાઓ, માફીપત્રો અને મૂર્તિપૂજાને તે માન્ય રાખતા નથી.

ખ્રિસ્તી દેવળે આ ચળવળને દાબી દેવા સખત હાથે કામ લીધું. લંડનવાસીઓએ તેમને ત્રણ વાર ધર્મગુરુઓના પંજામાંથી બચાવ્યા હતા. લોલાર્ડ પંથને ઇગ્લેંડ અને ઝેકોસ્લોવેકિયામાં સારો આવકાર મળ્યો હતો. ઈ. સ. ૧૩૮૪ મા જ્હોન વિકલીફ મૃત્યુ પામ્યા, છતાં તેમની ચળવળ બંધ પડી નહિ. ઇંગ્લેંડના રાજા હેન્રી ચોથાએ અને પાંચમાએ તેમના ઉપર અમાનુષી જુલમો કર્યા હતા.

**જ્હોન હસ**

જ્હોન વિકલીફ પછી લોલાર્ડ–ચળવળના નેતા જ્હોન હસ બન્યા. તેમણે વિકલીફના સિદ્ધાંતોનો બોહેમિયામાં પ્રચાર કર્યો.

જહોન હસ ઈ. સ. ૧૩૬૯ માં બોહેમિયાના હુસીનેટ્ઝ ગામમાં જન્મ્યા હતા. પ્રેગના વિશ્વવિદ્યાલયમા તેમણે અભ્યાસ કર્યો હતો. જહોન વિકલીફના સિદ્ધાંતોથી આકર્ષાઈ તેમણે લોલાર્ડ ચળવળનો બોહેમિયામાં પ્રચાર કર્યો. ઝેકોસ્લોવેકિયામાં તે ઘણા લોકપ્રિય બન્યા અને પાપમોચન–પત્રિકાઓના વિરોધ બદલ તેમને નાતબહાર–Excommunicate કરવામાં આવ્યા. પવિત્ર રોમન સમ્રાટ સીજીસમંડના દબાણથી પોતાની માન્યતાનો બચાવ કરવા તેમણે કોન્સટન્સની કાઉન્સિલમા હાજરી આપી પોપે તેમને જાનસલામતીની બાંયધરી આપી હતી છતા ત્યાં તેમના ઉપર કામ ચલાવી જીવતા બાળી દેવામાં આવ્યા. ઈ. સ. ૧૪૧૫. આમ, જહોન હસ પ્રોટેસ્ટન્ટ ચળવળના પહેલા શહીદ બન્યા.

### ઈરેઝમસ

ડેસિડ્રિયસ ઈરેઝમસનો જન્મ ઈ. સ. ૧૪૬૫માં રોટર્ડેમ, હોલેંડમાં, થયો હતો. તે ઓગસ્ટિનિયન પાદરી બન્યા હતા. મુસાફરી કરીને તેમણે પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હતું. સામાન્ય પ્રજાની અજ્ઞાનતા અને ચર્ચ અને પાદરીઓમા આવેલી બદીઓ તેમણે નિહાળી હતી. બાઈબલનુ વાચન પ્રાદેશિક ભાષામાં થવુ જોઈએ એવી ઇચ્છા તેમણે સેવી હતી. તે માનતા હતા કે, ચર્ચના Dogmas અને કાયદા ખ્રિસ્તી ધર્મના મૂળ સંસ્કારો–એકમતતા અને શાંતિનો વિનાશ કરે છે. તે લેખક તરીકે યુરોપમાં વિખ્યાત હતા. તેમણે ચર્ચમાં સુધારો કરવા 'મૂર્ખતાની પ્રશંસામાં–In Praise of folly' નામની કટાક્ષિકા લખી. પોતાની જ પ્રશંસા કરતાં તે લખે છે કે, 'ધાર્મિક સુધારાનું બીજ તેમણે વાવ્યું હતું...... પરંતુ માર્ટિન લ્યૂથરે તેમાંથી કંઈક નવા જ પક્ષીને જન્મ આપ્યો.' ઈરેઝમસની ઇચ્છા માત્ર ચર્ચમાં સુધારો કરવાની હતી, અને તે છેક સુધી રોમન કેથોલિક રહ્યા હતા. લ્યૂથરનો તેમણે વિરોધ કર્યો હતો. છતાં ટીકાકારો માને છે કે, માર્ટિન લ્યૂથરના પુણ્યપ્રકોપે જે નુકસાન પોપની પ્રતિષ્ઠાને પહોંચાડયું છે તેના કરતાં વધારે નુકસાન તેમના પુસ્તકે પહોંચાડયું છે.

### ઝ્વીંગલી

ઈ સ. ૧૮૮૪ માં અલરીચ ઝ્વીંગલીનો જન્મ વીલ્ડહમ મુકામે સ્વિટ્ઝર્લેન્ડમાં થયો હતો બર્ન, બેશેલ અને વિયેનામાં તેમણે અભ્યાસ કર્યો હતો. તે ખ્રિસ્તી પાદરી બન્યા હતા ઈ. સ ૧૫૧૮ માં તે

ઝયુરીચમાં પેસ્ટર બન્યા. તેમણે પોપની અમર્યાદિત સત્તા અને ચર્ચની બદીઓ સામે પ્રચાર કર્યો. તેમણે લ્યૂથર પહેલાં, ઈશ્વરમાં અચળ શ્રદ્ધા રાખવાની માન્યતા જાહેર કરી ક્રમશઃ તેમણે ધર્મની બાબતો અને રાજકીય બાબતોને જોડી દીધી. ઝયુરીચ અને કૅથોલિક કેન્ટોન વચ્ચેના યુદ્ધમાં તેમનું ઝયુરીચ આગળ મૃત્યુ થયું, ઈ. સ. ૧૫૩૧.

તેમના અને માર્ટિન લ્યૂથરના ઉપદેશમાં જે તફાવત હતો તેને લીધે પ્રોટેસ્ટન્ટ પંથના વિભાગ પડચા. જીનિવામાં જહોન કેલ્વીનના આગમનથી તે બે વિભાગો કાયમી બન્યા.

### જહોન કેલ્વીન અને કેલ્વીન પંથ (પ્રેસ્બીટિરિયન પંથ)

જહોન કેલ્વીનની સિદ્ધિઓનું મૂલ્યાંકન કરતાં Hayes and Moon લખે છે કે, 'જહોન કેલ્વીન પ્રોટેસ્ટન્ટ પંથના સિદ્ધાંતો અને વહીવટી બાબતોના રચયિતા તરીકે, હેન્રી ૮ મા કે માર્ટિન લ્યૂથર કરતાં વધુ મહત્ત્વ ધરાવે છે'

નોયોન નામના ફ્રાંસના એક ગામમાં ઈ. સ. ૧૫૦૯માં તેમનો જન્મ થયો હતો. પેરિસ અને ઓર્લિયન્સનાં પ્રખ્યાત વિશ્વવિદ્યાલયોમાં તેમણે અભ્યાસ કર્યો હતો તેમણે પાછળથી કાયદાશાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો.

માર્ટિન લ્યૂથરના સિદ્ધાંતોથી આકર્ષાઈ ઈ. સ. ૧૫૩૩ માં તેમણે પ્રોટેસ્ટન્ટ પંથનો સ્વીકાર કર્યો હતો, અને થોડાક જ સમયમા તે પ્રોટેસ્ટન્ટ પંથના નેતા બન્યા. 'ઓગસબર્ગ કૉન્ફરન્સ'માં તેમણે ભાગ લીધો હતો. ધાર્મિક અસહિષ્ણુતાને લીધે, ફ્રાંસને છોડી તે સ્વિટ્ઝર્લૅંડમા જીનિવામાં આવ્યા.

જીનિવામાં તે વખતે ગેરવ્યવસ્થા ફેલાઈ હતી નીતિમત્તાનું ધોરણ નીચું ગયું હતું લોકોએ પ્રાચીન ધર્મ સામે બળવો કર્યો હતો, પરંતુ કોઈએ નવા ધર્મની સ્થાપના કરી ન હતી. રાજકીય દૃષ્ટિએ તેમણે 'પ્રિન્સ બિશપ'ની ધૂંસરી ફગાવીને સ્વતંત્રતા મેળવી હતી. તેમને એક નેતાની જરૂર હતી કેલ્વીને તે પૂરી પાડી ઈ. સ ૧૫૩૬ થી ૧૫૬૪ સુધી (તેમના મૃત્યુ સુધી) તેમણે જીનિવાના સર્વસત્તાધીશ સરમુખત્યાર અને ધર્મગુરુ તરીકે સત્તા ભોગવી

તેમણે જીનિવાને સુંદર વહીવટ, શાંતિ અને નીતિમત્તાના કડક કાયદા આપ્યા. તેનો અમલ સખતાઈથી કરાવ્યો. ચર્ચની વ્યવસ્થામાં તેમણે

'લોકશાહીવાદી' પ્રથા અપનાવી. ચર્ચના અમલદારોની ચૂંટણી કરવામાં આવતી. તેમને 'પ્રેસ્બીટર' કહેતા. તેથી જ પાછળથી તેમના અનુયાયીઓને 'પ્રેસ્બીટિરિયને' કહેવામાં આવ્યા.

જહોન કેલ્વીનના ઉપદેશમાં અચલ પ્રારબ્ધવાદ જોવામાં આવે છે. તે કહેતા કે પ્રભુએ પહેલેથી જ બધું નક્કી કરી રાખ્યું છે (Doctrine of Predestination). પ્રભુએ જેમને બચાવવાની ઇચ્છા રાખી છે—ચૂંટાયેલા—'The Elect'—તેમને શ્રદ્ધા આપવામાં આવી છે અને તે સત્યને જોઈ શકે છે, જ્યારે બીજા જેમને મોક્ષ મેળવવા ચૂંટવામાં આવ્યા નથી તે ગમે તેટલા પ્રયત્નો કરશે તોપણ નરકમાં જ જશે. તે માનતા હતા કે, માનવસેવા કરતાં પ્રભુસેવા વધુ અગત્યની છે. તેમના અમલ દરમિયાન જીનિવાના નાગરિકોને દુન્યવી મોજશોખથી અલિપ્ત રાખવામાં આવ્યા. પાના રમવાં કે બીજી હળવી આનંદપ્રમોદની પ્રવૃત્તિઓ કરવી, વગેરે ગેરકાયદે ઠરાવીને તેના ભંગ બદલ સખત શિક્ષા કરવામાં આવતી. જહોન કેલ્વીને 'The Institutes' નામે એક પુસ્તક લખ્યું છે, જે ખ્રિસ્તી ધર્મમાં આધારભૂત શાસ્ત્ર ગણવામાં આવે છે. તે ઈ. સ. ૧૫૬૪ માં મૃત્યુ પામ્યા પરંતુ તેમની માન્યતાનો વિકાસ વણથંભ્યો ચાલુ જ રહ્યો.

સ્વિટ્ઝર્લૅંડ અને હોલૅન્ડમાં કેલ્વેનિઝમ લોકપ્રિય પંથ બન્યો હતો. સ્કૉટલૅન્ડમાં જહોન નોકસના પ્રયત્નોથી કેલ્વેનિઝમ ત્યાં રાજધર્મ બન્યો હતો. બ્રિટિશ ટાપુઓમાં પણ તેની ગણનાપાત્ર અસર થઈ હતી. ફ્રાંસના હ્યુગનોટ્ પ્રોટેસ્ટન્ટો, પ્યુરિટનો અને ન્યૂ ઈંગ્લૅંડના યાત્રાળુઓ (Pilgrims) પણ કેલ્વેનિઝમના સિદ્ધાંતો પાળતા હતા.

## પ્યુરિટન પંથ

૧૬ મી સદીમાં પ્રોટેસ્ટન્ટ પંથની સ્થાપના થઈ. તે જ સદીમાં તેના ત્રણ મુખ્ય પેટાવિભાગો—લ્યૂથેરિયન, એંગ્લિકન અને કેલ્વિનપંથ અસ્તિત્વમાં આવ્યા. તે ઉપરાંત, પ્યુરિટન, યુનિટેરિયન, બૅપ્ટિસ્ટ પંથ અને ક્વેકર્સ પંથ, વગેરે અસ્તિત્વમાં આવ્યા.

પ્યુરિટન પંથ પ્રોટેસ્ટન્ટ પંથનો એક ભાગ છે. તેમની માન્યતાઓ કેલ્વિન પંથને મળતી આવે છે. પરંતુ આ પંથના અનુયાયીઓ ચારિત્ર્ય-શુદ્ધિ અને સાદા અને સંયમી જીવન ઉપર ખાસ ભાર મૂકે છે. સાદું પરંતુ શ્રેષ્ઠ નૈતિક જીવન (Plain living and high thinking)માં

તે માને છે. ઈસુ ખ્રિસ્ત અને તેમના ઉપદેશમાં અચળ વિશ્વાસ રાખે છે. પોતાના સાદા, સંયમી અને કડક નૈતિક જીવનથી તેમણે ઈસુ ખ્રિસ્તના ઉપદેશનો પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો છે.

સોળમી અને સત્તરમી સદીમાં ધાર્મિક અસહિષ્ણુતાથી કંટાળી પોતાની માન્યતાના રક્ષણાર્થે પ્યુરિટનો યુરોપમાંથી અમેરિકા જઈને વસ્યા અને સંસ્થાનો સ્થાપ્યાં. આજે પણ અમેરિકામાં ઘણા પ્યુરિટન પંથમાં માને છે.

### યુનિટેરિયન પંથ

રોમન કૅથોલિકો અને પ્રોટેસ્ટન્ટોમાં અનેક મતભેદ છતાં મુખ્ય સિદ્ધાંતો જેમ કે–આત્મત્રયી (Doctrine of Trinity), અવતારવાદ અને ઋણમોક્ષમાં તે એકમત છે.

પરંતુ ૧૭ મી સદીના અંતભાગમાં 'યુનિટેરિયન પંથ'ની સ્થાપના થઈ છે. તે આત્મત્રયીના સિદ્ધાંતોમાં માનતા નથી. તે ફક્ત એક જ ઈશ્વરમાં માને છે. તે લોકો ઈસુને ઈશ્વરના પુત્ર તરીકે અથવા અવતાર તરીકે માન્ય રાખતા નથી તે એક સંપૂર્ણ સદ્ગુણી માનવ હતા એમ તે માને છે એ પંથના અનુયાયીઓ ફક્ત બાઈબલને જ આધારભૂત ગણે છે.

## [૫] સારસંક્ષેપ

(૧) ઈ સ પૂ. ની છઠ્ઠી સદીમા જેમ ધાર્મિક ક્રાંતિઓ થઈ હતી તેમ ઈ સ ની પહેલી સદીમાં પણ જ્હોન બૅપ્ટિસ્ટ અને ઈસુ ખ્રિસ્તે ધર્મસુધારણા માટે ઉપદેશ આપ્યો. તેમાંથી ખ્રિસ્તી ધર્મની સ્થાપના થઈ.

(૨) યહૂદી ધર્મનું પતન : અનેક પ્રકારના વહેમો, કુરિવાજો અને અંધશ્રદ્ધામાં આસ્થા. તેના ચાર પંથો પડયા હતા–સીડયુસીઓ, ફૅરિસીઓ, ઈસીન અને થેરાપ્યુટી

(૩) ઈસુ ખ્રિસ્તની જીવનરેખા : ઈ. સ. પૂ ૪ માં બેથ્લેહેમમાં જન્મ થયો હતો. યહૂદી માતાપિતા. નાઝરેથમાં વધુ સમય રહ્યા મંદિરના પૂજારીઓ સાથે ચર્ચાવિચારણા જ્હોન બૅપ્ટિસ્ટને હાથે દીક્ષા મેળવી. મનોમંથન પછી જ્ઞાનપ્રાપ્તિ. ઉપદેશ ક્રુસારોહણ અને પુનરુત્થાન.

(૪) ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો : એકેશ્વરવાદ, પ્રભુમાં અચળ શ્રદ્ધા, પ્રભુના રાજ્યમાં માન્યતા, ઈશ્વર પ્રેમાળ પિતા છે, માનવસેવા એ જ પ્રભુસેવા છે; પ્રેમ, ક્ષમા અને અહિંસાના સિદ્ધાંતો; સાદાઈ, નમ્રતા, આત્મનિરીક્ષણ અને પશ્ચાત્તાપના સિદ્ધાંતો અને ગિરિપ્રવચનોમાંનો બોધપાઠ.

(૫) ખ્રિસ્તી ધર્મની વિકાસરેખા : ઈ. સ. ૨૯માં ક્રુસારોહણ પછી પુનરુત્થાન. ઍપોસ્ટલ્સ શિષ્યોનો ફાળો. સંત પૉલનો ફાળો. રોમન સમ્રાટો ને યહૂદીઓ તરફથી અનેક જુલમો. અંતે ઈ. સ. ૩૧૧ માં મિલાનની જાહેરાતે તેને સહિષ્ણુતા અપાવી. ઈ. સ. ૩૨૩ માં ખ્રિસ્તી ધર્મ રાજ્યધર્મ બન્યો.

(૬) બાઈબલ : જૂનો કરાર અને નવો કરાર. ઈસુ ખ્રિસ્તનું જીવન અને ઉપદેશ. જગતની ઘણી ભાષાઓમાં ભાષાંતર.

(૭) ખ્રિસ્તી ધર્મના પંથો : એરિયન પંથ સૌપ્રથમ. પાછળથી માર્ટિન લ્યૂથરની ચળવળને લીધે ખ્રિસ્તી ધર્મના બે મુખ્ય વિભાગ પડ્યા. રોમન કૅથોલિક પંથ અને પ્રોટેસ્ટન્ટ પંથ.

(૮) ધર્મસુધારકો : જ્હૉન વિકલીફ અને લોલાર્ડ–ચળવળ. જ્હૉન હસ, ઈરેઝમસ અને ઝ્વીંગલી.

(૯) જ્હૉન કેલ્વીન અને કેલ્વીન પંથ અથવા પ્રેસ્બિટેરિયન પંથ.

(૧૦) પ્યુરિટન પંથ અને યુનિટેરિયન પંથ.

# ઇસ્લામધર્મ

'સૈકાઓથી સુષુપ્ત દશામાં પડી રહેલી દારૂ, જુગાર ને દુરાચારમાં સબડતી......વહેમ ને અંધશ્રદ્ધામાં અટવાતી......અભણ અને અસંસ્કારી આરબ જનતામાં ઇસ્લામધર્મે એવી અદ્ભુત જાગૃતિ આણી ને ક્રાંતિની એવી જ્વાલા જગાવી કે અંધશ્રદ્ધા ને અજ્ઞાનના અંધકારનો અંત આવ્યો; વહેમનાં વાદળો વીખરાયાં......સમાજ ને ધર્મના સડા સાફ થયા ......સમસ્ત દેશમાં રાજકીય શાંતિ ને એકતા સ્થપાઈ ને ધર્મની ધગશના જોમે ધબકતી આરબ જનતાએ આગળ વધી ગયેલા જગતને આંબી વળવા ઝડપભેર અડગ કદમે આગેકૂચ આદરી'

—અમીદાસ કાણકિયા

'તેઓ એવા પુરુષ હતા કે જેમનું ભવિષ્યમા કોઈ કાળે–આજકાલ ધર્મને નામે જાતજાતના જુદા જુદા વાડાઓ બનાવીને બેઠેલા જગતના લોકો એ વાડાઓમાંથી નીકળીને એક વધારે વ્યાપક અને વધારે સમજાય એવા માનવધર્મમાં માનવાનું શરૂ કરશે ત્યારે–આજના કરતાં ક્યાંયે વધારે આદરપૂર્વક તેમનું સ્મરણ કરવામાં આવશે. ખરેખર, મહંમદ સાહેબ મહાનમાં મહાન પુરુષ કરતાં પણ મહાન હતા.'

—એ. જી. લિયોનાર્ડ

# ૧ અરબસ્તાન, ઈસ્લામની માતૃભૂમિ

(૧) અરબસ્તાન, ઇસ્લામની માતૃભૂમિ

(૨) ઇસ્લામ પહેલાં આરબોનું જીવન :

(अ) રાજકીય દૃષ્ટિએ

(ब) સામાજિક દૃષ્ટિએ

(क) ધાર્મિક દૃષ્ટિએ

## [૧] અરબસ્તાન, ઈસ્લામની માતૃભૂમિ

અરબસ્તાનમાં, ઇસ્લામના સંસ્થાપક હજરત મહંમદ પયગંબરનો જન્મ થયો હતો. અરબી ભાષામાં તેને 'જઝીરત-અલ-અરબ'-અરબી દ્વીપકલ્પ કહે છે. ભૌગોલિક દૃષ્ટિએ તે જૂની દુનિયા-એશિયા, આફ્રિકા અને યુરોપ-ની લગભગ મધ્યમાં આવેલ એક મહાદ્વીપકલ્પ સમો પ્રદેશ છે. તેની ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર અને સીરિયાનો પ્રદેશ, દક્ષિણે હિન્દી મહાસાગર, પશ્ચિમે રાતો સમુદ્ર અને પૂર્વમાં ઈરાનનો અખાત આવેલો છે. તે ભારતની પશ્ચિમે અને એશિયા ખંડના નૈઋત્ય ખૂણે આવેલો એક વિશાળ રણપ્રદેશ છે.

લગભગ સમગ્ર અરબસ્તાન એક વિશાળ રણપ્રદેશ છે. તેના ત્રણ મુખ્ય વિભાગ પડે છે: હીજાઝ, યમન અને નજ્દ. લાલ સમુદ્રને કિનારે આવેલ હીજાઝને હરમ પણ કહે છે હરમ એટલે પવિત્ર ભૂમિ. પ્રાગૈતિહાસિક કાળથી તેને પવિત્ર ભૂમિ તરીકે બિરદાવવામાં આવે છે. પ્રખ્યાત લેખક સર વિલિયમ મુર (Sir Wilıam Muır)ના મત પ્રમાણે અતિ પ્રાચીન કાળથી તેમાં આવેલ કાબા આરબો અને બીજી પાડોશી પ્રજાઓનું શ્રદ્ધાકેન્દ્ર કે માનબિંદુ હતું. તે પવિત્ર ભૂમિની યાત્રાએ અરબસ્તાનના ખૂણેખૂણેથી શ્રદ્ધાળુઓ યાત્રા કરવાને આવતા. છેક સીરિયા અને ઈરાનથી પણ લોકો આવતા એવો ઉલ્લેખ છે. કુરાને શરીફમાં પણ કાબાને

'માનવ માટે નિર્મિત પ્રથમ મકાન'[1] – અર્થાત્ અલ્લાહની બંદગી કરવાને પૃથ્વી ઉપરનું સૌપ્રથમનું સ્થાન–મકાન કહેવામાં આવ્યું છે. એ કાબા મક્કા શહેરમા આવેલું છે. પવિત્ર ભૂમિમાં કોઈ પણ જાનનો રક્તપાત કરવો અર્થાત્ યુદ્ધ કે ખૂન કરવું એ મહાપાપ લેખાતું. એ જ પવિત્ર ભૂમિમાં હ. મહંમદ પયગંબરનો જન્મ થયો હતો. હીજાઝનું બીજું અગત્યનું શહેર મદીના છે. તેનું મૂળ નામ યથરીબ હતું. હિજરત પછી હ. મહંમદ પયગંબર ત્યાં જઈને વસ્યા હતા, તેથી તેને 'મદીનત–અલ–નબી' અને ટૂંકમાં મદીના કહે છે. એ શહેરમાં મહંમદ પયગંબરને દફનાવવામાં આવ્યા છે. આમ, ઇસ્લામના ઉદય પહેલાંની એ પવિત્ર ભૂમિ, આજે પણ મુસ્લિમો માટે પવિત્ર ભૂમિ છે. ચૂ. પુ બારોટ લખે છે કે, 'ને ત્યાનું મક્કા શહેર ઇસ્લામીઓને મન, હિંદુઓને મન જેટલું કાશી છે એટલું જ, પવિત્ર છે.[2] તાઇફ નામનું ત્રીજું શહેર પર્વતની તળેટીમાં ફળદ્રુપ મેદાનમાં આવેલું છે.

યમનનો પ્રાંત અરબી દ્વીપકલ્પને દક્ષિણે આવેલો છે તે અરબસ્તાનનો સૌથી વધુ ફળદ્રુપ પ્રદેશ છે. 'જબલ–અલ–સરત'ને નામે જાણીતી પર્વતની હારમાળાની પૂર્વ દિશાએથી શરૂ થઈને તે છેક અંદરના ભાગ સુધી 'નજદ' પ્રાંત આવેલો છે.

અરબસ્તાનની આબોહવાનાં કેટલાક યુરોપિયન લેખકો હોંશભેર વખાણ કરે છે. પંડિત સુંદરલાલ લખે છે કે 'સ્પ્રેંગર નામનો એક વિદ્વાન લખે છે કે, આલ્પ્સ કે હિમાલય બંનેમાંથી એકેની આબોહવા અરબસ્તાનના રણ જેટલી શક્તિ અને પ્રાણદાયક નથી.' સિકંદરે અબરસ્તાનની આબોહવાથી ખુશ થઈને હિંદુસ્તાનથી પાછા ફરતાં અરબસ્તાન જીતી લેવાનો અને ત્યાં જ પોતાની રાજધાની સ્થાપવાનો ઇરાદો કર્યો હતો.'[3]

## [૨] ઇસ્લામ પહેલાં આરબોનું જીવન

કોઈ પણ મહાન પુરુષ, સુધારક કે પયગંબરનું મૂલ્યાંકન કરતી વખતે તેમણે કયા સંજોગોમા અને કેવી પરિસ્થિતિમા કાર્ય કર્યું હતું તે દૃષ્ટિ સમક્ષ રાખવાની ખાસ આવશ્યકતા છે આપણે અત્રે, મહંમદ હ. પયગંબરની

---

૧. કુરાને શરીફ, ૩ ૯૫.

૨. ચૂ પુ. બારોટ કૃત, 'ઇસ્લામનો સુવર્ણયુગ'

૩. પંડિત સુંદરલાલ, 'હજરત મહંમદ અને ઇસ્લામ.'

સેનાઓની મૂલવણી કરતાં પહેલાં, તે વખતની અરબસ્તાનની પરિસ્થિતિનું વિહંગાવલોકન કરીશું.

ઇસ્લામના ઉદય પહેલાં, અરબસ્તાનમાં રાજકીય, સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ ગેરવ્યવસ્થા, અંધશ્રદ્ધા અને અજ્ઞાન—અંધકારનું સામ્રાજ્ય જામ્યું હતું. કુરાનેશરીફ તેને 'અલજહીલીયાહ' એટલે કે અજ્ઞાનયુગ કહે છે.[1] ડેનીસન[2] (Denison)ના મત પ્રમાણે, ઈ. સ. ની ૫ મી અને છઠ્ઠી સદીમાં, જગતની લગભગ બધી જ એક વખતની સુસંસ્કૃત પ્રજા અધોગતિ, અરાજકતા અને અંધશ્રદ્ધાને આરે આવીને ઊભી હતી. ત્યારે અરબસ્તાન જેણે કદીયે સંસ્કૃતિનું પાન કર્યું ન હતું–પિછાની ન હતી–તે પતનની કેટલી હદે પહોંચ્યું હશે, તેની સહેજે કલ્પના કરી શકાય.

### રાજકીય દૃષ્ટિએ

રાજકીય દૃષ્ટિએ તપાસતાં જણાશે કે, ઇસ્લામ પહેલાં અરબસ્તાનમાં એકચક્રી શાસન કદીયે ઠરીઠામ થઈ શક્યું ન હતું. અલબત્ત, ત્યાં ઇજિપ્ત ઇરાન, મેસિડોનિયા, રોમ અને કૉન્સ્ટન્ટિનોપલનાં સામ્રાજ્યોની હંગામી અને નામ પૂરતી જ સત્તા સ્થપાઈ હતી જગતના ઇતિહાસમાં પોતાનું ગૌરવશીલ સ્થાન–સામ્રાજ્ય સાંસ્કૃતિક અને ધાર્મિક દૃષ્ટિએ–પ્રાપ્ત કરવાને, અરબસ્તાનને હજી પ્રવેશ મેળવવાનો હતો. એકચક્રી સત્તાને અભાવે ત્યાં કાયદો કે વ્યવસ્થા જેવું કંઈ જ ન હતું. સમગ્ર અરબસ્તાન સેંકડો કબીલાઓ (Clans) માં વહેંચાયેલો હતો અને દરેક કબીલો–ટોળી એક નાનકડા રાજ્ય સમાન હતી દરેક કબીલાના કાયદા જુદા હતા અને તે એકબીજાથી સ્વતંત્ર હતા. પંડિત સુંદરલાલ લખે છે કે, 'દરેક કબીલાનો એક સરદાર હતો. તેને શેખ કહેતા. કબીલાનાં સર્વે કુટુંબોના આગેવાનોના મતથી શેખની ચૂંટણી થતી. આ શેખ જ પોતાના કબીલાનો હાકેમ, કબીલાના નવયુવાનોનો સેનાપતિ અને ધર્મની બાબતોમાં આખા કબીલાનો ગુરુ અને પુરોહિત હતો.' આરબોને પોતાના કબીલા માટે અનહદ ગુમાન હતું અને નાની બાબતોમાં, કબીલાની પ્રતિષ્ઠાને માટે પેઢીઓ સુધી વેરઝેર ને ખૂનામરકી ચાલતાં. આવા અનેક કબીલાઓને અંદરઅંદર લડતા રોકવાને કે ડામવાને કોઈ પણ ઉપરી સત્તા ન હતી. દરેકને બીજા કબીલાના ભયત્રાસના ભયગ્રસ્ત વાતાવરણમાં રહેવાનું હતું. આ પ્રમાણે ભય, ત્રાસ અને

---

૧ કુરાનેશરીફ ૩૩ : ૩૩ : ૪૮ : ૨૬

૨. Emotion As the Basis of Civilization.

અરાજકતાના રાક્ષસે સમગ્ર દ્વીપકલ્પને પોતાની કારમી ભીંસમાં જકડેલ હતો. દરેકને પોતાની અને પોતાના કબીલાની પડી હતી. એવી કથળેલ પરિસ્થિતિમાં અનુકૂળ વાતાવરણ સર્જી, આરબોને એક મહાન સામ્રાજ્યના વિધાયકો બનાવ્યા એમાં જ હ. મહંમદ પયગંબરની મહત્તા સાર્થક થાય છે.

## સામાજિક દૃષ્ટિએ

સામાજિક દૃષ્ટિએ પણ એવી જ અંધકારમય પરિસ્થિતિ વ્યાપક હતી. તેમના કુદરતી સંજોગોને લીધે આરબો 'બેદુઈન'–ગોપજીવન ગાળતા. ત્યાં ખેતી જૂજ પ્રમાણમાં થતી. ઠરીઠામ રહેવાનું ઓછું થતું. પરિણામે સામાજિક ધારાધોરણોનો ખાસ વિકાસ થયો ન હતો. રેતીના અખૂટ ભંડાર સમા રણવિસ્તારને લીધે, આરબો સુસંસ્કૃત પાડોશી પ્રજાઓના સમાગમ ને સંસ્કારોની આપલેમાંથી અલિપ્ત રહ્યા હતા. તેમનામાં અનેક કુરિવાજો અને કૂપમંડૂકતાએ ઘર કર્યું હતું. તે ઉપરાંત, દરેક ટોળીના પોતાના જુદા રીતરિવાજો હતા તેમની વચ્ચે સંવાદિતાનો સંપૂર્ણ અભાવ હતો. દરેક પોતાના રીતરિવાજોને સર્વશ્રેષ્ઠ ગણાવતા ને કડકાઈથી તેનું પાલન કરતા. વિદ્યાભ્યાસ, સાહિત્ય કે કળાને ખીલવવા-પોષવાને શાંતિના દૂત સમાન વિદ્યામંદિરોનો એવા સમાજમાં અભાવ એ સ્વાભાવિક લાગે છે અને અજ્ઞાન એ વહેમો અને અંધશ્રદ્ધાની જનક–માતા છે. પરિણામે આરબોમાં અનેક પ્રકારના વહેમો, અંધશ્રદ્ધા, શુકન–અપશુકન, ભૂતપ્રેતમાં અડગ માન્યતા, વગેરે દૂષણો ઘર કરી બેઠા હતાં. 'એ જમાનામાં આરબો માનતા કે જે માણસનું ખૂન થયું હોય તેનો આત્મા એક પક્ષી બનીને તેની કબર આસપાસ વરસો સુધી ફર્યા કરે છે, અને 'ઓસ્કૂની, ઓસ્કૂની' (મને પીવા આપો, મને પીવા આપો) એમ બોલ્યા કરે છે.'[1] અંધશ્રદ્ધાળુ આરબો પૂર્વજના ખૂનનો બદલો લેવો એને પોતાની મુખ્ય ફરજ–ધર્મ માનતા. વળી ભૂતપ્રેતને જ રોગના મુખ્ય વિધાયકો ગણીને, આરબો રોગને મટાડવા રક્તપાતી યજ્ઞો કરતા ને બલિદાન આપતા.

મદ્યપાન કરવું અને જુગાર રમવું એ તેમનાં ખાસ સામાજિક દૂષણો હતાં. ત્યાં ખજૂરીનાં વૃક્ષોની ખોટ ન હતી. તેથી દરેક આરબઘર એક દારૂનું પીઠું હતું, અને જુગાર તેમના મોજશોખનું એકમાત્ર અંગ હતું. જે જુગાર રમે નહીં તેને 'કંજૂસ' કહેતા. એમ કહેવામાં આવે

1. પંડિત સુંદરલાલકૃત 'હજરત મહંમદ પયગંબર અને ઇસ્લામ.'

છે કે ઘણી વાર પુષ્કળ મદ્યપાનને લીધે ઘણાનું મરણ થતું ને કેટલાક જુગારમાં પોતાની જાતને પણ હોડમાં મૂકી દેતા

સૌથી વધુ દયાજનક ને કરુણામય સ્થિતિ સ્ત્રીઓ ને ગુલામોની હતી. તેમને પશુઓની જેમ રાખવામાં આવતાં. સમાજમાં સ્ત્રીઓની કંઈ જ ગણના થતી ન હતી. બહુપત્નીત્વની પ્રથા સામાન્ય હતી. પુત્રીનો જન્મ અશુભ અને અપમાનજનક લેખાતો. તેમ જીવતી દાટી દેવામાં કે દૂધપીતી કે પાણીપીતી કરી દેવામાં આરબોને કંઈ ખોટું જણાતું નહિ, બલ્કે તે ફરજનું પાલન ગણાતું. પિતા જાતે જ પુત્રીને દાટી આવતો. કેટલીક વાર એ કારમી ફરજ માતાને પણ અદા કરવી પડતી. આરબોમાં એક કહેવત હતીઃ 'સૌથી સારો જમાઈ કબર છે.' એમ કહેવામાં આવે છે કે, એક વાર ઉસમાન નામનો એક આરબ પોતાની દીકરીને દાટવા ખાડો ખોદતો હતો, ત્યારે તેની દાઢીમાં જે ધૂળ ચોંટી હતી તેને સાફ કરવા તેની બાળકીએ નાનકડા હાથ લંબાવ્યા ત્યારે કઠોર મનના એ ઉસમાનની આંખોમાં પણ આંસુ આવી ગયા. આવા કેટલાયે ગોઝારા બનાવો એ આરબધરતીએ જોયા હશે! એવી દૈન્યાવસ્થામાં સબડતા એ આરબોને યુરોપીય ઉત્થાનયુગના જ્યોતિર્ધરો (Torch-Bearers) બનાવવાનું મહાભગીરથ કાર્ય ઇસ્લામે કરી બતાવ્યું.

### ધાર્મિક દૃષ્ટિએ

ધાર્મિક દૃષ્ટિએ પણ આરબ સમાજ એવી જ અંધારી વંડીઓમાં અટવાતો હતો. તે અનેક દેવદેવીઓની પૂજા કરતા. દરેક કબીલાને પોતાનાં આગવાં-વિશિષ્ટ દેવદેવીઓ હતાં. દરેકનાં દેવદેવીઓના આકારો જુદા હતા ને જુદા પદાર્થોમાંથી તેમને બનાવવામાં આવતા. કોઈનાં પથ્થરનાં, તો કોઈના કાષ્ટનાં, તો કોઈનાં રેતીનાં કે માટીનાં. દરેક એમ માનતા કે અમારો દેવ સર્વશ્રેષ્ઠ છે. કેટલીક વાર તો બીજા કબીલાના દેવનું હરણ કરીને તેને નજરકેદ કરવામાં આવતો. એ મૂર્ખતાના પ્રદર્શન ઉપર આરબોને અભિમાનના પાના ચઢતા.

અલબત્ત, તે વખતે પણ આરબોમાં ભાંગીતૂટી એકેશ્વરવાદની ભાવના હતી, પરંતુ તે એમ માનતા કે ઈશ્વરે જુદા જુદા દેવોને જુદાં જુદાં કાર્યો માટે નિર્મિત કર્યા છે દા ત, 'લાત', 'ઉઝઝા' અને 'મનાત' નામની ત્રણ દેવીઓ ઉપર લગભગ બધા જ આરબોને આસ્થા હતી ફક્ત કાબામા આરબો ૩૬૦ દિવસમાં ૩૬૦ દેવદેવીઓની પૂજા કરતા. તેમનો

દેવાધિદેવ 'હોબલ' હતો. અનેક દેવદેવીઓ ઉપરાંત આરબો કુદરતી તત્ત્વો પવન, સૂર્ય, ચંદ્ર, તારા, વગેરેની પણ પૂજા કરતા કેટલીક વનસ્પતિ અને રેતીના ઢગલાની પૂજા કરવાનું પણ આરબો ચૂકતા નહિ. વર્ષના ચાર જ મહિના શાંતિ અને યુદ્ધવિરામના ગણાતા. તે દરમિયાન અરબસ્તાને ખૂણેખૂણેથી આરબો કાબામા આવતા. પૂજામાં કેટલીક વાર પશુબલિ તો કોઈવાર નરબલિ પણ ચઢાવાતો. કેટલીકવાર પિતા પોતે પોતાના પુત્રનું બલિદાન આપતો!

હ. મહંમદ પયગંબર અને ઇસ્લામની અદ્ભુત સેવાઓને અંજલિ આપતાં, અમીદાસ કાણુકિયા લખે છે કે, 'સૈકાઓથી સુષુપ્ત દશામાં સુપ્ત પડી રહેલી; દારૂ, જુગાર ને દુરાચારમાં સબડતી, દુષ્ટ રિવાજો ને દંભ સેવતી, સ્ત્રીઓને તથા ગુલામોને પશુ સમાન ગણતી; અજ્ઞાન, વહેમ, ને અંધશ્રદ્ધામાં અટવાતી, બહુધા ગોપજીવન ગાળતી ને રણમાં રખડતી ને નજીવા કારણે માંહોમાંહે વારંવાર ઝઘડીને લડી મરતી, અભણ અને અસંસ્કારી આરબ જનતામાં ઇસ્લામધર્મે એવી અદ્ભુત જાગૃતિ આણી ને ક્રાંતિની એવી જ્વાલા જગાવી કે અંધશ્રદ્ધા ને અજ્ઞાનના અંધકારનો અંત આવ્યો વહેમનાં વાદળો વીખરાયાં, દુર્ગુણો, દુષ્ટ રિવાજો ને દુરાચારો દૂર થયા, સમાજ ને ધર્મના સડા સાફ થયા. અરાજકતા ને અવ્યવસ્થાનો અંત આવતાં સમસ્ત દેશમાં રાજકીય શાંતિ ને એકતા સ્થપાઈ, ને ધર્મની ધગશના જોમે ધબકતી આરબ જનતાએ આગળ વધી ગયેલા જગતને આંબી વળવા ઝડપભેર અડગ કદમે આગેકૂચ આદરી.'

# ૨

# હજરત મહંમદ પયગંબર સાહેબનું જીવનવૃત્તાંત



## [૧] પ્રાસ્તાવિક

ચંદ્રભાઈ ભટ્ટ લખે છે કે, 'મૂર્તિપૂજક જગત હવે ચીન, ભારત અને ગ્રીસ જેટલું, ઈ. સ. પૂર્વેના હજારો વર્ષ જેટલું જૂનું બની ગયું હતું. તેની સામે સૌથી પ્રથમ હિંદભૂમિ ઉપરથી એક ગૌતમ બુદ્ધે પડકાર દીધો હતો. પછી જુડિયા–યહૂદિયામાંથી મુસા પયગંબરે અને ઈસુ ખ્રિસ્તે તેનો નિષેધ ફરમાવ્યો હતો.' 'અરબસ્તાનની ધરતી ઉપર ત્યારે મક્કા મૂર્તિપૂજાની બદબોથી કંપી ઊઠયું હતું,' ત્યારે 'આરબ ભરવાડોની વણજારમાંથી એક નૂતન સંસ્કૃતિનો અવાજ—એક ઈશ્વરના નામનો ઊઠતો—અલ્લાહની યાદ સાંભળી રહેતો......આંતરરાષ્ટ્રીય બનીને કહેતો હતો, 'સમસ્ત વિશ્વમાં બીજો કોઈ ઈશ્વર નથી, ફક્ત એક અલ્લાહ જ

છે અને મહંમદ પયગંબર તેના સંદેશવાહક છે' અને 'મનુષ્યમાત્ર સરખા છે, કોઈ ઊંચ કે નીચ નથી, બધા સરખા છે.'

## [૨] જન્મ અને બાલ્યાવસ્થા

આંતરરાષ્ટ્રીય આકાશમાં ગુંજતા, એ નૂતન માનવધર્મ અને સંસ્કૃતિના સ્થાપક, હજરત મહંમદ પયગંબરનો જન્મ અરબસ્તાનના અતિ પ્રાચીન મક્કા શહેરમાં થયો હતો. તેમનો જન્મ સોમવાર ૨૩ મી એપ્રિલ ઈ સ. ૫૭૦ માં* (૧૨ મી રબીઉલ–અવ્વલ) મક્કાના પ્રખ્યાત કુરેશ કબીલામા થયો હતો. પવિત્ર કાબાના વહીવટકર્તા, કુરેશકબીલાના 'બની હાશિમ' કુટુંબમાં તેમનો જન્મ થયો હતો તેમના જન્મ પહેલા જ તેમના પિતા હ. અબદુલ્લા સીરિયાથી પાછા ફરતાં મદીનામાં મૃત્યુ પામ્યા. માતાની નાદુરસ્ત તબિયતને લીધે આયા હલીમાએ તેમને પ્રેમથી ઉછેર્યા પાછળથી હ. મહંમદ પયગંબરે પણ આયા હલીમાબીબી 'પ્રત્યે ઊંડો પ્રેમ અને આદર દેખાડયો' હતો.

૭ વર્ષની વયે તેમની માતા–અમીનાબીબી પણ મૃત્યુ પામ્યાં ત્યારે હ. અબ્દુલ મુત્તલિબે તેમનું પાલન કર્યું. બે વર્ષ પછી તેઓ પણ મૃત્યુ પામ્યા ત્યારે કાકા હ અબુતાલિબે તેમને પોતાની પાસે રાખ્યા. લગભગ દસ વર્ષની ઉંમર થઈ ત્યાં સુધી તેઓ મક્કાની આસપાસની ટેકરીઓમાં કાકાની બકરીઓ ચારવા જતા. શરૂઆતથી જ તેમનું મન મનન–ચિંતનમાં પરોવાયેલું રહેતું. તેઓ પોતાના મિત્રોને કહેતા : 'માનવને રમતગમતમાં સમયનો દુર્વ્યય કરવાને નહીં, પરંતુ કોઈક ઘણા ઉચ્ચ આદર્શને માટે ઉત્પન્ન કરવામા આવ્યો છે.'[૧] તેમના ઉચ્ચ આદર્શો અને ગુણોને લીધે હ. અબુતાલિબ તેમનાથી ઘણા જ પ્રસન્ન રહેતા.

બાર વર્ષની વયે તેઓ કાકાની સાથે એક વેપારી કાફલામાં સીરિયા ગયા હતા. અલબત્ત, તેમને કોઈ પણ પ્રકારનું જ્ઞાન મળ્યું ન હતુ છતાં સીરિયામા એક ખ્રિસ્તી સાધુ સાથેના તેમના વાર્તાલાપથી તેમના ઊંડા જ્ઞાન અને વિશાળ દૃષ્ટિનાં દર્શન થાય છે. પંડિત સુંદરલાલ લખે છે, કે

---

* રબીઉલ અવ્વલ તા. ૯ મી ને સોમવારે, ઈ. સ. ૫૭૧ના એપ્રિલની ૨૦ મી તારીખે–'સીરતુન્નબી' પ્રમાણે. શિબલી પા. ૧૬૦.

૧. 'Life of Mohammed' : M. A. Fazl, p. 20.

'પહેલી જ વારની સીરિયાની મુસાફરીમાં એક ભલા ખ્રિસ્તી સાધુ બુહેરાનું નામ પણ આવે છે તેના પર બાળક મહંમદના સવાલો, તેનું ઊંડું સંશોધન, તેનું વિશાળ હૃદય, તેની સમજણ, અને તેની ઊંડી દૃષ્ટિ—એ બધાની બહુ ભારે છાપ પડી.'[1] તેઓ જ્યારે વીસ વર્ષના થયા ત્યારે 'કુરેશ' અને 'કૈસિ' કબીલાઓ વચ્ચે 'હર્બ–અલ–ફીઝ' ની લડાઈ થઈ, ત્યાર પછી નિર્બળ, પદદલિતો અને પરદેશીઓના રક્ષણાર્થે એક 'હિલ્ફ–અલ–ફુદૂલ' નામે સંગઠન બનાવવામાં આવ્યું. હ. મહંમદ પયગંબરે તેમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એ બતાવે છે કે, શરૂઆતથી જ તેમને ગરીબ, અનાથ, નિર્બળ, પદદલિતો અને પરદેશીઓ માટે સાચી સહાનુભૂતિ હતી. પ્રામાણિકતા અને ઈમાનદારી માટે તેઓ જુવાનીમાં જ એટલા બધા પ્રખ્યાત થઈ ગયા હતા કે, આખાયે મક્કાના લોકો તેમને 'અલ–અમીન' એટલે કે શ્રદ્ધેય અથવા વિશ્વાસપાત્ર કહીને બોલાવતા, અને જીવનના અંત સુધી તેમને એ જ નામથી બોલાવવાનું ચાલુ રહ્યું. હ અબુતાલિબના શબ્દોમાં 'મેં તેમને કદીયે અસત્ય વચન કહેતાં સાંભળ્યા ન હતા.'

## [૩] લગ્ન અને ગૃહસ્થજીવન

મહંમદ પયગંબરની વેપારમાં નિપુણતા અને પ્રામાણિકતાને લીધે મક્કાના ઘણા વેપારીઓ તેમની મારફતે પોતાનો વેપાર કરતા, તેમનાં સલાહસૂચનો લેતા. એ દરમિયાન હ. અબુતાલિબના સૂચનથી તે ખદીજાબીબી નામે એક ધનાઢ્ય વિધવાને ત્યાં નોકરીમાં રહ્યા. હ મહંમદ પયગંબરની પ્રામાણિકતા, મહેનત, બુદ્ધિમત્તા અને ઉચ્ચ ગુણશીલ જીવનથી પ્રસન્ન થઈ ખદીજાબીબીએ તેમની સાથે લગ્ન કર્યાં. તે વખતે તેમની ઉંમર ૨૫ વર્ષની હતી અને ખદીજાબીબી ૪૦ વર્ષનાં હતાં. છતાં આ લગ્ન જિંદગીભરને માટે બહુ કલ્યાણકારી નીવડ્યું અને છેવટ સુધી બંનેમાં ખૂબ પ્રેમ રહ્યો.[2]

લગ્ન પછી હ મહંમદ પયગંબરે પોતાનો સમય ચિંતનમંથનમાં વધારે પ્રમાણમાં ગાળવા માંડ્યો. અનેક પ્રકારની અંધશ્રદ્ધા અને બદીઓથી ખદબદતા આરબ માનવસમાજને કેમ કરીને નર્કાગારમાંથી ઉગારી શકાય વગેરે ઉપર તે એકાગ્ર ચિત્તે વિચાર કરવા લાગ્યા. તેને માટે સર વિલિયમ મૂર (Sir William Muir) લખે છે કે, 'મહંમદ પયગંબરમાં

1. 'હજરત મહંમદ અને ઇસ્લામ', પંડિત સુંદરલાલ, પા. ૨૭
2 'હજરત મહંમદ અને ઇસ્લામ', પંડિત સુંદરલાલ, પા. ૨૮

આરંભથી જ ચિંતનની ટેવ હતી અને તેમનામાં ગંભીરતા દેખાતી હતી. હવે તે ઘણી વધી ગઈ હતી. તે પોતાનો ઘણો સમય એકાંતમાં ગાળવા લાગ્યા...તેઓ ઘણુંખરું મક્કાની નજીકની સૂમસામ ખીણો અને ટેકરીઓ ઉપર એકાંતમાં રહેવા, ચિંતન કરવા અને શાંતિ પ્રાપ્ત કરવા ચાલ્યા જતા. હિરા પહાડની તળેટીમાં ઉસારની ઉપર આવેલી એક ગુફા તેમની સૌથી પ્રિય જગ્યા હતી.'[૧]

પ્રારંભથી જ તેમને મૂર્તિપૂજા તરફ અણગમો હતો. પ્રવર્તમાન વહેમો અને અંધશ્રદ્ધા તરફ તેમને તીવ્ર તિરસ્કાર વછૂટતો. અનાથ, વિધવાઓ, ગરીબો અને ગુલામોનું દુઃખી જીવન કેવી રીતે સુધરી શકે વગેરે ઉપર તે ચિંતનમંથન કરતા હતા.

## [૪] મનોમંથન અને ઈશ્વર–અલ્લાહનો સંદેશ

**અલ્લાહનો સંદેશ મળે છે :** એ મનોમંથન દરમિયાન રમઝાન માસની એક રાત્રિએ ઈ. સ. ૬૧૦માં જીબ્રાઈલ ફિરસ્તાએ તેમને અલ્લાહનો સંદેશ આપ્યો.

'જાહેર કર, તે અલ્લાહને નામે, જેણે (સર્વસ્વનું) સર્જન કર્યું છે.'

'જાહેર કર, કે તે અલ્લાહ પરમકૃપાળુ છે...જેણે માનવને તેને જે આવડતું ન હતું તે બધું કલમ મારફતે શીખવ્યું છે.'[૨]

બીજી વાર પણ એ જ અવાજ સંભળાયો અને અલ્લાહે તેમને પોતાનો સંદેશ લોકોને કહેવા આજ્ઞા કરી કે, 'બીજો કોઈ અલ્લાહ નથી. ફક્ત એક જ અલ્લાહ છે અને મહંમદ તેનો પયગંબર–રસૂલ છે.' હ. મહંમદ પયગંબરે એ સંદેશની ખબર ખદીજાબીબીને કરી. તેમનામાં અનન્ય વિશ્વાસ રાખતાં ખદીજાબીબીએ તરત જ રાજી થઈને હિંમત આપતાં કહ્યું, 'અલ્લાહ આપને કદીયે નાસીપાસ કરશે નહિ.'

## [૫] વરકાહની મુલાકાત અને ઉપદેશની શરૂઆત

**વરકાહની ભવિષ્યવાણી :** અલ્લાહનો સંદેશ મળ્યા પછી ખદીજાબીબી તેમના પિત્રાઈ ભાઈ વરકાહ નામે એક વિદ્વાન યહૂદી પાસે ગયાં

૧. 'Life of Mohammed' by W Muir, p. 35.
(પંડિત સુંદરલાલને આધારે)

૨. કુરાનેશરીફ, ૯૬ : ૧ થી ૫

ને તેમને બધી વાત કહી સંભળાવી. વરકાહે કહ્યું કે, 'ધર્મગ્રંથોમાં, એ પ્રમાણે એક સમયે, એક પયગંબરને મોકલવાનો ઉલ્લેખ છે. સાચે જ, જે ફિરસ્તો, હજરત મુસા પાસે આવ્યો હતો તે જ હજરત મહંમદ પાસે પણ આવ્યો છે.' વરકાહે હ. મહંમદ પયગંબર માટે જે ભવિષ્યવાણી ઉચ્ચારી હતી તે નોંધપાત્ર છે. તેમણે કહ્યું કે, 'શું હું તમને (હ. મહંમદ પયગંબરને) તમારા દેશવાસીઓ દેશવટો આપશે ત્યાં સુધી જીવતો રહીશ?' હિજરતનો પ્રસંગ એ ભવિષ્યવાણીને સાચી પાડે છે.

**ઉપદેશની શરૂઆત :** પોતાને જે સંદેશ મળ્યો હતો તે અનુસાર હ. મહંમદ પયગંબરે ઉપદેશ આપવાની શરૂઆત કરી. તેમણે ફક્ત એક જ અલ્લાહની બંદગી કરવા અને મૂર્તિપૂજાનો ત્યાગ કરવા આદેશ કર્યો. લોકોને સત્કર્મો કરવા અનુરોધ કર્યો. સમાન બંધુત્વની ભાવના કેળવવા અને ઊંચનીચના ભેદભાવ છોડી દેવા તેમણે ઉપદેશ આપ્યો.

'ટૂંકમાં, સૌ દેવદેવીઓની અને મૂર્તિઓની પૂજા છોડી દઈને એક ઈશ્વરની પૂજા કરવી; ઊંચનીચના અને કુળોના ભેદ છોડીને સૌ માણસોને ભાઈભાઈ સમજવા; જુગાર, દારૂ, ચોરી, વ્યભિચાર અને છોકરીઓની હત્યા જેવાં બૂરાં કૃત્યોથી બચવું અને સત્કર્મોમાં લાગી જવું, એ જ હવે પછીના મહંમદ સાહેબના ઉપદેશનો સાર હતો.'[1]

શરૂઆતમાં તેમના અનુયાયીઓ ખદીજાબીબી, હજરત અબુબક્ર, હજરત અલી, હજરત ઝયદ અને હજરત ઉસ્માન હતા. 'અરકામ' નામના અનુયાયીનું મકાન ઉપદેશ માટેનું કેન્દ્રસ્થાન બન્યું. ચાર વર્ષના ટૂંકા ગાળામાં તેમના અનુયાયીઓની સંખ્યા વધતાં મક્કાવાસીઓને ચિંતા થઈ. તેમણે સતામણી અને દમનનીતિની શરૂઆત કરી. શરૂઆતમાં હ. મહંમદ પયગંબર જાહેરમાં ઉપદેશ કરતા નહિ. પરંતુ જ્યારે હજરત હમઝા અને હજરત ઉમર જેવા શક્તિશાળી અને ખાનદાન કુરેશનબીરાઓએ ઇસ્લામનો અંગીકાર કર્યો, ત્યાર પછી મુસ્લિમોએ જાહેરમાં—કાબામાં પ્રાર્થના કરવા માંડી અને ઇસ્લામી અઝાન બાંગ 'અલ્લાહો-અકબર' (ઈશ્વર મહાન છે) વાતાવરણમાં ગુંજવા લાગી.

જેમ જેમ મહંમદ પયગંબરના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ તેમ તેમ મક્કાવાસીઓના જુલમો પણ વધતા ગયા. તેમણે હ. મહંમદ પયગંબરને અનેક પ્રલોભનો પણ આપ્યાં, પરંતુ તેમણે સત્યાગ્રહ છોડયો

---

૧. પંડિત સુંદરલાલ: 'હજરત મહંમદ પયગંબર અને ઇસ્લામ', પા. ૩૬

નહિ. એક વાર તેમણે જવાબ આપ્યો હતો, 'જેના હાથમાં મારો જીવ છે તે અલ્લાહના સોગંદ લઉં છું કે, લોકો મારા જમણા હાથ ઉપર સૂર્ય અને ડાબા હાથ ઉપર ચંદ્ર. મૂકે તોપણ અલ્લાહનો હુકમ છે ત્યાં સુધી હું મારા સંકલ્પમાંથી ચળીશ નહિ.' મક્કાવાસીઓના જુલમોથી કંટાળીને કેટલાક મુસ્લિમો આફ્રિકામાં ઇથિયોપિયામાં જઈને વસ્યા હતા.

સફા નામની એક ટેકરી ઉપર ઊભા રહીને હ. મહંમદ પયગંબરે મક્કાવાસીઓને સંબોધીને પૂછ્યું, 'તમે મને ક્યારેય અસત્ય વચન કહેતાં સાંભળ્યો છે?' બધાએ જવાબ આપ્યો, 'ના.' પછી તેમણે બધાને સંદેશ સંભળાવ્યો, 'મૂર્તિપૂજાનો ત્યાગ કરો; દરેક પ્રકારના ગુના–પાપથી બચો; એક જ અલ્લાહમાં–એકેશ્વરવાદમાં શ્રદ્ધા રાખો; અને સત્યને રસ્તે ચાલો.' પરંતુ પોતાનાં દેવદેવીઓમાં અચળ અંધશ્રદ્ધા ધરાવતા મક્કાવાસીઓને ગળે એ ઉપદેશ ક્યાંથી ઊતરે?

## [ ૬ ] મક્કાવાસીઓનો જુલમ અને મદીનામાં આવકાર

**અકબાની પ્રતિજ્ઞા :** પરંતુ એ ઉપદેશ મદીનાના લોકોને ગમ્યો. અકબા નામની ટેકરી ઉપર બાર જેટલા મદીનાવાસીઓએ શપથ–સોગંદ લીધા કે 'અમે એક ઈશ્વર સાથે બીજા કોઈને ભેળવીશું નહિ, એટલે કે એક ઈશ્વર સિવાય કોઈ બીજાની પૂજા નહિ કરીએ. ચોરી નહિ કરીએ. દુરાચાર નહિ કરીએ. જાણીબૂજીને કોઈ ઉપર જૂઠો આરોપ નહિ મૂકીએ. અને કોઈ પણ સારી વસ્તુની બાબતમાં પયગંબરના હુકમનો ભંગ નહિ કરીએ અને સુખદુઃખ બંનેમા પયગંબરને પૂરેપૂરો સાથ આપીશું.'

ઇસ્લામના ઇતિહાસમાં આ પ્રસંગને 'અકબાની પ્રથમ પ્રતિજ્ઞા' તરીકે બિરદાવવામાં આવે છે. મક્કાવાસીઓની અનહદ કનડગતને લીધે મુસ્લિમો મદીના તરફ જવા માંડ્યા. ત્યાં તેમને ભાવભીનો આવકાર મળ્યો મદીનાના લોકોએ તેમને આશરો આપ્યો તેથી તેમને 'અનસાર' (મદદગાર) કહે છે. છેવટે મક્કામાં હ. મહંમદ પયગંબર, હજરત અબુબક્ર અને હજરત અલી જ બાકી રહી ગયા

## [૭] હિજરત

અલ્લાહનો સંદેશ મળ્યાને ૧૩ વર્ષ થયાં હતાં. મક્કાવાસીઓએ હ. મહંમદ પયગંબરનો અંત લાવવા એક સભા બોલાવી. અબુજહેલે તેમાં

મહત્ત્વનો ભાગ ભજવ્યો દરેક કુટુંબમાંથી એક એક માણસ તેમાં ભાગ લે એમ નક્કી કરવામા આવ્યું. હ. મહંમદ પયગંબરને તેમના એ નિર્ણયની ખબર જીબરાઈલ ફિરસ્તાએ આપી.

રાતોરાત હ. મહંમદ પયગંબર અને હજરત અબુબક્ર મદીના તરફ હિજરત કરી ગયા. મક્કાથી ત્રણ માઈલ દૂર 'શૌર' નામની એક ગુફામાં તેમણે આશ્રય લીધો. મક્કાવાસીઓ પયગંબરની પથારીમાં હજરત અલીને જોઈને નાસીપાસ થયા. તેમની શોધમાં તે છેક તે જ ગુફાના દ્વાર સુધી આવી પહોંચ્યા. અલ્લાહમાં અખંડ શ્રદ્ધા રાખનાર પયગંબરે પોતાના મિત્રને કહ્યું, 'તમે દુઃખી થતા નહિ; કારણ કે અલ્લાહ આપણી સાથે જ છે.' મક્કાથી મદીના તરફની એ રવાનગીને ઇસ્લામ અને જગતના ઇતિહાસમાં 'હિજરત' કહે છે. ત્યારથી–જુલાઈ ૧૬, ઈ. સ ૬૨૨–થી મુસ્લિમો પોતાની હિજરી સનની શરૂઆત કરે છે.

## [૮] મદીનામાં પયગંબરી શાસન

૨૦ મી સપ્ટેમ્બર, ઈ. સ. ૬૨૨–૮મી રબીઉલ અવ્વલ ને સોમવારના રોજ તે મદીના પહોંચ્યા 'મદીનાએ એ મહાનુભાવને આવકાર્યા. મક્કા અને મદીના વચ્ચે ધર્મયુદ્ધ થયું મક્કાના મૂર્તિપૂજકો પરાજય પામ્યા મક્કા અને મદીના ઉપર મહંમદ પયગંબરના નૂતન માનવધર્મની વિજયપતાકા ફરીફરી ઊડી.'[૧]

હ. મહંમદ પયગંબરની હિંમત અને ધીરજને અંજલિ અર્પણ કરતાં સર વિલયમ મુર લખે છે કે, 'જે પ્રમાણે અરબસ્તાનના પયગંબરે ૧૩ વર્ષ સુધી દરેક બાજુએથી મળતી નિરાશા, ધમકીઓ, બેપરવાઈ અને મુશ્કેલીઓનો સામનો કરતાં કરતાં પોતાનો અટળ વિશ્વાસ રાખ્યો (ઉપદેશ ચાલુ રાખ્યો).. તે બધી પ્રવૃત્તિનો બીજો નમૂનો જગતના ઇતિહાસનાં પાનાંમાં શોધીએ તોયે જડતો નથી'

## [૯] મક્કામાં વિજયપ્રવેશ

મદીનામા હ મહંમદ પયગંબરને ત્યાંના હાકેમ બનાવવામાં આવ્યા. મદીનામા તેમની આગેવાની હેઠળ ઇસ્લામની પહેલી મસ્જિદ બાંધવામાં આવી. તેના બાંધકામમાં પયગંબરે જાતે મહેનત કરી હતી અહીં મદીનામાં પણ મક્કાવાસીઓની કનડગત વણથંભી ચાલુ જ રહી પરિણામે મદીના-

૧. ચંદ્રભાઈ ભટ્ટ : 'વિશ્વઇતિહાસની રૂપરેખા', પા. ૨૭૨

વાસીઓ અને મક્કાવાસીઓ વચ્ચે 'જંગે બદર' અને 'જંગે ઓહદ' નામે બે ધર્મયુદ્ધો થયાં. તેમાં મદીનાવાસીઓની જીત થઈ.

ત્યાર પછી, શાંતિ સ્થાપવા પયગંબરે, મક્કાવાસીઓ સાથે 'હુદયબિયાહ'ની સંધિ કરી છતાં મક્કાવાસીઓની કનડગત બંધ પડી નહિ, તે વારંવાર સંધિનો ભંગ કરતા. તેથી ઈ. સ. ૬૩૦ માં પયગંબરે લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના મક્કામાં વિજયપ્રવેશ કર્યો. જેમણે ૨૧ વર્ષ સુધી લાગલાગટ પયગંબર અને તેમના અનુયાયીઓ ઉપર જુલમ —સિતમ કર્યા હતા તેમને પયગંબરે માફી આપી, જાનમાલનું રક્ષણ કરવાની ખાતરી આપી અને કોઈને ધર્માંતર કરવાની ફરજ પાડી નહિ. સ્ટેન્લી લેઈન પૂલના શબ્દોમાં, 'જે લોકોએ મહંમદ સાહેબને શરૂઆતથી આટલું કષ્ટ આપ્યું હતું તેઓ હવે તેમનાં ચરણોમાં હતા...આવા જ વખતે માણસ પોતાના અસલ સ્વરૂપે દેખાય છે...આ એક સાચી વાત છે કે પોતાના જિંદગીભરના દુશ્મનો ઉપરનો મહંમદ પયગંબરનો વિજયદિન એ જ તેમના પોતાના આત્મા ઉપર તેમનો સૌથી મહાન વિજયદિન હતો...પયગંબર પછી તેમના લશ્કરે પણ તેમનો જ દાખલો લઈને ઠંડા દિલથી અને શાંતિથી શહેરમાં પ્રવેશ કર્યો. એકેય મકાન લૂંટવામાં ન આવ્યું કે એકેય સ્ત્રીનું અપમાન કરવામાં ન આવ્યું.' તેના ઉપરથી સ્પષ્ટ થશે કે ઇસ્લામનો પ્રચાર બળજબરીથી કરવામાં આવ્યો ન હતો.

'હુદયબિયાહ'ની સંધિ પછી, પયગંબરે ઇસ્લામનો સંદેશ સમગ્ર માનવજાતને પહોંચાડવા સંકલ્પ કર્યો. તેમણે કહ્યું કે,- 'ઇસ્લામ સમગ્ર માનવજાતને માટે આશીર્વાદરૂપ બનીને આવ્યો છે.' ઇસ્લામનો સંદેશ જગતને પહોંચાડવા પયગંબરે ખાસ માણસો સાથે ઈ. સ. ૬૨૮ મા પત્રો રવાના કર્યા. 'તેમાં બે પત્રો મુખ્ય હતા—એક કોન્સ્ટન્ટિનોપલમાં રોમના સમ્રાટ હિરેક્લિયસને લખેલો અને બીજો ઈરાનના સમ્રાટ ખુશરૂ પરવીઝને લખેલો. ત્રણ બીજા પત્રો—એક યમનના હાકેમને, એક મિસરના હાકેમને અને એક ઇથિયોપિયાના બાદશાહને—લખ્યા.'[૧]

**પયગંબરી શાસનનાં બે વર્ષ**: ઈ. સ. ૬૩૦ થી ઈ. સ ૬૩૨ સુધી હ. મહંમદ પયગંબર મદીનામાં રહ્યા. 'મદીના તે સમયનું આરબરાજ્ય બન્યું.' લગભગ સમગ્ર અરબસ્તાન ન્યાયસમતાના પયગંબરી શાસન હેઠળ આવ્યું, કારણ કે એક પછી એક કબીલાએ ઈસ્લામનો અંગીકાર કરવા

૧. પંડિત સુંદરલાલ, 'હજરત મહંમદ અને ઇસ્લામ,' પાન ૮૭

માંડયો હતો વળી, તે શાસને અરબસ્તાનમાં વસતા મૂર્તિપૂજકો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓને ધર્મસહિષ્ણુતા બક્ષી હતી. ધર્માંતર માટે કોઈને ફરજ પાડવામાં આવી ન હતી. કુરાનેશરીફ પણ ધર્મની બાબતમાં જબરજસ્તી-બળજબરી કરવાની ચોખ્ખી ના પાડે છે. 'ધર્મની બાબતમાં કોઈ પણ પ્રકારની જબરજસ્તી ન હોવી જોઈએ.'[1]

## [૧૦] મિનાપ્રવચન અને અવસાન

**અરફાત પ્રવચન :** ઈ. સ. ૬૨૨માં હ. મહંમદ પયગંબરે મક્કાની છેલ્લી હજ કરી. ઇસ્લામના ઇતિહાસમાં તેને 'હજજતુલવિદા' અથવા 'હજજુલ–અકબર' કહે છે. તે વખતે તેમની ઉંમર ૬૨ વર્ષની હતી. એક લાખ અને ચાળીસ હજાર માણસો આ યાત્રામાં મદીનાથી તેમની સાથે આવ્યા હતા.

હજ પછી અરફાત–મીના નામના સ્થળે તેમણે છેવટેનું પ્રખ્યાત પ્રવચન આપ્યું અને જગતને નૂતન સંસ્કારનો સંદેશ સંભળાવ્યો. તેમણે કહ્યું :

'અરે લોકો, મારો સંદેશ સાંભળો; કારણ કે હવે ફરી વાર હું કદાચ તમારી સમક્ષ આવવા જીવંત ન પણ હોઉં.'

'મારો સંદેશ એ છે કે, તમારું જીવન અને તમારી મિલકત પવિત્ર છે. તમે કોઈ એકબીજાના જીવન કે મિલકત ઉપર આક્રમણ કરશો તો તે ભયંકર ગુનો છે'

'અરે લોકો, તમારા ઉપર તમારી પત્નીઓનો અને તમારી પત્નીઓ ઉપર તમારો સરખો અધિકાર છે.'

'તમારા ગુલામોની તમે સંભાળ રાખજો. જે ખોરાક તમે ખાઓ તે જ ખોરાક તેમને ખાવા આપજો, તથા તમે જે કપડાં પહેરો તે જ કપડાં તેમને પહેરવા આપજો.'

'જો કોઈ ગુલામ, તમે માફ ન કરી શકો એવો ગુનો કરે, તો તેને વેચી દેજો, પણ તેને કદી પણ પીડા આપશો નહિ.'

'અને કદી ભૂલશો નહિ કે એકેએક ઇસ્લામી, ગુલામ કે માલિક, પરસ્પરના બધી રીતે સમાન એવા ભાઈ છે.'

---

૧. કુરાનેશરીફ. ' ૨–૨૫૬

**અવસાન :** મક્કાથી પાછા ફર્યા પછી, સફર, ૧૧ હિજરી સનમાં તે બીમાર પડયા. થોડાક જ સમયની માંદગી પછી 'હિજરી સનના ૧૧ મા વરસના રબીઉલ અવ્વલની બારમી તારીખ અને સોમવારે ઈ. સ. ૬૩૨ ના જૂનની આઠમી તારીખે મધ્યાહ્ન પછી થોડી વારે મહંમદ સાહેબનો આત્મા આ દુનિયામાંથી ચાલ્યો ગયો.'

બોસવર્થ સ્મિથ (Bosworth Smith) તેમને નીચેના શબ્દોમાં અંજલિ આપે છે: 'હ. મહંમદ પયગંબરને એકીસાથે ત્રણ વસ્તુઓ સ્થાપવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. એક કોમ (નેશન), એક રાજ્ય (સ્ટેટ) અને એક ધર્મ. ઇતિહાસમાં ક્યાંય આ જાતનો બીજો દાખલો મળતો નથી.'

# ૩

# હજરત મહંમદ પયગંબર સાહેબનો ઉપદેશ અને ઇસ્લામના સિદ્ધાંતો



## [૧] પ્રાસ્તાવિક

હજરત મહંમદ પયગંબરે જે ધર્મનો ઉપદેશ આપ્યો તેને ઇસ્લામ કહે છે. ઇસ્લામનો શબ્દાર્થ 'શરણાગતિ' થાય છે અર્થાત્ 'એક અલ્લાહની બિનશરતી શરણાગતિનો' સ્વીકાર કરવો અને હ. મહંમદ પયગંબરને સૌથી મહાન અને છેલ્લા પયગંબર ગણવા એ દરેક મુસ્લિમની ફરજ છે.' હ મહંમદ પયગંબરનો ઉપદેશ સાદો છતા ગહન, સરળ છતા સચોટ અને ગૂઢતા વિનાનો છતા મનનીય હતો. તેમા તત્ત્વજ્ઞાનની ઊંડી ગૂંચવણભરેલી આંટીઓ નથી, પરંતુ 'આ ધર્મનો (ઇસ્લામનો) મુખ્ય ત તુ રોજબરોજના જીવનવ્યવહારની શુદ્ધિનો હતો.' ડૉ રાધાકૃષ્ણન્ લખે છે કે, 'ઇસ્લામ ગૂઢતા વિનાનો ધર્મ છે, તેનું બળ અને સૌંદર્ય તેની સાદાઈમાં રહેલાં છે. તે કશી બારીક તત્ત્વચર્ચામાં ઊતરતો નથી.' આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ લખે છે કે, 'પરમેશ્વર એક છે અને મનુષ્યમાત્ર સરખા છે એ સાદું

પણ મોટું સત્ય ઇસ્લામ ધર્મે ઉત્તમ રીતે આગળ પાડ્યું છે.' ચંદ્રભાઈ ભટ્ટ લખે છે કે, 'એ ધર્મમાં મૂર્તિઓ ન હતી, ભૂવા અને પાદરીઓ, યજ્ઞો કે ભોગવિધિ ન હતાં, પરંતુ નિરાકાર એવો એકમાત્ર ખુદા હતો.' પંડિત સુંદરલાલ લખે છે કે, 'મહંમદ સાહેબના ધર્મમાં બે સૌથી મોટી વસ્તુઓ આ છે: (૧) 'તૌહીદ' એટલે 'એકેશ્વરવાદ' (ઈશ્વર એક છે એમ માનવું), અને (૨) સત્કર્મોની અગત્ય.'

## [ ૨ ] એકેશ્વરવાદનો સિદ્ધાંત

હજરત મહંમદ પયગંબરે ઉપદેશ આપ્યો કે, 'બીજો કોઈ ઈશ્વર નથી; ફક્ત એકમાત્ર ઈશ્વર–અલ્લાહ જ છે અને મહંમદ તેનો પયગંબર–સંદેશવાહક છે.' તે પહેલાં હ. મૂસા પયગંબરે અને ઈસુ ખ્રિસ્તે એકેશ્વરવાદનો ઉપદેશ કર્યો હતો, પરંતુ તેમના અનુયાયીઓ માર્ગ ભૂલ્યા હતા. ખુદ ઈસુની જ કેટલાકે પૂજા કરવાની શરૂઆત કરી હતી. તેથી જ અગમચેતી વાપરી હ. મહંમદ પયગંબરે વારંવાર સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, 'નિઃશંક, હું તમારા બધાની જેમ માત્ર માનવ છું.[1] અલબત્ત, હું અલ્લાહનો પયગંબર–સંદેશવાહક છું. અલ્લાહ સર્વશક્તિમાન, સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વદ્રષ્ટા, વગેરે છે. તેણે સર્વસ્વનું સર્જન કર્યું છે તેની કોઈ શરૂઆત કે અંત નથી. તેનો કોઈ સમોવડિયો નથી તે પરમકૃપાળુ અને ક્ષમા આપનારો છે.'

## [ ૩ ] મૂર્તિપૂજાનિષેધનો સિદ્ધાંત

ઇસ્લામ મૂર્તિપૂજાનો સખત વિરોધ કરે છે. તે ફક્ત એક જ નિરાકાર અલ્લાહની બંદગી–પ્રાર્થના કરવાનો આદેશ આપે છે. કોઈ પણ જીવંત વસ્તુની મૂર્તિ ઘડવી નહિ અને તેની પૂજા કરવી નહિ. મસ્જિદ એ નિરાકાર ઈશ્વરની પ્રાર્થના કરવા માટેનું પવિત્ર સ્થાન છે. પયગંબરે કહ્યું કે, 'મૂર્તિઓ કે દેવદેવીઓ નહિ પરંતુ એક નિરાકાર અલ્લાહની પ્રાર્થના કરો; પવિત્રતા, ત્યાગ અને માનવ–માનવ વચ્ચે ન્યાયસમતાને અંગીકાર કરો, શુદ્ધ જીવન ગાળો અને કેફ કરશો નહિ.'

## [ ૪ ] ધર્મગુરુની પ્રથાનો અભાવ

ઇસ્લામ ધર્મ અલ્લાહ અને માનવ વચ્ચે પાદરી કે ધર્મગુરુની દલાલીનો સખત વિરોધ કરે છે અલ્લાહ અને માનવ વચ્ચે સીધા સંબંધનો તે હિમાયતી છે. ઇસ્લામમાં ભોગ, ભૂવા, યજ્ઞો કે કર્મકાંડોનો મહિમા નથી.

---

૧. કુરાનેશરીફ, ૧૮: ૧૧૦.

બીજા ધર્મોમાં પાદરીવર્ગે અનેક પ્રકારની અંધશ્રદ્ધા ફેલાવી લોકોને ધર્મભ્રષ્ટ કર્યા હતા તેના સુધારારૂપે ઇસ્લામે પાદરીવર્ગને તિલાંજલિ આપી છે. ધાર્મિક પ્રશ્નોના ઉકેલ માટે 'કુરાનેશરીફ' અને પયગંબરની 'હદીસ' છે. તેમાંથી કોઈ પણ સામાન્ય અનુયાયી માર્ગ શોધી શકે છે. તે પ્રમાણે નિર્ણય કરવાનો દરેકનો સમાન અધિકાર છે, કોઈનો વિશિષ્ટ અધિકાર નથી.

## [૫] માનવધર્મનો સિદ્ધાંત

ઇસ્લામ માનવધર્મ–જગતધર્મમા માને છે. ઇસ્લામધર્મ, કુરાનેશરીફ કે હ. મહંમદ પયગંબર ફક્ત આરબો માટે જ હતાં એમ નહિ. કુરાનમાં અલ્લાહ પોતાને 'રબ્બીલ આલેમીન–વિશ્વનો માલિક' કહે છે. કુરાન પ્રમાણે, 'નિઃશંક, અમે (ઇશ્વરે–અલ્લાહે) તને (હ. મહંમદ પયગંબરને) સમગ્ર માનવજગત માટે મોકલ્યો છે.'[૧] 'કે તે માનવજગતને ચેતવણી આપે.'[૨] કુરાન પોતાને માટે કહે છે, 'તે (કુરાન) બધી પ્રજાને યાદ દેવડાવનાર ગ્રંથ છે.[૩]

## [૬] સર્વધર્મસમભાવનો સિદ્ધાંત

ઇસ્લામધર્મ જગતના બધા પયગંબરો સાચા હતા એ સત્યને માન્ય રાખે છે. દરેક પ્રજાને એક પયગંબર મોકલવામાં આવ્યો હતો અને તેમણે જે ઉપદેશ કર્યો તે પણ સાચો હતો એ સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું છે. આ પ્રમાણેની માન્યતા સૌપ્રથમ જગતને ઇસ્લામે આપી છે. કુરાન કહે છે, 'કોઈ પણ એવી પ્રજા ન હતી જેને પયગંબર મળ્યો ન હોય'[૪] કુલ ૧,૨૪,૦૦૦ પયગંબરો થયા છે. તેમાંના કેટલાકનાં નામ કુરાનમાં આપવામાં આવ્યાં છે અને ઘણાંના નામ આપવામાં આવ્યાં નથી[૫] હ. મહંમદ પયગંબરે પોતાના અનુયાયીઓને બીજા ધર્મનાં દેવદેવીઓની નિંદા કરવાની સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવી છે 'અલ્લાહ સિવાય બીજા દેવોની તે પ્રાર્થના કરે તો તેમની તું નિંદા કરીશ નહિ.'[૬] આવો સહિષ્ણુતાનો–સર્વ-

૧. કુરાનેશરીફ, ૩૪ : ૨૮

૨. ,, ૨૫ : ૧

૩ ,, ૧૨ : ૧૦૪

૪ કુરાનેશરીફ, ૩૫ : ૨૪

૫. ,, ૪ : ૧૬૪

૬. ,, ૬ : ૧૦૯

ધર્મ–સમભાવનો ઉપદેશ કરીને પયગંબરે જગતધર્મ–વિશ્વશાંતિ અને સહઅસ્તિત્વ–નો માર્ગ નિષ્કંટક બનાવ્યો છે.

## [૭] સમાનતાનો સિદ્ધાંત

ઇસ્લામ ધર્મ કોઈ પ્રકારના ન્યાતજાત, વર્ગ, રંગ કે રાષ્ટ્રના ભેદભાવને માન્ય રાખતો નથી. કુરાન પ્રમાણે હ. મહંમદ પયગંબરને કોઈ એક જાતિ કે રાષ્ટ્ર માટે નહિ પરંતુ સમગ્ર માનવજગતને માટે પયગંબર–સંદેશવાહક તરીકે મોકલવામાં આવ્યા હતા. પયગંબરે પણ ઉપદેશ આપ્યો હતો કે ટોળી કે જાતિ–પ્રજાને જે નામ આપવામાં આવે છે તે ફક્ત ઓળખને માટે જ છે, કોઈ ભેદભાવ માટે નથી. જાત ઉપરથી મોટાઈ–મહાનતા નક્કી થતી નથી. 'તમારામાં સૌથી વધુ મહાન એ જ છે જે સૌથી વધુ ગુણવાન–પવિત્ર છે.' તેથી જ તો મુસ્લિમોની નમાઝ–પ્રાર્થનામાં ગરીબ–અમીર, માલિક કે ગુલામ વચ્ચે કોઈ ભેદભાવ રાખવામાં આવતો નથી. મહાનકવિ ડૉ. ઇકબાલે તેથી જ ગાયું છે:

'તેરી સરકારમેં પહુંચે તો સભી એક હુવે,<br>
ન કોઈ બન્દા રહા ન કોઈ બન્દાનવાઝ.'

## [૮] માનવબંધુત્વનો સિદ્ધાંત

ઇસ્લામ એકતા, ભાઈચારો અને માનવસમાનતામાં માને છે. 'નેક હો' અને 'એક હો' એ સૂત્રમાં ઇસ્લામની ફિલસૂફીનો સાર આવી જાય છે. એક ઈશ્વરે બધાનું સર્જન કર્યું છે; દરેક પ્રજાને પયગંબરો મળ્યા છે; બધા જ પયગંબરો સાચા હતા, તેમાં કોઈની પણ નિંદા કરશો નહિ, 'મનુષ્યમાત્ર સરખા છે, કોઈ ઊંચનીચ નથી; બધા સરખા છે' એવો માનવબંધુત્વનો અને એકતા–સમાનતાનો ઉપદેશ પયગંબરે આપ્યો છે. ઇસ્લામના બંધુત્વના સિદ્ધાંત વિશે ચંદ્રભાઈ ભટ્ટ લખે છે, 'જેવો જિસસના જીવન દરમિયાન ઈસાઈ બંધુભાવ હતો, જેવો ગૌતમના જીવનસમયમાં સમાનસંઘનો ઉજ્જ્વળ બંધુભાવ હતો, તેવો જ ઉજ્જ્વળ આ બંધુભાવ માનવસંસ્કૃતિના અભ્યુદય સમો દીપી ઊઠયો.'

'Muhemmed, the Prophet'ના લેખક મહંમદઅલી લખે છે કે, 'દરેક મુસ્લિમને (જીવનઘડતર) માટે બે માર્ગદર્શિકાઓ' મળી

છે: એક કુરાન અને બીજી હ મહંમદ પયગંબરનું જીવન. કારણ કે તેમણે કુરાન પ્રમાણે જ જીવનઘડતર કર્યું હતું.'

## [૯] અન્ય સિદ્ધાંતો

હજરત મહમદ પયગંબરને પ્રામાણિકતા માટે સંપૂર્ણ પક્ષપાત હતો. 'નિષ્કામ કર્મ કરવું ' એમ તેઓ માનતા. તેઓ પોતાનું કામ જાતે કરતા. ઘરકામમાં મદદ કરતા. મકાન જાતે સ્વચ્છ કરતા, જાતે કપડાં ધોતા અને જાતે પોતાના જોડા સાંધતા. ગમે તેટલું નાનું કામ તેમને તુચ્છ ન હતું. મસ્જિદ બાધવામા અને મદીનાની આસપાસ ખાઈ ખોદવામાં તેમણે બધાની સાથે કામ કર્યું હતું. તેમને સાદગી પસંદ હતી. બાહ્ય આડંબર તેમને ગમતો નહિ. તેમના ખોરાક અને પોશાકમાં સાદગી હતી. એમ કહેવામાં આવે છે કે, દિવસો સુધી તેમના મકાનમાં રસોઈ કરવા અગ્નિ પેટાવવામા આવતો નહિ. ખજૂર ઉપર જ ગુજરાન થતું. તેમને ગરીબ, દુઃખી, અનાથ અને વિધવાઓ માટે ઊંડી સહાનુભૂતિ હતી. પોતાની પહેલી અને બીજી આંગળીને સાથે મૂકીને તેમણે કહ્યુ, 'હું અને જે અનાથ ઉપર દેખરેખ રાખે છે......તે આ બે આંગળીઓની જેમ એકબીજાની નજીક છીએ.' ભૂખ્યાને ભોજન આપવામાં કે બીમારોની સારવારમાં જવામા તે પાછી પાની કરતા નહિ. કુરાનમાં પણ અનાથ, નિર્બળ અને વિધવાઓ માટે સહાનુભૂતિ દર્શાવવાનો આદેશ છે.[૧] તેમણે સ્ત્રીઓ અને ગુલામોની સ્થિતિ સુધારવા કહ્યું કે, 'તમારા ઉપર તમારી પત્નીઓનો અને તમારી પત્નીઓ ઉપર તમારો સરખો અધિકાર છે' 'તમારામાં સૌથી મહાન એ છે જે તેની પત્નીને સૌથી ઉત્તમ રીતે રાખે છે.' ગુલામોને માટે તેમણે કહ્યું, 'તમારા ગુલામોની તમે સંભાળ રાખજો. જે ખોરાક તમે ખાઓ તે જ ખોરાક તેમને આપજો, તથા જે કપડાં તમે પહેરો, તે જ કપડાં તેમને આપજો' કારણ કે 'તે પણ તમારી જેમ એક જ ખુદાના બંદા છે.'

તેમણે દુશ્મનો પ્રત્યે પણ સહાનુભૂતિ દર્શાવી હતી 'અબ્દ–અલ્લા' તેમનો અને ઇસ્લામનો કટ્ટર દુશ્મન હતો. તેને માટે પ્રાર્થના કરવાનું કહેવામા આવ્યું ત્યારે પયગંબરને એક મિત્રે કહ્યું કે, 'એવા માણસને માટે તો સિત્તેર વાર માફી માગવામાં આવે તોયે તેને માફી મળી શકે

૧. કુરાનેશરીફ, ૧૦૭ : ૧–૩.

નહીં.' તેમણે જવાબ આપ્યો, 'હું એકોતેર વાર માફી માગીશ.' તેમણે પોતાના દુશ્મનો માટે પ્રાર્થના કરી હતી કે, 'હે માલિક! મારા લોકોને તુ માર્ગદર્શન આપ, કારણ કે નિ:શંક તે કંઈ જ જાણતા નથી.'

હજરત મહંમદ પયગંબરે દારૂ પીવાની અને વ્યાજ લેવાની મનાઈ કરી છે. 'શુદ્ધ જીવન ગાળશો અને કેફ કરશો નહિ.' કુરાનમાં પણ કેફી પીણા માટેનો નિષેધ જાહેર થયેલો છે.[૧] 'શાંતિ અને યુદ્ધ નહીં'ને માટે પયગંબરે કહ્યું કે 'આક્રમક નીતિ અપનાવશો નહીં; દુશ્મન સંધિ કરવાનું જરાયે વલણ બતાવે તો સંધિ કરવામાં તમે પહેલ કરશો.' તેમના 'અરફાત પ્રવચન'માં શાંતિ, સ્ત્રીઓનો અધિકાર અને ગુલામો પ્રત્યેની દયાભાવનાનાં દર્શન થાય છે.'

ટૂંકમાં, તેમના ઉપદેશમાં એક બાજુ એક અલ્લાહની માન્યતા અને બીજી બાજુ માનવબંધુત્વનો પ્રધાન સૂર ગુંજે છે.

૧ કુરાનેશરીફ. ૫. ૯૦.

# ઇસ્લામના પહેલા ચાર ખલીફા તથા ઇસ્લામમાં 'દીન' અને 'ઈમાન'

(૧) ઇસ્લામના પહેલા ચાર ખલીફા:

(अ) હજરત અબુબક્ર–સિદ્દિક

(व) હજરત ઉમર, અલફારૂક

(क) હજરત ઉસમાન ગની

(ड) હજરત અલી શેરે ખુદા

(૨) ઈસ્લામમાં 'ઈમાન' અને 'દીન':

(अ) ઈમાન છ બાબતોમાં.

(૧) અલ્લાહ

(૨) પયગંબરો,

(૩) કુરાનેશરીફ

(૪) ફરિસ્તાઓ

(૫) કયામત અને

(૬) કિસ્મત

(व) દીન એટલે સત્કર્મ તે પાંચ છે (૧) કલેમા, (૨) નમાઝ (૩) રોજા (૪) જકાત ને (૫) હજ

(૩) ઇસ્લામના મુખ્ય પંથો.

(૧) સુન્નીપંથ

(૨) શિયાપંથ

(૩) સુફીપંથ

(૪) ઇસ્લામ માટેની ગેરસમજૂતી દૂર કરવા માટે:

(अ) ઇસ્લામનો બળજબરીથી પ્રચાર–વિકાસ વિશે

(व) જેહાદ વિશે

(क) ચાર પત્નીઓ માટેની પરવાનગી અને 'તલાક' વિષે

(ड) સ્ત્રીઓ અને ગુલામોના હક્કને માટે

(૫) સારસંક્ષેપ

## [૧] ઇસ્લામના પહેલા ચાર ખલીફા

ખલીફ એટલે વારસદાર. હ. મહંમદ પયગંબરના મૃત્યુ પછી તેમનો ઉપદેશ સમજાવવા, તેનો વિકાસ કરવા અને મુસ્લિમ રાજ્યનો વહીવટ કરવા એક નેતાની જરૂર પડી. ચૂંટણી કરવામાં આવી હજ. અબુબકને પહેલા ખલીફા તરીકે ચૂંટવામાં આવ્યા, ૮ મી જૂન, ૬૩૨. તે દિવસથી તે છેક માર્ચ ૩, ૧૯૨૪ ને દિવસે જ્યારે ઉસમાની ખિલાફતનો અંત આવ્યો, ત્યાં સુધી અનેક મુશ્કેલીઓ વચ્ચે 'ખિલાફત'–ઇસ્લામી રાજ્યની સંસ્થા ચાલુ રહી

પહેલા ચાર ખલીફા–હજ. અબુબક્ર, હજ. ઉમર, હજ. ઉસમાન અને હજ. અલી–ને 'રાશન–ઝમીર' કહે છે. તેઓ પયગંબરના નિકટ સહવાસમાં રહ્યા હતા અને તેમનો ઉપદેશ સંપૂર્ણપણે ગ્રહણ કર્યો હતો. લગભગ બધા જ મુસ્લિમો તેમને માને છે. પહેલા અને કેટલાકને મતે ત્રીજા ખલીફાની ચૂંટણી વખતે કેટલાક એવા મતના હતા કે હજરત અલીને ખલીફ બનાવવા જોઈએ. એ જ મતભેદને લીધે પાછળથી ઇસ્લામના બે મુખ્ય પંથો પડયા–સુન્ની અને શિયા. અલબત્ત, ચૂંટણીના નિર્ણયને ખુદ હજ અલીએ પણ માન આપ્યું હતું.

### (અ) હજરત અબુબક્ર–સિદ્દિક

હજ. અબુબક્ર એક પ્રતિષ્ઠિત મક્કાવાસી હતા. તેમની ન્યાયસમતાને લીધે તે પ્રખ્યાત હતા. શરૂઆતથી જ તેઓ પયગંબરના અંગત મિત્ર હતા. તેમને પયગંબરમાં અચળ વિશ્વાસ હતો ઈ. સ. ૬૧૦માં જ્યારે પયગંબરને અલ્લાહનો સંદેશ મળ્યો, ત્યારે ખદીજાબીબી પછી તેઓ ઇસ્લામમાં આવ્યા હતા. પયગંબરની સાથે તેમણે ઘણા જુલમો વેઠયા હતા.

ઈ. સ. ૬૨૨ માં જ્યારે પયગંબરે મક્કાથી મદીના તરફ હિજરત કરી, ત્યારે તેઓ તેમની સાથે જ હતા. 'ગૌર'ની ગુફામાં તેઓ પયગંબરની સાથે હતા તેથી તેમને 'યારેગાર'નું ઉપનામ મળ્યું છે હ. મહંમદ પયગંબરની માંદગી દરમિયાન જ્યારે તેઓ 'ઇમામત' કરી શકયા નહીં ત્યારે પયગંબરે તેમને 'ઇમામ' બનાવ્યા હતા.

ઈ. સ. ૬૩૨ માં તેમને ખલીફ તરીકે ચૂંટવામાં આવ્યા તે એક કુશળ વહીવટકાર હતા. તેમના સમયમાં મુસ્લિમોએ સીરિયા ઉપર વિજય

મેળવ્યો. તેમણે લશ્કરને સંબોધીને જે શબ્દો કહ્યા હતા તેની નોંધ ઇતિહાસકાર ગિબન (Gibbon) નીચે પ્રમાણે કરે છે: 'જ્યારે તમે અલ્લાહને માટે જેહાદ કરો છો ત્યારે......પીછેહઠ કરતા નહી. પરંતુ તમારા વિજયને સ્ત્રીઓ કે બાળકોના રક્તથી કલંકિત કરતા નહીં. ખજૂરીનાં ઝાડ કે અનાજનાં ખેતરોનો વિનાશ કરતા નહીં. જો તમે કોઈક સંધિ કરો તો તેનું પાલન કરજો: કેટલાક ધાર્મિક સંતો જે મઠોમાં એકાન્તમાં ઈશ્વરની બંદગી કરતા હોય તેમને રંજાડતા નહીં.' એ જ સહિષ્ણુનીતિ બીજા ખલીફાઓ પણ અપનાવી હતી. પરંતુ પાછળથી ધર્માંધ તુર્કોના હાથમાં સત્તા આવી અને યુદ્ધનીતિ અસહિષ્ણુ બની [1]

હજતર હજરત અબુબક્ર ઈ. સ. ૬૩૪માં મૃત્યુ પામ્યા.

(૨) હજરત ઉમર, અલફારૂક

મહંમદ પયગંબરના જીવનચરિત્રના લેખક મહંમદ અલી લખે છે કે, 'હજ. ઉમરે ઇસ્લામ ધર્મનો અંગીકાર કર્યો તે ઇસ્લામને માટે એક મહત્ત્વની ઘટના હતી.' પ્રારંભમાં તેઓ ઇસ્લામના કટ્ટર દુશ્મન હતા. એક દિવસે તે ખુલ્લી તલવાર લઈને પયગબરનો અંત આણવા નીકળ્યા. રસ્તામાં ખબર મળી કે તેમની બહેન અને બનેવીએ ઇસ્લામનો અંગીકાર કર્યો છે. તેમની પાસેથી કુરાનને સાંભળીને તે પ્રસન્ન થયા અને પયગંબર પાસે જઈને કહ્યું કે, 'હું અલ્લાહ અને તેના પયગંબરમાં મારી શ્રદ્ધાની જાહેરાત કરું છું.' તેમના ધર્મપલટા પછી મુસ્લિમોએ જાહેરમાં પ્રાર્થના કરવા માંડી.'

ઈ. સ ૬૩૪ મા હજ. અબુબક્ર પછી તેઓ ખલીફ બન્યા. તેમના સમય દરમિયાન આરબ વિજયકૂચ ઝડપી બની. સીરિયા, મેસોપોટેમિયા, બેબિલોન, એસિરિયા, ઈરાન અને ઇજિપ્ત ઉપર મુસ્લિમોએ વિજય મેળવ્યો. તેઓ એક કુશળ વહીવટકાર હતા. તેઓ બિનપક્ષપાતી ન્યાય અને કડક રાજ્યવહીવટ માટે જાણીતા છે. તેમને 'અલફારૂક'–સત્ય અને અસત્યને જુદા પાડનાર–તરીકે ઓળખવામાં આવે છે.

તેઓ એક સુધારક હતા. જે આરબ મુસ્લિમોને રાજ્યની તિજોરીમાંથી મદદ મળતી હતી તેમના નામ અને કબીલાનાં નામ સાથે યાદી તૈયાર કરાવી. ખ્રિસ્તીઓ અને યહૂદીઓ માટે સહિષ્ણુ કાયદા બનાવ્યા અને

[1] Human History, S. R. Sharma, p. 217

મુસ્લિમ કૅલેન્ડરની શરૂઆત કરી. તેમાં હિજરતની સાલ (ઈ. સ ૬૨૨)થી મુસ્લિમોનું પહેલું વર્ષ ગણવું એમ નક્કી કર્યું

તેમને પ્રજાની લાગણી હતી અને રાજ્યમાં ગેરવ્યવસ્થા કે ગરીબો ઉપર જુલમો થાય નહિ તે માટે તેઓ રાત્રે તપાસમાં જતા ગરીબ પ્રજાનો હક્ક સાચવવાની તેઓ ખાસ કાળજી રાખતા. પયગંબરની હદીસને તેઓ ચુસ્તપણે અનુસરતા. એક વાર 'જબાલા' નામના સીરિયાના છેલ્લા રાજાએ એક સામાન્ય પ્રજાજનને નાના ગુના બદલ (તેના પોશાક ઉપર પગ મૂકયો હતો) સખત શિક્ષા કરી. હજ. ઉમરે રાજાને નુકસાન આપવા હુકમ કર્યો. તેમની નમ્રતા અને પયગંબર માટેની ભક્તિ માટે ઇતિહાસકાર 'અલ-તબરી' લખે છે કે, 'તેઓ કહેતા: આપણે જગતમાં હ. મહંમદ પયગંબરને લીધે જ વિજય મેળવ્યો છે...જો પરદેશીઓ સારાં કૃત્યો કરશે અને આપણે તેમાં ચૂક કરીશું તો કયામતને દિવસે, હ. મહંમદ પયગબરની તેઓ આપણાથી વધુ નજીક હશે.'

ઈ. સ. ૬૪૪ માં તેઓ મૃત્યુ પામ્યા.

## (क) હજરત ઉસમાન ગની

હજરત ઉસમાન-ઇબ્ન-અફ્ફાન એક પ્રતિષ્ઠિત મક્કાવાસી હતા. તેઓ ઉમવી વંશના હતા. માતા તરફથી તેઓ અબુ મુત્તલિબના પ્રપૌત્ર થતા હતા. તે પણ શરૂઆતમાં જ મુસ્લિમ બન્યા હતા. તે ધનિષ્ઠ વેપારી હતા અને ઘણા ઉદાર હતા. પયગંબરના આદેશ મુજબ તેમણે ઘણા ગુલામોને મુક્ત કર્યા હતા.

હજ. ઉંમરના મૃત્યુ પછી ઈ. સ. ૬૪૪ માં તેઓ ખલીફ બન્યા. તેમના સમયમાં કુરાનની અધિકૃત નકલ તૈયાર કરવાનુ ભગીરથ કાર્ય ઉપાડવામાં આવ્યું. ઈ. સ. ૬૫૬ માં તેમને શહીદ કરવામાં આવ્યા.

## (ड) હજરત અલી, શેરે ખુદા

ઇસ્લામના ઇતિહાસમાં હજરત અલીનું નામ ખાસ અગત્ય ધરાવે છે. તેઓ અબુતાલીબના પુત્ર હોઈ, 'મહંમદ પયગંબરના પિત્રાઈ ભાઈ થતા હતા. શરૂઆતથી જ તેઓ પયગંબરના નિકટના સંબંધમાં આવ્યા હતા. તેઓ પણ શરૂઆતથી જ ઇસ્લામ ધર્મમાં શ્રદ્ધા ધરાવતા હતા. તેમની બુદ્ધિમત્તા, ન્યાયસમતા અને અડગ હિંમત માટે તેઓ પ્રખ્યાત છે. હ. મહંમદ પયગંબરનો

તેમના ઉપર ઘણો જ પ્રેમભાવ હતો તેમની સાથે પોતાની વહાલી પુત્રી બીબી ફાતિમાનું લગ્ન કર્યું હતું. આમ તેઓ પયગંબરના પિત્રાઈ ભાઈ અને જમાઈ પણ થતા હતા. કેટલાક લોકો એમ માનતા હતા કે પયગંબર પછી ખલીફ-વારસદાર બનવાનો તેમનો અધિકાર છે. ચૂંટણી વખતે મતભેદ પડયો. ચૂંટણીના નિર્ણયને હજરત અલીએ માન્ય રાખ્યો હતો. પરંતુ એ મતભેદમાંથી પાછળથી ઇસ્લામના બે મુખ્ય પંથો પડયા—સુન્ની અને શિયા પંથ

ખલીફ હજ. ઉસમાન પછી તે ખલીફ બન્યા, ઈ. સ ૬૫૬. મતભેદને લીધે તેમની સામે બળવો થયો, પરંતુ ઈ. સ ૬૫૭ માં 'સીફીન' મુકામે જે યુદ્ધ થયું તેમાં હજ. અલીનો વિજય થયો. ત્યાર પછી હજ. અલી ઈ. સ ૬૬૧ સુધી ખલીફ તરીકે ચાલુ રહ્યા. ઈ. સ. ૬૬૧ માં 'ખ્વારીજી' નામે ઓળખાતી એક ટોળીના સભ્યે તેમને શહીદ કર્યા.

તેમના પછી તેમના બે પુત્રો 'અલ-હસન' અને 'અલ-હુસેને' તેમના સમયના ખલીફોની ઇસ્લામ વિરુદ્ધની નીતિને વખોડી કાઢી અને જેહાદ કરી. પરંતુ વિશ્વાસઘાત કરીને તેમને 'કરબલા'ના મેદાનમાં શહીદ કરવામાં આવ્યા. આજે પણ મુસ્લિમો તેમની ધાર્મિક જેહાદ અને ઇસ્લામને રક્ષણાર્થે શહીદ થવા બદલ, તેમની યાદ તાજી રાખવા માટે 'મુહર્રમ' નામનો ઉત્સવ મનાવે છે.

## [૨] ઇસ્લામ ધર્મમાં 'ઈમાન' અને 'દીન'

### (અ) ઈમાન છ બાબતોમાં

ઇસ્લામનો પ્રારંભ 'લા ઈલાહા ઇલ્લલ્લાહ, મોહંમદુર્ રસુલુલ્લાહ'— નથી કોઈ ઇશ્વર-અલ્લાહ, પરંતુ ફક્ત એક જ ઇશ્વર-અલ્લાહ છે. અને હજ. મહંમદ તેના પયગંબર છે—એ કલેમાથી થાય છે. દરેક મુસ્લિમે તેનું પઠન કરવું અને તેના અર્થમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો એમ હ. મહંમદ પયગંબરે ઉપદેશ આપ્યો હતો. તેને 'ઈમાન' કહે છે.

ઇસ્લામનો શબ્દાર્થ 'શરણાગતિ' થાય છે. તેથી ઇસ્લામ એટલે એક ઇશ્વરની—અલ્લાહની સંપૂર્ણ, બિનશરતી શરણાગતિ સ્વીકારવી અને અલ્લાહની ઇચ્છા, જે કુરાનમાં અને હ. મહંમદ પયગંબરના ઉપદેશમાં વ્યક્ત

થઈ છે, તેને તેના સંદેશાવાહક હજરત મહંમદ પયગંબર મારફતે જાણી 'દીન'ને અનુસરવું–સત્કર્મો કરવાં. આ પ્રમાણે ઇસ્લામના સિદ્ધાંતોમાં 'ઈમાન' અને 'દીન' એ બે બાબતો સૌથી અગત્યની છે.

'ઈમાન': ઈમાન એટલે માનવું તે–શ્રદ્ધા. તૌહિદ–એકેશ્વરવાદ (અલ્લાહ એક જ છે) અને હ. મહંમદ પયગંબર તેના સૌથી છેલ્લા અને સૌથી મહાન પયગંબર છે, તેમાં સંપૂર્ણ અને બિનશરતી શ્રદ્ધા રાખવી તેને 'ઈમાન' કહે છે. એકેશ્વરવાદ એ ઇસ્લામનો પાયાનો સિદ્ધાંત છે. એક અલ્લાહ સિવાય બીજા કોઈની પણ બંદગી–પ્રાર્થના કરવી નહિ એવો સ્પષ્ટ આદેશ છે. ઇસ્લામના કલેમામાં પણ એકેશ્વરવાદ વ્યક્ત થાય છે. કુરાનેશરીફની ૧૧૨ મી સૂરાઅમાં 'તૌહિદ'–એકેશ્વરવાદ માટેનું વર્ણન આવે છે. તેનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે:

'તે અલ્લાહના નામથી, જે રહેમાન (દયાળુ) અને રહીમ (કૃપાળુ) છે;'

'કહી દે કે અલ્લાહ એક છે અને સર્વે કોઈ તે જ અલ્લાહને આધારે છે.' મહંમદ પયગંબરે પણ ઉપદેશ આપ્યો હતો કે, 'મૂર્તિઓ કે દેવદેવીઓ નહિ પરંતુ એક નિરાકાર અલ્લાહની પ્રાર્થના કરો.'

'ઈમાન'માં નીચેની છ બાબતો ઉપર શ્રદ્ધા રાખવાનો આદેશ છે.

(૧) **અલ્લાહ**: ઇસ્લામ કટ્ટર એકેશ્વરવાદી ધર્મ છે. અલ્લાહ એક જ છે અને તેનો કોઈ અધિકારી–સમોવડિયો નથી, એમ ઇસ્લામ કહે છે. કુરાનેશરીફમાં અલ્લાહને સર્વશક્તિમાન, સર્વવ્યાપી, સર્વદ્રષ્ટા અને સમગ્ર વિશ્વનું સર્જન કરનાર તરીકે વર્ણવવામાં આવ્યો છે. તેના કુલ્લે ૯૯ નામો કુરાનમાં આવે છે. તેની સંપૂર્ણ શરણાગતિ સ્વીકારવી. અલ્લાહ પરમ-કૃપાળુ છે. તે પોતાના બંદાને પશ્ચાત્તાપ કરે તો માફ કરે છે. સત્કર્મથી તે પ્રસન્ન થાય છે. તે બધું જુએ છે, જાણે છે, સાંભળે છે અને બધે હાજર છે. તેની કોઈ શરૂઆત નથી અને તેનો કોઈ અંત નથી. તે સ્વતંત્ર છે અને કયામતના દિવસનો તે માલિક છે.

(૨) **પયગંબરો**: પયગામ–સંદેશ લાવે તે પયગંબર. અનંત કાળથી અલ્લાહે માનવને સુમાર્ગે દોરવા પયગંબરો મોકલ્યા છે, એવી કુરાનમાં

માન્યતા છે કુલ્લે એક લાખ અને ચોવીસ હજાર પયગંબરો આ દુનિયામાં મોકલવામાં આવ્યા છે એમ કુરાન કહે છે. 'કોઈ પણ એવી પ્રજા ન હતી, જેને પયગંબર મળ્યો ન હોય.' (કુરાનેશરીફ ૩૫ : ૨૪.) તેઓ સૌ સાચા હતા અને પોતાના સમયમાં તેમણે જે ઉપદેશ આપ્યો તે પણ સાચો હતો. તેમાના કેટલાકનાં નામો કુરાનમાં આપવામાં આવ્યાં છે અને ઘણાનાં નામ નથી. દા ત, હજ. આદમ, હજ. નૂહ, હજ અય્યુબ, હજ. ઇબ્રાહિમ, હજ. ઇસ્માઇલ, હજ. મુસા, હજ. ઈશા અને હજ. મહંમદ પયગંબર. ઇસ્લામ એ બધા નામી અને અનામી પયગંબરોને માન્ય રાખે છે. પરંતુ હજ. ઈશા, ઇશ્વરના પુત્ર હોવાની ખ્રિસ્તીઓની માન્યતાને તે માન્ય રાખતો નથી. તે ફક્ત પયગંબર હતા. 'હજરત મહંમદ પયગંબર સૌથી છેલ્લા અને સૌથી મહાન પયગંબર હતા અને તેમનો ઉપદેશ સૌથી વધુ પ્રમાણભૂત છે–તે છેલ્લી મહોર સમાન છે' એમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવી એ દરેક મુસ્લિમનો 'ઈમાન' છે.

(૩) કુરાનેશરીફ : કુરાનને 'કલામેઅલ્લાહ'–'અલ્લાહના શબ્દો' એવું પણ નામ આપવામાં આવે છે. તેમાં અલ્લાહનો આદેશ–આજ્ઞા વ્યક્ત થયો છે. જીબ્રાઈલ ફિરસ્તાએ વખતોવખત હ. મહંમદ પયગંબરને 'વહી' મારફતે અલ્લાહનો જે આદેશ–સંદેશ પહોચાડયો હતો તેની પયગંબર બોલતા તે વખતે તેમના મિત્રો નોધ કરી લેતા એ બધી 'વહી–સંદેશાઓનો' સંગ્રહ તે કુરાનેશરીફ. મુસ્લિમોનું તે ધર્મપુસ્તક છે અને તેને તે પવિત્ર ગણે છે. બધા જ ઐતિહાસિક પુરાવા એ મતનું સમર્થન કરે છે કે ત્રીજા ખલીફ હજ. ઉસમાનના સમયમાં તેમણે કુરાનની સંપૂર્ણ અને સર્વમાન્ય નકલ તૈયાર કરવાની સરકારી આજ્ઞા આપી હતી.

કુરાનેશરીફ પવિત્ર જીવનની માર્ગદર્શિકા છે 'એ તે પુસ્તક છે; તેમાં કોઈ શંકાને સ્થાન નથી; કે તે જે..... અલ્લાહમાં શ્રદ્ધા રાખે છે તેને માટે પવિત્ર જીવનની માર્ગદર્શિકા છે' (કુરાને શરીફ ૨ : ૧, ૨) કુરાનની મહત્તાનુ વર્ણન કરતાં Mufti Muhammed Abduh લખે છે કે, 'કુરાનના સંપૂર્ણ જ્ઞાન વિના ઇસ્લામનુ અસ્તિત્વ અશક્ય છે' કુરાનમાં પ્રાચીન ઈતિહાસ, સુવાર્તાઓ, પયગબરોનું જીવન અને ઉપદેશ અને ખાસ કરીને ઇસ્લામના સિદ્ધાતો, કાયદાઓ અને પવિત્ર જીવન માટેનાં માર્ગદર્શનો છે.' હ–લા–વીનીસેંટ લખે છે કે, 'પવિત્ર કુરાનેશરીફ એ ઇસ્લામધર્મમાં

સનદીધારો ને બંધારણ છે જે આ દુનિયામાં માનવકલ્યાણ સાધવા માટેનું સૌથી વધુ ઉત્તમ માર્ગદર્શન આપે છે અને બીજી દુનિયામાં પણ તેમને માટે મુક્તિ નિશ્ચિત બનાવે છે.'

(૪) **ફિરસ્તાઓ :** અલ્લાહે મનુષ્ય–આદમને બનાવ્યો તે પહેલાં એ ફિરસ્તાઓ હતા. તે ચૈતન્યસ્વરૂપ છે. તેમનામાં લિંગભેદ નથી. તે અલ્લાહના સેવકો છે અને માત્ર તેની સેવા–બંદગી–પ્રાર્થનામાં મશગૂલ રહે છે તેમાં કેટલાક ફિરસ્તાઓ અગત્યના છે. જીબરાઈલ ફિરસ્તા વહી–અલ્લાહનો સંદેશ પયગંબરોને પહોંચાડતા હતા. હજરત મહંમદ પયગંબરને પણ તેમણે સંદેશા પહોંચાડયા હતા. 'મુન્કર' અને 'નકીર' મોતના ફિરસ્તા–યમદૂતો છે. ઇસરાફીલ ફિરસ્તા કયામતના દિવસે સૂર–બાંગ ફૂંકશે. અઝાઝીલ નામે ફિરસ્તો તે જ શેતાન છે. તેણે અભિમાન કર્યું હતું તેથી ઇશ્વરે–અલ્લાહે તેને સ્વર્ગમાંથી દૂર કર્યો ને તે શેતાન બન્યો. ફિરસ્તાઓ પાક–કલંકરહિત છે. તેથી જ આપણે પવિત્ર માણસોને ફિરસ્તાનું ઉપનામ આપીએ છીએ.

(૫) **કયામત :** ઇસ્લામ ધર્મ પુનર્જન્મને બદલે કયામતના સિદ્ધાંતમાં માને છે. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પણ કયામતને માન્ય રાખે છે. મૃત્યુ પછી મનુષ્યના આત્માને મોતના ફિરસ્તા કબજે કરે છે. કયામતને ' ન્યાયનો દિવસ' પણ કહે છે તે દિવસ પહેલાં પૃથ્વીનો પ્રલય થશે. સૂર્ય પૃથ્વીની ઘણો જ નજીક આવી જશે ને બધું બળીને ભસ્મ થઈ જશે, પ્રલય થશે. ત્યાર પછી ઇસરાફીલ સૂર–બાંગ ફૂંકશે બધા મૃતાત્માઓ કબરમાંથી ઊઠશે અને પાપપુણ્યના હિસાબ–ન્યાય માટે ઇશ્વર પાસે તેઓને ખડા કરવામાં આવશે અલ્લાહ ન્યાયાધીશ બનશે અને દરેકનો ન્યાય કરશે. સત્કર્મ કરનારને જન્નત–સ્વર્ગ અને દુષ્કર્મ કરનારને દોઝખ–નરક મળશે.

(૬) **કિસ્મત અથવા પ્રારબ્ધનો સિદ્ધાંત :** ઇશ્વર–અલ્લાહ દરેકનો સર્જનહાર છે તેણે પોતાની સ્વતંત્ર ઇચ્છાથી દરેકના જીવન–સુખ-દુઃખની ઘટમાળ નક્કી કરી રાખેલી છે જ્યાં એ યાદી છે તેને લોહેમેહફૂજ કહે છે. સુખદુઃખમાં સંતોષ માની ઇશ્વરની ઇચ્છાને આધીન રહી સંતોષ-પરાયણ જીવન ગાળવું એ દરેક મુસ્લિમની ફરજ છે અને ' સંતોષ એ જ મહાસુખ ' કયાં નથી ? છતાં ઇસ્લામનો એ પ્રારબ્ધવાદ પુરુષાર્થની આડે આવતો નથી. સત્કર્મોથી અલ્લાહ પ્રસન્ન થાય છે. સત્કર્મો કરી, અલ્લાહને પ્રસન્ન કરી, મનુષ્ય પોતાનું કિસ્મત બદલી શકે છે; કારણ કે અલ્લાહ જાણે

છે, જુએ છે અને તે પરમ કૃપાળુ છે આમ, પ્રારબ્ધ અને પુરુષાર્થનો સુંદર સુમેળ ઇસ્લામના સિદ્ધાંતોમાં થયેલ છે.

### (બ) દીન એટલે સત્કર્મ, તે પાંચ છે:

દીન એટલે સત્કર્મ કે સદાચાર. તે પાંચ પ્રકારનાં છે. દરેક મુસ્લિમ માટે તે ફરજિયાત છે કલેમા, નમાઝ, રોઝા, જકાત અને હજ. તેને ઇસ્લામના 'અરકાને ખમ્મા' પાંચ 'અરકાન' કે સ્તંભ કહેવામાં આવે છે.

**(૧) કલેમા :** ઇસ્લામ એકેશ્વરવાદી ધર્મ છે. તેની શરૂઆત કલેમા-મંત્ર 'લાઈલાહા ઇલલલ્લાહ મોહંમદુર્ રસુલુલ્લાહ' થી થાય છે. નથી કોઈ ઈશ્વર પરંતુ એક જ અલ્લાહ છે અને હજ. મહમંદ તેના પયગંબર છે' એવો આ કલેમાનો અર્થ થાય છે. તેનુ પઠન કરવું અને તેના અર્થમાં (અલ્લાહની) તૌહિદ એટલે કે એકેશ્વરવાદમાં અને હજરત મહંમદ તેના છેલ્લા અને સૌથી મહાન પયગંબર હોવામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવી એ દરેક મુસ્લિમનો ઈમાન છે—ફરજ છે

**(૨) નમાઝ :** દરેક મુસ્લિમને દિવસમાં પાંચ વખત નમાઝ-પ્રાર્થના પઢવાની ફરજ છે. નમાઝ એટલે અલ્લાહની પ્રાર્થના—બંદગી. સૂર્યોદય પહેલાં, બપોર થયા પછી, સૂર્યાસ્ત થયા પહેલા, સૂર્યાસ્ત પછી તરત અને રાત્રિ થયા પછી એમ પાંચ વખતની નમાઝ હોય છે. નમાઝ માટે શરીર અને કપડાંની સ્વચ્છતા અને પવિત્ર આત્માની ખાસ આજ્ઞા છે નમાઝ પહેલાં 'વઝુ' કરવાની આજ્ઞા છે નમાઝને માટે જાહેર સ્થાન મસ્જિદ છે. મસ્જિદ એ પ્રાર્થનાગૃહ છે. દરેક નમાઝ પહેલાં 'મુઅઝઝીન'—બાગ પોકારનાર 'અઝાન—બાંગ' પોકારીને મુસ્લિમોને નમાઝ-પ્રાર્થના માટે બોલાવે છે.

નમાઝની મુસ્લિમ સમાજ ઉપર ઘણી ઊંડી અસર થઈ છે નમાઝે મુસ્લિમ સમાજને એકતા, સમાનતા અને શિસ્ત આપ્યાં છે આ ફરજ એટલે કે નમાઝને અદા ન કરનારમા ઉપર્યુક્ત ગુણોનો અભાવ રહે છે. હદીસ કહે છે કે, 'નમાઝ એ નિર્મળ—ચોખ્ખા પાણીનું ઝરણું છે; જે તમારા દરેકના બારણેથી પસાર થાય છે તેમાં દિવસમાં પાંચ વાર તમે સ્નાન કરો છો; તું વિચાર કર! આટલી બધી સાફસૂફી થયા પછી કોઈ પ્રકારની અપવિત્રતા રહે ખરી?' Edward Jurji લખે છે કે, 'મુસ્લિમ પ્રાર્થના માટે (નમાઝ માટે) કદાચ સૌથી સુંદર મત જો કોઈ હોય તો એ છે કે તે (નમાઝ) અલ્લાહનો નિકટનો સંસર્ગ (મુનાજાત) છે'

(૩) **રોજા** : રોજા એટલે ઉપવાસ. તે પવિત્ર રમજાન માસમાં પાળવાના હોય છે. રોજા દરમિયાન સૂર્યોદય પહેલાં થોડાક સમયથી તે સૂર્યાસ્ત સુધી કાંઈ પણ ખાવાની કે પીવાની મનાઈ છે, પરંતુ રોજા એ શરીરનુ સ્થૂલ તપ માત્ર નથી; તે દરમિયાન મન, વચન અને કર્મથી સંપૂર્ણ પવિત્રતા જાળવવાની હોય છે (અલબત્ત, તે પવિત્રતા તો જીવનના અંત સુધી જાળવવાની હોય છે.) 'Islamic Review'ના મત પ્રમાણે દુનિયાનાં લગભગ બધાં જ ઉત્સવોમાં રમજાનનું જ પર્વ એક એવું પર્વ–ઉત્સવ છે જે બરાબર એક માસ સુધી એક જ વિધિ અનુસાર લગભગ સમગ્ર જગતમાં ઊજવવામાં આવે છે.

(૪) **ઝકાત** : ઝકાત–ખૈરાત એટલે દાન–પુણ્ય. પોતાની પૂંજીનો અમુક ચોક્કસ ભાગ અને આવકનો ચાળીસમો ભાગ અલગ–જુદો કાઢી તેમાંથી ગરીબોને મદદ કરવી તે દરેક મુસ્લિમની ફરજ છે. તેમાંથી ગરીબોને દાન કરવું, મદ્રસા, ધર્મશાળા, કૂવા, વાવ, વગેરે બંધાવવાં.

(૫) **હજ** : હજ એટલે મક્કા શરીફની યાત્રા. મક્કામાં પવિત્ર કાબા–અલ્લાહનું મકાન છે અને તે હ. મહંમદ પયગંબર સાહેબની જન્મભૂમિ છે. તેની યાત્રાએ જવું એ દરેક ધનિષ્ઠ મુસ્લિમની ફરજ છે એ બાબતમાં નીચે પ્રમાણેની બે સ્પષ્ટતાઓ નોંધપાત્ર છે. મક્કાની હજ કરવી એ દરેક ગરીબ કે અમીર પવિત્ર મુસ્લિમની આજીવન મહેચ્છા હોય છે જ પરંતુ તે ફક્ત અમુક ચોક્કસ પ્રમાણમા સંપત્તિ ધરાવતા મુસ્લિમો પૂરતી જ ફરજિયાત છે દરેક મુસ્લિમે જીવનમાં એક વાર ફરજિયાત હજ કરવી એમ નથી જ. બીજું, ત્યાં જે સંગે અસવદ–કાળો પથ્થર છે તે કોઈની મૂર્તિ નથી અને તેની પૂજા પણ કરવામાં આવતી નથી હ. મહંમદ પયગંબરે મક્કાની યાત્રા દરમિયાન તેને માન આપ્યું હતું, તેથી જ મુસ્લિમો હજ દરમિયાન તેને માન આપે છે વળી આ પવિત્ર પથ્થર સ્વર્ગમાંથી આ પવિત્ર ભૂમિ પર આવેલ છે એવી ઇસ્લામિક માન્યતા છે. તેને 'સંગેઅસવદ' કહે છે.

ઉપરનાં સત્કર્મો ઉપરાંત ચારિત્ર્યશુદ્ધિ, પ્રાણીમાત્ર ઉપર પ્રેમભાવ, સંપ–એકતા, વડીલોને માન આપવું ને સેવા કરવી; ગરીબો, અનાથ અને વિધવાઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી, કેફી પીણાંનો ને વ્યાજનો નિષેધ, ખોટી સાક્ષી કે કોઈની બદનક્ષી ન કરવી; ચોરી, વ્યભિચાર કે અસત્ય કાર્યો ન કરવાં અને સારુ તેમ જ પવિત્ર જીવન ગાળવું, વગેરે સત્કર્મો ઉપર પણ ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

## [૩] ઇસ્લામ ધર્મના મુખ્ય પંથો

હજરત મહંમદ પયગંબરના અવસાન પછી ઇસ્લામના નેતા—વડા ધર્મગુરુ ખલીફા માટેની ચૂંટણી કરવામાં આવી. ચૂંટણીમાં હજરત અબુબક્રને ખલીફા તરીકે ચૂંટવામાં આવ્યા; ત્યારે પણ કેટલાક મુસ્લિમો એવા મતના હતા કે હજરત અલી હ. મહંમદ પયંગબરના પિત્રાઈ ભાઈ છે અને જમાઈ પણ છે તેથી તેમને ખલીફાની જગ્યા મળવી જોઈએ. આવી જાતના મતમતાંતરોમાંથી શિયા પંથના પાયા નંખાયા છે. અલબત્ત, હજરત અલીએ હજ. અબુબક્રની ચૂંટણી માન્ય રાખી હતી અને તેમને ખલીફા તરીકે સ્વીકાર્યા હતા એ મતાંતર હજરત અલી અને તેમના બે પુત્રો હજરત ઈમામ હસન અને હજરત ઈમામ હુસેનને જ્યારે શહીદ કરવામાં આવ્યા ત્યારે વધુ ગંભીર બન્યો અને છેવટે ઇસ્લામના બે મુખ્ય પંથો અસ્તિત્વમાં આવ્યા: (૧) સુન્ની પંથ અને (૨) શિયા પંથ છતાં બંને એકેશ્વરવાદમાં, હ. મહંમદ પયગંબર અને તેમની હદીસમાં અને કુરાનમાં એકસરખી શ્રદ્ધા રાખે છે.

**(૧) સુન્નીપંથ :** સુન્નત (Tradition)ને અનુસરનાર તે સુન્ની. સુન્નત એટલે હ. મહંમદ પયગંબરનો ઉપદેશ—તેમના સંબંધી સાચવી રાખેલી સ્મૃતિઓ, નિયમો અને પરંપરાઓ આ પંથના મુસ્લિમો ખલીફાની ચૂંટણીને માન્ય રાખે છે. તે ચારે ખલીફાઓ—હજ. અબુબક્ર, હજ. ઉમર, હજ. ઉસમાન અને હજ. અલીને માન્ય રાખે છે. અહીંયા એ સ્પષ્ટતા કરવાની છે કે સુન્નીઓ હજ. અલીને પણ ખલીફા તરીકે માન્ય રાખે છે. તે ઉપરાત હજ. ઈમામ હસને અને હજ ઈમામ હુસેને ઇસ્લામના મૂળ તત્ત્વો જાળવવા ને રક્ષણ કરવા જે જેહાદ—સત્યાગ્રહ કર્યો હતો અને ઇસ્લામને માટે શહીદ થયા હતા તેને પણ માન્ય રાખે છે અને તેમના કાર્યને બહાલી આપે છે સુન્નીઓ ફક્ત પહેલા ત્રણ ખલીફાઓને જ માન્ય રાખે છે એવો મત ભૂલભરેલો છે ઈરાન અને હિંદના અમુક ટકા મુસ્લિમો સિવાય દુનિયાના બધા જ મુસ્લિમો સુન્ની પંથમાં શ્રદ્ધા રાખે છે '

**(૨) શિયાપંથ :** આ પંથના મુસ્લિમો હ મહંમદ પયગંબરની સુન્નતમાં શ્રદ્ધા રાખતા નથી એમ નથી, પરંતુ તે ઉપરાત તેમની પોતાની કેટલીક પરંપરાઓ છે, તેમાં પણ તે શ્રદ્ધા રાખે છે. શિયા એટલે પક્ષકાર

શિયાપંથનો જન્મ ખલીફાની ચૂંટણીમાથી થયો છે. શિયાપંથીઓ માને છે કે હજ. અલી હ. મહંમદ પયગંબરના સાચા વારસદાર—ખલીફા હતા.

તે ખલીફા તરીકે ઈશ્વરનિર્મિત હતા અને હ. મહમદ પયગંબરે પણ તે માટે ઘણી વાર કહ્યું હતું એમ શિયાપંથીઓ માને છે. આ પંથના મુસ્લિમો હજ. અલી પહેલાં થયેલ ત્રણ ખલીફાઓને માન્ય રાખતા નથી. હજરત અલી અને તેમના અગિયાર વંશજો એમ કુલ્લે બાર ઈમામ કે ધર્મગુરુમાં તે શ્રદ્ધા રાખે છે. શિયાપંથીઓ પણ હજરત ઈમામ હસન અને હજરત ઈમામ હુસેનની ઈસ્લામના સિદ્ધાંતના સંરક્ષણ માટેની જેહાદને માન્ય રાખે છે અને તેમની સેવાઓને માનની નજરે જુએ છે.

(૩) **સૂફીપંથ** : સૂફીપંથમાં ગૂઢવાદ ( Mysticism )ની વધુ પડતી અસર જણાય છે. આ પંથમાં ઈશ્વરને પ્રિયતમા–માશૂક માની અને પોતાના આત્માને પ્રિયતમ–આશક માની અલ્લાહ–ઈશ્વર સાથે મિલન–એકાત્મતા માટે ઝંખના કરવામાં આવે છે. આ પંથમાં વૈરાગ્ય, તપ અને ત્યાગનો મહિમા વધારે છે. આ પંથના મુસ્લિમો ઊનના વસ્ત્રો પહેરી ફકીરની જેમ દુનિયાથી ઉદાસ થઈ, ઈશ્વરની ઝંખનામાં પોતાનો સમય ગાળે છે.

સૂફીપંથને માટે વિદ્વાન લેખક તારાચંદ લખે છે કે, ' સૂફીઝમ એ એક જાતની ગૂંચવણ ભરેલી, બાબત ( Complex Phenomenon) સમાન છે તે એક રીતે ઝરણા સમાન છે, જેની સમૃદ્ધિ અનેક પ્રદેશની શાખાપ્રશાખામાંથી વૃદ્ધિ પામે છે. જેના મૂળ સાધનરૂપે કુરાન અને હ. મહંમદ પયગંબરનું જીવન છે. ' *

' ઝાહિદ ' અને ' ઉબ્બાદ ' નામે ઓળખાતા સંતો ત્યાગ અને વૈરાગ્યમાં ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ જોતા. તેમની મહેચ્છા ' અલફિરાર–મીન–અલ–દુનિયા ' અર્થાત્ દુનિયાના મોહમાંથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની હતી.

સૂફીપંથના ઈતિહાસના બે વિભાગ પડે છે : (૧) પ્રારંભથી તે નવમી સદીની શરૂઆત સુધીનો, જ્યારે સૂફીવાદ વ્યવસ્થિત પંથ ન હતો; અને (૨) નવમી સદીથી તે આજ સુધીનો, જેમાં સૂફીવાદને વ્યવસ્થિત પંથ બનાવવામા આવ્યો.

બ્રાઉન ( E. G. Browne ) ના મત પ્રમાણે, સૂફી નામ સૌપ્રથમ કુફાના વતની ' અબુ–હાશિમ ' માટે વાપરવામાં આવ્યું હતું. કુફા અને બસરા સૂફીપંથના કેન્દ્રો હતાં. તારાચંદ લખે છે કે, ' પરંતુ સૂફીપંથના

---

* 'Inluence of Islam on Indian Culture' by Tarachand, p. 62.

લેખકો હજ ઈમામ જાફર સાદિક (મૃ ઈ. સ ૭૬૫), હજ. હસન અલ બસરી (મૃ. ઈ. સ ૭૨૮), હજ. ઉવૈસ-અલ-કરની' વગેરેને પણ પ્રારંભના સૂફીઓ તરીકે ગણાવે છે'

સૂફીપંથના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) તે અલ્લા-ઈશ્વર તરફની શરણાગતિમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખે છે.

(૨) આંતરિક પવિત્રતા ઉપર વધુ ભાર મૂકે છે.

(૩) તે પાપ અને તેના ફળ-પરિણામની વધારે પ્રમાણમાં સાવચેતી રાખે છે.

(૪) તે કર્મકાંડને બદલે અલ્લા તરફની હૃદયની સાચી લાગણી ઉપર વધુ ભાર મૂકે છે.

(૫) તેમાં પીર, શેખ અથવા મુરસીદ માટે ખાસ આગ્રહ છે. સૂફીપંથના વિકાસમાં અને તેના તત્ત્વજ્ઞાનમાં હુસેન-બીન-મનસૂર-અલહલાજના સિદ્ધાંતોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ઈબ્ન-અલ-અરબી, જે સૂફીપંથના એક અગત્યના લેખક અને ફિલસૂફ છે, તેમના મત પ્રમાણે. પ્રકૃતિના પ્રત્યેક અંગમાં અને માનવમાં ઈશ્વરના-અલ્લાહનાં દર્શન થાય છે.

હિંદમાં પણ ઘણા સૂફીસંતો થઈ ગયા છે, જે નીચે મુજબ છે:

હજ. ગંજ દાતાર, હજ. ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તી (ગરીબન નવાઝ), હજ. નિઝામુદ્દીન ઔલિયા, હજ. કુત્બે આલમ, હજ શાહે આલમ, વગેરે છે

## [૪] ઇસ્લામ માટેની ગેરસમજૂતી દૂર કરવા બાબત

એક રીતે જોતાં જગતના વિદ્યમાન ધર્મોમા ઇસ્લામ માટે જેટલી ગેરસમજ-ખોટા ખ્યાલો પ્રવર્તમાન છે તેટલા ભાગ્યે જ કોઈ બીજા ધર્મ માટે હશે તેને માટે કિ. ઘ. મશરૂવાળા લખે છે કે, 'ઇસ્લામ અને ઇસ્લામના સ્થાપક વિષે કેવળ અજ્ઞાનને કારણે જ ખોટા ખ્યાલો વસે છે.' તે સુધારવા અમે નમ્ર પ્રયાસ કરીએ છીએ.

જે બાબતોમાં ખાસ ગેરસમજૂતી થઈ છે, તે નીચે પ્રમાણે ગણાવી શકાય·

(૧) ઇસ્લામનો બળજબરીથી પ્રચાર-વિકાસ વિશે.

(૨) જેહાદ વિશે.

(૩) ચાર પત્નીઓ માટેની છૂટ-પરવાનગી અને 'તલાક' વિષે.

(૪) સ્ત્રીઓ અને ગુલામોના હક્કો માટે.

### (अ) ઇસ્લામનો બળજબરીથી પ્રચાર-વિકાસ વિશે.

જેમને ઇસ્લામ અને હ. મહંમદ પયગંબરના ઉપદેશનું ઉપરછલ્લું જ્ઞાન છે તે એમ માને છે કે, ઇસ્લામનો પ્રચાર-વિકાસ બળજબરીથી કરવામાં આવ્યો હતો. હ. મહંમદ પયગંબરનું અમે જે જીવનવૃત્તાંત આપ્યું છે તેના અભ્યાસ ઉપરથી, આ બાબતની ગેરસમજૂતી દૂર થશે. વધુમાં હ. મહંમદ પયગંબર જ્યારે મક્કામાં હાકેમ હતા ત્યારે તેમણે નીચે પ્રમાણેની જાહેરાત કરી હતી, તે નોંધપાત્ર છે

'ઔફ, નજ્જાર, હારિસ, જશ્મ, સાલબા તથા ઔસ કબીલાઓની જુદી જુદી શાખાઓના યહૂદી અને બધા લોકો જેઓ મદીનામાં આવી વસ્યા છે, તેઓ મુસલમાનો સાથે મળીને એક 'મુત્તહિદા ઉમ્મત' (સંયુક્ત કોમ) ગણાશે. તેઓ પોતપોતાના ધર્મનું પાલન મુસલમાનોના જેટલી જ સ્વતંત્રતાથી કરી શકશે.' કુરાનેશરીફ પણ એ બાબતની સાક્ષી પૂરે છે.

'લા ઇકિરાહ ફિદ્દીન' અર્થાત્ 'ધર્મની બાબતમાં કોઈ પણ પ્રકારની બળજબરી હોવી જોઈએ નહિ.' (૨-૨૫૬). વળી બીજી જગ્યાએ કુરાને-શરીફ નોંધ કરે છે કે, 'અલ્લાહ અને તેના પયંગબરનું કહેવું માનો. ન માનો તો તમારી મરજી. પયગંબરની ફરજ ફક્ત અસંદિગ્ધપણે કહી દેવાની છે.' (૬૪-૧૨).

હ. મહંમદ પયગંબરની ધર્મસહિષ્ણુનીતિની પ્રશંસા કરતાં પંડિત સુંદર-લાલ લખે છે કે, 'મહંમદ સાહેબે જુદા જુદા ધર્મના લોકો સાથે કદી કોઈ પ્રકારનો ભેદભાવ ન રાખ્યો. સૌને પોતપોતાનો ધર્મ પાળવાની પૂરેપૂરી સ્વતંત્રતા આપી અને ધર્મનો ભેદ હોવા છતાં સૌને 'એક ઉમ્મત' એટલે એક કોમ કે એક રાષ્ટ્ર તરીકે વર્ણવ્યા.'

### (ब) જેહાદ વિશે.

પંડિત સુંદરલાલ લખે છે કે, 'જેહાદ શબ્દ વિષે જેટલી ગેરસમજૂતી છે એટલી દુનિયામાં બીજા શબ્દ વિષે ભાગ્યે જ હશે. જેહાદ શબ્દ કુરાનમાં જુદી જુદી રીતે સેંકડો વાર આવ્યો છે. પરંતુ આખા પુસ્તકમાં એકે જગ્યાએ એ શબ્દ લડાઈના અર્થમાં નથી આવ્યો અરબીમાં જેહાદ શબ્દનો અર્થ કેવળ 'જેહદ' એટલે કોશિશ કરવી એવો છે. ધર્મમાં અલ્લાહને નામે કોઈ પણ જાતની કોશિશ, ચેષ્ટા કે 'અલિકમ' કરવો, પોતાના જાનમાલથી ગરીબોની સેવા અને અનાથોનું પાલન કરીને, નમાજ

પઢીને, રોજા રાખીને કે બીજાઓને દાન કરીને, પોતાના મન પર કાબૂ મેળવીને, પોતાના ગુસ્સાને મારીને, સાચા ધાર્મિક બનવાની કોશિશ કરવી, બીજાઓને ઉપદેશ કરીને સાચા ધર્મને રસ્તે વાળવા—આ અર્થોમા જ 'જેહાદ' શબ્દ કુરાનમાં આવ્યો છે; અને આ જ જેહાદનો દરેક માણસને ઉપદેશ કરવામાં આવ્યો છે.'

હ. મહંમદ પયગંબરે પણ કહ્યું હતું કે, 'પોતાના મનોવિકારો ઉપર વિજય મેળવવો અને પોતાના ગુસ્સાને જીતવો એ 'જેહાદે અકબર' (મહાન જેહાદ) છે.' કુરાનેશરીફમાં જ્યાં જ્યાં હથિયારબંધ લડાઈનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં 'જેહાદ' નહી પરંતુ 'કતાલ' શબ્દનો ઉપયોગ થયો છે. વળી હથિયારબંધ લડાઈ માટે કુરાનેશરીફમાં અને હ. મહંમદ પયગંબરના ઉપદેશમાં જે શરતો રજૂ કરવામાં આવી છે તે ઘણી જ કડક છે અને અમુક ખાસ પરિસ્થિતિમાં જ તેની પરવાનગી આપવામાં આવી છે

દા. ત કુરાને શરીફ કહે છે કે,

'અલ્લાહને માર્ગે તે લોકો સાથે યુદ્ધ કરો, જેઓ તમારી સાથે યુદ્ધ કરે છે. પરંતુ હદ બહાર કદીયે જતા નહીં. ખરેખર હદ બહાર જનારાઓને અલ્લાહ ચાહતો નથી'

'અને જો તેઓ લડાઈ બંધ કરી દે, તો તમે, જેઓ જુલમ કરવાનું ચાલુ રાખે તેમના સિવાય બીજાઓ સાથે, દુશ્મનાવટ ચાલુ રાખશો નહીં.' (૨–૧૯૦, ૧૯૩).

હ. મહંમદ પયગંબરે કહ્યું હતું કે, 'આક્રમક નીતિ અપનાવશો નહીં, દુશ્મન સંધિ માટે જરાયે વલણ બતાવે, તો સંધિ કરવામાં તમે પહેલ કરશો.'

## (ક) ચાર પત્નીઓ માટેની પરવાનગી અને 'તલાક' વિષે

ઇસ્લામમાં મુસ્લિમને ચાર પત્નીઓ માટેની પરવાનગી આપવામાં આવી છે, પરંતુ કયા સંજોગોમાં અને કઈ શરતોએ, એનો જો બરાબર અભ્યાસ કરવામા આવે, તો તે ગેરસમજૂતી પણ દૂર થઈ જશે પંડિત સુંદરલાલના શબ્દોમાં તેની રજૂઆત કરીએ છીએ 'મહંમદ સાહેબે આ પુરાણા (બહુ-પત્નીત્વના, રિવાજને એક હદની અંદર મર્યાદિત કર્યો અને એક માણસને ચારથી વધારે પત્નીઓ કરવાનું હંમેશને માટે બંધ કરી દીધું......આ

ઉપરાંત, તે જમાનો અરબસ્તાનમાં રોજરોજની લડાઈઓનો જમાનો હતો. પુરુષોની સંખ્યા ઘટતી જતી હતી, વિધવાઓ અને અનાથોની સંખ્યા વધતી જતી હતી અને તેમના ગુજરાન માટે તે જમાનાને અનુકૂળ વ્યવસ્થા કરવી આવશ્યક હતી. કુરાનમાં જે આયતોમા ચાર લગ્નો સુધીની પરવાનગી છે તે આપતો આ છે:

'અને જો તમને એ વાતનો ડર હોય કે તેમની સાથે લગ્ન કર્યા સિવાય અનાથો પ્રત્યે તમે ન્યાય નહિ કરી શકો, તો જે સ્ત્રીઓ તમને ગમે તેમાંની બે, ત્રણ કે વધારેમાં ચાર સાથે લગ્ન કરી લો. પરંતુ તમને એવો ડર હોય કે તમે તે બધા સાથે સમાન ઇન્સાફથી નહિ વર્તી શકો, તો પછી ફક્ત એકની સાથે જ લગ્ન કરો અથવા જેમની સાથે લગ્ન કરી ચૂકયા હો તે કરી ચૂકયા. એ તમારે માટે વધારે સારું છે, જેથી તમે નીતિને રસ્તેથી ચલિત ન થાઓ.' (૪–૩). 'અને તમે ઇચ્છો તોપણ બધી પત્નીઓ સાથે સમાન વર્તન કરી શકવાની તમારી તાકાત નથી.' (૪–૧૨૯).

પહેલી આયત ઓહદની લડાઈ પછી તરતની છે આ આયતો પરથી એ સ્પષ્ટ થાય છે કે કુરાન સામાન્ય રીતે એકપત્નીત્વના રિવાજને યોગ્ય માને છે. 'તલાક'ને માટે હ. મહંમદ પયગંબરના 'અરફાત–મીના' પ્રવચનમાંથી એક વાકય નોંધપાત્ર છે: '*ધ્યાનમાં રાખો કે અલ્લાહ તલાક (છૂટાછેડા)ને બૂરામાં બૂરી વસ્તુ માને છે.*'

## (ઝ) સ્ત્રીઓ અને ગુલામોના હક્કને માટે

ઇસ્લામના ઉદય પહેલાં આરબસમાજમાં સ્ત્રીઓ અને ગુલામોનું જે પશુતુલ્ય દુઃખી જીવન હતું તેની નોંધ અમે શરૂઆતમા જ કરી છે. તેને સુધારવા હ. મહંમદ પયગંબરે નીચે પ્રમાણેનો ઉપદેશ આપ્યો હતો. હ. મહંમદ પયગંબરે કહ્યું હતું કે, 'તમારામાં સૌથી મહાન એ છે જે પોતાની પત્નીને સૌથી ઉત્તમ રીતે રાખે છે.' હ. મહંમદ પયગંબરના 'અરફાત–મીના' પ્રવચનના શબ્દોની નોંધ પંડિત સુંદરલાલ નીચે પ્રમાણે કરે છે:

'હે પુરુષો, તમારા હક્ક છે અને હે સ્ત્રીઓ, તમારા પણ હક્ક છે. હે લોકો, તમારી પત્નીઓ પર પ્રેમ રાખો અને તેમની સાથે દયાભર્યો વર્તાવ રાખો. ખરેખર, અલ્લાહને વચ્ચે રાખીને તમે તેમને તમારી સાથી બનાવી છે... ધ્યાનમાં રાખો કે અલ્લાહ તલાક (છૂટાછેડા)ને બૂરામાં બૂરી વસ્તુ માને છે.'

તમારા ગુલામો વિષે, ખબરદાર, તેમને તમે પોતે ખાતા હો તેવું જ ખવડાવજો અને તમે પોતે પહેરતા હો તેવાં જ કપડાં પહેરાવજો. તેમના ગજા ઉપરવટનું કામ કરવાની તેમને કદી આજ્ઞા ન કરશો અને એવું જ કામ હોય તો તમારો ધર્મ છે કે તે કામ કરવામાં તમે પોતે તેમને મદદ કરો. તમારામાંથી કોઈ પોતાના ગુલામને વગર ગુને માર મારે અથવા તેના મોં પર તમાચો મારે તો તેનું પ્રાયશ્ચિત્ત એ છે કે ગુલામને તે જ સમયે આઝાદ કરી દેવો. ધ્યાનમાં રાખો કે જે માણસ પોતાના ગુલામ પ્રત્યે ખરાબ વર્તન ચલાવશે, તેને માટે સ્વર્ગનો દરવાજો બંધ થઈ જશે. તમારા ગુલામને દિવસમાં સિત્તેર વાર ક્ષમા આપો; કારણ કે તેઓ એ જ અલ્લાહના બંદા છે, જે અલ્લાહ તમારો પણ માલિક છે.'

મહંમદ પયગંબરની એ સેવાઓનું અને ઉપદેશનું મૂલ્યાંકન કરતાં એ. જી. લિયોનાર્ડ લખે છે કે," તેઓ એવા પુરુષ હતા કે જેમનું ભવિષ્યમાં કોઈ કાળે—આજકાલ ધર્મને નામે જાતજાતના જુદા જુદા વાડાઓ બનાવીને બેઠેલા જગતના લોકો એ વાડાઓમાંથી નીકળીને એક વધારે વ્યાપક અને વધારે સમજાય એવા માનવધર્મમાં માનવાનું શરૂ કરશે ત્યારે— આજના કરતાં ક્યાંય વધારે આદરપૂર્વક સ્મરણ કરવામાં આવશે. ખરેખર, મહંમદ સાહેબ મહાનમાં મહાન પુરુષ કરતાં પણ મહાન હતા.'

## [૪] સારસંક્ષેપ

(૧) ઇસ્લામની માતૃભૂમિ અરબસ્તાન છે. તેના મક્કા નામના શહેરમાં હ. મહંમદ પયગંબરનો જન્મ થયો હતો અને મદીના નામના શહેરમાં સૌપ્રથમ તેમના ઉપદેશને ભાવભીનો આવકાર મળ્યો હતો.

(૨) ઇસ્લામના ઉદય પહેલાં અરબસ્તાનમાં રાજકીય, સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ જોતાં બધે જ અંધકાર અને અજ્ઞાન જણાય છે. અનેક પ્રકારની અંધશ્રદ્ધા અને ગેરવ્યવસ્થા ત્યાં સામાન્ય હતી.

(૩) હ. મહંમદ પયગંબરનો જન્મ અરબસ્તાનમાં ઈ. સ. ૫૭૦ માં થયો હતો. હ. અબુતાલિબે તેમને પ્રેમથી ઉછેર્યા. અલઅમીનને નામે તેઓ પ્રખ્યાત હતા. ૨૫ વર્ષની વયે ખદીજાબીબી સાથે લગ્ન થયાં. હીરાપર્વતની ગુફામાં મનનચિંતન. અલ્લાહનો સંદેશ મળ્યો. અનેક મુશ્કેલીઓમાં ધર્મપ્રચાર કર્યો. હિજરત, ઈ. સ. ૬૨૨. મદીનામા હાકેમ બન્યા. હુદયબિયાહની સંધિ

થઈ. મક્કામાં વિજયપ્રવેશ કર્યો. ધર્મપ્રચાર માટે બળજબરી કરી નહિ. 'અરફાત–મીના' પ્રવચનમાં સ્ત્રીઓ અને ગુલામોની સ્થિતિ સુધારવા, વગેરે માટે બોધ આપ્યો. ઈ. સ. ૬૩૨ માં ૬૩ વર્ષની વયે વિસાલ–મૃત્યુ.

(૪) હ. મહંમદ પયગંબરનો ઉપદેશ અથવા ઇસ્લામના સિદ્ધાંતોમાં નીચેની બાબતો ખાસ છે:

(અ) એકેશ્વરવાદ.

(બ) હ. મહંમદ પયગંબર સૌથી છેલ્લા પયગંબર છે.

(ક) બધા પયગંબરો સાચા હતા—માનવધર્મ માટેનો ઉપદેશ.

(ડ) મૂર્તિપૂજાનો નિષેધ.

(ઇ) પાદરી કે ધર્મગુરુની દખલગીરી નહિ.

(ઈ) માનવધર્મમાં માન્યતા.

(ઉ) ધાર્મિક બાબતોમાં સહિષ્ણુતા.

(ઊ) માનવ માનવ વચ્ચે કોઈ પણ જાતનો ભેદભાવ નહિ.

(એ) એકતા અને ભાઈચારો—માનવબંધુત્વ

(ઐ) નિષ્કામ કર્મની ભાવના અને માનવસેવાનો ધર્મ.

(ફ) પ્રેમ અને ક્ષમાનો આગ્રહ તથા કેફી પીણાં અને વ્યાજનો નિષેધ.

(હ) 'શાંતિ અને યુદ્ધ નહિ' માટેનો ઉપદેશ.

(૫) ઇસ્લામના પહેલા ચાર ખલીફા—હજ. અબુબક્ર, હજ. ઉમર, હજ. ઉસમાન અને હજ. અલી. તેમનો ઇસ્લામના પ્રચારમાં ફાળો અને જીવનઝરમર. હજ. ઇમામ હસન અને હજ. ઇમામ હુસેનની શહાદત.

(૬) ઇસ્લામમાં 'ઈમાન' અને 'દીન'

ઇસ્લામ એટલે એક અલ્લાહ તરફની બિનશરતી શરણાગતિ.

ઈમાનમાં તૌહીદ—એકેશ્વરવાદ, પયગંબરો, કુરાનેશરીફ, ફિરસ્તાઓ, પ્રારબ્ધ અને કયામતમાં આસ્થા રાખવાનો ઉપદેશ આવે છે.

દીન એટલે સત્કર્મ અથવા સદાચાર. તે પાંચ પ્રકારનાં છે:

(અ) કલેમા, (બ) નમાઝ, (ક) રોજા, (ડ) જકાત અને (ઇ) હજ.

(૭) ઇસ્લામના પંથો ત્રણ છે:

(અ) સુન્નીપંથ, (બ) શિયાપંથ અને (ક) સૂફીપંથ.

(૮) ઇસ્લામ માટેની ગેરસમજૂતી દૂર કરવા વિષે.

(અ) ઇસ્લામનો બળજબરીથી પ્રચાર કરવાની મનાઈ છે.

(બ) જેહાદ શબ્દનો અર્થ 'લડાઈ' નથી. સત્કર્મો કરવાં તે જ ખરા અર્થમાં જેહાદ છે.

(ક) ચાર પત્નીઓ માટેની પરવાનગીમાં કડક શરતો મૂકીને એકપત્નીત્વને માટે આગ્રહ રાખ્યો છે.

(ડ) સ્ત્રીઓ અને ગુલામોની સ્થિતિ સુધારવા હ. મહમંદ પયગંબરે 'અરફાત-મીના' પ્રવચનમાં બોધપાઠ આપ્યો છે.

# કૉન્ફ્યુશ્યસ ધર્મ

“આપણે એ યાદ રાખવું જોઈએ કે, બીજા કોઈ મનુષ્ય કરતાં અથવા બીજી કોઈ વસ્તુ કરતાં દુનિયા પર અધિક પ્રભાવ પાડનાર મહાન વિચારકો—બધા મુખ્ય ધર્મોના પ્રવર્તકો—તો એશિયાએ પેદા કર્યા છે.”

—જવાહરલાલ નેહરુ

“સમસ્ત ચીની પ્રજા પ્રાથમિક રીતે કૉન્ફ્યુશ્યસના અનુયાયીઓ છે, જ્યારે તેઓ બૌદ્ધધર્મ અને તાઓધર્મના સિદ્ધાંતો તરફ પણ સહેજ વલણ દાખવે છે.”

—વાય. સી. યાંગ

“કૉન્ફ્યુશ્યસ ધર્મ એ પ્રાચીન ચીનના ધાર્મિક જીવનનો પ્રાણ છે. પિતૃભક્તિ અને સમતા, માતાપિતાની સેવા અને મધ્યમપણાનો મહિમા એ એના ઉપદેશનાં ખાસ તત્ત્વો છે.”

—આચાર્યશ્રી ધ્રુવ

# ૧

# કૉન્ફ્યુશ્યસ ધર્મનું સામાન્ય સ્વરૂપ

(૧) પ્રાસ્તાવિક

(૨) ઈ. સ. પૂર્વે છઠ્ઠો સૈકો

(૩) સામાન્ય માહિતી (બાહ્ય સ્વરૂપ)

(૪) સદાચારપ્રધાન ધર્મ તરીકે (આંતરિક સ્વરૂપ)

(૫) પરંપરામિશ્ર ધર્મ તરીકે

(૬) ચીનમાં આ ધર્મનું સ્થાન

(૬) ધર્મસ્થાપક કૉન્ફ્યુશ્યસના સમયની ચીનની પરિસ્થિતિ

## [૧] પ્રાસ્તાવિક

આ અને આ પછીનાં પ્રકરણોમાં આપણે ચીન અને જાપાનના મુખ્ય ધર્મોનો અભ્યાસ કરીશું. સામાન્ય રીતે આ પ્રદેશના ધર્મો વિષે આપણે ઘણું ઓછું જ્ઞાન ધરાવીએ છીએ, પરંતુ તેમ છતાં એશિયાની ભૂમિ પર સ્થાપિત થયેલા તથા વિકસેલા આ ધર્મો જગતના બીજા વિદ્યમાન ધર્મોની તુલનામાં કોઈ રીતે ઓછા ઊતરતા નથી, ભલે કદાચ અન્ય પરિચિત ધર્મો જેટલી પ્રસિદ્ધિ જગતમાં એ ધર્મોને ન મળી હોય. માત્ર ઉત્પત્તિસ્થાનની દૃષ્ટિથી જ વિચારીએ તો જગતના અગિયારે વિદ્યમાન ધર્મો એશિયામાં પ્રાદુર્ભાવ પામી પ્રસારિત થયા છે પં. જવાહરલાલ નેહરુ કહે છે: '......આપણે એ યાદ રાખવું જોઈએ કે, બીજા કોઈ મનુષ્ય કરતાં અથવા બીજી કોઈ વસ્તુ કરતા દુનિયા ઉપર અધિક પ્રભાવ પાડનાર મહાન વિચારકો—બધા મુખ્ય ધર્મોના પ્રવર્તકો—તો એશિયાએ પેદા કર્યા છે! (પૃ. ૧૪—જ. ઇ. રૂ.) તેથી જ પૂર્વ એ ધર્મની ભૂમિ કહેવાય છે, જ્યારે પશ્ચિમ એ વિજ્ઞાનની ભૂમિ કહેવાય છે.

જો આપણે વિશ્વના ધર્મોનો વ્યવસ્થિત, વૈજ્ઞાનિક અને નિષ્પક્ષપાતી રીતે અભ્યાસ કરવા માગતા હોઈએ, તો તેમાં આ પ્રદેશના ધર્મોને પણ સ્થાન હોવું જોઈએ. ચીન અને જાપાનના મુખ્ય ત્રણ વિદ્યમાન ધર્મો છે–એમાંના બે ચીનમાં ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઉદ્ભવેલા–સદાચારપ્રધાન 'કોન્ફ્યુશ્યસ ધર્મ' અને નિવૃત્તિપરાયણતાયુક્ત અને આધ્યાત્મિક 'તાઓ ધર્મ'–છે તથા ત્રીજો જાપાનનો દૈવી પરંપરાથી સભર અને અતિ પ્રાચીન રાષ્ટ્રીય ધર્મ 'શિન્તો ધર્મ' છે.

## [૨] ઈ. સ. પૂર્વે છઠ્ઠો સૈકો[1]

આપણે ઉપરના ત્રણે ધર્મોનો વિગતવાર અભ્યાસ કરીએ તે પહેલાં જગતના ધર્મોની ઉત્પત્તિના ઇતિહાસની દૃષ્ટિથી ઈ. સ પૂર્વે છઠ્ઠા સૈકાની અગત્ય સ્વીકારીએ તે વધુ યોગ્ય લેખાશે. આ એક જ એવો સૈકો છે જે દરમિયાન જગતને પાંચ પ્રતિષ્ઠિત ધર્મો પ્રાપ્ત થયા. હિંદુસ્તાનમાં જૈનધર્મ તથા બૌદ્ધધર્મ, ચીનમાં તાઓધર્મ અને કોન્ફ્યુશ્યસ ધર્મ તથા એક મત પ્રમાણે ઈરાનમાં જરથોસ્તી ધર્મ, એમ પાંચે ધર્મો આ જ સૈકામાં ઉદ્ભવ્યા છે. એક જ સૈકામા ઉદ્ભવ્યાથી કાળગણના પ્રમાણે આપણે આ ધર્મોની સમાનતા જોઈ શકીએ છીએ. વળી ઘણા વિદ્વાનોના મતે જાપાનના અતિ પ્રાચીન રાષ્ટ્રધર્મનું પહેલાં કોઈ નિશ્ચિત નામ નહોતું અને તેનું 'શિન્તો'એ નામાભિધાન પણ આ જ સૈકામાં થયું હોવાનું મનાય છે. આ રીતે ઈ સ. પૂર્વેના છઠ્ઠા સૈકાએ જગતના ધર્મોના ઉદ્ભવ અને વિકાસના ઇતિહાસમાં મહામૂલો અને અતિમહત્ત્વનો ફાળો આપ્યો છે તેની ના કહી શકાય એમ નથી.

## [૩] સામાન્ય માહિતી (બાહ્ય સ્વરૂપ)

હવે આપણે કોન્ફ્યુશ્યસ ધર્મનો અભ્યાસ કરીશું. આ ધર્મ લગભગ અઢી હજાર વર્ષથી ચીનની અતિવિશાળ ભૂમિ પર અવિરત નિષ્ઠાપૂર્વક પળાય છે, એટલું જ નહિ પરંતુ લોકહૃદયમાં પરમ આકર્ષણને પાત્ર છે. તે ચીની હૃદયમાં એવો તો વણાઈ ગયો છે કે આજે પણ 'ચીની સંસ્કૃતિના પિતા' સમા તથા ચીનના ઉદ્ધારક અને તારણહાર એવા મહાત્મા કોન્ફ્યુશ્યસની ઉદાત્ત વિચારસરણી અને ઉચ્ચ જીવન લાખો ચીની લોકોના જીવનના એકમાત્ર આદર્શ બદલે અવિભાજ્ય અંગ તરીકે છે.

---

૧. વધુ માટે જુઓ 'ઈસુ પહેલાંની છઠ્ઠી સદીના ધર્મસંપ્રદાયો' (પ્ર. ૧૪ મું) પૃ. ૪૧, 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' પં. નેહરુ

અનુયાયીઓની સંખ્યાની દૃષ્ટિએ આ ધર્મ ઘણો જ વિકસિત કહેવાય. તેના અનુયાયીઓનું સંખ્યાબળ લગભગ ૪૦૦૦ લાખ હોવાનું મનાય છે. માત્ર ખ્રિસ્તી ધર્મ અને બૌદ્ધ ધર્મને બાદ કરતાં સંખ્યાની દૃષ્ટિથી એ જગતના અન્ય સર્વ ધર્મોથી મોખરે છે. પ્રાદેશિક ફેલાવા (પ્રચાર-સ્થાન)ની દૃષ્ટિથી જોતાં તેનો પ્રચાર એશિયાના ઘણા મોટા ભાગમાં થયો છે. આ ધર્મનું મુખ્ય કેન્દ્ર જો કે ચીન છે તેમ છતાં કોરિયા અને જાપાનની ભૂમિ પર પણ આ ધર્મની નોંધપાત્ર અસર થઈ છે. વિસ્તાર અને સંખ્યાની આવી અનન્ય બાહ્ય સિદ્ધિઓને વરેલા આ પ્રભાવશાળી અને પ્રેરણાદાયી ધર્મનાં આંતરિક તત્ત્વો પણ એટલા જ બલ્કે અધિક અદ્ભુત અને મહત્ત્વનાં છે.

### [૪] સદાચારપ્રધાન ધર્મ તરીકે (આંતરિક સ્વરૂપ)

પ્રસ્તુત ધર્મને ઘણુંખરું સામાજિક શિષ્ટાચારનો ધર્મ, સદાચારપ્રધાન ધર્મ, સન્નાગરિકતાનો ધર્મ, એમ વિવિધ નામે બિરદાવવામાં આવે છે. કેટલાક વિદ્વાનો તો એને ધર્મ કહેતાં પણ અચકાય છે, કારણ કે તેમાં ઈશ્વર, ઈશ્વરની ઉપાસના, પ્રાર્થના, પૂજાવિધિ, ઇત્યાદિ બાબતોને બહુ પ્રાધાન્ય આપવામાં આવ્યું નથી. આ બાબતોનું સ્થાન આ ધર્મમાં બીજા ધર્મોની તુલનામાં (દા. ત., હિંદુધર્મ) નહિવત્ છે. અલબત્ત, આ ધર્મ નિરીશ્વરવાદી યા નાસ્તિકવાદી તો નથી જ, પરંતુ ઈશ્વર સંબંધી વધુ વિશદ વિવેચન કર્યા સિવાય આ ધર્મે 'જનસેવા એ જ પ્રભુસેવા છે' એ અતિ મહત્ત્વનો આદર્શ અપનાવ્યો છે અર્થાત્ આ ધર્મમાં ઈશ્વરાભિમુખ થવા કરતાં **સમાજાભિમુખ થવાનો આદેશ છે.** આ ધર્મ ઈશ્વર-કેન્દ્રિત નથી પણ સમાજકેન્દ્રિત છે. અને એ રીતે **સમાજોદ્ધાર કે સમાજોત્કર્ષની** ભાવના એ આ ધર્મનો પ્રધાન સૂર છે.

ગમે તેમ હોય પરંતુ કૉન્ફ્યુશ્યસ ધર્મ પ્રધાનપણે ધર્મ જ છે, કારણ કે ધર્મ એટલે વ્યાપક અર્થમાં સદાચાર અને નીતિ, નહિ કે યંત્રવત્ ચાલતો કર્મકાંડ. જો સદાચાર અને નીતિને ધર્મમાંથી બાકાત રાખવામાં આવે તો ધર્મનો આત્મા જ ઊડી જાય–માત્ર ખોળિયું જ રહે. ધર્મની સાચી અસ્મિતા–ધર્મનું હાર્દ (essence) અને જોમ સદાચારમાં જ છે. એટલા માટે તો ડૉ. રાધાકૃષ્ણન્ જેવી આ ક્ષેત્રે સમર્થ વ્યક્તિ ધર્મની વ્યાખ્યા આ રીતે આપે છે: 'ધર્મ એટલે સદ્વર્તનનો નિયમ.' જર્મન તત્વજ્ઞ

ઇમેન્યુઅલ કાન્ટ તથા વિખ્યાત અંગ્રેજ વિવેચક મેથ્યુ આર્નોલ્ડ પણ આ જ મંતવ્યને સમર્થન આપે છે.*

સંક્ષેપમાં કહીએ તો આ ધર્મ પ્રવૃત્તિપરાયણતા અને સદ્ગુણોના અનુશીલન પર વિશેષ ભાર મૂકે છે. જગતના સામાન્ય માનવીઓને ઈશ્વર સંબંધી ગૂઢ અને કલ્પનાતીત વાતોથી નિષ્ક્રિય અને નિવૃત્તિમાર્ગી બનાવવા કરતાં પ્રવૃત્તિશીલ, વિનયી, નમ્ર, સંસ્કારી અને સદાચારી સદ્ગૃહસ્થો બનાવવાનો આ ધર્મ ખાસ અનુરોધ કરે છે. અને તેથી જ આ ધર્મનો મુખ્ય ઝોક સુવ્યવસ્થિત અને શિસ્તબદ્ધ સમાજરચના પર છે. માત્ર ઈશ્વરચિંતન અને ઈશ્વરપ્રાપ્તિ જ ધર્મનું ધ્યેય ન હોઈ શકે, પરંતુ કુટુંબપ્રેમ, એકતા, સમાજસેવા, રાષ્ટ્રભક્તિ, ઇત્યાદિ આદર્શોને પણ ધર્મમાં સ્થાન હોઈ શકે અને હોવું જ જોઈએ એમ આ ધર્મ સ્પષ્ટતાપૂર્વક ઉપદેશે છે. એ રીતે આ ધર્મ લગભગ જગતના બધા જ ધર્મોમાં અદ્વિતીય કહી શકાય.

## [૫] પરંપરામિશ્ર ધર્મ તરીકે

વળી આ ધર્મ કોઈ નવો ધર્મ નથી. એ તો કાળપરંપરાથી સાંપડેલા સિદ્ધાંતોની નવી ગોઠવણ રૂપે જ બહાર આવ્યો છે એમ કહી શકાય. ખુદ મહાત્મા કૉન્ફ્યુશ્યસે પણ આ બાબતનો ખુલ્લો એકરાર કર્યો છે. તેમના નમ્ર મત મુજબ તેમણે કોઈ નવો ધર્મ સ્થાપ્યો નથી કે નથી કોઈ નવીન ઉપદેશ આપ્યો, પરંતુ સ્વાનુભવ અને અભ્યાસ પર આધારિત અને સામાન્ય બુદ્ધિ પર રચાયેલી બાબતો જ રજૂ કરી છે. એ રીતે જોતાં આ ધર્મને ઘણો સરળ અને મર્મવેધક કહી શકાય; કારણ કે ફિલસૂફીનાં દિવાસ્વપ્નો સમા ચિંતનો કરતાં પ્રાચીન પરંપરા તરફથી મળેલી જીવન જીવવાની રીતો ઘણી જ ચઢિયાતી કહેવાય. વળી ખરેખર આવા મહાપુરુષોનું જીવનકાર્ય કશુંક નવું આપવાનું જ હોય છે એવું નથી, પરંતુ જે ઉમદા બાબતોનું આપણને વિસ્મરણ થયું હોય છે તેની યાદ આપીને તે તરફ સજાગ થવા પ્રેરવાનું જ હોય છે. મહાપુરુષોનાં જીવન દીવાદાંડીની જેમ પથદર્શક અને સૂચક હોય છે, જે જીવનરૂપી સાગર પાર ઊતરવા પ્રેરક બની રહે છે. મહાત્મા કૉન્ફ્યુશ્યસે પણ પોતાના સમગ્ર જીવન દરમિયાન પરંપરાથી મળેલાં સત્યો જ ઉપદેશ્યાં હતાં તથા પ્રાચીન ઇતિહાસ, રાજ્યપદ્ધતિ, સામાજિક શિષ્ટાચાર, વગેરેના અભ્યાસ

* 'ક્રિટિક ઑફ પ્યૉર રિઝન' (એબટ કૃત ભાષાંતર ૨૨૬) : તથા 'લિટરેચર ઍન્ડ ડૉગ્મા' : ૪૬

પર પણ ભાર મૂક્યો હતો. જે સુધારાત્મક પ્રવૃત્તિ અણુધડ અરબસ્તાનમાં હ. મહંમદ પયગંબરે આદરી હતી, તેવી જ મહાન જોરદાર પ્રવૃત્તિ મહાત્મા કૉન્ફ્યુશ્યસે ચીનના એ વિકટ કાળ દરમિયાન આદરી હતી.* ચીનમાં તત્કાલીન પરિસ્થિતિ કેવી કરુણ અને કપરી હતી તે આપણે હવે પછીની ચર્ચામાં જોઈશું.

## [૬] ચીનમાં આ ધર્મનું સ્થાન

'કૉન્ફ્યુશ્યસ ધર્મ' અથવા 'કૉન્ફ્યુશ્યસ મત' (Confucianism) એ શબ્દ ચીની નથી, પરંતુ આધુનિક કૅથૉલિક મિશનરીઓએ પ્રયોજેલો શબ્દ છે. ચીનમાં આ ધર્મને માટે 'જુ–ચી' (Ju–Chia) શબ્દ પ્રચલિત છે. તેનો અર્થ થાય છે: 'પ્રાચીન કાળના મહાત્માઓ તરફથી વારસાગત પ્રાપ્ત થયેલા કૉન્ફ્યુશ્યસના ઉપદેશને અનુસરનારાઓ' આ ઉપદેશ પ્રાચીન કાવ્યગ્રંથોમાં સચવાયો છે અને વિવેચકોએ તથા તત્ત્વચિંતકોએ તેનો અર્થ વધુ સ્પષ્ટ કર્યો છે અને હાલમાં (તેને) ચાલુ જમાનાને બંધબેસતો બનાવવાના પણ પ્રયાસો થયા છે. + (ઉપરના મુદ્દાને આધારે આ ધર્મ પરંપરામિશ્ર છે એ બાબતને વધુ અનુમોદન મળે છે.)

આ ધર્મ પરંપરા પર આધારિત છે અને તે ચીની સંસ્કૃતિનો દ્યોતક છે સમસ્ત ચીની સંસ્કૃતિના પાયામાં તે રહેલો છે. વાય. સી. યાંગ નામના વિદ્વાનના મતાનુસાર 'સમસ્ત ચીના લોકો પ્રાથમિક રીતે કૉન્ફ્યુશ્યસના અનુયાયીઓ છે, જ્યારે તેઓ બૌદ્ધધર્મ અને તાઓ ધર્મના સિદ્ધાંતો તરફ પણ સહેજ વલણ દાખવે છે.'**

## [૭] ધર્મસ્થાપક કૉન્ફ્યુશ્યસના સમયની ચીનની પરિસ્થિતિ

હવે આપણે અત્રે કૉન્ફ્યુશ્યસના સમયની ચીનની પરિસ્થિતિ ટૂંકમાં જોઈશું, જેથી તેમણે કેવી કટોકટી અને અરાજકતાની સામે થઈને પોતાની કુનેહ અને કાર્યક્ષમતા બતાવ્યાં તે સમજી શકાય. ચીનમાં રાજકીય, સામાજિક,

---

* અલબત્ત, અત્રે હ મહંમદ પયગંબરની તુલના કૉન્ફ્યુશ્યસ સાથે કરવી જોઈએ, પરંતુ આપણે માટે બન્ને ભૂતકાલીન હોવાથી તે આ રીતે પણ શક્ય છે.

\+ Edward Jurji દ્વારા સંપાદિત 'The Great Religions of the Modern World' માંથી

** Edward Jurji દ્વારા સંપાદિત 'The Great Religions of the Modern World' માંથી.

શૈક્ષણિક અને ઇતર ક્ષેત્રે ક્રાંતિકારી પરિવર્તનો લાવનાર કૉન્ફ્યુશ્યસના સમયમાં ચીનની સમગ્ર પરિસ્થિતિ અત્યંત ખેદજનક અને નિરાશામય હતી. ચારે બાજુ હીનતા અને દૈન્યાવસ્થા હતાં. તેમના સમયનું ચીન ઉમરાવશાહી અને સામંતશાહી યુગની અસર તળે ઘણાં અનિષ્ટો વચ્ચે ઝોલા ખાતું હતું. રાજકીય વિગ્રહો, સામાજિક અસ્થિરતા, કુટુંબોની વેરવિખેર અને બેહાલ અવસ્થા; શિક્ષણ, સામાન્ય શિસ્ત અને કાયદાની બિસ્માર હાલત, એમ સમગ્ર સમાજજીવનનાં વિવિધ પાસાંઓ છિન્નવિછિન્ન દશામાં હતાં. આ સમયે ચીનમાં નાનાંમોટાં મળીને લગભગ પાંચથી છ હજાર રાજ્યો હતાં, જેમાં વિખવાદ અને રમખાણ હંમેશના ભયપ્રદ બનાવો હોય એ સ્વાભાવિક છે.

સર્વત્ર નૈતિક આજ્ઞાપાલનનો અભાવ, વિવેકશૂન્યતા અને જોહુકમી હતાં. સમાજપ્રિયતા, કૌટુંબિક પ્રેમ અને એકતાનાં કોઈ નામનિશાન ન હતાં. કુસંપ અને અવ્યવસ્થા સર્વગ્રાહી અને સર્વભક્ષી બન્યાં હતાં. ટૂંકમાં કહીએ તો ચોમેર અરાજકતાની ઘેરી અને કરુણ દુર્દશા સમી સ્થિતિ હતી આવી વિપરીત પરિસ્થિતિમાં પલટો આણીને ચીનની કાયાપલટ કરી, ચીનનું એક રીતે કહીએ તો નવનિર્માણ કરી ચીની સંસ્કૃતિને નવીન ઓપ આપીને વૈભવને શિખરે લઈ જનાર મહાત્મા કૉન્ફ્યુશ્યસ સાચા અર્થમાં જ 'ચીની સંસ્કૃતિના પિતા'નું બિરુદ પામ્યા છે. તેમણે આવી અનેકવિધ વિકટ સમસ્યાઓ કઈ રીતે હલ કરી તે જાણવા આગળના પ્રકરણમાં તેમનું જીવનવૃત્તાંત તપાસીએ.

## ૨ કૉન્ફ્યુશ્યસનું જીવન

(૧) કૉન્ફ્યુશ્યસનું જીવન:

(अ) જન્મ અને બાલ્યાવસ્થા

(ब) જ્ઞાનસાધના

(क) રાજ્યમાં કામગીરી અને સુધારા

(ड) ઉપદેશક તરીકે પર્યટન

(૨) મહાત્મા કૉન્ફ્યુશ્યસના ઉમદા ગુણો અને તેમનું પૂજન

(૩) કૉન્ફ્યુશ્યસધર્મ રાષ્ટ્રધર્મ તરીકે.

### (૧) કૉન્ફ્યુશ્યસનું જીવન

આ પ્રકરણમા આપણે ધર્મસંસ્થાપક મહાત્મા કૉન્ફ્યુશ્યસના જીવનનો ઉલ્લેખ કરીશું. બીજા ધર્મપ્રવર્તકો વિષે જેટલી માહિતી મળે છે તેના કરતાં કૉન્ફ્યુશ્યસના જીવનની માહિતી 'ધર્મવચનસંગ્રહ' (Analects)માં વધુ મળે છે.

#### (अ) જન્મ અને બાલ્યાવસ્થા

કૉન્ફ્યુશ્યસનો જીવનસમય ઈ. સ. પૂર્વે ૫૫૧ થી ઈ. સ. પૂર્વે ૪૭૯ સુધીનો મનાય છે. કૉન્ફ્યુશ્યસનો જન્મ ઈ. સ પૂર્વે ૫૫૧ માં શાન્તુંગ ખાતે થયો હતો તથા મૃત્યુ પણ તે જ સ્થળે થયું હતું. આથી શાન્તુંગ આ ધર્મનું પવિત્ર સ્થાન મનાય છે. તેમનો જન્મ શાન્તુંગ પ્રાંતમાં આવેલા લૂ રાજ્યના એક નાના પરગણામાં એક કુળવાન અને સંસ્કારી પણ સંજોગવશાત્ ગરીબ બનેલા કુટુંબમાં થયો હતો. તેમનું મૂળ નામ 'કુંગ-કુત્-ત્ઝે' હતું. તેમના પિતા એ પરગણાના મુખ્ય અધિકારી

(એક મત મુજબ સૈનિક) હતા. તેઓ કૉન્ફ્યુશ્યસની ત્રણ વર્ષની વયે અવસાન પામ્યા હતા. પોતાની નાની વયમાં પિતા ગુમાવવાથી કૉન્ફ્યુશ્યસને માત્ર પિતાસુખ ન મળ્યું. એટલું જ નહિ પણ જીવન વ્યતીત કરવા બાળપણથી ખૂબ પરિશ્રમ કરવો પડ્યો. જીવનનિર્વાહ માટે જીવનના આરંભમાં જ તેમને ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો. આથી તેમનામાં કર્તવ્યનિષ્ઠા, દઢતા અને ચારિત્ર્યનું ઘડતર થયું. અલબત્ત, માતા તરફથી તેમનામાં ઉચ્ચ સંસ્કારોનું સિંચન થયું હતું, જે સંસ્કારોનું કૉન્ફ્યુશ્યસે પોતાના ભાવિ જીવનમાં સંવર્ધન પણ કર્યું. તેઓ તેમના પિતાનાં અગિયાર સંતાનો પૈકી સૌથી નાના અને શરીરે સશક્ત હતા. જાણવા મળે છે કે લગભગ પંદરમે વર્ષે તેમને ભણવાનું મન થયું અને તેમણે વિદ્યાભ્યાસ શરૂ કર્યો. પરંતુ આર્થિક મુશ્કેલીઓને લઈને તથા કૌટુંબિક જવાબદારી વધતાં તેમને ખાસ ઉચ્ચ શિક્ષણ મળ્યું નહિ. ઓગણીસમે વર્ષે તેમનું લગ્ન થયું. તેમને એક પુત્ર અને એક પુત્રી હતાં. લગ્ન કર્યા બાદ તેઓ સરકારી નોકરીમાં જોડાયા. કહેવાય છે કે તેમનું પરિણીત જીવન સુખી નહોતું અને તેમણે તેમની પત્નીનો ચારેક વાર ત્યાગ પણ કરેલો. તેઓ તેમના પુત્ર પ્રત્યે પણ કડક વલણ રાખતા હતા.

(ঘ) જ્ઞાનસાધના

સરકારી નોકરીમાં રહ્યા હોવા છતાં તેમણે જ્ઞાનપ્રાપ્તિ માટેના બધા જ પ્રયાસો ચાલુ રાખ્યા. જ્ઞાન માટેની તેમની ધગશ અજોડ હતી. તેમણે વિદ્યાભ્યાસ માટે એટલો બધો ઉત્સાહ તથા આગ્રહ જારી રાખ્યો કે પાછળથી તેઓ એક નામાંકિત પુરુષ થઈ શક્યા. તેમણે પ્રાચીન રાજ્યપદ્ધતિ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, કર્મકાંડ, વગેરેના અભ્યાસમાં નિપુણતા મેળવી. આ અરસામાં તેમના જીવનમાં એક પ્રસંગ બન્યો. તેમના ૨૩ મે વર્ષે તેમની માતાનું અવસાન થતાં તેમણે સરકારી નોકરીને તિલાજંલિ આપી. ત્યાર બાદ તેમણે એક પાઠશાળા (School of W1sdom) શરૂ કરી. આ ખાનગી પાઠશાળા મુખ્યત્વે જ્ઞાનવૃદ્ધિ તથા જ્ઞાનપ્રચાર માટે જ હતી. પ્રારંભમાં તેમને બહુ થોડા જ શિષ્યો મળ્યા, પરંતુ કૉન્ફ્યુશ્યસે પોતાની ઉદારતાના ઉત્તમ નમૂના રૂપે ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને વિનામૂલ્યે શિક્ષણ આપવાનું શરૂ કર્યું. જો કે તેઓ પૈસાદાર વિદ્યાર્થીઓ પાસેથી ઠીક એવી ફી લેતા. આમ, ધીમે ધીમે તેમણે સ્થાપેલી શાળાની લોકપ્રિયતા વધતાં તેનો ગણનાપાત્ર વિકાસ થયો. અને તેના વિદ્યાર્થીઓની સંખ્યા ત્રણ હજાર સુધી પહોંચી. આ શાળામાં તેમણે એક આદર્શ શિક્ષક અને

કુશળ સંચાલક તરીકેની બધી જ જવાબદારી ઉઠાવી હતી. તેમણે પોતાના વિદ્યાર્થીઓને હંમેશાં પ્રવૃત્તિપરાયણતા, અધ્યયનપરાયણતા અને જીવનમાં સદાચાર ઉતારવા અનુરોધ કર્યો હતો. વિદ્યાર્થીઓમાં અવ્યક્ત અને સુષુપ્ત રહેલી શક્તિઓ ખીલવવા તેમણે ઘણા સુંદર પ્રયત્નો કર્યા હતા. આમ એક નિષ્ઠાવાન કેળવણીકાર તરીકે તેમણે વિદ્યાર્થીઓના ચારિત્ર્યઘડતરમાં પણ સંગીન ફાળો આપ્યો વિદ્યાર્થીઓની અધ્યયનવૃત્તિ અને ઉદ્યમ તરફ તેમને સદા ભારે માન હતું. તેઓ તેમને ચમત્કારિક વાતો, ધાંધલ, હુલ્લડ, જાદુશક્તિ, વગેરેના પ્રયોગો તથા અગમ્ય અને અલૌકિક બનાવો જેમાં આવે તેવા વિષયો શીખવતા નહિ. વળી જે વિદ્યાર્થી સાહિત્યમાં પ્રવીણ હોય, વક્તૃત્વમાં આગળ પડતા હોય, રાજકારણમાં વિચક્ષણ હોય યા ધાર્મિક હોય તેમને માટે તેઓ ઘણુ અભિમાન લેતા

(ક) રાજ્યમાં કામગીરી અને સુધારા

પાંત્રીસ વર્ષની વય સુધી મહાત્મા કૉન્ફ્યુશ્યસને કોઈ પણ પ્રકારની લોકપ્રિયતા અને ખ્યાતિ વર્યાં ન હતાં. ઘણું ખરું, રાજ્યખટપટમાં પડેલી વ્યક્તિઓએ શરૂઆતમાં તેમના ઉપદેશ પ્રત્યે દુર્લક્ષ જ સેવ્યું. જે રાજ્યોમાં તે ઉપદેશાર્થે ફર્યા હતા તે રાજ્યો કાં તો પોતાની ઓસરી જતી સત્તા પાછી મેળવવા કે કાં તો તે વધારવામાં પ્રવૃત્ત થયાં હતાં. તેથી તેમને ઉપદેશકાર્યમાં ઘણી જ નિરાશા મળી. આમ, કૉન્ફ્યુશ્યસ લગભગ ભગ્નહૃદયી બન્યા હતા છતાં તેમનો આત્મવિશ્વાસ તો અફર અને અતૂટ જ હતો.

આખરે એક દિવસ તેમનું બહુમાન થયું. શહેરના મુખ્ય ફોજદારી ન્યાયાધીશ તરીકે તેમની નિમણૂક થઈ. ક્રમે ક્રમે તે નોકરીમાં આગળ વધતા ગયા અને ઇજનેર ખાતાના સુપરિન્ટેન્ડેન્ટ થયા તથા મુખ્ય ન્યાયાધીશ પણ થયા. અંતમાં તેઓ રાજ્યના ગવર્નરપદે પણ નિમાયા. આમ, ઉત્તરોત્તર પ્રગતિ થતાં લોકો સમક્ષ તેઓ માન અને આદરને પાત્ર બન્યા. આવા ઉચ્ચ હોદ્દાઓ પર રહી તેમણે રાજ્યનો વહીવટ વધુ સરળ અને કાર્યદક્ષ બનાવ્યો, એટલું જ નહિ, પરંતુ રાજ્યની શાંતિ, પ્રગતિ અને આબાદીમાં અભિવૃદ્ધિ કરી. તેમના યથોચિત વહીવટથી લોકો તેમના તરફ આકર્ષાયા અને તેમણે શીખવેલા વફાદારી અને આજ્ઞાપાલનના પાઠો ગળે ઉતાર્યા. કૉન્ફ્યુશ્યસ ઘણી વાર કહેતા કે રાજ્યનું મુખ્ય કાર્ય મહેસૂલ ઉઘરાવવાનું નથી પરંતુ પ્રજાજનો પોતાની ફરજો અદા કરે છે કે નહિ તે જોવાનું છે તથા તેમને ફરજો અદા કરવા પ્રેરવાનું છે. તેમનો એ મક્કમ

નિર્ધાર હતો કે પહેલાં સમાજસુધારણા કરવી (અને તેમાં જ વ્યક્તિનું પોતાનું શ્રેય રહેલું છે) ત્યાર પછી જ બીજાં કાર્યો હાથ પર લેવાં. આવી કુશળ વહીવટી કારકિર્દી હોવા છતાં રાજ્યની અમુક ખટપટ અને પાસેના રાજ્યની ધર્ષિને પરિણામે તેમને રાજીનામું આપવાની ફરજ પડી. આ રીતે તેમની મહત્ત્વની સેવાઓ અસ્ત પામી. જો કે તેમણે લેખનકાર્ય તો ચાલુ રાખ્યું જ હતું. આમ, તેઓ આજીવન કર્તવ્યનિષ્ઠ અને પ્રવૃત્તિપરાયણ રહ્યા હતા.

## (ઙ) ઉપદેશક તરીકે પર્યટન

રાજીનામું આપ્યા બાદ તેમણે અન્ય રાજ્યમાં ઉપદેશ આપી રાજ્ય સુધારણા તથા સમાજસુધારણા કરવાનો મનસૂબો કર્યો નાસીપાસી મળી હોવા છતાં તેમને હજુ પણ પોતાની સુધારાત્મક પ્રવૃત્તિમાં બેહદ વિશ્વાસ હતો. પોતે એમ પણ માનતા કે જો દુનિયામાં કંઈ જ ખરાબ ન હોય–કોઈ અનિષ્ટ તત્ત્વ ન હોય–તો સુધારવાનું કોને? સુધારો કરવાની કુનેહ અને શક્તિ પોતાનામાં છે એમ એ હિંમતપૂર્વક કહેતા. તેઓ માનતા કે, અરણ્યમાં વાસ કરી એકાંત સેવવો અર્થાત્ માનવબંધુઓથી દૂર ભાગવું એ કાયરતા છે. તેનાથી જીવન એળે ગયા બરાબર છે. જીવનની સાર્થકતા તો દુઃખી માનવબંધુઓની શુશ્રૂષામાં જ રહેલી છે. ક્વચિત્ તેઓ એક પયગંબરી પુરુષની માફક એમ પણ કહેતા કે મને આ દુનિયામાં સુધારો કરવા માટે જ મોકલ્યો છે. પર્યટન દ્વારા ઉપદેશકાર્ય કરવામાં તેમને ઘણી તકલીફો વેઠવી પડતી હતી. તેમના ઉપદેશના બદલામાં કેટલીક વાર લોકો તરફથી અપમાન, ગાળો, મારપીટ, વગેરે મળતાં. અરે, એક વાર તો ક્વાંગમાં લોકોના બેકાબૂ ટોળાએ તેમને ઘેરી લીધા અને મરણતોલ માર માર્યો છતાં એ અડગ રહ્યા. એ વેળાએ પણ એમનો વિશ્વાસ દૃઢ હતો અને તેથી જ અત્યાર સુધીમાં નિરાશ અને હતોત્સાહ થયેલા કેટલાયે શિષ્યોમાં ફરીથી આશા અને ઉત્સાહ જન્મ્યાં. કૉન્ફ્યુશ્યસ સાચે જ નમ્રતાની મૂર્તિ સમા અને સહિષ્ણુતાના પ્રતીકરૂપ હતા. તેમનામાં ધૈર્ય અને હિંમત પણ અપાર હતાં. તેમના જીવનમાં બનેલા આવા પ્રસંગો દ્વારા જ તેમને 'મહાત્મા' પદ પ્રાપ્ત થયેલું. આવા ઉચ્ચ ગુણોથી જ તેમણે ચીની પ્રજાને પ્રગતિશીલ બનાવી એમ કહી શકાય. ખુદ પોતે પણ અસહ્ય કષ્ટો વેઠવા છતાં ધર્મ કે જનતા પ્રત્યે ઉદાસવૃત્તિ કે ઉપેક્ષાવૃત્તિ ન ધરાવતા અને નિવૃત્તિમાર્ગ તો ક્યારેય સ્વીકારતા નહોતા. તેમણે સતત પ્રવૃત્તિશીલ રહી બીજાને તેમ રહેવાનો ખાસ અનુરોધ કર્યો હતો.

ઉપદેશક તરીકેનાં કેટલાંક વર્ષો દરમિયાન તેમણે સાહિત્યપ્રવૃત્તિ પણ આદરી હતી. તેમણે 'વસંત અને શરદનો ઇતિહાસ' એ નામનો ગ્રંથ લખ્યો તથા અન્ય ગ્રંથોનું સંકલન પણ કર્યું હતું. આ ગ્રંથો વિષે આપણે પછી અભ્યાસ કરીશું.

આમ, આખું જીવન સતત ક્રિયાશીલ અવસ્થામાં ગાળીને આ મહાપુરુષે ઈ. સ. પૂર્વે ૪૭૯ માં પોતાની જીવનયાત્રા પૂરી કરી. ચીનની ભાવુક અને સંવેદનક્ષમ પ્રજાએ તેમના મૃત્યુનો શોક ત્રણ વર્ષ પાળ્યો. અરે, એક 'અડીખમ' શિષ્ય તો તેમની સમાધિ આગળ છ વર્ષ સુધી બેસી રહ્યો!

## [૨] કોન્ફ્યુશ્યસના ઉમદા ગુણો અને તેમનું પૂજન

જગતના સર્વ મહાપુરુષો કોઈ સ્તુત્ય ગુણોને વરેલા હોય છે તેથી જ તેમના જીવનપુષ્પની સુવાસ ચોમેર પ્રસરે છે. મહાત્મા કોન્ફ્યુશ્યસની બાબતમાં ઉપરનું કથન અક્ષરશઃ સાચું છે. તેમના ઉમદા ગુણોને લઈને તથા તેમની લોકકલ્યાણની ભાવના અને સમાજસેવાની પ્રવૃત્તિને લઈને લોકોનું તેમના તરફનું માન અદ્‌ભુત રીતે વધી ગયું હતું. બીજું કે તેમની નમ્રતા પણ અનન્ય કોટિની હતી. પોતાની જાત વિષે તે હંમેશાં નમ્ર અભિપ્રાય આપતા હતા. તેઓ હંમેશાં કહેતા કે હું કોઈ નવી વાત લાવ્યો નથી પરંતુ બીજાનો —પરમાત્માનો—સંદેશો લાવનાર જ છું. પોતાના અંગત દોષોની તે નિખાલસપણે કબૂલાત કરતા અને એમ પણ કહેતા કે જો મને વધુ પચાસ વર્ષ મળે તો હું જરૂર સુધરી શકું. તેમના શિષ્યોએ તેમના માટે જે અભિપ્રાય બાંધ્યો છે તે જાણીને આપણને તેમના વ્યક્તિત્વની મહત્તા સમજાય છે. જે ચાર દોષોથી તેઓ મુક્ત હતા તે આ પ્રમાણે છે: તેઓ પહેલેથી કશું માની બેસતા નહિ, તેઓ દુરાગ્રહી નહોતા, તેઓ પહેલેથી સ્વતંત્ર (મનસ્વીપણે) નિર્ણય કરી બેસતા નહિ તથા તેઓ અભિમાની નહોતા અર્થાત્ નિરહંકારી હતા.

વળી ભાવિ સફળતા મળવાની હોય કે નહિ તો પણ તેઓ ખૂબ જ ખંત અને નિષ્ઠાપૂર્વક કાર્યરત રહેતા. આ બધી રીતે જોતાં તે સાધારણ માણસ કરતાં ઘણા મોટા માણસ હતા એમ નિઃશંક કહી શકાય મહાપુરુષોને વરેલા સર્વ ઉચ્ચ ગુણોનો તેમનામાં યથાયોગ્ય સમન્વય થયો હતો. ટૂંકમાં કહીએ તો, તેઓ ઔચિત્યના આદર્શરૂપ હતા. તેમના માટે ચીની ગ્રંથોમાં ઘણા જ ઉચ્ચ અભિપ્રાયો જોવા મળે છે: 'માનવજાતિના આખા

ઇતિહાસમાં તે 'અદ્વિતીય હતા.' 'તે આખા જગતમાં ઉત્તમ હતા અને તેમની કોઈ સાથે તુલના થઈ શકે એમ હતું નહિ.' 'ના! આ જગતના પ્રારંભથી તે અત્યાર સુધી કૉન્ફ્યુશ્યસના જેવો બીજો કોઈ થયો નથી.' વગેરે,

ચીનના લાંબા ઇતિહાસમાં સંત કૉન્ફ્યુશ્યસને જે પ્રકારે અને જે પ્રમાણમાં માન મળ્યું છે તે રીતે બીજા કોઈને પણ મળ્યું નથી. વળી તેઓ એક જ એવી વ્યક્તિ છે કે જેમના દ્વારા ચીની પ્રજાના સંસ્કારોનું ઘડતર એટલું બધું થયું છે કે તેટલું ઘડતર જગતની અન્ય કોઈ પણ વ્યક્તિથી કોઈ પણ પ્રજાનું થયું નથી. ઈ. સ. ૧૯૦૫ સુધી તો આ ધર્મના ગ્રંથોનું અધ્યયન કર્યા બાદ જ સરકારી નોકરીમાં પ્રવેશ તથા બઢતી મળતાં. જો કે આને પરિણામે જનતાને સાચી કેળવણી મળી નહિ, માત્ર ગોખણપટ્ટીને જ ઉત્તેજન મળ્યું.

કાળક્રમે કૉન્ફ્યુશ્યસનું દેવ તરીકે પૂજન થવા લાગ્યું. વર્ષો સુધી ચીનમાં રાજ્ય તરફથી તેમનું સામૂહિક રીતે પૂજન થતું આવ્યું. તેમના માનમાં સ્તુતિવચનો અને યજ્ઞોની પ્રથા શરૂ થઈ. પશુયાગો પણ થવા લાગ્યા, તેમની પ્રશંસાર્થે મોટાં ભવ્ય મંદિરો રચાયાં, સુંદર મૂર્તિઓ સ્થપાઈ, કોતરકામવાળાં કલાપૂર્ણ બેનમૂન પ્રતીકો મુકાયાં તથા તે સર્વ સમક્ષ ધૂપ-દીપ, નૈવેદ્ય, વગેરે પણ અર્પણ થવા લાગ્યાં. જો કે હકીકતમાં આ બધું તો તેમનું સ્થૂળ સ્મારક જ કહેવાય, તેમનું સાચું અને શાશ્વત સ્મારક તો ચીની પ્રજાના હૃદયમાં જ હોઈ શકે.

## [૩] કૉન્ફ્યુશ્યસ ધર્મ રાષ્ટ્રધર્મ તરીકે

વર્ષમાં બે વાર ખુદ ચીનનો પાદશાહ પણ નિયત કરેલા દિવસોએ તેમની પૂજાર્થે આવતો. રાજ્યના બીજા અધિકારીઓ પણ વર્ષમા બે વાર મોટા પાયા પર અને મહિનામાં બે વાર નાના પાયા પર તેમનું પૂજન કરતા. સાચે જ મહાપુરુષના મૃત્યુ પછી ઇતિહાસમાં આવી અજાયબીઓ બિલકુલ સ્વાભાવિક છે. તેમની સમાધિ સમક્ષ ખુદ ચીનના મહારાજાએ ૧૯૫માં પશુયાગ કર્યો. દેવ તરીકે તેમનું પૂજન થયું. આ બધી કેટલી વિચિત્રતા! કૉન્ફ્યુશ્યસ જેવી સાધુચરિત અને ઋષિતુલ્ય જીવન જીવતી વ્યક્તિને માટે આવી પોકળ અને દંભી બાબતો સાચે જ બેહૂદી અને હાસ્યાસ્પદ કહેવાય.

કૉન્ફ્યુશ્યસને 'ચીનના મહારાજા'ની પદવી એનાયત થઈ. વળી છેલ્લે ૧૯૧૪માં ચીનના પ્રજાસત્તાક રાજ્યના પ્રથમ અધ્યક્ષ યુઆન-શી-કાઈએ કૉન્ફ્યુશ્યસનું પૂજન ફરીથી શરૂ કર્યું, જો કે અર્વાચીન ચીનમાં ૧૯૩૯થી સામ્યવાદી વિચારધારાનો જયઘોષ થયો હોવાથી હાલમાં ત્યાં ધર્મનું મહત્ત્વ નથી. તેમ છતાં કૉન્ફ્યુશ્યસ ધર્મની મહત્ત્વની અસરો ચીની પ્રજાના આંતરિક જીવનમાં હજુ પણ સુષુપ્ત પડી છે. વધુ કંઈ નહિ તો પંડિત જવાહરલાલ નેહરુ કહે છે તેમ 'કૉન્ફ્યુશ્યસનો ઉપદેશનું એક પરિણામ એ આવ્યું કે ચીની લોકો દુનિયામાં સૌથી વધારે વિનયી, શિષ્ટ અને સંસ્કારી બન્યા.'*

* "જગતના ઇતિહાસનું રેખાદર્શન", પાન ૪૨, આ. બીજી-રદ્દીપદ.

# ૩ કૉન્ફ્યુશ્યસ ધર્મના સિદ્ધાંતો અને માન્યતાઓ

(૧) કૉન્ફ્યુશ્યસનો ઉપદેશ અને કૉન્ફ્યુશ્યસ ધર્મના સિદ્ધાતો (આચાર્યશ્રી ધ્રુવનો મત):

(अ) માતાપિતાની સેવાનો સિદ્ધાંત

(ब) મધ્યમમાર્ગનો સિદ્ધાંત

(क) પરસ્પર ભાવનો સિદ્ધાંત

(ड) પ્રવૃત્તિપરાયણતાનો સિદ્ધાંત

(इ) 'ઉપકારનો બદલો ઉપકાર અને અપકારનો બદલો ન્યાય' (સન્ન કરીને)

(फ) સામાજિક સંબંધોનો સિદ્ધાંત

(૨) કૉન્ફ્યુશ્યસે ઉપદેશેલી કેટલીક માન્યતાઓ.

## [૧] કૉન્ફ્યુશ્યસનો ઉપદેશ અને કૉન્ફ્યુશ્યસ ધર્મના મુખ્ય સિદ્ધાંતો

કૉન્ફ્યુશ્યસનું જીવન, ચારિત્ર્ય, ઇત્યાદિ બાબતોનો અભ્યાસ કર્યા બાદ હવે આપણે તેમનો ઉપદેશ જોઈશું. તેમનો મુખ્ય ઉપદેશ સમાજસેવા અને લોકકલ્યાણની ભાવના પર આધારિત હતો મહાત્મા કૉન્ફ્યુશ્યસ માત્ર ધર્મપ્રવર્તક જ નહોતા પરંતુ સન્નિષ્ઠ ઉપદેશક અને ઉદ્ધારક પણ હતા. એક સમર્થ ઉપદેશક તરીકે તેમણે માતાપિતાની સેવા, મધ્યમમાર્ગ યાને કે અતિશયતાનો નિષેધ, કર્તવ્યપરાયણતા, પરોપકાર, નમ્રતા, રાજ્યભક્તિ અને સમાજસેવા, ઇત્યાદિ બાબતો પર વધુ ભાર મૂક્યો હતો. આ રીતે જોતાં તેમના ઉપદેશની મુખ્ય બાબતોનું ટૂંકમાં નીચે મુજબ સિદ્ધાંતોરૂપે નિરૂપણ કરી શકાય. આચાર્યશ્રી ધ્રુવ આ ધર્મના નીચેના ખાસ આગળ તરી આવતા ચાર સિદ્ધાંતોનો ઉલ્લેખ કરે છે[૧]

૧. ધર્મવર્ણન, ૨૫૭

(૧) દેવોની તથા પિતૃઓની ઉપાસના કરવી; પણ સદાચાર અને માબાપની ખરી ભક્તિ વિના એ નિરર્થક છે.

(૨) હંમેશાં મધ્યમપણાનો મહિમા સમજી કશું પણ અતિશય કરવું નહિ.

(૩) જેવું પોતાનું તેવું જ પારકું સમજવું.

(૪) કહેવું તે કરતાં કરી બતાવવું એ વધારે સારું છે.

હવે આપણે આ ધર્મના સિદ્ધાંતો વિગતવાર તપાસીએ.

## (અ) માતાપિતાની સેવાનો સિદ્ધાંત

આ ધર્મ ઈશ્વરની ઉપાસનામાં માને છે; અલબત્ત, તેને બહુ પ્રાધાન્ય આપવામાં આવ્યું નથી. જો કે વધુ ભાર સદાચાર અને માબાપની ભક્તિ પર જ મૂકે છે. આ ધર્મમાં પરમ તત્ત્વને સ્થાન છે તથા તેને 'તી' અથવા 'શાङ्તી' કહેવામાં આવે છે. વળી સૂર્ય, ચંદ્ર, વાયુ, પર્વત, નદી, વગેરે કુદરતી તત્ત્વોની પણ પૂજા થતી તેમ છતાં કૉન્ફ્યુશ્યસ એમ ચુસ્ત રીતે માનતા કે માબાપની ભક્તિ તથા સદાચાર વગર એ બધું સાવ નિરર્થક છે: આ ઉપરાંત, પિતૃપૂજા અને રાષ્ટ્રભક્તિ એ પણ આ ધર્મનાં મૌલિક તત્ત્વો છે. 'શાङ्તી' ઉપરાત 'તિએન' (આકાશ) અર્થાત્ જગતવ્યાપી નીતિની સત્તાને લગતો અમૂર્ત પદાર્થ અને 'મીંગ' (આજ્ઞા અથવા દૈવ) અર્થાત્ દૈવી આદેશ એમ આ બન્ને પરમોચ્ચ તત્ત્વોમાં આ ધર્મના અનુયાયીઓ શ્રદ્ધા ધરાવે છે. ટૂંકમાં, આ ધર્મે દેવોની પૂજા તથા પિતૃઓની પૂજા સ્વીકારી છે; પરંતુ સદાચાર અને માતાપિતાની સેવા એ તેનાં વિશેષ લક્ષણો છે માતાપિતાની સેવા કરવી એટલે તેમનું ભરણપોષણ કરવું યા નિર્વાહ કરવો એમ નહિ, પરંતુ તેમના તરફ પ્રેમ અને આત્મીયભાવ દાખવી જીવનપર્યંત તેમની સેવા કરવી તથા મૃત્યુ બાદ તેમને શ્રદ્ધાંજલિ અર્પવી. ભરણપોષણ તો આપણે પાળેલાં પ્રાણીઓનું પણ કરીએ છીએ, પરંતુ માબાપનું ઋણ કોઈ જુદી રીતે જ ચૂકવી શકાય; માત્ર તેમનું ગુજરાન ચલાવ્યાથી નહિ. આવો જ સિદ્ધાંત હિંદુધર્મમાં માતૃદેવો ભવ! પિતૃદેવો ભવ! એ આચારધર્મમાંથી ફલિત થાય છે.

## (બ) મધ્યમમાર્ગનો સિદ્ધાંત

પ્રસ્તુત ધર્મ પણ બૌદ્ધધર્મની માફક મધ્યમપણાના મહિમાનો સ્વીકાર કરે છે. મધ્યમમાર્ગ ગ્રહણ કરવો એટલે કશું જ અતિશય ન

કરવું. હરકોઈ વસ્તુનો અતિરેક વિઘાતક થઈ પડે છે. માટે જ કહ્યું છે: 'अति सर्वत्र वर्जयेत्।' આ સિદ્ધાંતમાં સારાસારવિવેક અને ઔચિત્ય પર ખાસ ભાર મુકાતો જોવા મળે છે. જેમ બૌદ્ધધર્મે અતિશયતાનો ઇન્કાર કર્યો છે, તેમ આ ધર્મે પણ અતિશયતાના નિષેધની હિમાયત કરી છે. પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞ એરિસ્ટોટલે પણ 'Doctrine of Golden Mean' દ્વારા મધ્યમમાર્ગનો અનુરોધ કર્યો હતો આ મધ્યમમાર્ગ વ્યવહારમા સફળ થવા ચાવીરૂપ છે.'

## (ક) પરસ્પર ભાવનો સિદ્ધાંત

આ ધર્મનો સૌથી પ્રેરક ઉપદેશ આ છે: 'બીજા માણસ તરફથી તમે જેવું વર્તન ઇચ્છતા હો તેવું જ વર્તન તમે તેમના તરફ રાખો.' અર્થાત્ જેવું પોતાનું તેવું જ પારકાનું સમજવું. જો સામી વ્યક્તિ મારી સાથે સારી રીતે વર્તે એમ હું ઇચ્છતો હોઉં તો મારી પણ એ ફરજ છે કે મારે તેની સાથે સારી રીતે વર્તવું જ જોઈએ. ભલાઈનો બદલો હંમેશાં ભલાઇથી મળે છે તેવી જ રીતે બૂરાઈનો પ્રત્યુત્તર બૂરાઈ દ્વારા જ મળે છે. જો આપણે સુખી થવું હોય તો પહેલાં બીજાને સુખી કરવા જોઈએ, કારણ કે તેથી બીજા પણ આપણને સુખી કરવા પ્રયત્નશીલ થશે. ટૂંકમાં, પરસુખ વિના સ્વસુખપ્રાપ્તિ અશક્ય છે. આપણે બીજા સાથે એવી રીતે કદાપિ ન વર્તવું જોઈએ કે જેવા વર્તનની બીજા તરફથી આપણને અપેક્ષા ન હોય. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના પારસ્પારિક સંબંધ સૂચવતા આ સિદ્ધાંતને 'પરસ્પરભાવનો સિદ્ધાંત' (Reciprocity) યા ઘણીવાર 'સુવર્ણસિદ્ધાંત'[૧] પણ કહે છે. કવિ કલાપી પણ કહે છે: 'સૌંદર્યો પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે.' વળી પ્રચલિત કહેવત પણ છે કે 'આપ ભલા સો જગ ભલા.' માટે હંમેશાં બીજા પ્રત્યે એવું વર્તન કરવું, જેવું તેના તરફથી તમે ચાહતા હો.

## (ડ) પ્રવૃત્તિપરાયણતાનો સિદ્ધાંત

આ ધર્મ પ્રવૃત્તિપરાયણતા અને કર્તવ્યનિષ્ઠા પર ખાસ ભાર મૂકે છે એ અગાઉ આપણે જોઈ ગયા. યુગોથી કહેવાય છે કે, આચાર એ મહાન ધર્મ છે—પ્રાથમિક ધર્મ છે. (आचारः प्रथमो धर्मः). માત્ર વિદ્વત્તા, વાક્છટા કે વિચારો કરતાં વર્તન જ મહત્ત્વની વસ્તુ છે એમ આ ધર્મ સૂચવે છે;

---

૧. Golden Rule—see p. 52, "Living Biographies of Religious Leaders",—Thomas and Thomas.

કારણ કે માત્ર કહી બતાવવું તેના કરતાં કરી બતાવવું સારું છે. વર્તન જ આપણા ચારિત્ર્યનો માપદંડ છે. મિથ્યા બકવાદ કરવો, શાણી વાતો કર્યા કરવી પરંતુ આચારમાં શૂન્યતા રાખવી એ બીરુતા છે–દંભ છે. કૉન્ફ્યુશ્યસ ધર્મની પ્રવૃત્તિપરાયણતા અને કર્તવ્યનિષ્ઠાને ગીતાના કર્મયોગ સાથે સરખાવી શકાય ટૂંકમાં,.આ ધર્મ નિવૃત્તિમાર્ગની સખત ટીકા કરે છે. ખુદ કૉન્ફ્યુશ્યસે પણ પોતાના જીવન દરમિયાન પ્રવૃત્તિમાર્ગ અમલી બને તે માટે લોકોને ઉત્તમ ઉદાહરણ પૂરું પાડ્યું છે. તેઓ માનતા કે, અરણ્યમાં જઈ પશુપક્ષી સાથે વાસ કરવો અને દુઃખી માનવબંધુઓને ત્યજવા એ અધર્મ છે.

## (ङ) ઉપકારનો બદલો ઉપકાર અને અપકારનો બદલો ન્યાય

કૉન્ફ્યુશ્યસ એમ માનતા' કે ઉપકારનો બદલો ઉપકારથી વાળવો તથા અપકારનો બદલો ન્યાયથી વાળવો અર્થાત્ અપકારીને તો સજા જ ઘટે. જો ખરાબ કાર્ય કરનારને શિક્ષા ન થાય તો સારા અને ખરાબ માણસ વચ્ચે તફાવત શો? જો બન્ને વ્યક્તિને એક જ સ્તર પર મૂકીએ તો સદ્ગુણી વ્યક્તિને ઘણો જ અન્યાય થયો કહેવાય. આમ, આ ધર્મ દુષ્કૃત્યોના દમન માટે અપરાધીને સજા કરવાનું ઉચિત માને છે, જેથી સમાજમાં સાચો ન્યાય નિર્માણ થાય અને સામાજિક સમતુલા જળવાય. વ્યાપક દૃષ્ટિથી જોઈએ તો આ સિદ્ધાંતમાં ત્યાગવૃત્તિ કે ક્ષમાપનાની ભાવના નથી તેમ છતાં આદર્શ ન્યાયના ધોરણથી જોઈએ તો આ સિદ્ધાંત ઘણો જ વ્યવહારદક્ષ ગણાય ચીનમાં જ ઉદ્‌ભવેલો તાઓ ધર્મ અને ઈસુનો ખ્રિસ્તી ધર્મ આ દૃષ્ટિબિંદુથી કૉન્ફ્યુશ્યસ ધર્મ કરતાં જુદા પડે છે. આ સિદ્ધાંતનો મુખ્ય ઉદ્દેશ ન્યાય અને સામાજિક શિસ્તને ઉત્તેજન આપી પ્રજાકીય દૃઢતા વધારવાનો છે, નહિ કે અપરાધીનો દ્રોહ કરીને વેર વાળવાની વૃત્તિ વધારવાનો. બલ્કે આ ધર્મ મુજબ તો અપકારીને પણ સુધારીને અપનાવવાની હિમાયત કરવામાં આવી છે

## (च) સામાજિક સંબંધોનો સિદ્ધાંત

દરેક મનુષ્ય એક યા બીજી રીતે, સ્પષ્ટ યા ગર્ભિત રીતે સમાજ સાથે અને અન્ય વ્યક્તિઓ સાથે જોડાયેલા હોય છે. મનુષ્યે પોતાનો સંબંધ ટકાવવો તથા ઉત્તરોઉત્તર વિકસાવવો જોઈએ અને સમૃદ્ધ કરવો જોઈએ. આ માટે પ્રેમ અને સહાનુભૂતિ હોવા ઉપરાંત પોતાની ફરજો અદા કરવાની

તમન્ના ખાસ જરૂરી છે. જો વ્યક્તિ પોતાની ફરજ ચૂકે તો સમાજમાં અવરોધ ઉત્પન્ન થાય અને સામાજિક સંબંધો બગડે છે. કોઈ પણ માનવી ગમે ત્યારે પણ નીચેના પાંચ મહત્ત્વના સામાજિક સંબંધોમાં સંકળાયેલો હોય છે: રાજા અને પ્રજા, પિતા અને પુત્ર, પતિ અને પત્ની, વડીલ ભાઈ અને અનુજ તથા મિત્ર અને મિત્ર. હરકોઈ વ્યક્તિ ભલે તે બુદ્ધિમાન હોય યા બુદ્ધિહીન, પરંતુ તે એક દિવસ માટે પણ ઉપરના સંબંધોમાંથી બાકાત રહેતી નથી.

આ ઉપરાંત, આ ધર્મમાં અન્ય સદ્‌ગુણોનો પણ અનુરોધ કરવામાં આવ્યો છે, જેમાં ઔચિત્ય, સત્યનિષ્ઠા, કૃતજ્ઞતા, અધ્યયનપરાયણતા, ન્યાય, પરોપકાર, આદરભાવ, મધ્યમતા, શાંતિ, સત્યાન્વેષણ, વગેરેનો સમાવેશ થાય છે.

## [૨] કૉન્ફ્યુશ્યસના ઉપદેશમાંથી ફલિત થતી માન્યતાઓ

કૉન્ફ્યુશ્યસ ધર્મના મુખ્ય સિદ્ધાંતો તપાસ્યા પછી હવે આપણે કૉન્ફ્યુશ્યસે ઉપદેશેલી વિચારધારામાંથી ફલિત થતી કેટલીક મહત્ત્વની માન્યતાઓની ગણતરી કરીશું. આ ધર્મની વિશિષ્ટતા નીચેની કેટલીક સુંદર માન્યતાઓ પરથી આંકી શકશે: (૧) બીજાના સદ્‌ગુણો જ જોવા, દુર્ગુણો પ્રત્યે ઉપેક્ષા રાખવી. (૨) સાચી સહૃદયતા બીજા પર ધારી અસર કરી શકે છે. (૩) પાસેનાને સુખી કરો એટલે આઘેના સુખી થશે. (૪) જનસેવા એ જ પ્રભુસેવા. (૫) મનુષ્ય સ્વભાવતઃ સારો જ છે, પરંતુ વાતાવરણના સંપર્કથી, કુશિક્ષણથી, પૂર્વ–વિચારની ખામીથી તથા જીવન–મૂલ્યો વિશેના ભ્રામક અને વાહિયાત ખ્યાલોથી તેનામાં દૂષણો ઉત્પન્ન થાય છે (૬) મનુષ્યે સારાપણું અને ઉચ્ચત્વ પ્રાપ્ત કરવા માટે જીવન જીવવાની સાચી સૂઝ–સમજ, માનવજાતના પ્રાચીન ઇતિહાસનું જ્ઞાન, સમાજવ્યવસ્થા, રાજ્યબંધારણનો અભ્યાસ, વગેરે કેળવવાં આવશ્યક છે. (૭) સાવચેત રહેનાર ભાગ્યે જ ભૂલ કરે છે. (૮) વિચાર વડે પચાવી ન હોય તેવી વિદ્યા નકામી છે, અને વિદ્યા વિના બાંધેલા વિચારો ભયરૂપ છે. (૯) સત્ય જાણવું પણ આચરણમાં ન મૂકવું એ કાયરતા છે. (૧૦) વિશ્વમાં પહેલેથી અશુભ તત્ત્વો છે જ નહીં. (૧૧) જે માણસો તમારી સમકક્ષના ન હોય તેમની સાથે મૈત્રી બાંધશો નહીં. (૧૨) પિતા અને પુત્રે પરસ્પર એકબીજાની ચાલચલગત વિષેના દોષો બહાર પાડવા નહીં. તેમાં જ સાચી પુત્રભક્તિ અને પિતૃભક્તિ રહેલાં છે. (૧૩) સદાચારના આદર્શ પ્રમાણે ચાલનાર અવશ્ય ઉત્તમ પુરુષ બનવાનો.

૪

# કૉન્ફ્યુશ્યસ ધર્મની અન્ય બાબતો

(૧) કૉન્ફ્યુશ્યસનો ચીની સંસ્કૃતિમાં ફાળો

(૨) કૉન્ફ્યુશ્યસ ધર્મનો એક સમર્થ ઉત્તરાધિકારી-મેન્સિયસ

(૩) કૉન્ફ્યુશ્યસ ધર્મના ગ્રંથો-ક્લાસિક્સ અને બુક્સ

(૪) આ ધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વો

(અ) સારાં તત્ત્વો

(બ) ખામીભરેલાં તત્ત્વો

(૫) સારસંક્ષેપ

## [૧] કૉન્ફ્યુશ્યસનો ચીની સંસ્કૃતિમાં ફાળો

હવે આપણે મહાત્મા કૉન્ફ્યુશ્યસનો ચીની સંસ્કૃતિમાં શો ફાળો છે તે જોઈએ. આપણે અગાઉ જોઈ ગયા તેમ તેમના સમયની ચીનની પરિસ્થિતિ અરાજકતા, વિખવાદ, ખટપટ, કુસંપ, ઇત્યાદિ અનિષ્ટોથી કલુષિત થઈ ગઈ હતી. આખા પ્રદેશનો વડો 'ચાઉ' નામનો શહેનશાહ હતો અને તેની સર્વોપરી સત્તા નીચે કેટલાયે પેટારાજ્યો હતાં. આ શહેનશાહના પૂર્વજો પોતાની કાબેલિયતથી રાજ્યના ઝઘડા પતાવી શકે તેમ હતા. પરંતુ ઈ. સ. પૂર્વે ૮૦૦ બાદ આ સત્તાને પડકાર રૂપ ખંડિયા રાજાઓએ તેની સામે માથાં ઊંચક્યાં પરિણામે અંધાધૂંધી અને વેરઝેર વધ્યાં અને યુદ્ધો શરૂ થયા. આવે વખતે જેમની પાસે બળ હતું તેમણે નિર્બળ રાજ્યોની સત્તા પડાવી લીધી. ટૂંકમાં, પહેલાંનાં એકછત્ર નીચેના સર્વ પેટારાજ્યોની એકાત્મતા અને વ્યવસ્થા ન રહી. આવી વિકટ પરિસ્થિતિમાં ચીનમાં મુખ્યત્વે ત્રણ સમસ્યાઓ ઊભી થઈ: (૧) ચીનની સર્વોપરી સત્તાનું મૂળ કયું? આ સમસ્યાનો નિકાલ કૉન્ફ્યુશ્યસ (એક મુત્સદ્દીને છાજે તેવી રીતે?)

એમ હાવ્યા કે ચીનની સર્વ સત્તાનું મૂળ ઈશ્વરી શાસનમાં છે. (આથી તે શાસન સર્વમાન્ય ગણાય અને વિખવાદો શમી જાય.) (૨) બીજી સમસ્યા હતી ચીનનાં નાના ખંડિયાં રાજ્યોની, રાજકીય સત્તાની કાયદેસરતાની તથા તે અંગેના કાયદાની. આ બાબતમાં જુદાં જુદાં રાજ્યો એમ જાહેર કરતાં કે તેમનું રાજ્ય પોતાનું જ રાજ્ય છે અને તેમની સત્તા બંધારણીય યાને કે કાયદેસર છે. આ પ્રશ્નનો ઉકેલ કોન્ફ્યુશ્યસે બહુ જ યુક્તિપૂર્વક, એક વિચક્ષણ અને પ્રતિભાશાળી મુત્સદ્દીને છાજે તેવી રીતે આપ્યો. 'ચાઉ' શહેનશાહની લગભગ તિરોહિત થવા બેઠેલી અને ઓસરતી સત્તાની અસ્મિતા તેમણે ફરીથી પ્રગટ કરી તથા 'ચાઉ' એ સમસ્ત ચીનનો રાજકીય તેમ જ ધાર્મિક એમ દ્વિવિધ ક્ષેત્રે વડો છે એમ તેમણે જાહેર કર્યું. (૩) ચીનની ત્રીજી સમસ્યા સામાજિક શિસ્તનો અભાવ અને વધતા જતા સામાજિક સડા અને અનિષ્ટો અંગેની હતી. ચીનના આ તત્કાલીન પ્રાણપ્રશ્નોના નિવારણાર્થે તો કોન્ફ્યુશ્યસે પોતાનું સર્વસ્વ ખર્ચી નાખ્યું હતું. રાષ્ટ્રના આ મૂળભૂત પ્રશ્ન પર તેમણે તેમનું સત્ત્વ સમર્પિત કર્યું હતું.

આમ, ચીની સંસ્કૃતિમાં સમાજસુધારણા દ્વારા, સદ્દગુણોના અનુશીલન દ્વારા તથા આજીવન પ્રવૃત્ત રહી ગ્રંથો લખી તેમણે પોતાનો સંગીન ફાળો આપ્યો હતો. આ ઉપરાંત, તેમનું કાર્ય રાજકીય તેમ જ શૈક્ષણિક ક્ષેત્રે પણ અદ્દભુત હતું. ટૂંકમાં, એમણે ચીનનો સર્વતોભદ્ર વિકાસ સાધવા અથાગ પ્રયાસો કર્યા હતા. તેમનો ચીની સંસ્કૃતિમાં કેટલો ફાળો હોઈ શકે તે જાણવા માટે તેમને મળેલું 'ચીની સંસ્કૃતિના પિતા'નું બિરુદ પર્યાપ્ત છે

## [૨] કોન્ફ્યુશ્યસ ધર્મનો એક સમર્થ ઉત્તરાધિકારી–મેન્સિયસ

કોન્ફ્યુશ્યસ ધર્મમાં થયેલા કોન્ફ્યુશ્યસના આ ઉત્તરાધિકારી તેમના સમર્થ શિષ્ય હતા. તેઓ કોન્ફ્યુશ્યસના થયા બાદ એક સૈકા પછી થઈ ગયા. મેન્સિયસનું મુખ્ય કાર્ય પોતાના ગુરુના ઉપદેશને વેગ આપવાનું હતું. તેમણે કોન્ફ્યુશ્યસ ધર્મની નીતિ-સિદ્ધાંતો પર ભાર મૂકી તેને લોકો સમક્ષ રજૂ કર્યા. વળી તેમણે ઈશ્વર, પુનર્જન્મ, વગેરે બાબતો પર જો કે મૌન જ સેવ્યું હતું તેમ છતાં તેઓ સર્વોચ્ચ તત્ત્વ યાને કે ઈશ્વરમાં તો જરૂર માનતા હતા. કોન્ફ્યુશ્યસ ધર્મમાં આદ્યસ્થાપક પછી અતિ મહત્ત્વનો ફાળો આપનાર અન્ય કોઈ પણ વ્યક્તિ કરતાં મેન્સિયસની મહત્તા વધી જાય છે.

## [૩] કૉન્ફ્યુશ્યસ ધર્મના ગ્રંથો (ક્લાસિક્સ અને બુક્સ)

હવે આપણે કૉન્ફ્યુશ્યસ ધર્મના ગ્રંથોનો પરિચય મેળવીશું. ચીનમાં પરાપૂર્વથી ચાલ્યા આવતા ધર્મની અંદર કૉન્ફ્યુશ્યસે એક પણ નવા આચારનો, વિચારનો કે અનુભવનો ઉમેરો કર્યો નથી, પણ સાહિત્યસર્જન દ્વારા લોકસેવા જરૂર કરી છે. દરેક ધર્મની વિચારસરણીનું વહન કરતું કોઈ ને કોઈ ધર્મપુસ્તક હોય છે તેમ આ ધર્મમાં પણ કેટલાક માન્ય અને આદરણીય ગ્રંથો છે. આવું ધાર્મિક સાહિત્ય તે ધર્મને સમજવા તથા તેનું દૃષ્ટિબિંદુ બીજા ધર્મોથી કઈ રીતે જુદું પડે છે તે જાણવા ખૂબ જ માહિતીપૂર્ણ બની રહે છે.

આ ધર્મના સાહિત્યને 'ક્લાસિક્સ' અને 'બુક્સ' કહે છે. કૉન્ફ્યુશ્યસે આમ જોઈએ તો કશું જ નવું કહ્યું નથી તેમ છતાં સાહિત્ય-સર્જન એ તેમનો મૌલિક ફાળો છે. કૉન્ફ્યુશ્યસ પોતે આદ્યસ્થાપક હોવા ઉપરાંત એક સમૃદ્ધ લેખક, સમર્થ સમાજસુધારક અને સન્નિષ્ઠ સેવક પણ હતા. કૉન્ફ્યુશ્યસે લખેલા ગ્રંથોને 'ક્લાસિક્સ' કહેવામાં આવે છે. તે બધા મળીને છ છે; જેમાંનો એક તેમની મૌલિક કૃતિ છે, જ્યારે બાકીના પાંચ 'ક્લાસિક્સ'નું તેમણે સંસ્કરણ જ કર્યું છે. આ પાંચ ગ્રંથો સંગ્રહ રૂપે છે. કૉન્ફ્યુશ્યસે પોતે જે ક્લાસિક્સ સ્વતંત્ર રીતે રચ્યું છે તે છે 'ચુંન્ચીઉ' અર્થાત્ 'વસન્ત અને શરદનો ઇતિહાસ.' આ ગ્રંથમાં લૂ રાજ્યની હકીકત આપવામાં આવી છે, જે તદ્દન રસહીન છે બાકીનાં પાંચ ક્લાસિક્સ નીચે મુજબ છે :

(૧) શું-કિંગ: ઇતિહાસનો ગ્રંથ, જેમાં ચીનના ઇતિહાસનું અવલોકન કરવામાં આવ્યું છે.

(૨) શિ-કિંગ: કવિતાનો ગ્રંથ, જેમાં લૌકિક અને ધાર્મિક કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

(૩) ઈ-કિંગ: ભવિષ્યગ્રંથ, જેમાં ભવિષ્ય જાણવાના સિદ્ધાંતો છે.

(૪) લીકી : વિધિઓનો ગ્રંથ, જેમાં યોગ્ય-અયોગ્યનો વિચાર કરવામાં આવ્યો છે.

(૫) હસીઆઓ–કિંગ : જેમાં માબાપ તરફની ફરજો અંગેની માહિતી આપવામાં આવી છે.

'ક્લાસિક્સ' ઉપરાંત 'શુક્સ' (રસ–શુ) ચાર છે, જે નીચે મુજબ છે:

(૧) તાહસીઓ–(મહાવિદ્યા): સદ્ગુરુઓના ઉપદેશનો ગ્રંથ.

(૨) ચુંગ–યુંગ–(મધ્યમમાર્ગ): મધ્યમમાર્ગને લગતો ગ્રંથ.

(૩) એનાલેક્ટસ (ધર્મવચનસંગ્રહ : લુન–યુ) : જેમાં કૉન્ફ્યુશ્યસનાં વચનામૃતોનો સંગ્રહ છે.

(૪) મેન્સિયસ, મેંગ–ત્ઝે તથા કૉન્ફ્યુશ્યસના સિદ્ધાંતોને સ્પષ્ટ કરનાર લેખકોની કૃતિઓનો સંગ્રહ.

## [૪] આ ધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વો

અંતમાં, આપણે આ ધર્મનાં સારાં અને નરસાં તત્ત્વોની મુદ્દારૂપે ટૂંકમાં સમીક્ષા કરીશું.

### (अ) સારાં તત્ત્વો

(૧) નીતિ તથા સમાજસુધારણાનું વિશેષ મહત્ત્વ તથા તે પર મુકાતો યોગ્ય ભાર. (૨) જગતના સર્વોચ્ચ નિયામક તત્ત્વ તરીકે 'શાકૂતિ'માં વિશ્વાસ. (૩) સ્વભાવતઃ માનવી સારો (દૈવીગુણસંપન્ન) છે એ માન્યતા. (૪) સમાજના પારસ્પારિક સંબંધો વિષે ચોખવટ તથા તે કેમ વ્યતીત કરવા તે અંગે સરળ માર્ગદર્શન (૫) 'સુવર્ણ–સિદ્ધાંત.' (૬) કૌટુંબિક પ્રેમની ભાવના, પિતૃપૂજા, રાજ્યભક્તિ વગેરે લાક્ષણિકતાઓ. (૭) શિસ્ત, સમજદારી, વિવેક અર્થાત્ પાયાની કેળવણીની વ્યાપક ભાવના. (૮) આદ્યસ્થાપકનું યશસ્વી અને ઉદાહરણીય જીવન : પ્રાચીન પરંપરામાં શ્રદ્ધા, જ્ઞાનની અસીમ જિજ્ઞાસા, નમ્રતા, વગેરે.

### (ब) ખામીભરેલાં તત્ત્વો

(૧) પ્રભુપૂજા રાજ્યને જ હસ્તક છે તેથી સામાન્ય માનવી પ્રભુપૂજાથી વંચિત રહે છે. (૨) ઉત્સાહપૂર્ણ અને ત્વરિત આંતરપ્રગતિનો અભાવ (૩) એક જ નિયામક તત્ત્વમાં માન્યતા હોવા છતાં વ્યવહારમાં અનેક તત્ત્વોની પૂજા. (૪) 'અપકારનો બદલો ન્યાય' એ મત શુદ્ધ અને

વ્યાપક આચારધર્મની દૃષ્ટિથી અસંગત છે (ક્ષમાપનાનો અભાવ). (૫) ભાવિસૂચન તરફ ઉપેક્ષા અર્થાત્ આ જ જીવન વિષે વિચાર (ઐહિક સુખ તરફ જ વિશેષ લક્ષ). (૬) ક્યારેક સમાજજીવન પર મુકાતા અનહદ ભારને લીધે ઉચ્ચતર મૂલ્યોની અવગણના. (૭) કૉન્ફ્યુશ્યસનું દેવ તરીકે પૂજન. (૮) પશુયાગ, બલિદાન, કર્મકાંડ, વગેરેનું વધતું જતું વર્ચસ્વ.

## [૫] સારસંક્ષેપ

'કૉન્ફ્યુશ્યસ ધર્મ એ પ્રાચીન ચીનના ધાર્મિક જીવનનો પ્રાણ છે; પિતૃભક્તિ અને સમતા, માતાપિતાની સેવા અને મધ્યમપણાનો મહિમા એ એના ઉપદેશનાં ખાસ તત્ત્વો છે.' —આચાર્યશ્રી ધ્રુવ.

કૉન્ફ્યુશ્યસ ધર્મ ચીની હૃદયની સનાતન ચેતના છે, ચીની પ્રજાનો રાષ્ટ્રધર્મ છે. તે સામાજિક ઉત્થાન, સન્નાગરિકતા, પ્રજાકીય દૃઢતા, કર્તવ્ય અને પ્રવૃત્તિ, કુટુંબ—માનવજીવનના એકમ તરીકે, મધ્યમમાર્ગ, માતાપિતાની સેવા તથા રાષ્ટ્રોન્નતિ, વગેરે તરફ વિશેષ લક્ષ આપે છે.

# તાઓધર્મ

'જેણે તાઓનો સાક્ષાત્કાર કર્યો છે, એ સઘળા વિધિનિષેધોની પાર જઈને આત્મામાં રમમાણ રહે છે—એવો નિવૃત્તિમાર્ગ, વેદાન્તના સિદ્ધાંતને મળતો આ તાઓનો સિદ્ધાંત છે. એમ કહેવાય છે કે જ્યારે કૉન્ફ્યુશ્યસે "ઉપકારને બદલે ઉપકાર અને અપકારને બદલે ન્યાય" એમ ઉપદેશ કર્યો ત્યારે લાઓત્સેએ "ઉપકારને બદલે ઉપકાર અને અપકારને બદલે પણ ઉપકાર" એમ ઉપદેશ કર્યો."

—આચાર્યશ્રી ધ્રુવ

"આ ગ્રંથ (તાઓ–તેહ–કિંગ) ઘણો ગહન છે. તેમ છતાં પણ ઘણો સ્પષ્ટ અને સરલ લાગે છે......તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની અંતિમ શોધોને સવિશેષ અનુસરનારો આ ગ્રંથ છે"

—હેયસિંગર

# ૧ સામાન્ય સ્વરૂપ અને આદ્યસ્થાપકનું જીવન

(૧) પ્રાસ્તાવિક

(૨) સામાન્ય માહિતી (બાહ્ય અને આંતરિક સ્વરૂપ)

(૩) આદ્યસ્થાપક લાઓત્સેનું જીવન (ઈ. સ પૂ. ૬૦૪ થી ૫૧૭?)

(૪) લાઓત્સેનું ચારિત્ર્ય.

## [૧] પ્રાસ્તાવિક

કૉન્ફ્યુશ્યસ ધર્મનો અભ્યાસ પૂરો કરી હવે આપણે તાઓ ધર્મના અભ્યાસ તરફ વળીશું. મહાપુરુષો વડે સ્થપાયેલા જગતના નવ વિદ્યમાન ધર્મોમાં તાઓધર્મ એક અતિ મહત્ત્વનો ધર્મ છે. જો કે તેનો ફેલાવો તથા તેના અનુયાયીઓનું સંખ્યાબળ મર્યાદિત છે. તેમ છતાં 'તાઓ' એ વિશ્વાવ્યાપક અર્થાત્ સર્વજનીન તત્ત્વનો અર્થ, તેની ઉચ્ચ ફિલસૂફી, નૈતિક સિદ્ધાંતો અને તે ધર્મના આદ્યસ્થાપકનું નિષ્કલંક અને નિરુપદ્રવી પવિત્ર જીવન, વગેરે બાબતોને લઈને આ ધર્મનું મહત્ત્વ ઓછું આંકી શકાય નહિ. આ ધર્મ ચીનનો સૌથી જૂનો ધર્મ છે. ઉદ્ભવની દૃષ્ટિથી તે કૉન્ફ્યુશ્યસ ધર્મ કરતાં પણ પહેલો છે. અલબત્ત, ચીનની બહાર આ ધર્મથી બહુ ઓછા લોકો પરિચિત છે. ચીનમાં પણ તેને કૉન્ફ્યુશ્યસ ધર્મ જેટલી લોકપ્રિયતા વરી નથી, તેમ છતાં એક ધર્મ તરીકે તે જગતના બીજા ધર્મોની હરોળમા ઊભો રહી શકે તેટલું સત્ત્વ તેમાં જરૂર છે એ વિષે બે મત નથી.

આ ધર્મ માટે અનેકવાર પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે તે ધર્મ છે કે કેમ, અને આ પ્રશ્નના પણ વિવિધ રીતે ઉત્તર અપાય છે. ઑક્સફર્ડ યુનિવર્સિટીના ચીની ભાષા અને સાહિત્યના પ્રથમ અધ્યાપકે આ ધર્મનાં મૂળ શાસ્ત્રો વિષે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો છે:

'ઈ. સ પૂર્વે છઠ્ઠા શતકમાં રચાયેલા 'તાઓ–તેહ–કિંગ' નામના આ ધર્મના ગ્રંથમાં એવો એક પણ શબ્દ નથી કે જેમાં વહેમ અને ધર્મની ગંધ હોય.'–(લેગ, ધી રિલિજિયન્સ ઑફ ચાઈના, ૧૬૪).

## [૨] સામાન્ય માહિતી (બાહ્ય અને આંતરિક સ્વરૂપ)

આ ધર્મનો મુખ્ય ફેલાવો ચીનની ભૂમિ પર જ થયો છે પરંતુ ચીનમાં જે સમયે આ ધર્મ હતો તે સમયે એક વધુ પ્રસિદ્ધ અને અત્યંત લોકપ્રિય ધર્મ પણ હતો અને તે કૉન્ફ્યુશ્યસનો ધર્મ. આથી અનુયાયીઓની દૃષ્ટિથી જોતાં તાઓધર્મને વધુ મહત્ત્વ મળ્યું નથી. આ ધર્મના અનુયાયીઓની સંખ્યા લગભગ ૪ કરોડ ૩૦ લાખ જેટલી છે એમ કહી શકાય. આ ધર્મનો જૂજ ફેલાવો અને અનુયાયીઓનું મર્યાદિત સંખ્યાબળ ઘણાં કારણોને આભારી છે, જે આપણે હવે પછીની ચર્ચામાંથી જાણી શકીશું તથા ચર્ચાને અંતે આપણે આ ધર્મની કૉન્ફ્યુશ્યસ ધર્મ સાથે તુલના પણ કરીશું. છતાં પણ તાઓધર્મમાં નિવૃત્તિપરાયણતાના સિદ્ધાંત પર મુકાતો અતિશય ભાર, આદર્શસ્થાપકનું અતિ ત્યાગપૂર્ણ અને એકાંતપૂર્ણ એટલે કે લોકસંપર્કરહિત જીવન, 'તાઓ' નામના ગૂઢ અને ગહન તત્ત્વમાં માન્યતા, વગેરે બાબતોને લઈને તેને સામાન્ય જનતાના દૃષ્ટિબિંદુથી વધુ પ્રસિદ્ધિ મળી નથી એમ નિઃશંક કહી શકાય. અર્થાત્ તાઓધર્મ વિદ્વદ્‌ભોગ્ય છે, લોકભોગ્ય નથી. નિવૃત્તિમય આત્મોન્નતિની સાધના પર આ ધર્મનો ખાસ ઝોક છે તથા 'તાઓ' નામના પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરવાનો અતિ મહત્ત્વનો આદેશ આપી જીવન કૃતાર્થ કરવાનો આ ધર્મ ખાસ આગ્રહ રાખે છે. વિશ્વવ્યાપી 'તાઓ'નો દિવ્ય અને દિગંતવ્યાપી સિદ્ધાંત જીવનમાં ઉતારવો અને તેનો આવિષ્કાર કરવો એટલે જીવનને શુદ્ધ, શાંત, અહિંસક અને ઊર્ધ્વગામી અને કૃત્રિમતાથી પર યાને કે કુદરતમય બનાવવું. કુદરત સમી સરળતા અને નિર્બંધપણું સિદ્ધ કરી આચારવિચારનું સર્વ પ્રકારનું મિથ્યાપણું તથા કૃત્રિમતાનો ત્યાગ કરવો–નિષેધ કરવો–પ્રતિકાર કરવો. આ ઉપરાંત, નિરપેક્ષ સજ્જનતા પ્રાપ્ત કરવી એ પણ તાઓધર્મનો પ્રધાન સૂર છે, અને તે માટે સજ્જનનાં લક્ષણો કેવાં હોવાં જોઈએ તે અંગેનું યોગ્ય બયાન આ ધર્મમાં મળી રહે છે.

સર્વશ્રેષ્ઠ નીતિમય જીવન વિષે તાઓધર્મીઓ આ પ્રમાણે માને છે: 'જેઓ મારી સાથે સારી રીતે વર્તે છે તેમની સાથે હું સારી રીતે વર્તું

છું; જેઓ મારી સાથે સારી રીતે વર્તતા નથી, તેમની સાથે પણ હું સારી રીતે વર્તું છું (અને વર્તીશ પણ ખરો). આમ, સર્વને સારી રીતે વર્તવાની ફરજ પડે છે. (આ તો આંતરિક આદેશ છે, જેની વિરુદ્ધ જવું એ નિસર્ગ વિરુદ્ધ છે.) વળી જેઓ મારા પ્રત્યે શુદ્ધ ભાવ રાખે છે તેમના પ્રત્યે હું શુદ્ધ ભાવ રાખું છું; જેઓ મારા પ્રત્યે શુદ્ધ ભાવ રાખતા નથી તેમના પ્રત્યે પણ હું શુદ્ધ ભાવ રાખું છું. આમ, સર્વ પ્રત્યે પણ શુદ્ધ ભાવ રાખવો જ પડે છે.' સંક્ષેપમાં કહીએ તો તાઓધર્મ शठं प्रत्यपि सत्यम्। યા તો 'અપકાર ઉપર પણ ઉપકાર' એવા પરમોચ્ચ સિદ્ધાંતનું વહન કરતો ધર્મ છે. આજના યુગમાં આચાર્ય વિનોબા ભાવેની 'ત્યાગીને ભોગવી જાણો' (तेन त्यक्तेन भुंजिथाः—ઈશોપનિષદ) એ સૂત્રમાની શ્રદ્ધા આનું જ ઉદાહરણ છે આ સિદ્ધાંતમા જ નિરપેક્ષ સજ્જનતા રહેલી છે. કવિ 'સ્નેહરશ્મિ' આ બાબત પોતાના કાવ્યમાં આ રીતે વ્યક્ત કરે છે:

'હૈયે વડવાનલ જલે, તોયે સાગર ગાય;
હસી જાણે જગઝેર પી, સન્તન તે કહેવાય.'

ઈસુની પ્રાયશ્ચિત્ત અને ક્ષમાપનાની ફિલસૂફી પણ સર્વાંશે આવી જ છે. મહાત્મા ગાંધી, દયાનંદ સરસ્વતી, ગૌતમ બુદ્ધ, મહાવીર સ્વામી, હ. મહંમદ પયગંબર, અબ્રહામ લિંકન, રસ્કિન, ટોલ્સ્ટોય, સત્યવીર સોક્રેટીસ, અષો જરથુષ્ટ્ર, વગેરેનાં જીવનવૃત્તાંતો આ સિદ્ધાંતની સાક્ષી પૂરે છે. તેમના જીવનમાંથી જ આ સિદ્ધાંત ફલિત થાય છે અને તેને સમર્થન મળી રહે છે.

## [૩] આદ્યસ્થાપક લાઓત્ઝેનું જીવન
## (ઈ. સ. પૂર્વે ૬૦૪ થી ૫૨૭?)

હવે આપણે આ ધર્મના આદ્યસ્થાપક લાઓત્ઝેની જીવનઝરમર જોઈશું. લાઓત્ઝેના જીવનની બહુ જ ઓછી હકીકતો આપણને સુલભ છે. તથા તેમાંય કેટલીક ચમત્કારિક વાતોથી તે હકીકતો ભરપૂર છે. તેમ છતાં તેમની સિદ્ધિઓ અને સાધના તથા ઉપદેશનું મહત્ત્વ સમજવા માટે તેમના જીવન તરફ જરૂરી લક્ષ આપીશું.

મહાત્મા લાઓત્ઝેનો જન્મ મધ્ય ચીનના હોનાન વિભાગમાં થયો હતો. તેઓ કોન્ફ્યુશ્યસથી લગભગ પચાસ વર્ષ મોટા હતા. લાઓત્ઝે ચીનના કોન્ફ્યુશ્યસ, હિંદુસ્તાનના બુદ્ધ તથા મહાવીર અને એકઝાઈલના જેરેમિયાહ,

એઝેકિયલ, ઈસાઈઆહ, વગેરે જેવા મહાન યહૂદી સંતોના સમકાલીન હતા. લાઓત્ઝેનો અર્થ થાય છે 'જ્ઞાની બાળક' યા 'વૃદ્ધ કુમાર.' કહેવાય છે કે, તેમના જન્મસમયે તેમના વાળ વૃદ્ધ માનવીની માફક સફેદ હતા. વળી એક ચમત્કાર એમ સૂચવે છે કે તેઓ તેમના જન્મ પહેલાં તેમની માતાના ગર્ભમા ૭૨ યા ૮૧ વર્ષ સુધી રહ્યા હતા. ચમત્કાર ગમે તે સૂચવે પણ એક વાત સ્પષ્ટ છે કે, તેઓ સામાન્ય કુટુંબમાં જન્મ્યા હોવા છતાં પરમજ્ઞાની અને ચિંતનશીલ હતા. (ધર્મમાં આવી કેટલીક ચમત્કારિક અને બુદ્ધિહીન વિગતો જોવા મળે છે, જેમાં સમગ્ર માનવજાતની લાચારી છે.) તેઓ દીનતા અને નમ્રતાની મૂર્તિ સમા હતા. તેમને પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિ અને એકાંત વધુ પ્રિય હતાં.

તેમનો વ્યવસાય ચાઉ નામના શહેનશાહના રાજ્યમાં દફતરદાર તરીકે કામ કરવાનો હતો. આવા સરકારી હોદ્દા દરમિયાન તેમનાં ચિંતન અને ધર્માભ્યાસ સવિશેષ ચાલતાં. તેમને ધર્મની ચર્ચા કરવામાં તથા બીજાઓને ધર્મજ્ઞાન આપવામા ખાસ રુચિ હતી. કહેવાય છે કે, યુવાન કૉન્ફ્યુશ્યસ તેમની પ્રતિષ્ઠા સાંભળીને એક વાર તેમને મળવા આવ્યા હતા, ત્યારે લાઓત્ઝેએ તેમને સારો એવો ઠપકો આપ્યો હતો. તેમણે કૉન્ફ્યુશ્યસને કહ્યું હતું કે, સમાજસુધારણા કરતાં પહેલાં તમારી પોતાની જાતને જ સુધારો. લાઓત્ઝે પોતે નિવૃત્તિમય જીવનના હિમાયતી હોવાથી કૉન્ફ્યુશ્યસની દૃષ્ટિથી તે કલ્પનાસૃષ્ટિમાં રાચનાર લાગ્યા હશે, જ્યારે લાઓત્ઝેને મન કૉન્ફ્યુશ્યસ બધી જ પ્રવૃત્તિઓમાં રસ લેનાર (માથું મારનાર?) ધાંધલિયા માણસ જેવા લાગ્યા હશે. ચીનના આ બન્ને સમકાલીન મહાપુરુષોની જીવન જીવવાની રીતો સાચે જ જુદી હતી; તેઓ બન્નેમાં રુચિભેદ તો હતો જ, વધારામા વિચારસરણીની પણ અધિક ભિન્નતા હતી જ.

## [૪] લાઓત્ઝેનું ચારિત્ર્ય

મહાત્મા લાઓત્ઝે સામાજિક પ્રસિદ્ધિ કે ખ્યાતિ વિષે હમેશાં ઉદાસ રહેતા. તેમણે વૈયક્તિક સદાચાર અને નિવૃત્તિમય આત્મોન્નતિની સાધના પર જ વિશેષ ભાર મૂક્યો હતો. તેમનો સ્વભાવ જ એવો હતો કે જેથી તે બીજાની આંખેમાં આવ્યા સિવાય પોતાની આધ્યાત્મિક સાધના કરી શકતા. એક ઉચ્ચ પુરુષને છાજે તેવું તેમનું ચારિત્ર્ય હતું અને જીવન જીવવાની રીતો પણ એટલી જ પવિત્ર અને નીતિમય હતી તેઓ પરમ

તત્ત્વ વિષે અપાર જ્ઞાન ધરાવતા, એટલું જ નહિ, પણ આત્મકલ્યાણનો માર્ગ પણ જાણતા હતા અને તેથી જ તેમણે સમાજના ઉત્કર્ષમાં વધુ રસ લીધા વિના વ્યક્તિનું પરમ કલ્યાણ કેમ થઈ શકે તે જ વિચાર્યું છે. તેમને ઘણુખરું લોકોને ઉપદેશ આપી સુધારવામાં રુચિ ન હતી. તેમના ઉદાત્ત ચારિત્ર્યની કદર રૂપે ચીનની ભાવુક પ્રજાએ તેમનું પૂજન પણ શરૂ કર્યું. તેમને ચીનમાં 'મૌક્તિક સમ્રાટ' કહે છે. ચીની લોકોએ તેમને દેવ તરીકે માની ત્રિમૂર્તિમાં પણ સ્થાન આપ્યું.

તેઓ હમેશા પોતાની જાત માટે હલકો અભિપ્રાય આપતા અર્થાત્ તેઓ નિરહંકારી હતા. આમ છતાં તેઓ કેટલીક વાર એમ કહેતા કે, મારી પાસે ત્રણ ઉમદા ચીજો છે: દયા, કરકસર અને દીનતા (નમ્રતા). તેમણે ઉપદેશેલા નિરપેક્ષ સજ્જનતાના સિદ્ધાંત દ્વારા તેમના ચારિત્ર્યની આપણને યોગ્ય પ્રતીતિ થાય છે. વિલાપી કવિ કલાપીની જેમ તેઓ પણ માનતા કે 'નથી અંહિ વેરનું વેર લેવું, પણ રૂડું સ્નેહનું દર્દ રહેવું.' તેઓ એમ માનતા કે, આપણું બૂરું કરનારનું પણ આપણે તો ભલું જ કરવું જોઈએ. કવિ સુંદરમ્ પણ પોતાની એક કાવ્યપંક્તિમાં આવું જ કહે છે:

> 'હણો ના પાપીને, દ્વિગુણ થાશે પાપ જગના;
> લડો પાપો સામે, વિમલ દિલના ગુપ્ત બળથી.'

અર્થાત્ પાપી યા અપરાધીને હણવો ન જોઈએ. પરંતુ ઔદાર્યથી-વિમલ દિલના ગુપ્ત બળથી (સ્નેહ અને ક્ષમાપનાથી) તેને સુધારવો જોઈએ. પાપો સામે લડો, પાપી સામે નહિ. શું આ જ કવિએ અન્યત્ર નથી કહ્યું 'જગની સર્વ કડીઓમાં સ્નેહની સર્વથી વડી!'

આવા સાત્ત્વિક પ્રકૃતિના આ મહાપુરુષે સ્વેચ્છાએ જાહેર જીવનનો ત્યાગ કર્યો. તેમણે ધાર્યું હોત તો રાજખટપટનો સામનો કરી શક્યા હોત, પરંતુ નિવૃત્તિમય અને નિઃસ્પૃહી જીવનના પ્રખર હિમાયતી હોઈ તે રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા. આખરે નિવૃત્ત થયા બાદ યિન-હી નામના જકાતખાતાના અધિકારીની વિનંતીને માન આપીને એક ધર્મપુસ્તક લખ્યું, જે 'તાઓ-તેહ-કિંગ'ને નામે પ્રસિદ્ધ થયું ત્યાર બાદ તેઓ મહિષી પર સવાર થઈ પશ્ચિમ દિશામાં ચાલ્યા ગયા. પછી તેમનું શું થયું તે જાણવા મળતું નથી. તે ક્યારે અને ક્યા મૃત્યુ પામ્યા તે કોઈ જાણતું નથી.

૨

# તાઓધર્મના સિદ્ધાંતો
તથા
# માન્યતાઓ

(૧) લાઓત્સેનો મુખ્ય ઉપદેશ (તાઓધર્મના સિદ્ધાંતો)

(अ) નિવૃત્તિપરાયણતાનો સિદ્ધાંત

(ब) પ્રેમ અને અહિંસાનો સિદ્ધાંત

(क) ત્યાગ અને કરકસરનો સિદ્ધાંત

(ड) અહંકારનાશ અને નમ્રતાનો સિદ્ધાંત

(इ) આત્મ શાસનનો સિદ્ધાત

(૨) આચાર્યશ્રી ધ્રુવનો મત

(૩) તાઓધર્મની કેટલીક માન્યતાઓ

## [૧] લાઓત્સેનો મુખ્ય ઉપદેશ (તાઓધર્મના સિદ્ધાંતો)

આ પ્રકરણમાં આપણે લાઓત્સેના ઉપદેશની મુખ્ય બાબતો જોઈશું. સર્વ પ્રથમ આપણે એક જ વાત ધ્યાનમાં લઈશું કે તેમનું જીવન જ એક મહાન ઉપદેશ સમું હતું. તેઓ સાચે જ બીજાને માટે દાખલારૂપ હતા, તેમ છતાં તેમણે જે કાંઈ બોધ લોકો સમક્ષ રજૂ કર્યો છે, તે જાણવા માટે આ ધર્મના મુખ્ય સિદ્ધાંતો આપણે જોઈએ.

### (अ) નિવૃત્તિપરાયણતાનો સિદ્ધાંત

પ્રત્યેક માનવીએ અહંકારને સંપૂર્ણપણે કાબૂમાં રાખી દિવ્ય તત્ત્વની શોધ કરવી જોઈએ. આ માટે નિર્મોહી અને અનાસક્ત થવું આવશ્યક છે. લાઓત્સેને પહેલેથી જ અતિપ્રવૃત્તિ ભયપ્રદ લાગતી, તેથી તેમણે નિવૃત્તિ-પરાયણતાનો ખાસ અનુરોધ કર્યો છે. નિવૃત્તિપરાયણતાનો સિદ્ધાંત ખાસ આ ધર્મમાં 'વુ-વાઈ'ના સિદ્ધાંત તરીકે જાણીતો છે. તેનો અર્થ થાય છે 'કંઈ પણ કરો નહિ.' આ સિદ્ધાંતનો અર્થ એ નથી કે, માનવજીવનમાં

કંઈ જ કરવાની જરૂર નથી, પરંતુ તેનો આશય એટલો જ કે સંતોષ રાખી કોઈ પણ પ્રકારના બંધન કે લપમાં ન પડવું. સર્વ સંતાપમાંથી અને જંજાળોમાથી મુક્ત થવું. સર્ર પ્રકારની આસક્તિનો ત્યાગ કરવો. આ સિદ્ધાંતને હિંદુધર્મના યોગદર્શનમાં વ્યક્ત થતા 'ચિત્તવૃત્તિનિરોધ'ના આદેશ સાથે તથા ભગવદ્‌ગીતાની 'કર્મસંન્યાસ'ની ભાવના સાથે સરખાવી શકાય.

## (ख) પ્રેમ અને અહિંસાનો સિદ્ધાંત

આ ધર્મ માને છે કે, 'અવેરે જ શમે વેર, ન શમે વેર વેરથી.' બીજા શબ્દોમાં કહીએ તો પ્રેમથી જ વેર શમે છે, વેરઝેરથી નહિ. લાઓત્ઝેએ પોતે પણ સાર્વત્રિક પ્રેમ અને અહિંસાનો સિદ્ધાંત ઉપદેશ્યો છે; કારણ કે આ બંને સદ્‌ગુણો નિરપેક્ષ સજ્જનતાના પાયારૂપ છે. નિરપેક્ષ સજ્જનતાની અત્યાર સુધી આપણે ઠીક ચર્ચા કરી છે. લાઓત્ઝેએ કહ્યું હતું કે, કોઈ માનવી નિર્દય, તુચ્છ અને પાપી હોય તોપણ તેને કેવી રીતે ધુત્કારી શકાય? શું સજા કર્યા સિવાય તેને સન્માર્ગે વાળી શકાય નહિ? (પાપીને સજા કરવાથી દુષ્કૃત્યો બેવડાય છે; એક પાપ તેણે કર્યું તે અને બીજું તેને સજા કરવાથી થાય છે તે.) શું તિરસ્કાર કે સજાથી અપરાધી માણસ અપરાધ કરતો અટકશે? હરગિજ નહિ. માટે જ તેના અપરાધોને ઉદાર દિલે માફી આપવી જોઈએ. અલબત્ત, આચારશાસ્ત્રના આદર્શ સિદ્ધાંત તરીકે આ સિદ્ધાંત શ્રેષ્ઠ છે, પરંતુ વ્યવહારમાં તેનો અમલ અશક્ય છે.

## (क) ત્યાગ અને કરકસરનો સિદ્ધાંત

મહાત્મા લાઓત્ઝેને ત્યાગભાવની અને કરકસરવૃત્તિમાં ખૂબ જ વિશ્વાસ હતો. તેઓ માનતા કે, આ બે ગુણો માનવીને ઉદાર, અપરિગ્રહી અને લોભમાંથી મુક્ત રાખે છે અને એ રીતે પરમતત્ત્વની નજીક પહોંચવા માટેના જરૂરી ગુણો કેળવાય છે. જે ત્યાગ કરી શકે છે તે જ મહાન છે; જે કરકસર કરી શકે તેનામાં જ ઔચિત્યનું ભાન અને વિવેક રહેલાં છે. આ ઉપરાંત, લાઓત્ઝેએ 'સાદું જીવન અને ઉચ્ચ વિચારો' (Plain living and High thinking)નો સિદ્ધાંત પણ ઉપદેશ્યો હતો. તેઓ માનતા કે, જીવનનું પરમ શ્રેય સાદાઈમા છે. 'સાદા રહો ,અને સદા સુખી રહો' એ મત મુજબ જરૂરિયાતો, નિભાવખર્ચ, વગેરે મર્યાદિત યા ખપ-પૂરતાં કરી ઉમદા વિચારો સેવવા એ જ સાચી મૂડી છે. આવા જ સંજોગોમાં જીવન વ્યતીત કરવું માનવી માટે ઇષ્ટ છે, એમ તેમનું કહેવું છે. આ રીતે

લાઓત્ઝેએ લોભ, ઉડાઉપણું, સંગ્રહવૃત્તિ, વગેરેને સખત રીતે વખોડી કાઢ્યાં છે. વળી રાજાએ પણ અતિશય કરભારણ નીચે લોકોને દબાવી નહી દેતાં મોજશોખ પાછળ પૈસાનો દુર્વ્યય ન કરતાં સાદાઈ ધારણ કરવી જોઈએ, જેને પરિણામે લોકોનું ગુનાહીય માનસ સુધરશે. આવા રાજ્યમાં મારામારી, ચોરી, લૂંટફાટ, ભીખ, ઇત્યાદિ અનિષ્ટો નહીં હોય.

## (ઙ) અહંકારનાશ અને નમ્રતાનો સિદ્ધાંત

આ ધર્મની ત્રિવિધ વિશિષ્ટતામાં જ આ સિદ્ધાંત આવી જાય છે. બાકીની બે વિશિષ્ટતાઓ છે નિવૃત્તિપરાયણતા અને પરમ તત્ત્વ તાઓની શોધ. લાઓત્ઝેએ ઉપદેશેલી દીનતાનો અર્થ લઘુતાગ્રંથિ નથી કે નથી તે કોઈ નિરાશામય કે ચિંતામય સ્થિતિના પરિણામરૂપ. પરંતુ પરમ તત્ત્વને શોધવા માટેની એકમાત્ર આવશ્યક મનોવૃત્તિ છે. આથી જ લાઓત્ઝે એમ કહેતા કે જે હમેશાં પાછળ રહેનાર છે, તે જ સૌની આગળ નીકળી ગયો છે અર્થાત્ જે નિરભિમાની છે તે જ સૌથી ઊંચો છે. વળી જે બીજાને પરાજિત કરે છે તે પરાજય પામેલા કરતાં સબળ છે, પરંતુ જેણે પોતાની જાતને નાથી છે, જે પોતાની જાતને પોતાને આધીન કરે છે તે સૌથી વધુ સમર્થ છે. આ અહંકારનાશની વૃત્તિ પાછળ 'આત્મવિજયની ભાવના' રહેલી છે. ભગવદ્ગીતા પણ મોહ, અહંકાર, વગેરેને જીતવાનો અનુરોધ કરે છે. આ સામાન્ય છતાં મહાન આદર્શ એ તાઓધર્મની વિશિષ્ટતા છે. તાઓધર્મની આવી કેટલીક બાબતોનો અનુરોધ ગીતામાં પણ થયેલો છે. ગીતામાં પણ આવા સમાંતરિત વિચારપ્રવાહો મળી આવે છે.

## (ચ) આત્મશાસનનો સિદ્ધાંત

મહાત્મા લાઓત્ઝેને બાહ્ય શાસન કરતાં આત્મશાસન યા આંતરિક શાસનમાં વધુ શ્રદ્ધા હતી. તેઓ એમ પણ માનતા કે, સમાજ પર રાજ્યનો અંકુશ ન હોવો જોઈએ અર્થાત્ અરાજકતા હોવી જોઈએ (વિપરીત અર્થમાં નહીં); કારણ કે વધુ મજબૂત શાસન અને કડક કાયદાઓ માનવીનું ચારિત્ર્ય બગાડે છે અને પરિણામે વધુ પડતી રોકટોકને લઈ ને ચોરી, ખૂન, છેતરપિંડી, લૂંટફાટ, મારામારી, વગેરે અનિષ્ટોને ઉત્તેજન મળે છે. જેમ માનવી પર વધુ નિયંત્રણો તેમ તે વધુ પામર અને અનૈતિક બનતો જાય છે. આથી જ લાઓત્ઝેએ કડક સજા, દેહાંતદંડ, વગેરેને ખુલ્લેખુલ્લાં વખોડી કાઢ્યાં છે. જો રાજ્યની સત્તા કે કાયદા અનુસાર માનવીને નીતિમાન બનાવી શકાતો હોત

તો શું જોઈતું હતું ? નીતિમાન બનવા માટે આંતરિક સત્ત્વનો વિકાસ અને સદ્ગુણોનું અનુશીલન–ટૂંકમાં પોતાની જાતને ઓળખી પોતે જ પોતાના પર શાસન કરવું જરૂરી છે

## [૨] આચાર્યશ્રી ધ્રુવનો મત

સંક્ષેપમાં આચાર્યશ્રી ધ્રુવના શબ્દોમાં કહીએ તો, તાઓનો સિદ્ધાંત આ છે : 'જેણે તાઓનો સાક્ષાત્કાર કર્યો છે, એ સઘળા વિધિનિષેધોની પાર જઈ આત્મામાં રમમાણ રહે છે–એવો, નિવૃત્તિમાર્ગી, વેદાન્તના સિદ્ધાંતને મળતો આ તાઓનો સિદ્ધાંત છે. એમ કહેવાય છે કે જ્યારે કોન્ફ્યુશ્યસે 'ઉપકારને બદલે ઉપકાર અને અપકારને બદલે ન્યાય' એમ ઉપદેશ કર્યો, ત્યારે લાઓત્સેએ 'ઉપકારને બદલે ઉપકાર અને અપકારને બદલે પણ ઉપકાર 'એમ ઉપદેશ કર્યો.' (ધર્મવર્ણન, ૨૬૦)

તાઓધર્મના સિદ્ધાંતો જોયા બાદ આ જ વિદ્વાને પોતાના પુસ્તક 'ધર્મવર્ણન'માં રજૂ કરેલી ચાર મહત્ત્વની માન્યતાઓ તાઓધર્મની વિશિષ્ટતાની ઝાંખીરૂપે જોઈએ. આ માન્યતાઓ નીચે મુજબ છે, જે પ્રમાણમાં સાદી છે છતાં તેમાં ઘણું જ અર્થગાંભીર્ય રહેલું છે.

(૧) જ્યારે પૃથ્વી પર તાઓનો અમલ થશે ત્યારે ઘોડાઓનો ઉપયોગ ખેતીમાં થશે; તાઓનો અમલ નહિ હોય ત્યારે ખેતરોના ઘોડા લડાઈ માટે તૈયાર કરવામાં આવશે. (૨) ભપકાદાર ઝભ્ભા પહેરવા, ચકમકતી તરવારો બાંધવી, ખાવાપીવામા શોખીન થવું, માલમિલકત ખૂબ એકઠી કરવી–એને હું લૂટ કહું છું; એ તાઓ (પ્રભુનો માર્ગ) નથી. (૩) ત્રણ ચીજોને હું સૌથી કીમતી ગણું છું : કોમળતા, કરકસર અને નમ્રતા. કોમળ થશો તો બહાદુર થઈ શકશો, કરકસરી થશો તો ઉદાર થઈ શકશો, નમ્ર થશો તો મનુષ્યમાં અગ્રણી થશો. (૪) ભલા પ્રત્યે હું ભલો થઈશ, ભૂંડા પ્રત્યે પણ ભલો થઈશ–જેથી ભૂંડો પણ ભલો થાય.

## [૩] તાઓધર્મની કેટલીક માન્યતાઓ

તાઓધર્મના સિદ્ધાંતો જોયા બાદ હવે આપણે કેટલીક માન્યતાઓ સંક્ષેપમાં જોઈશું, જે નીચે મુજબ છે : (૧) જેને નદીના જળપ્રવાહને શુદ્ધ કરવાનું કામ આવડે છે, તે નદીના મૂળને જ શુદ્ધ કરવાની શરૂઆત કરે છે. જેને કોઈ પણ ક્રિયાનો અંત શુદ્ધ કરવો છે તેણે પ્રથમ તેના આરંભને જ

શુદ્ધ કરવા પ્રયત્ન કરવો. (અંગ્રેજીમાં પણ કંઈક આ મતલબનું એક કથન છે: Well begun is half done.) (૨) નુકસાન થયું હોય તેનો બદલો દયાથી વાળવો. (૩) એકાન્તમાં અજ્ઞાત અવસ્થામાં રહેવાથી મોક્ષને માર્ગે જવાય છે. (૪) માબાપના દોષો પ્રગટ કરવા નહિ. (૫) સત્ય અને અસત્યનો ગોટાળો કરવો નહિ. (૬) અર્પણ કરેલી વસ્તુ પાછળ ખેદ કરવો નહિ. (૭) સજ્જન પુરુષને બધા જ માન આપે છે, દેવ તેને બચાવે છે, લાભ અને સુખ તેની પાછળ દોડે છે, અનિષ્ટો તેનાથી દૂર ભાગે છે, તે જે કામ હાથમાં લે છે તેમાં તેને સફળતા જ મળે છે તથા તેને અમર થવાની આશા હોય છે. (૮) શાન્ત અને નિષ્ક્રિય રહેવામાં સાચો વિજય છે. (૯) સાધુ-પુરુષ સર્વ પદાર્થો પ્રત્યે ઉદાસ રહે છે. (૧૦) મહત્ત્વાકાંક્ષા રાખવી એ જ પાપનું મૂળ છે. તત્કાલીન સ્થિતિથી અસંતોષ જેવું કોઈ દુઃખ નથી. બીજી વસ્તુઓ મેળવવાની વાછના એ જ અપરાધનું મૂળ છે. તેથી 'સંતોષ' એ જ મહાસુખ છે. (૧૧) 'સંત એ પાપાત્માનો શિક્ષક છે; પાપાત્મા એ સંતનું કાર્યક્ષેત્ર છે. જો એક પોતાના શિક્ષકની કિંમત ન સમજે અને બીજો પોતાના કાર્યક્ષેત્રને ન ચાહે તો બન્ને ભૂલે છે.'

૩

# 'તાઓ'નો અર્થ અને તાઓધર્મનું સાહિત્ય

(૧) 'તાઓ' એટલે શું ? (વિવિધ અર્થો)
(૨) 'તાઓ' અંગેની ભાવના
(૩) તાઓધર્મનું સાહિત્ય
    (અ) તાઓ-તેહ-કિંગ
    (બ) તાઈશાંગ-કાંગ-ચિંગ-પિયેન

## [૧] 'તાઓ' એટલે શું ? (વિવિધ અર્થો)

તાઓધર્મની કેટલીક માન્યતાઓ જોયા પછી 'તાઓ' એટલે શું તે મહત્ત્વનો પ્રશ્ન ચર્ચવો જોઈએ. અત્રે આપણે 'તાઓ'ના વિવિધ અર્થો તપાસી તે અંગેની વ્યાપક ભાવના વિષે અભ્યાસ કરીશું.

'તાઓ' એ મૂળ ચીની ભાષાનો શબ્દ છે, જેનો અર્થ 'માર્ગ' અથવા 'રસ્તો' (Way or Path) થાય છે પરમોચ્ચ તત્ત્વને પ્રાપ્ત કરવાનો રસ્તો તે તાઓ. ક્યારેક આ શબ્દનો અર્થ 'આચારનો નિયમ' એ રીતે કરવામાં આવે છે, તો કેટલીક વાર 'ગૂઢ તત્ત્વ', 'પ્રકૃતિમાં રહેલું પરમોચ્ચ તત્ત્વ', વગેરે પણ કરવામાં આવે છે. આ શબ્દ મૂળ (Tien) 'તાએન' શબ્દમાંથી ઊતરી આવ્યો છે, જેનો અર્થ થાય છે 'મહાન શક્તિશાળી-ઐશ્વર્યવાન ઈશ' પ્રકૃતિની વિવિધ ઘટનાઓનું શાસન કરનાર જે નિયમો છે અને જે 'વિશ્વાત્મા' છે તેને 'તાએન તાઓ' (Tien Tao) કહે છે ટૂંકમાં, 'તાએન તાઓ' એટલે 'ઈશનો માર્ગ' (Way of Heaven) ઘણુંખરું તાઓ એ ગૂઢ તત્ત્વ હોવાથી તેનો કોઈ નિશ્ચિત અને ચોક્કસ અર્થ કરી શકાતો નથી પરંતુ તેને હિંદુધર્મના 'બ્રહ્મ' સાથે તો અમુક અર્થમાં વેદના 'ઋત' (Moral Order) સાથે તો ક્યારેક ગીતાના 'વિભૂતિ' શબ્દ સાથે સરખાવી શકાય. લાઓત્ઝે પોતે ક્યારેક તે

શબ્દને તેના મૂળ અર્થમાં (માર્ગ અથવા ધોરી માર્ગ: Great Way) પ્રયોજે છે.

ટૂંકમાં, 'તાઓ' શબ્દ પ્રથમ 'તાએન' (ઈશ)માંથી 'તાએન તાઓ' (ઈશનો માર્ગ) અને તેમાંથી 'તા–તાઓ' (ધોરી માર્ગ) અને અંતે 'તા' વિશેષણનો લોપ થતાં ફક્ત 'તાઓ' તરીકે બાકી રહ્યો.

હવે આપણે 'તાઓ'ના સૂચવેલા વિવિધ અર્થો જોઈએ:

(૧) પવિત્ર અથવા ઉચ્ચોચ્ચ માર્ગ યા દિવ્ય પંથ–પરમ તત્ત્વ યા અંતિમ સત્યને પામવાનો રસ્તો.

(૨) ઉદાત્ત અને સૂક્ષ્મ તત્ત્વ કે જે નિત્ય, શુદ્ધ, બુદ્ધ (પ્રજ્ઞાસ્વરૂપ) અને મુક્ત છે, અવ્યક્ત અને અજન્મા છે; અમૂર્ત, અંતિમ અને અનંત છે.

(૩) પ્રજાપાલક (ઈશ્વરી) તત્ત્વ Providence (પાર્કરના મતાનુસાર).

(૪) નીતિને લગતો ઉચ્ચ સિદ્ધાંત જે સનાતન તથા સંપૂર્ણ છે.

(૫) સર્વોપરી તત્ત્વ Supreme Being (ફ્રેંચ વિદ્વાન રે મુસતના મતાનુસાર).

(૬) પ્રજ્ઞાસ્વરૂપ તત્ત્વ Reason or Logos (કૅરસના મતાનુસાર).

(૭) ઈશ્વર (God) (અલેક્ઝાન્ડરના મતાનુસાર).

આ તાઓ તત્ત્વ અગમ્ય, ગૂઢ, ગહન અને અનિર્વચનીય (અવર્ણનીય) છે. તે નિત્યપદાર્થ છે–મૌનરૂપ છે. અનાદિ, અનંત તથા અજન્મા છે. વળી તે અવિનાશી અને અદ્વિતીય છે. હિંદુ તત્ત્વજ્ઞાનના 'બ્રહ્મ' તથા પાશ્ચાત્ય દર્શનના 'Absolute' (નિરપેક્ષ તત્ત્વ) સાથે તેની તુલના થઈ શકે. ઘણા તેને 'First Cause' યા પ્રાથમિક કારણ (સર્વ પદાર્થોનું આદિમૂળ) તરીકે પણ ગણે છે. 'તાઓ' માત્ર પ્રાકૃતિક તત્ત્વ યા ભૌતિક તત્ત્વ નથી, પરંતુ આધ્યાત્મિક–પારમાર્થિક તત્ત્વ છે. તે ચોક્કસ શું છે તે કહેવું મુશ્કેલ હોવાથી 'નેતિ નેતિ' દ્વારા જ વર્ણવી શકાય. તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે અને મહાનથી અધિક મહાન છે. તે દૂરથી પણ દૂર છે અને પાસેનાથી પણ પાસે છે. આવાં પરસ્પરવિરોધી વિશેષણો (દ્વન્દ્વાત્મક શબ્દો) તાઓની મહત્તા સૂચવવા પર્યાપ્ત છે.

ઉપરનું લખાણ જોતાં સ્વાભાવિક રીતે જ એમ લાગે કે, તાઓધર્મ ધર્મ છે કે ફિલસૂફી? કેટલાક વિદ્વાનો તો એમ માને છે કે તાઓધર્મનું

તત્ત્વજ્ઞાનમાં જ ક્રમિક પરિવર્તન થતું ગયું છે; તેથી તેને ધર્મ પણ ભાગ્યે જ કહી શકાય એમ લાગે છે.

આ પ્રમાણે 'તાઓ' શબ્દનો મૂળ અર્થ માર્ગ થાય છે. આ મૂળ અર્થમાંથી ઓછામાં ઓછા ત્રણ જુદા અર્થો કાળક્રમે નીકળી આવ્યા છે: જેમ કે (૧) જગતની નૈતિક અને ભૌતિક વ્યવસ્થા. (૨) તર્ક, સત્ય અને સિદ્ધાંતનો માર્ગ, (૩) શુદ્ધ સદ્‌ગુણનો માર્ગ અથવા દેવોએ સ્વીકારેલો અને અનુસરેલો જીવનનો સત્ય માર્ગ. જ્યારે 'તાઓ' શબ્દ ખરેખરા પારિભાષિક અર્થમાં વપરાય છે, ત્યારે તેનો અર્થ તત્ત્વજ્ઞાનનું એક અજોડ તત્ત્વ યા ધર્મનું પરમ તત્ત્વ થાય છે.

## [૨] 'તાઓ' અંગેની ભાવના

આ 'તાઓ' અથવા પરમ તત્ત્વ વિષેની ભાવના નીચે મુજબ છે: 'પ્રારંભમાં તાઓ હતો તે પ્રભુની સાથે હતો અને તે પોતે જ પ્રભુ હતો.' 'તે કોનો પુત્ર છે તેની મને ખબર નથી. ઈશ્વરની પહેલાં હશે એમ પણ કદાચ લાગે.' ('સેક્રેડ બુક્સ ઑફ ધી ઇસ્ટ' મુજબ) તાઓ બધા પદાર્થના અધિષ્ઠાનરૂપે (બધા પદાર્થોને ટકાવી રાખનાર એક મોટા કારણરૂપે) છે. તે કોઈ પણ પ્રકારનો ડોળ રાખ્યા વગર સર્વ પદાર્થોને ઉત્પન્ન કરનાર અને ટકાવી રાખનાર છે. વળી તે મૂળભૂત, આરંભકાળનું, આકાશ અને પૃથ્વીની પહેલાંનું, અંતિમ, નિરાકાર, શાન્ત, નામરહિત અને અવિકારી તત્ત્વ પણ છે. જો કે વસ્તુતઃ તાઓ–તેહ–કિંગ મુજબ તે નિષ્ક્રિય અને અવર્ણનીય છે. આ 'તાઓ' સર્વવ્યાપક, ઢોંગ વગરનું તથા સાક્ષાત્કાર દ્વારા જ પ્રતીત થાય તેવું તત્ત્વ છે જેની પાસે આ તત્ત્વ હોય તે બહુ કાળ સુધી જીવી શકે છે. આ તાઓ જાણે બધાના પિતા જેવો છે. વળી માતાના જેવો પણ ખરો. તેનું જ્ઞાન પ્રાપ્ત કરનારને તે પૃથ્વીમા સૌથી ઉત્તમ બનાવે છે. તે જ્ઞાતાને ચિરંજીવ તથા તેના દેહને અમર બનાવે છે તથા વજ્ર જેવો કઠણ અને અભય બનાવે છે, વગેરે.

## [૩] તાઓધર્મનું સાહિત્ય

### (અ) તાઓ–તેહ–કિંગ

'તાઓ' અંગેની વ્યાપક ચર્ચા કર્યા બાદ હવે આપણે આ ધર્મના સાહિત્યનો અભ્યાસ કરીશું. આ ધર્મના મુખ્ય ગ્રંથનું નામ 'તાઓ–તેહ–

'કિંગ' છે. આ ગ્રંથના કર્તા કોણ છે તે હજુ પણ એક પ્રશ્ન છે, જેનો જવાબ આપી શકાય એમ નથી. પ્રો. ગાઇલ્સ માને છે કે, લાઓત્ઝે નામના તત્ત્વવેત્તા ઈ. સ. પૂર્વે ૬૦૪ થી ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાના અંત સુધી હયાત હતા. ચાઉ નામના શહેનશાહના રાજ્યમાં દફતરના રક્ષક હતા તથા તેમણે ૫૦૦૦ શબ્દોનો ઉપરોક્ત ગ્રંથ લખ્યો અને પછી મહિષી પર સવાર થઈ પશ્ચિમ દિશામાં અદૃશ્ય થઈ ગયા, વગેરે...તેમના જીવનની આ પ્રચલિત હકીકત કેવળ દંતકથા છે અને તે ઐતિહાસિક સત્ય નથી માટે ગ્રાહ્ય નથી. પરંતુ સામાન્યતઃ જે માન્યતા પ્રચલિત છે તે સાવ જુદી જ છે. ઘણાં માને છે કે આ ગ્રંથ ખુદ પોતે–સ્વહસ્તે જ લખ્યો છે.

હવે આપણે આ ગ્રંથના વિવિધ અર્થો જોઈએ. આ ગ્રંથમાં જુદા જુદા વિદ્વાન ભાષાંતરકારોએ જુદા જુદા અર્થો સૂચવ્યા છે જે નિમ્નલિખિત છે:

(૧) તાઓ અને સદ્ગુણનો ગ્રંથ...(ચામર્સ)

(૨) સદ્ગુણના માર્ગનો ગ્રંથ...(ઓલ્ડ)

(૩) પરમાત્માની કૃપાનો ગ્રંથ...(પાર્કર)

(૪) પ્રકૃતિ અને તેના ધર્મોનો સિદ્ધાંત...(બાલ્ફર)

(૫) પ્રકૃતિ અને ઈશ્વરના આવિર્ભાવ વિષે વિચારો... (અલેક્ઝાન્ડર)

(૬) બુદ્ધિ અને સદ્ગુણના નિયમો... (કેરસ)

આ ગ્રંથ ઘણો સંક્ષિપ્ત છે. તેમા માત્ર ૫૦૦૦ શબ્દોનો જ સમાવેશ થાય છે અને તે બે ભાગમાં વહેંચાયેલો છે. આ ગ્રંથ માત્ર સૂત્રો અને સિદ્ધાંતો રૂપે જ લખાયો છે. તેમાં વિસ્તૃતીકરણ અને લંબાણપૂર્વક વિવેચન કરવામાં આવ્યાં નથી. તે સૂત્રાત્મક શૈલીમાં હોવાથી અસ્પષ્ટ અરુચિકર, જટિલ અને રસહીન છે તેથી પ્રાકૃતજનને સ્પર્શી શકે તેવો નથી. તેમ છતાં તેની મૌલિકતા અને ગહનતા જોતાં આંતરિક વા અભ્યંતર બાજુ જોતાં એમ લાગે છે કે તે મનુષ્યના ભેજાનો મહાન પરિપાક છે. મનુષ્યની બુદ્ધિની ઉત્તમોત્તમ કૃતિઓમાં તે સ્થાન ધરાવે છે તથા એક અનોખી અને અજોડ વિદ્વત્તાપ્રચૂર કૃતિ છે. 'તાઓ'ને કેન્દ્રમાં રાખીને જ આ ગ્રંથમાં બધું વર્ણન (?) કરવામા આવ્યું છે. 'તાઓ' અગમ્ય છે તેની પ્રતીતિ 'નેતિ નેતિ' જેવાં નકારાત્મક વિશેષણો દ્વારા જ થઈ શકે.

આવા પરમોચ્ચ તત્ત્વને જે અનુસરે છે, તે બાહ્યાડંબર કે મિથ્યા દેખાવ કર્યા સિવાય ધીર–ગંભીર, શાંત, નમ્ર અને નિરહંકારી થવા પ્રયત્ન કરે છે. આ તાઓ-તેહ-કિંગનો મુખ્ય ધ્વનિ છે.

આ ગ્રંથનું લેટિનમાં ભાષાંતર ફાધર ગ્રેમો-ટ નામના રોમન કૅથોલિક પાદરીએ ઈ. સ. ૧૭૮૮માં કર્યું હતું. યુરોપની આધુનિક ભાષામાં ફાધર રે મુસતે ૧૮૨૩માં આ ગ્રંથનું સર્વપ્રથમ ફ્રેંચ ભાષામાં ભાષાંતર કર્યું. આઈ. હેસ નામના વિદ્વાનના મતાનુસાર બાઈબલ અને આ ગ્રંથ વચ્ચે ૨૬૮ સમાનાર્થી શ્લોકો છે. ઈ. સ. પૂર્વે ૧૫૬–૧૪૦ દરમિયાન ચિંગ–તિ નામના રાજાએ તેને શિષ્ટ ગ્રંથ ગણ્યો. મિંગ-તિ (ઈ. સ. ૨૨૭–૨૩૯) નામનો રાજા પ્રધાનો સમક્ષ તેના પર વ્યાખ્યાનો આપતો તથા તે વેળા કોઈ સહેજ પણ ગેરશિસ્ત દાખવે તો તે સખત ઠપકો આપતો.

તાઓ–તેહ-કિંગ નામના ગ્રંથમાં અનેક સામાન્ય વિધાનો તથા ઉપદેશવાક્યો છે, જે અવ્યવસ્થિત રૂપમાં ગોઠવવામા આવ્યાં છે. ત્રણ પ્રકરણોમાં લાઓત્ઝેના પોતાના જીવનપ્રસંગો વર્ણવવામાં આવ્યા છે. આ ગ્રંથમાં નાનાં નાનાં ૮૧ પ્રકરણો છે.

હેયસિંગરના મતાનુસાર 'આ ગ્રંથ ઘણો ગહન છે તેમ છતાં પણ ઘણો સ્પષ્ટ અને સરળ લાગે છે......તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની અંતિમ શોધોને સવિશેષ અનુસરનારો આ ગ્રંથ છે...તેની સ્પષ્ટતા, પૃથક્કરણ પદ્ધતિ, ઉપદેશપરંપરા અને યોજના એટલી બધી સુંદર છે કે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછા છે અને પવિત્રતામાં તે તદ્દન દોષરહિત છે.

(ધી લાઈટ ઑફ ચાઈના, ધી તાઓ–તેહ–કિંગ)

રેવ. સેમ્યુઅલ જૉન્સનના અભિપ્રાય મુજબ, આ ગ્રંથ અદ્વિતીય–અજોડ છે......તે એટલો બધો ઉદાત્ત, આવશ્યક અને શાન્તિપોષક છે. તે શક્તિનું મૂળ છે. જેટલી તેની ભાવના અદ્ભુત છે તેટલી જ અદ્ભુત તેની રચના પણ છે. ગૂઢ અને સર્વને ઉપયોગી થઈ પડે તેવાં જ્ઞાન–સૂત્રોથી સભર આ ગ્રંથ છે.' (ઓરિએન્ટલ રિલિજિયન્સ ઍન્ડ ધેર રીલેશન્સ ટુ યુનિવર્સલ રિલિજિયન)

## (ઘ) તાઈશાંગ–કાંગ–યિંગ–પિયેન

આ ઉપરાંત, તાઓધર્મના અન્ય ગ્રંથનું નામ 'તાઈશાંગ–કાંગ–યિંગ પિયેન' છે, જે તાઓ–તેહ–કિંગ પછી ઘણા સમય બાદ લખાયો છે. આ

ગ્રંથનો અર્થ થાય છે 'કર્મ અને તેના ફળની ચર્ચા કરતો ગ્રંથ.' તાઓ-ધર્મના અનુયાયીઓ અને અભ્યાસીઓ એમ માને છે કે આ ગ્રંથ પણ ખૂબ જ અગત્યનો છે. તે માત્ર તાઓ–તેહ–કિંગ કરતાં જ ઊતરતો છે એટલું જ. એકંદરે તેનો ઉપદેશ ઘણો સાદો છે. છતાંય કેટલોક ભાગ નીતિ-શાસ્ત્રની દૃષ્ટિએ ખૂબ જ ઉપયોગી છે. આ ગ્રંથમાં સજ્જનનાં કેટલાંક લક્ષણો પણ વર્ણવવામાં આવ્યાં છે, જેનો બીજો નમૂનો બાઈબલમાં મળી શકે એમ છે. જો કે તેથી આ ગ્રંથ બાઈબલની તોલે ન આવી શકે, પરંતુ જગતના અન્ય વિદ્યમાન ધર્મોમાં તેનું ઘણું મહત્ત્વ આંકી શકાય. હવે આપણે આ ગ્રથમાં રજૂ કરેલાં સજ્જનનાં લક્ષણો જોઈએ. સજ્જને સર્વ પ્રત્યે પ્રેમ અને સહૃદયતા રાખવાં. પોતે સુધરવું પછી જ બીજાને સુધારવા. પરપીડન, ઈર્ષા, હાનિ, વગેરે અનિષ્ટોથી દૂર રહેવું. આડે રસ્તે ના જવું. દુઃખીની હાય ના લેવી બલ્કે તેને સહાય કરવી. અન્ય વ્યક્તિ દુઃખી હોય તો સજ્જને સુખી ના થવું. ક્રોધ, અભિમાન, છળ, કપટ, વગેરેનો ત્યાગ કરવો. કોઈના દોષ યા અવગુણો બહાર ન લાવવા તથા પોતાના ગુના છુપાવવા નહીં. ખોટાં તોલમાપ વાપરી કોઈને છેતરવા નહીં. ઉછીનું લીધેલું અચૂક પાછું આપી દેવું. નવું સાંભળી જૂનું ભૂલી ના જવું. અધર્મી યા નિર્દયને સાથ આપી પોષવો નહીં, પરંતુ તેને સુધારીને–તેનામાં સદ્‌ગુણોનુ સિંચન કરીને તારવો. ધર્મકાર્ય કરી પુણ્યપ્રાપ્તિ કરવી. સર્વ પ્રાણી પર તથા અનાથ, વિધવા, વગેરે પર દયાભાવ રાખવો અર્થાત્ 'आत्मवत् सर्वभूतेषु'નો ભાવ રાખવો. વડીલોને માન આપવું. દુષ્ટાત્મા પ્રત્યે પણ દયા લાવવી ગુણવાનો દ્વારા આનંદિત થવું. બડાઈ હાંકવી નહીં. અપમાનને ક્રોધ કર્યા વિના સહી લેવું. દાન આપી પોતે થોડું જ રાખવું. સર્વ સંતાપોમાંથી મુક્ત થઈ સંતોષ રાખવો, વગેરે.

આ સર્વ સજ્જનનાં લક્ષણો છે. આ ઉપરાંત, અન્ય કેટલીક વિગતોનો પણ આ ગ્રંથમાં ઉલ્લેખ છે, પરંતુ તે વિગતો ક્ષુલ્લક હોવાથી તથા વહેમ અને અંધશ્રદ્ધાવાન હોવાથી તેની ચર્ચા અત્રે અપ્રસ્તુત છે. ટૂંકમાં, સજ્જનનો મહિમા એ આ ગ્રંથનું મહત્ત્વનું પાસું કહી શકાય.

૪

# તાઓધર્મનો ઇતિહાસ, સંપ્રદાય, પંથો તથા અન્ય બાબતો

(૧) તાઓધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ અને તેનું પ્રચલિત સ્વરૂપ

(૨) તાઓધર્મના બે સંપ્રદાયો

(अ) ઉત્તર પ્રદેશનો પંથ

(ब) દક્ષિણ પ્રદેશનો પંથ

(૩) તાઓધર્મના પાછળથી થયેલા નેતાઓ : લીહત્ઝે તથા ક્વાંગત્ઝે

(૩) તાઓધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વો

(अ) સારા તત્ત્વો

(ब) ખામીભરેલા તત્ત્વો

(૫) કૉન્ફ્યુશ્યસ ધર્મ સાથે તુલના

આ પ્રકરણમાં આપણે તાઓધર્મના ઇતિહાસ, સંપ્રદાય, પંથો તથા અન્ય વિગતોનો ટૂંકમાં ઉલ્લેખ કરીશું.

## [૧] તાઓધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ અને તેનું પ્રચલિત સ્વરૂપ

ચડતી અને પડતી દરેક ધર્મને માટે સ્વાભાવિક ઘટના છે. તદનુસાર તાઓધર્મમાં પણ કાળક્રમે મહત્ત્વના ફેરફારો થયા છે. આપણે અત્યાર સુધીની ચર્ચા દરમિયાન એ જાણ્યું કે, તાઓધર્મ ઉચ્ચ અધ્યાત્મપૂર્ણ ધર્મ છે અને આદર્શ નીતિમત્તાની સપાટી પર રચાયેલો છે. આવા મહાન ધર્મની પણ દુર્દશા એ છે કે કાળની બલિહારીને લીધે તેની પણ માનહાનિ થઈ અને પ્રતિષ્ઠા જોખમમાં મુકાઈ. સામાન્ય લોકોએ પોતાની મર્યાદિત સમજશક્તિ અને અલ્પપાત્રતાને લઈને આ ધર્મની મહત્તાનો ઇનકાર કર્યો. આ અંગે આચાર્યશ્રી ધ્રુવ લખે છે કે : 'નવાઈ જેવું છે કે એવો ઉત્તમ ઉપદેશ

ભુલાઈ જઈ લાઓત્ઝેનું નામ જાદુ અને ખોટા વહેમો સાથે જોડાઈ ગયું.' (ધર્મવર્ણન, ૨૬૦). લોકોને મન આ ધર્મનું મહત્ત્વ જાદુ, મંત્ર–તંત્ર કે મેલી વિદ્યાથી વધુ ન હતું. જો કે લાઓત્ઝેના વધુ નિટકના શિષ્યોએ તત્ત્વજ્ઞાનની શાખાઓ સ્થાપી વ્યવસ્થિત ઉપદેશકાર્ય હાથ પર ધર્યું. તેનું સાહિત્ય પણ ઠીક ઠીક પ્રમાણમાં વધાર્યું અને વિકસાવ્યું. તેમના શિષ્યોની શાખાપ્રશાખા પણ વિકસી અને આ રીતે તાઓધર્મ માનને પાત્ર પણ બન્યો પરંતુ તાઓનો સિદ્ધાંત જ ગૂઢ અને લૌકિક દુનિયાથી ઉચ્ચતર હોવાને લઈને ઉપર વર્ણવ્યું તે મુજબ અનિષ્ટોને વર્યો. તાઓધર્મનો ઇતિહાસ લગભગ અઢી હજાર વર્ષનો છે. ચીનના કેટલાક રાજવીઓએ તેને સહાય કરી હતી છતાં તેનો વિકાસ નહિવત્ થયો છે, કારણ કે તેનો મહાન પ્રતિસ્પર્ધી (વિરોધી નહિ) ધર્મ પણ ત્યારે ત્યાં હતો જ. તાઓધર્મની અધોગતિ મુખ્યત્વે કેટલાક ધનલોલુપ અનુયાયીઓની તરકીબોને લીધે જ થઈ છે. વળી આ ધર્મમાં સુધારકો અને સહાયકો પણ બહુ ઓછા થયા છે. તાઓનું જ્ઞાન ચમત્કારિક શક્તિ આપે છે–જેવી કે અગ્નિમાંથી પસાર થવું, પાણી પર ચાલવું, પથ્થરમાં પેસી નીકળવું, વગેરે. આ ઉપરાંત, આ ધર્મના એક અગ્રણીએ અમરતાની ગોળી બનાવી પૈસા અને કીર્તિ કમાવાની પણ તરકીબ અજમાવી. આવા આકરા પ્રહારોથી અને પ્રત્યાઘાતોથી આ ધર્મ નિંદનીય ગણાવા લાગ્યો છતાં પણ મહત્તાની વાત તો એ છે કે, તેમાં સજ્જનતાનો આદર્શ પૂર્વવત્ ચાલુ જ રહ્યો હતો.

તાઓધર્મનું હાલનું સ્વરૂપ જોતાં લાગે છે કે તેની સ્થિતિ ઘણી કરુણાજનક અને ઘૃણાને પાત્ર છે. બહુ થોડા લોકોને આ ધર્મ પ્રત્યે માન અને આદર છે. અને હાલમાં તો ચીનમાં સામ્યવાદી વિચારસરણીના યુગ-પ્રભાવમાં તેની ઉમદા અસરો બિલકુલ નાબૂદ થઈ ગઈ છે–તેની અસ્મિતા તિરોહિત થઈ ગઈ છે. આ અવનતિનો વધુ ખ્યાલ નીચેનાં અવતરણો પરથી આવશે: 'સદીઓ સુધી તાઓધર્મ એ નિન્દાવાચક શબ્દ હતો. જાદુ અને કપટના પ્રયોગ સિવાય આ ધર્મમાં બીજું કોઈ વધુ નથી... રાજ્યના નીચી કોટીના માણસો પણ આ ધર્મના ઉપદેશકો થઈ ધર્મનેતા બને છે.' (એલ. ગાઈલ્સ,–ધી સેઇંગ્સ ઑફ લાઓત્ઝે. ૧૭,૧૮) 'જ્યાં સુધી દેશમાંથી તાઓધર્મને જાકારો આપવામાં નહિ આવે ત્યાં સુધી ચીનની રાજકીય, નૈતિક તથા ધાર્મિક ઉન્નતિ થવી અશક્ય છે. તે પાપ છે; અને સમગ્ર દેશમાં તે એકલું જ પાપ છે.' ('રિલિજિયન્સ ઑફ ચિશન ફીલ્ડઝ' નામના ગ્રંથમાં એચ. સી. ડુબોઝ)

## [૨] તાઓધર્મના બે સંપ્રદાયો

આધુનિક તાઓધર્મ બે શાખામાં વહેંચાયેલો છે: (૧) ઉત્તર પ્રદેશનો પંથ, (૨) દક્ષિણ પ્રદેશનો પંથ.

આમાં ઉત્તરની શાખા યોગસંપ્રદાયને મળતી આવે છે. તે ધ્યાન, ચિંતન, પ્રાણાયામ, વગેરે પર વિશેષ ભાર મૂકે છે તથા લોકો તેનો અમલ કરે તેવો ખાસ અનુરોધ કરે છે. આ શાખાની અગત્ય ઘણી જ છે, કારણ કે રાજકીય અને સામાજિક અરાજકતાના વાતાવરણમાં તે આધ્યાત્મિક ક્રિયાઓને ઉત્તેજન આપી શાંતિદાયક બની રહે છે, જ્યારે દક્ષિણની શાખા વધુ લોકપ્રિય છે અને તે જાદુ, મંત્ર-તંત્ર, કર્મકાંડ, વગેરેને વિશેષ મહત્ત્વ આપે છે તથા તે બાબતોને અમલી બનાવવા પ્રયત્ન કરે છે. અલબત્ત, તાઓ ધર્મના ઇતિહાસ અને આધુનિક સ્વરૂપને લગતી આ બધી બાબતો છેક આધુનિક ચીનને લાગુ પડતી નથી, કારણ કે હાલમાં ચીન જ્યારથી લાલ-ચીન (સામ્યવાદી) બન્યું, ત્યારથી ત્યાં ધર્મનું સ્થાન મહત્ત્વનું નથી; લગભગ તટસ્થ વલણ જ છે. તેમ છતાં એકંદરે પ્રજાની આંતરિક બાજુ તપાસતાં ચીનમાં ધર્મ સાવ તિરોહિત તો નથી જ થયો.

## [૩] તાઓધર્મના પાછળથી થયેલા નેતાઓ

આપણે અગાઉ જોઈ ગયા તેમ તાઓધર્મમાં ઘણી જ વિકૃતિઓ દાખલ થઈ હતી. આ અવનતિના સમય દરમિયાન કેટલાક ઉચ્ચ કક્ષાના નેતાઓ પણ આ ધર્મમાં થઈ ગયા. જો કે લાઓત્સેના મૃત્યુ બાદ સવાસો વર્ષ સુધી એક પણ સમર્થ નેતા થયો ન હતો. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં લીહત્સે નામક વિદ્વાન પુરુષે આ ધર્મના કેટલાક ઉત્તમ સિદ્ધાંતોનો ઉપદેશ આપી જનતા સમક્ષ સ્પષ્ટતાપૂર્વક તે આગળ ધર્યા. તેમણે શુદ્ધ ભાવ અને પ્રેમ-ભાવનાના ઉપદેશને વધુ વેગ આપ્યો તથા લોકોને તાઓ સાથેની એકતાનું મહત્ત્વ સમજાવ્યું. ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં ક્વાંગત્સે નામના વિદ્વાને લોકપ્રિય ગ્રંથો લખ્યા. તેમણે રસમય વાતોથી, કલ્પનામય સંવાદોથી, યથાર્થ વિશેષ નામોથી તથા કડક કહેવતો દ્વારા ધર્મના આદર્શો પર પ્રકાશ પાડયો અને જગત સમક્ષ તે રજૂ કર્યા. તેમના ગ્રંથોની વીસેક આવૃત્તિઓ બહાર પડી હતી અને તેમને ચીનના રાજાએ સંત તરીકે માન્ય રાખવા માટે ફરમાન કર્યું હતું.

## [૪] તાઓધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વો

અત્રે આપણે આ ધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વોની મુદ્દા રૂપે સંક્ષેપમાં સમીક્ષા કરીશું.

### (અ) સારાં તત્ત્વો

(૧) પરમ તત્ત્વ 'તાઓ' સાથે દરેક માનવીનો નિકટવર્તી સંબંધ છે એ માન્યતા. (૨) આદર્શ પુરુષે (સત્પુરુષે) દિવ્ય માર્ગે જવું એ આદેશ. (૩) 'અપકાર ઉપર પણ ઉપકાર' નીતિની ઉચ્ચતમ ભૂમિકા. (૪) પાછળના અવનતિના સમયમાં પણ સત્પુરુષ (સજ્જન) નો આદર્શ અસલ સ્વરૂપમાં પ્રચલિત રહ્યો એ ઘટના. (૫) આદ્યસ્થાપકનું પાવનકારી, પ્રેરણાદાયી અને નિવૃત્તિપરાયણ (ખટપટરહિત) જીવન–વૈયક્તિક ઉચ્ચતા, વગેરે. (૬) વૈયક્તિક જીવનસાધના પર વધુ ભાર.

### (બ) ખામીભરેલાં તત્ત્વો

(૧) 'તાઓ' એ પરમ તત્ત્વ વિશ્વમાં વ્યક્ત નથી, તે નિર્ગુણ છે તથા સર્વ જવાબદારીઓથી પર છે–મુક્ત છે એ માન્યતા લૌકિક દૃષ્ટિથી સમજી શકાય તેવી નથી (૨) મૂળ સ્થાપકની અતિશય દીનતા, એકાન્તપ્રિયતા, સમાજવિમુખતા અને નિવૃત્તિપરાયણતા. (૩) ભૌતિક જગત વિષેના અજ્ઞાનને લીધે વૈજ્ઞાનિક વિકાસનું અટકવું (સ્થગિત મતસંચય પર નિર્ભર રહેતા પ્રગતિવાંચ્છુ અને ઉદ્દામવાદી માનસનો અવરોધ થવો). (૪) જગતનાં અનિષ્ટ તત્ત્વો (અર્થાત્ સંસાર)ની ચોગ્ય ગણતરી અને મૂલ્યાંકન આ ધર્મે કર્યાં નથી. (૫) 'વુ–વાઈ'નો સિદ્ધાંત નિષ્ક્રિયતાપોષક હોવાથી માનવ પુરુષાર્થ હલકો પડશે તેવી દહેશત. (૬) સમાજોદ્ધાર માટે ખાસ નિયત કાર્યક્રમનો અભાવ. (૭) પાછળથી આ ઉચ્ચ અધ્યાત્મપૂર્ણ ધર્મનું અનેકેશ્વરવાદ, જાદુ, ભૂતપ્રેતવાદ, મેલી વિદ્યા, અંધશ્રદ્ધા, વહેમો, કીમિયાગીરી, વગેરે અનિષ્ટોમાં પરિણમવું. (૮) સુધારકોના અભાવે વ્યવસ્થિત પ્રચાર અને યોગ્ય સમજૂતીનો અભાવ

## [૫] કૉન્ફ્યુશ્યસ ધર્મ સાથે તુલના

તાઓધર્મ અંગેની ચર્ચા સમાપ્ત કરતાં પહેલાં આપણે ચીનના આ બન્ને સમકાલીન ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરીશું.

| તાઓધર્મ | કૉન્ફ્યુશ્યસ ધર્મ |
| --- | --- |
| (૧) આ ધર્મના સ્થાપક લાઓત્ઝે હતા. | (૧) આ ધર્મના સ્થાપક કૉન્ફ્યુશ્યસ હતા. |
| (૨) આ ધર્મ નિવૃત્તિપરાયણ છે. લાઓત્ઝે નિવૃત્તિના પ્રખર હિમાયતી હતા અને પ્રવૃત્તિ ઓછી કરવાનું કહેતા. | (૨) આ ધર્મ પ્રવૃત્તિપરાયણ છે. કૉન્ફ્યુશ્યસ કર્તવ્યનિષ્ઠાના પ્રખર હિમાયતી હતા અને એકાંત તથા નિવૃત્તિનો ત્યાગ કરવાનું કહેતા. |
| (૩) આ ધર્મમાં દિવ્યમાર્ગની ફિલસૂફી છે તથા તે કોઈ સૂક્ષ્મ શક્તિ તરફ પ્રયાણ કરી મોક્ષ સાધવાનું સૂચન કરે છે | (૩) આ ધર્મમાં સદાચાર અને નીતિની ફિલસૂફી છે તથા તે જીવનમાં ઉતારી સમાજકલ્યાણ સાધવાનું સૂચન છે. |
| (૪) આ ધર્મ સમાજનાં આવરણો, બંધનો, માયા, વગેરે છોડી દેવાનો અનુરોધ કરે છે તથા સર્વ પ્રકારની જ જાળમાંથી મુક્ત થઈ સંતોષી જીવન જીવવાનો આદેશ આપે છે | (૪) આ ધર્મ પોતાની જાતને સમાજને અર્પણ કરીને પોતાનો સર્વ પુરુષાર્થ લોકહિતાર્થે સમર્પિન કરવાનુ કહે છે તથા દુઃખી માનવબંધુઓની સેવા કરવાનું અનુરોધે છે. |
| (૫) આ ધર્મ ચિંતન, આત્મદર્શન અને પરીક્ષણ તથા આધ્યાત્મિકતા પર વધુ ભાર મૂકે છે. તે એકાંતપ્રિય અને અંતર્મુખી જીવનને ઇષ્ટ માને છે. | (૫) આ ધર્મ સમાજસેવા, સદ્ગુણોનું અનુશીલન, શિક્ષણ અને સન્નાગરિકતા પર વધુ ભાર મૂકે છે. તે વ્યવહારપ્રિય અને બહિર્મુખી જીવનને ઇષ્ટ માને છે. |
| (૬) આ ધર્મ ઉપકાર પ્રતિ ઉપકાર અને અપકાર પ્રતિ પણ ઉપકારનો આગ્રહ રાખે છે. | (૬) આ ધર્મ ઉપકાર પ્રતિ ઉપકાર અને અપકાર પ્રતિ ન્યાય-(ઘટતી સજા)નો આગ્રહ રાખે છે. |

| | |
|---|---|
| (૭) આ ધર્મ બહુ લોકપ્રિય નથી તથા પાછળથી કેટલાંક અનિષ્ટોને વર્યો છે અર્થાત્ આ ધર્મની વ્યાપક અસર થઈ નથી. જે કાંઈ અલ્પ અસર થઈ છે તે પણ માઠી. વળી આ ધર્મના સ્થાપક પણ બહુ ખ્યાતનામ બન્યા નથી. ફેલાવો તથા અનુયાયીઓનું સંખ્યાબળ મર્યાદિત. | (૭) આ ધર્મ અતિ લોકપ્રિય બન્યો એટલું જ નહિ પણ ચીની લોકજીવનમાં તેણે ઘણી જ અદ્‌ભુત અસરો ઉપજાવી છે. તે ચીની લોકજીવનને માટે હિતકારક હોવાથી તેની વ્યાપક અસર થઈ. વળી તેના સ્થાપકને અનન્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ હતી. તે 'ચીની સંસ્કૃતિના પિતા' કહેવાયા. ફેલાવો તથા અનુયાયીઓનું સંખ્યાબળ વિશાળ. |
| (૮) સાદું જીવન, ઉચ્ચ વિચારો, પ્રેમ, કરુણા, કરકસર, દીનતા, નિરહંકાર, ત્યાગવૃત્તિ, વગેરે લાક્ષણિકતા પર વિશેષ ભાર. | (૮) સદ્‌ગૃહસ્થી જીવન, કુટુંબપ્રેમ, એકતા, નમ્રતા, વિનય, સંસ્કાર, પરોપકાર, વગેરે લાક્ષણિકતાઓ પર વિશેષ ભાર. |

# શિન્તો ધર્મ

"કુલભક્તિ અને રાજ્યભક્તિ એ જાપાનના ધર્મનાં ખાસ લક્ષણો છે."

—આચાર્યશ્રી ધ્રુવ

"સહિષ્ણુતા અને ઔદાર્યની દૃષ્ટિથી આ ધર્મ જગતના લગભગ બધા જ ધર્મોમાં અનન્ય છે. બીજું, આ ધર્મમાં કોઈ પણ બિનધર્મી કે પરધર્મી પર જુલમ થયો નથી તેમજ કોઈ નવો શિષ્ય પણ બનાવાયો નથી. આ મુદ્દા આ ધર્મની સાત્ત્વિક અસ્મિતાનું સૂચન કરે છે. આ બાબત શિન્તો ધર્મ માટે સાચે જ ગૌરવપ્રદ ગણી શકાય."

૧

# શિન્તો ધર્મનો અર્થ, સામાન્ય સ્વરૂપ અને વિકાસક્રમ

(૧) પ્રાસ્તાવિક
(૨) 'શિન્તો'નો અર્થ
(૩) શિન્તો ધર્મ ધર્મ છે કે કેવળ રાષ્ટ્રભક્તિ?
(૪) શિન્તો ધર્મની મહત્તા
(૫) શિન્તો ધર્મનું સામાન્ય સ્વરૂપ
(૬) શિન્તો ધર્મનો વિકાસક્રમ:
    (अ) શિન્તો ધર્મમાં પ્રકૃતિપૂજા
    (ब) સાંસ્કૃતિક વિકાસ
    (क) નૈતિક વિકાસ
(૭) શિન્તો ધર્મમાં દેવ યા ઈશ્વરનું સ્થાન
(૮) શિન્તો ધર્મમા મિકાડોપૂજા.

## [૧] પ્રાસ્તાવિક

કૉન્ફ્યુશ્યસ ધર્મ અને તાઓ ધર્મનો અભ્યાસ કર્યા બાદ હવે આપણે શિન્તો ધર્મનો પરિચય મેળવીએ શિન્તો ધર્મ એ જાપાનનો અતિ પ્રાચીન રાષ્ટ્રધર્મ છે તે કાળપરંપરાથી જાપાનમાં વિદ્યમાન છે. તેનો ઉદ્ભવ ક્યારે થયો તે નિશ્ચિત નથી વળી જાપાનના પ્રાચીન લોકધર્મનું પહેલા શું નામ હતું તે પણ જાણવા મળતું નથી, પરંતુ કહેવાય છે કે જાપાનના કોઈ પ્રાચીન લોકધર્મને જ 'શિન્તો' નામ અપાયું અને તે ઈ સ પૂર્વે છઠ્ઠા સૈકામાં. કેટલાક વિદ્વાનો તેનો ઉદ્ભવકાળ ઈ. સ. પૂર્વે ૬૬૦ના અરસામાં મૂકે છે આ તવારીખ જો સાચી માનીએ તો ઉત્પત્તિકાળની દૃષ્ટિથી તેનો ક્રમ જગતના ધર્મોમાં ત્રીજો આવે માત્ર હિંદુ ધર્મ અને યહૂદી ધર્મ જ આ ધર્મ

કરતાં વધુ પ્રાચીનત્વ ધરાવે છે. આધુનિક યુગમાં વિદ્વાનોએ આ ધર્મનો સૂક્ષ્મ અને ઊંડો અભ્યાસ કરી એમ જાહેર કર્યું છે, કે આ ધર્મ જેટલો પ્રાચીન મનાય છે તેટલો પ્રાચીન તો તે નથી જ. વળી આ ધર્મની બીજી વિશિષ્ટતા એ છે કે તે સ્થાપકવિહોણો છે. જગતના અગિયાર વિદ્યમાન ધર્મોમાંથી માત્ર બે જ ધર્મો સ્થાપક વિના-કોઈ દૈવી અને ઉચ્ચ પરંપરાના ફલસ્વરૂપ પ્રસ્થાપિતા થયા છે. તેમાંનો એક તે આર્યોનો યુગજૂનો હિંદુધર્મ અને બીજો જાપાનના દૈવી નિયામક તરફથી લોકહૃદય તરફ ઊતરી આવેલો રાષ્ટ્રધર્મ શિન્તો.

## [ ૨ ] 'શિન્તો'નો અર્થ

શિન્તો ધર્મનું જાપાનમાં પ્રચલિત નામ 'કમિ–નો–મિચિ' છે અર્થાત્ દેવતાઈ માર્ગ. આ ધર્મ દેવને માટે 'કમિ' શબ્દ પ્રયોજે છે. 'શિન્તો' અથવા વધુ સ્પષ્ટતાપૂર્વક 'શિન્તાઓ'એ ચીની શબ્દ છે જેનો અર્થ થાય છે દેવતાઈ માર્ગ—'The Way of God'. ('તાઓ'નો અર્થ 'માર્ગ' થાય છે એ આપણે તાઓ ધર્મની ચર્ચા દરમિયાન જોઈ ગયા.) શિન્તો ધર્મના મુખ્ય બે જાણીતા અર્થો સૂચવાયા છે જે નિમ્નલિખિત છે:

(૧) શિન્તો એક સંપ્રદાય તરીકે (જેના ૧૩ પેટાવિભાગો છે).

(૨) શિન્તો જાપાનના રાષ્ટ્રધર્મ તરીકે.

## [ ૩ ] શિન્તો ધર્મ ધર્મ છે કે કેવળ રાષ્ટ્રભક્તિ?

શિન્તો ધર્મને ઘણા વિદ્વાનો ધર્મ કહેવાને બદલે માત્ર રાષ્ટ્રભક્તિ, દેશાભિમાનની ભાવના કે પ્રજાકીય દૃઢતાના સિદ્ધાંતો તરીકે લેખે છે. તેઓ માને છે કે તે જાપાની પ્રજાના લોહીમાથી જ ઉદ્ભવ્યો છે. તેમાં રાષ્ટ્રભક્તિ અને રાષ્ટ્રીય જાગૃતિ સિવાય બીજું કશું જ વધારે નથી જાપાનની આવી અનન્ય રાષ્ટ્રભાવના પાછળ દૈવી રાજા મિકાડોની પરંપરા તથા રાષ્ટ્રની ઉત્પત્તિ પાછળ દૈવી સંકેત રહેલાં છે.

ગમે તેમ હોય પણ શિન્તો ધર્મ મૂળભૂત અને પ્રાથમિક રીતે ધર્મ જ છે. જો ધર્મનો અર્થ કોઈ દૈવી નિયામક (ઈશ્વર)નું અસ્તિત્વ તથા તે અસ્તિત્વમાં ગાઢ માન્યતા તથા તે માન્યતામાંથી ફલિત થતાં પૂજા–પ્રાર્થના, વિધિવિધાનો, ઇત્યાદિ પ્રકારનો ધર્મવ્યવહાર, એમ લઈએ તો ધર્મનો આ અર્થ ઘણો જ ઉચિત છે (જગતના મોટા ભાગના ધર્મો આ કથનના સાક્ષીરૂપ છે) તથા શિન્તો ધર્મને યથાર્થ બંધબેસતો છે; માટે શિન્તો ધર્મને નિઃશંક ધર્મ કહી શકાય.

પ્રો. કેટોના મતાનુસાર શિન્તો ધર્મ એક સંપ્રદાય છે પરંતુ તેનું આધુનિક તેમ જ અસલનું સ્વરૂપ જોતાં તેને માત્ર ધર્મ ન ગણતાં પ્રજાકીય દૃઢતાના સિદ્ધાંતો, રાષ્ટ્રભક્તિ, કુળભક્તિ, સ્વદેશપ્રેમ, વીરપૂજન, વગેરેને લગતી વિચારસરણી જ કહેવી જ જોઈએ. જાપાન, અમેરિકા અને યુરોપના આધુનિક વિદ્વાનો પણ કંઈક આવો જ મત ધરાવે છે આ સર્વનો સારાંશ એટલો જ કે શિન્તો ધર્મમાં ધર્મ અને રાષ્ટ્રભક્તિ એક જ છે, જુદાં નથી. બન્ને પરસ્પરગ્રથિત છે અર્થાત્ શિન્તો ધર્મ મૂળભૂત રીતે ધર્મ તો ખરો જ પરંતુ તેમા રાષ્ટ્રભક્તિ એ મધ્યવર્તી છે. શિન્તો ધર્મમાં બન્નેનો સુભગ સમન્વય થતો જોવા મળે છે.

## [૪] શિન્તો ધર્મની મહત્તા

કોન્ફ્યુશ્યસ ધર્મ, બૌદ્ધ ધર્મ, તાઓ ધર્મ તથા હાલમાં અમુક અંશે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર જાપાની ભૂમિ પર થયો હોવા છતાં જાપાનીઓ પ્રધાનપણે શિન્તો ધર્મને જ મૂળ ધર્મ તરીકે સ્વીકારે છે. હજુ જાપાનમાં શિન્તો ધર્મની અસ્મિતા ઓસરી ગઈ નથી આ ધર્મ જાપાનીઓ માટે જન્મદત્ત યા સ્વાભાવિક જ છે તેમને મન આ ધર્મ સ્વયંપ્રકાશિત અને સ્વતઃપ્રમાણ તથા સ્વતઃસિદ્ધ છે. શિન્તો ધર્મ જાપાનની સર્વતોમુખી પ્રગતિનો એક માત્ર આવિષ્કાર છે જાણે કે જાપાની પ્રજાના લોહીમાંથી વહેતો હોય તેમ તેમના જીવનનું સંચાલક અને પોષક બળ છે. જાપાની પ્રજાના શ્વાસ અને ચેતના રૂપે છે. શિન્તો ધર્મ એ પ્રાચીન પરંપરાનો અમૂલ્ય નિધિ છે–લોકોને મળેલો અખૂટ વારસો છે. આ સર્વ મુદ્દા શિન્તો ધર્મનું અર્થ-ગાંભીર્ય સૂચવવા પર્યાપ્ત છે

## [૫] શિન્તો ધર્મનું સામાન્ય સ્વરૂપ

શિન્તો ધર્મનો ફેલાવો મુખ્યત્વે જાપાનમાં થયો છે તેના અનુયાયીઓની સંખ્યા ૧ કરોડ ૬૦ લાખ હોવાનું મનાય છે. આ ધર્મ પવિત્રતાને ખૂબ જ મહત્ત્વ આપે છે તથા સહિષ્ણુતા અને ઉદારતાની દૃષ્ટિથી જગતના બધા જ ધર્મોમાં તે અદ્વિતીય છે. આ ધર્મ લગભગ ચૌદસો વર્ષથી કોન્ફ્યુશ્યસ ધર્મ અને બૌદ્ધ ધર્મની સાથે ભળીને ચાલુ રહ્યો છે તે તેનું ઔદાર્ય દર્શાવે છે વળી ઈ. સ. ૬૦૦ થી તાઓ ધર્મ પણ જાપાનમા પ્રચલિત બન્યો છે તેમ છતાં આ ધર્મે તેનુ ઔદાર્ય સાચવી રાખ્યું છે. આ ધર્મની એક વિલક્ષણતા એ છે કે તેમાં કોઈ દિવસ કોઈ નવો શિષ્ય બનાવવામાં

આવ્યો નથી તેમ જ કોઈના પર પણ ત્રાસ ગુજારવામાં આવ્યો નથી આ ધર્મની બીજી એક મહત્ત્વની બાબત છે જાપાન બેટની દિવ્ય ઉત્પત્તિ અંગેની. જાપાનીઓ માને છે કે વિશ્વમાં સૌથી પ્રથમ સૂર્યદેવીએ જાપાન બેટ ઉત્પન્ન કર્યો હતો. તેથી જ જાપાનીઓ સૂર્યના પ્રતીકને ખૂબ જ મહત્ત્વ આપે છે. ખુદ જાપાન પણ ઊગતા સૂર્યનો જ દેશ ગણાય છે. આ ધર્મની બીજી નવીનતા એ છે કે તે જગતના સર્વસત્તાધિપતિ નિયામક તરીકે નારીજાતિ (સૂર્યદેવી)ને માને છે. (જગતના અન્ય કોઈ પણ ધર્મમાં આવી માન્યતા નથી.) સૂર્યદેવીનો પૃથ્વી પરનો પ્રતિનિધિ 'મિકાડો' નામનો દૈવી રાજા છે એમ આ ધર્મ માને છે અને તેથી આ ધર્મમાં રાજાને દૈવી અંશધારિત માની તેના તરફની નિષ્ઠા અને ભક્તિને વધુ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. શિન્તો ધર્મ જો રાષ્ટ્રભક્તિ હોય તો તે આ રીતે. રાજપૂજા ઉપરાંત આ ધર્મમા પ્રકૃતિપૂજા (વિવિધ પ્રકૃતિ તત્ત્વો યા શક્તિઓની પૂજા)નું વિશેષ મહત્ત્વ છે. પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો યા પરિબળોને માનવમાત્ર આધીન છે તેથી તેમની પૂજા આવશ્યક નહિ પણ અનિવાર્ય છે. આ રીતે શિન્તો ધર્મમાં અનેકદેવવાદ જોવા મળે છે. આ ઉપરાંત કુળભક્તિ, વીરપૂજન, વગેરેનું પણ આ ધર્મમાં ઘણું જ મહત્ત્વ છે. આ સર્વ મુદ્દાઓની વિગતવાર ચર્ચા હવે પછી કરીશું.

## [૬] શિન્તો ધર્મનો વિકાસક્રમ

હવે આપણે શિન્તો ધર્મને તેના વિકાસના વિવિધ ક્રમ અનુસાર તપાસીએ. આ ધર્મમાં લગભગ દરેક ધર્મની જેમ પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોની પૂજા થતી હતી ત્યાર બાદ તેમાં બૌદ્ધિક અને નૈતિક તત્ત્વો ઉમેરાતાં તેનો સાંસ્કૃતિક વિકાસ થયો. વળી આ ધર્મમાં પ્રાર્થના, સંસ્કારવિધિ, ઉત્સવો, વગેરેનું પણ ઘણું જ મહત્ત્વ વધતું ગયું. શિન્તો ધર્મને એક પ્રાકૃતિક ધર્મ તરીકે ગણીએ તો તેની પ્રાથમિક અવસ્થામાં તે નીચેના આઠ તબક્કામાંથી પસાર થયો છે તેની નોંધ લેવી પડે. અર્થાત્ એક પ્રાકૃતિક ધર્મ તરીકે શિન્તો નીચેના આઠ સ્વરૂપે વ્યક્ત થતો આવ્યો છે. આ આઠ સોપાનો નીચે મુજબ ગણાવી શકાય :

(૧) પ્રકૃતિપૂજા (Nature Worship), (૨) પ્રતીકપૂજા (Fetishism), (૩) પ્રેતપૂજા (Spiritism), (૪) પિતૃપૂજા (Ancestor Worship), (૫) પ્રાણીપૂજા (Totemism), (૬) પ્રાથમિક કક્ષાની એક

દેવપૂજા (સાદો એકેશ્વરવાદ: Monotheism), (૭) અનેકેશ્વરવાદ (Polytheism) અને (૮) એકદેવપ્રાધાન્યવાદ (Henotheism), જેમાં સૂર્યદેવીની સર્વોપરિતા માન્ય રખાય છે.

આ ધર્મના પ્રસિદ્ધ ગ્રંથ 'નીહોન્ગી' પ્રમાણે આ ધર્મના દેવોની સંખ્યા ૮૦ અયુત (કરોડ) છે, જ્યારે અન્ય પ્રસિદ્ધ ગ્રંથ 'કો–જી–કી' પ્રમાણે ૮૦૦ અયુત છે. વળી ૧૮૬૮ સુધી તો આ ધર્મમાં લિંગપૂજા પણ પ્રચલિત હતી ત્યાર બાદ મૈજી (પ્રકાશ) યુગ દરમિયાન તે પ્રથા તિરોહિત થઈ ગઈ છે. છેલ્લે, 'કમિ' તત્ત્વને સર્વવ્યાપક તત્ત્વ તરીકે સ્વીકારતાં આ ધર્મમાં સર્વેશ્વરવાદ (Pantheism)ની પણ છાંટ જોવા મળે છે. આમ આ ધર્મમાં દેવ અંગેની માન્યતા વૈવિધ્યપૂર્ણ અને જટિલ છે.

## (अ) શિન્તો ધર્મમાં પ્રકૃતિપૂજા

શિન્તો ધર્મમાં જોવા મળતી પ્રકૃતિપૂજા જોઈએ. શિન્તો ધર્મની પ્રકૃતિપૂજા વૈવિધ્યપૂર્ણ છે. આ પ્રકૃતિપૂજા પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોની થતી હોવાથી તેમાં આપણને અનેકદેવવાદ જોવા મળે છે. આ સર્વ તત્ત્વોને દેવસ્વરૂપ કલ્પીને જ તેની પૂજા કરવામાં આવે છે. આમ, પ્રકૃતિનાં આદિ તત્ત્વોની ઉપાસના એ આ ધર્મનું લાક્ષણિક પાસું છે. આ ધર્મ મુખ્યત્વે નિમ્નલિખિત દેવોની પૂજા પર નિર્ભર છે.

(૧) અમતેરસુ (આકાશમાં પ્રકાશતો દિવ્ય પદાર્થ), (૨) કગસે–વો (તારાદેવ), (૩) સુસ–નો–વો (પર્જન્યદેવ), (૪) ત–કીરી–બીમ (ધુમ્મસ-દેવી), (૫) ઓહોન–મોચિ (પૃથ્વીદેવ), (૬) ઉકે–મોચિ (અન્નદેવી), (૭) ત્સુકી–યોમિ (ચંદ્રદેવ), (૮) ફયુજી–યમ (જાપાનનો પવિત્ર પર્વત), (૯) મિકાડો (સૂર્યદેવીના વારસરૂપે પૃથ્વી પર શાસન કરતો અધિપતિ–રાજા).

## (ब) સાંસ્કૃતિક વિકાસ

કાળક્રમે ઉપર્યુક્ત દેવોની પૂજામાં પરિવર્તનો થવા લાગ્યાં અને શિન્તો ધર્મના સાંસ્કૃતિક વિકાસનો પ્રારંભ થયો. કોઈ પણ ધર્મનો સાંસ્કૃતિક વિકાસ થવો એટલે તેનું નૈતિક અને બૌદ્ધિક ભૂમિકા પર મુકાવું. આમ ધીમે ધીમે શિન્તો ધર્મમાં પણ સાંસ્કૃતિક વિકાસની ઉન્નત કક્ષા શક્ય બની આવી ઉન્નત કક્ષા પ્રાપ્ત કરવી એટલે ધર્મમાં અથવા પ્રાચીન પરંપરામાં નૈતિક સિદ્ધાંતો, સંસ્કારવિધિની શુદ્ધતા અને ઉચ્ચતા તથા સદાચાર

અને માનવતાપોષક તત્ત્વોનું ઉમેરાવું અર્થાત્ ધર્મમાં આધ્યાત્મિકતાનો પ્રવેશ થવો તેમ જ વૃદ્ધિ થવી. ટૂંકમાં, ધર્મનું શુદ્ધ નીતિસિદ્ધાંતોના સ્તર પર અને બૌદ્ધિક સપાટી પર મુકાવું. એક સાંસ્કૃતિક ધર્મ તરીકે શિન્તો ધર્મમાં પણ આ બધા જ લક્ષણો જોવા મળે છે. આ ધર્મમાં ભૂત–પ્રેતવાદનો નિષેધ, માનવ તથા પશુહત્યાનો ત્યાગ, તત્ત્વજ્ઞાનના અતિ ઉચ્ચ કોયડાનો અભાવ અર્થાત્ સર્વજનમાન્ય સ્પષ્ટતા અને સરળતા, કર્મકાંડની જડતાનો બાધ, વગેરે ઉદ્દામવાદી તથા પ્રશંસનીય અને પ્રેરક તત્ત્વો મળી આવે છે. તદુપરાંત, આ ધર્મમાં દેશાભિમાનની ભાવના તેમ જ બાહ્ય અને આંતરિક શુદ્ધિ (પરમ પવિત્રતા), વગેરે પર પણ વિશેષ ભાર મુકાયો છે, જે બતાવે છે કે આ ધર્મમાં સસ્કારિતા અને સંસ્કૃતિપોષક તત્ત્વો પણ છે જ.

## (क) નૈતિક વિકાસ

હવે આપણે આ ધર્મના નૈનિક વિકાસનાં મુખ્ય ત્રણ સોપાનો ટૂંકમાં જોઈ આ મુદ્દાની ચર્ચા પૂરી કરીશું. આપણે ઉપર જોઈ ગયા તે મુજબ શિન્તો ધર્મનો સાંસ્કૃતિક વિકાસ થવામાં તેમાં રહેલી પ્રકૃતિપૂજામાં થયેલાં પરિવર્તનો ઉપરાત ઉમેરાયેલા નૈતિક સિદ્ધાંતો પણ કારણભૂત છે. આવા નૈતિક સિદ્ધાંતોના ઉમેરણનાં મુખ્ય ત્રણ સોપાનો પાડી શકાય:

(૧) પરમ પવિત્રતા અથવા શુદ્ધિકરણ: આ પવિત્રતા અથવા શુદ્ધિકરણ માત્ર બાહ્ય અર્થાત્ દૈહિક નહિ પરંતુ આંતરિક યા માનસિક પણ હોવું જોઈએ. માત્ર બાહ્ય સ્વચ્છતા યા ચોખ્ખાઈને પવિત્રતા ના કહી શકાય. પવિત્રતાનો ખ્યાલ એથીયે વધુ વ્યાપક છે, જેમાં સદ્ગુણોનું અનુશીલન અને સર્વ પ્રકારની મલિનતાથી દૂર રહેવાનું, વગેરે બાબતોનો સમાવેશ થાય છે. મનની સર્વ પ્રકારની કલુષિતતા અને અધમ અને હીન વિચારોનો ત્યાગ પણ આ શુદ્ધિકરણની ભાવનામા આવી જાય છે. (૨) પ્રામાણિકતા અને રાજ્ય પ્રત્યેની વફાદારી જેવા ઉચ્ચ ગુણો પર વધુ ભાર મૂકવો. ચારિત્ર્યઘડતર માટે પ્રામાણિકતાનો ગુણ ચાવીરૂપ છે. આ ઉપરાંત, રાજ્યભક્તિ કેળવવી પણ અતિ આવશ્યક છે. (૩) પ્રેમ અને કરુણાના સદ્ગુણોનું પરિસેવન કરવું. ખ્રિસ્તી ધર્મની જેમ ‘ વિશ્વવ્યાપક પ્રેમ ’ તથા બૌદ્ધ ધર્મની જેમ ‘ માનવમાત્ર પર નિષ્કારણ કરુણા’ના આદર્શો સિદ્ધ કરવા. ટૂંકમાં, પ્રેમ અને કરુણાના ગુણોનું સિંચન કરી જીવનને નીતિપૂર્ણ અને આચારશુદ્ધ બનાવવું.

## [૭] શિન્તો ધર્મમાં દેવ યા ઈશ્વરનું સ્થાન

આપણે અગાઉ જોઈ ગયા તેમ શિન્તો ધર્મમાં દેવ માટે 'કમિ' શબ્દ પ્રયોજવામાં આવ્યો છે. આ ઉપરાંત, 'કમિ'નો અર્થ 'આત્મા' કે 'ઈશ્વર' તરીકે પણ ઘટાવવામાં આવે છે. 'કમિ' અર્થ જો કે આટલેથી જ અટકતો નથી. પરંતુ વધુ વ્યાપક અને વિસ્તૃત થાય છે સામાન્ય અર્થ જોતાં 'કમિ' એટલે 'ઉપરનો' અર્થાત્ જે દુન્યવી નથી–ઐહિક નથી તે તથા જે દુનિયાથી પર છે, અલિપ્ત છે, જે પારમાર્થિક છે તથા આધ્યાત્મિક છે.

'કમિ' શબ્દના વિશિષ્ટ સંદર્ભમાં મુખ્ય ત્રણ અર્થ થાય છે: (૧) પવિત્ર અથવા શુદ્ધ, (૨) ઉત્તમ, (૩) વિચિત્ર, ભયાનક, ગૂઢ, અલૌકિક અને ગુપ્ત. 'કમિ' શબ્દની ઉત્પત્તિ અને અર્થ વિષે સૂચવાયેલા વિવિધ ૧૬ મતો પૈકી ઉપરના ત્રણ અર્થો સર્વસાધારણ રીતે સ્વીકારાયેલા છે. ટૂંકમાં કહીએ તો 'કમિ' શબ્દ ઘણો જટિલ છે. 'જાપાનની મૂળ ભાષામાં આટલા બધા અર્થોથી ભરેલો એવો એક પણ શબ્દ નથી કે જેના વિષે જાપાની અને પરદેશી ભાષાંતરકારોને ઘણી મોટી મુશ્કેલી પડી હોય.' (હોલ્ટોમ, ટી. એ. એસ જે ૪૯ : ૨, ૧૨૯). મોતૂરી (૧૭૩૦–૧૮૦૧) નામના પ્રસિદ્ધ જાપાની વિદ્વાને શિન્તો ધર્મના આ દેવ વિષેની મુખ્ય ભાવના અતિસ્પષ્ટતાપૂર્વક અને સુંદર રીતે સમજાવી છે. તેમના મતાનુસાર કોઈ પણ બાબત કે જેના અલૌકિક સામર્થ્યને લીધે ભય ઉત્પન્ન થાય અને જેને માટે માન ઉપજે તે સર્વ પદાર્થો 'કમિ' કહેવાય છે. આ પદાર્થ સજ્જનતામાં, ઔદાર્યમાં તથા ઉપયોગમા પણ શ્રેષ્ઠ હોવો જ જોઈએ એવું નથી. કોઈ મલિન અને ભયાનક તથા વિચિત્ર અને ગૂઢ પદાર્થને પણ 'કમિ' કહી શકાય. વારાફરતી થયેલા મિકાડો, પહેલાંના અને અત્યારના સમયમાં થયેલા દૈવી મનુષ્યો, વાઘ, વરુ, શિયાળ, 'પીચ' નામનું ફળ અને રત્નો, આ સર્વ પદાર્થો 'કમિ' કહેવાય છે. (એસ્ટન, 'રિવાઈવલ ઑફ પ્યોર શિન્તાઓ'ને આધારે). ટૂંકમા, કોઈ પણ અદ્ભુત, ગૂઢ, અલૌકિક, ભયાનક અને દૈવી-ગુણસંપન્ન બાબતને 'કમિ' કહી શકાય.

'કમિ'નો અર્થ માત્ર પરમોચ્ચ દૈવી તત્ત્વ એમ જ લઈએ તો તેને ગીતાના 'વિભૂતિ' શબ્દ સાથે સરખાવી શકાય વળી દેવ માત્ર મંદિરોમાં જ હોય છે એ માન્યતાને શિન્તો ધર્મ નકારે છે અને એ રીતે ઈશ્વરની સર્વવ્યાપકતા સિદ્ધ કરે છે. આ ધર્મ માને છે કે, પ્રારંભમાં મુખ્ય બે

દેવ હતા–' ઈઝનગી ' (નિમંત્રણ આપનાર પુરુષ) અને ' ઈઝનમી ' ( નિમંત્રણ આપનાર સ્ત્રી), અને આ બન્નેએ મળીને જ પ્રજા ઉત્પન્ન કરી છે. (આ માન્યતાને આદમ અને ઈવ તથા મનુ અને શતરૂપાને લગતી આવી જ માન્યતાઓ સાથે સરખાવી શકાય.) આ ધર્મના ગ્રંથોમાં પુરુષદેવ અને સ્ત્રીદેવદેવીની લાક્ષણિકતાઓનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. તેઓ જન્મે છે, પરણે છે, પ્રજોત્પત્તિ કરે છે, સ્નાન કરે છે, ચિડાય છે, ઈર્ષા કરે છે, માંદાં પડે છે, મરી જાય છે, મારે છે, શાપ આપે છે, નાશ કરે છે. વળી તેમને અમુક સ્થળે દાટવામાં આવે છે અને ત્યાર બાદ જાપાનનો રાજા તેમને ઊંચી પાયરી પર ચઢાવે છે, વગેરે. ટૂંકમાં, જેટલી વિવિધતા અને વિચિત્રતા મનુષ્યોમાં હોય છે તેટલી જ આ દેવોમાં પણ છે એમ આ ધર્મ માને છે. આવી માન્યતાને ' Anthropomorphism ' કહી શકાય.

આપણે અગાઉ જોઈ ગયા કે, શિન્તો ધર્મમાં પ્રકૃતિની પૂજા કરવામાં આવતી આ ધર્મના મૂળ ગ્રંથોમાં જેટલા દેવોનાં નામ આવે છે તેમાંથી લગભગ બધા જ દેવો કુદરતી શક્તિ યા પદાર્થો રૂપે જ છે. પ્રકૃતિના દેવોમા પરમોચ્ચ સ્થાન ' અમતેરસુ ' (આકાશમા પ્રકાશતો દિવ્ય પદાર્થ) નામની સૂર્યદેવીનું છે. જાપાનના દૈવી મિકાડો (રાજા)નો વંશ પણ સૂર્યદેવીમાંથી જ ઊતરી આવ્યો છે. ' ઈઝનગી ' નામના મૂળ પુરુષમાંથી જ અસંખ્ય પ્રજા ઉત્પન્ન થઈ. તેમા સૂર્યદેવીને સૌથી મહત્ત્વનુ સ્થાન આપવામાં આવ્યું છે. આ જ મૂળ પુરુષે ' સુકી–યોમિ ' નામના ચંદ્રદેવને બીજુ સ્થાન આપી અને સૂર્યદેવીની સાથે રહીને શાસન કરવાનો આદેશ આપ્યો. આવી સર્વ વિગતો આપણને શિન્તો ધર્મનાં શાસ્ત્રોમાંથી મળી આવે છે

## [૮] શિન્તો ધર્મમાં મિકાડોપૂજા

હવે આપણે આ ધર્મમાં મહત્ત્વની ગણાતી મિકાડોપૂજા વિષે થોડી માહિતી મેળવવાનો પ્રયત્ન કરીએ. આ ધર્મમાં સૂર્યદેવી વરિષ્ઠ દેવી ગણાય છે જાપાનના રાષ્ટ્રીય ધ્વજમાં પણ સૂર્યનું પ્રતીક વિદ્યમાન છે. પારસી ધર્મમાં ' મિથ્ર ' અને હિંદુ ધર્મમાં ' મિત્ર ' વિષે પણ આવા જ માન અને આદરની ભાવનાઓ જોવા મળે છે. આ રીતે આપણને સ્પષ્ટ થાય છે કે ધર્મો ભાગ્યે જ જુદા પડે છે. સૂર્યદેવીના માનમાં જાપાનમાં એક ભવ્ય મંદિર બાધવામાં આવ્યું છે, જ્યા દર્પણ (જ્ઞાન અને ડહાપણના પ્રતીક

રૂપે), તલવાર (ધૈર્ય અને હિંમતના પ્રતીક રૂપે) અને મોતીની માળા (ઉદારતાના પ્રતીક રૂપે), વગેરેનું પૂજન થાય છે. જાપાનના સર્વોચ્ચ અને દૈવી રાજા મિકાડોની સમૃદ્ધ પરંપરા પણ સૂર્યદેવી દ્વારા જ ઊતરી આવી છે. જાપાનની ઉત્પત્તિ પાછળ સૂર્યદેવીનો જ દોરીસંચાર થયો છે અર્થાત્ ઈશ્વરી સંકેત છે. ઈશ્વરે સર્વપ્રથમ જાપાન નામનો બેટ ઉત્પન્ન કર્યો, વગેરે જાપાનીઓની પ્રચલિત લોકમાન્યતાઓ ' અમ-તેરસુ'એ જ પૃથ્વી પર રાજ્ય કરવા માટે ખાસ પોતાના પુત્રને મોકલ્યો છે મિકાડો સૂર્યદેવીનો સાક્ષાત્ અવતાર છે, દૈવીઅંશધારિત છે તથા તેની સત્તા સર્વત્ર છે. જાપાની પ્રજા આ માન્યતા નમ્રતાપૂર્વક અને ઘણી ખુશીથી સ્વીકારે છે. મિકાડોની સત્તા સાર્વભૌમ અને સ્વતંત્ર છે. તેનું રાજ્ય ચિરકાલીન છે તથા તે યાવચ્ચદ્રદિવાકરો રહેશે, વગેરે માન્યતાઓનો શિન્તો ધર્મના ગ્રંથોમાં ઘણી વાર ઉલ્લેખ થતો જોવા મળે છે. વળી ' ઈસે ' નામના પરમ પવિત્ર યાત્રાસ્થાનમાં સૂર્યદેવીના માનમાં એક વિખ્યાત મંદિર બાંધવામાં આવ્યું છે. જ્યાં રાજકુટુંબની કોઈ રાજકુમારી જ પૂજારીનું કાર્ય કરે છે. રાજપૂજા એ શિન્તો ધર્મનું વિલક્ષણ અને નોંધપાત્ર પાસું છે. પ્રતિવર્ષે મિકાડોની જન્મજયંતી નિમિત્તે દરેક કેળવણી સંસ્થા સરકારી હુકમને માન આપીને એક પવિત્ર ઉત્સવ ઊજવે છે.

# ૨

# શિન્તો ધર્મના મુખ્ય સિદ્ધાંતો

(૧) અનેકદેવવાદનો સિદ્ધાંત

(૨) રાજપૂજા અથવા મિકાડોપૂજાનો સિદ્ધાંત

(૩) પવિત્રતા–શુદ્ધિકરણ યા સ્વચ્છતાનો સિદ્ધાંત

(૪) પ્રજાકીય દૃઢતા, રાજ્યભક્તિ, કુળભક્તિ તથા દેશાભિમાનનો સિદ્ધાંત

(૫) વીરપૂજનની મહત્તાનો સિદ્ધાંત

(૬) જાપાનની દૈવી ઉત્પત્તિનો સિદ્ધાંત

(૭) પરધર્મસહિષ્ણુતા અને બીજા ધર્મો પ્રત્યે ઉદારતા

અત્યાર સુધીની શિન્તો ધર્મ વિષે કરેલી સમસ્ત ચર્ચાને આધારે હવે આપણે આ પ્રકરણમાં શિન્તો ધર્મના મુખ્ય સિદ્ધાંતોની માત્ર ગણતરી રૂપે જ એટલે કે ટૂંકમાં તારવણી કરીશું શિન્તો ધર્મમાં મુખ્યત્વે નીચેના સિદ્ધાંતો જોવા મળે છે.

## [૧] અનેકદેવવાદનો સિદ્ધાંત

આ ધર્મ અનેક દેવોમાં માને છે આ ધર્મના ગ્રંથો પ્રમાણે દેવોની સંખ્યા ૮૦ અયુત અથવા ૮૦૦ અયુત છે. પ્રારંભમાં માત્ર બે જ દેવો હતા તથા તે પછી સર્વ દેવોમાં સૂર્યદેવીનુ સ્થાન સર્વોચ્ચ ગણાતું, વગેરે બાબતો અત્યાર સુધીમાં આપણે વિગતે જોઈ ગયા છીએ તેથી અત્રે તેની ફરીથી ચર્ચા કરવી અપ્રસ્તુત છે. ટૂંકમાં, પ્રારંભના આ અનેક-દેવવાદને બદલે તેનું એક દેવપ્રાધાન્યવાદમાં રૂપાંતર થયું એ બાબત જ નોંધપાત્ર છે

## [૨] રાજપૂજા અથવા મિકાડોપૂજાનો સિદ્ધાંત

સૂર્યદેવીનો પૃથ્વી પરનો પ્રતિનિધિ મિકાડો દેવીઅંશધારિત છે. તેનું રાજ્ય 'યાવચ્ચંદ્રદિવાકરો' છે તેથી તેની પૂજા કરવી એ આ ધર્મના લોકો માટે મુખ્ય ફરજ છે મિકાડો દેવાંશી હોવાથી તેના તરફ આદરભાવ રાખી રાજ્યભક્તિ કેળવવી એ પણ આ ધર્મનો પ્રધાન સૂર છે. સમગ્ર જાપાન રાષ્ટ્રના અધિપતિ મિકાડો તરફની ભક્તિ તથા તેમાંથી ફલિત થતો પૂજ્યભાવ એ આ ધર્મની વિશિષ્ટતા છે. માટે જ તો કેટલાક વિદ્વાનો આ ધર્મને કેવળ રાષ્ટ્રભક્તિ તરીકે જ બિરદાવે છે. મિકાડોની સમૃદ્ધ પરંપરા તથા તેની અબાધિત અને અસ્ખલિત સત્તા શિન્તોધર્મીઓ માટે ગૌરવરૂપ છે.

## [૩] પવિત્રતા–શુદ્ધિકરણ યા સ્વચ્છતાનો સિદ્ધાંત

પ્રત્યેક ધર્મ પવિત્રતાપોષક હોય છે તથા સ્વચ્છતાનો અનુરોધ કરે છે. દા. ત., ઇસ્લામમાં નમાજ અને હજ વેળા 'વજુ' કરવાનો રિવાજ તથા પારસી ધર્મમા 'અષોઈ' પ્રાપ્ત કરવાનો મહિમા સર્વવિદિત છે. એવી જ રીતે આ ધર્મમાં પણ જો કોઈ સૌથી વધારે મહત્ત્વની સંસ્કારવિધિ હોય તો તે પરમપવિત્રતા (ઓહો–હરહી)ની છે. આ પવિત્રતા બાહ્ય તેમ જ અભ્યંતર એમ દ્વિવિધ પ્રકારની હોવી જોઈએ. વળી કરેલા અપરાધોના શુદ્ધિકરણ અર્થે આ ધર્મમાં દર ૭ માસે એક સંસ્કાર કરવામાં આવે છે, જેની વિગત શિન્તો ધર્મની પ્રાર્થનાઓમાંની દસમી પ્રાર્થનામાં આપવામાં આવી છે.

## [૪] પ્રજાકીય દૃઢતા, રાજ્યભક્તિ, કુળભક્તિ તથા દેશાભિમાનનો સિદ્ધાંત

આ ધર્મને કેટલાક વિદ્વાનો તો દેશાભિમાનની ભાવના કે રાષ્ટ્રભક્તિ જ કહે છે એ આપણે અગાઉ જોઈ ગયા. રાજા દૈવી છે તથા રાજ્યભક્તિ એ ધાર્મિક ફરજ છે, એ સર્વ વિગતો આપણે મિકાડોની પૂજાના સિદ્ધાંતમાં જોઈ ગયા. વળી ખરી રીતે જોતા, આ સિદ્ધાત કોઈ નવો સિદ્ધાંત નથી, પરંતુ 'મિકાડોપૂજા'ના સિદ્ધાંતમાથી જ ફલિત થતી આવશ્યક તારવણી છે.

## [૫] વીરપૂજનની મહત્તાનો સિદ્ધાંત

આ ધર્મમા 'વીરપુરુષનો માર્ગ' (બુશીદો), એ અતિ મહત્ત્વનો નીતિ-સિદ્ધાત છે, જેને અનુસરવું એ સદાચારની દૃષ્ટિથી જોતાં અતિ આવશ્યક છે. આ સિદ્ધાંત જાપાનમાં ઈ. સ. ૧૧ મા અને ૧૨ મા સૈકામા જમીનદારીની યોજનાને

લઈને વધુ પ્રચારમાં આવ્યો. 'બુશીદો'માં જાપાનમાં પ્રચલિત થયેલા ત્રણ ધર્મોનાં કેટલાંક લક્ષણોનો જમીનદારીની યોજના સાથે સંગ્રહ થયેલો જોવામાં આવે છે. જેમ કે રાજા ઈશ્વિરી અંશ છે, એમ માની તેના તરફ વફાદારી રાખવી, એ શિન્તો ધર્મની ભાવના, માતા–પિતા તરફ પૂજ્યભાવ રાખવો એ કૉન્ફ્યુશ્યસ ધર્મની ભાવના, અને જીવનમરણને તુચ્છ ગણવાની બૌદ્ધ ધર્મની ભાવના: આ ત્રણેય ભાવનાઓનો 'બુશીદો'મા સમાવેશ કરવામાં આવ્યો છે 'બુશીદો' વિષે લખનારા વિદ્વાનો ઘણી જ સ્પષ્ટતાથી કહે છે કે, આ ધર્મમાં વફાદારી, હિંમત, આત્મભોગ, શિષ્ટાચાર, પરોપકાર, માન, ન્યાય અને આત્મસંયમ જેવા સદ્‌ગુણોને કેળવવામાં આવ્યા છે. જાપાનની લશ્કરી જમીનદારી સાથે 'બુશીદો'ના સિદ્ધાંતો અસ્તિત્વમાં આવ્યા અને તે જ પ્રમાણે તેની જ સાથે તિરોહિત પણ થયા.

## [૬] જાપાનની દૈવી ઉત્પત્તિનો સિદ્ધાંત

વિશ્વમાં સર્વપ્રથમ જાપાન બેટ ઉત્પન્ન થયો છે અને તે ખુદ સૂર્યદેવીએ જ ઉત્પન્ન કર્યો છે, જાપાન ઊગતા સૂર્યનો દેશ છે, વગેરે બાબતો પણ આ ધર્મમાં માન્ય રખાય છે. આ સિદ્ધાંત પણ મિકાડોની પરંપરામાંથી ઊતરી આવતો પેટાસિદ્ધાંત છે.

## [૭] પરધર્મસહિષ્ણુતા અને બીજા ધર્મો પ્રત્યે ઉદારતા

આ ધર્મ અન્ય ધર્મો સાથે રહીને પણ જાપાનમા અવિરત પળાય છે. સહિષ્ણુતા અને ઔદાર્યની દૃષ્ટિથી આ ધર્મ જગતના લગભગ બધા જ ધર્મોમાં અનન્ય છે. બીજું કે, આ ધર્મમાં કોઈ પણ બિનધર્મી કે પરધર્મી પર જુલમ થયો નથી તેમ જ કોઈને નવો શિષ્ય પણ બનાવાયો નથી. આ મુદ્દા આ ધર્મની સાત્ત્વિક અસ્મિતાનું સૂચન કરે છે. આ બાબત શિન્તો ધર્મ માટે સાચે જ ગૌરવપ્રદ ગણી શકાય.

# ૩

# શિન્તો ધર્મના ગ્રંથો અને અન્ય બાબતો

(૧) ગ્રંથો :

(अ) કો-જી-કી

(ब) નીહોન્ગી

(क) યેન્ગી-શિકિ

(ड) મેનિઓ શિઉ

(૨) શિન્તો ધર્મમાં સંસ્કારવિધિ, ઉત્સવો, પ્રાર્થના, મંદિરો, વગેરેનું મહત્ત્વ

(૩) યાત્રાનું સ્થાન

(૪) શિન્તો ધર્મનું જાપાનમાં થયેલું પુનર્જીવન

(૫) સારાં અને ખામીભરેલાં તત્ત્વો :

(अ) સારા તત્ત્વો (ब) ખામીભરેલાં તત્ત્વો

(૬) સારસંક્ષેપ.

## [૧] ગ્રંથો

હવે આપણે આ ધર્મના ગ્રંથોનો પરિચય મેળવીશું. શિન્તો ધર્મના મુખ્ય બે ગ્રંથો છે, જેમાં મનુષ્યોના જન્મ પૂર્વે દેવલોકોના યુગમાં થયેલાં કૃત્યો અને સંવાદોનું વર્ણન કરવામાં આવ્યું છે અને ત્યાર બાદ જાપાનની ઉત્પત્તિ અને લગભગ એક હજારથી વધારે વર્ષો સુધી થઈ ગયેલા રાજાઓના રાજ્યની હકીકતો આલેખાઈ છે. આ ઉપરાંત, તેમાં અનેકવિધ પ્રકૃતિવર્ણનો પણ જોવા મળે છે.

આ બે ગ્રંથોનાં નામ છે (अ) 'કો-જી-કી' અને (ब) 'નીહોન્ગી.' કો-જી-કીનો અર્થ થાય છે 'પ્રાચીન બાબતોનો ઇતિહાસ', જ્યારે નીહોન્ગીનો અર્થ થાય છે 'જાપાનનો ઇતિહાસ'. આ બન્ને ગ્રંથો ઈ. સ.

૭૧૨ માં અને ઈ. સ. ૭૨૦માં રચાયા છે. આ રીતે આ અતિપ્રાચીન ધર્મનું સાહિત્ય ઘણું મોડું બહાર પડ્યું કહેવાય. તેમ છતાં તેમના પહેલાં કોઈ સાહિત્યકૃતિ ન હોવાથી તેને જ જૂનામાં જૂનું કહી શકાય. જાપાનના સાહિત્યમાં આ બે ગ્રંથો સૌથી વધારે કીમતી અને અસરકારક છે.

જગતના બીજા ધર્મગ્રંથોની તુલનામાં આ ધર્મગ્રંથો (ખાસ કરીને કો–જી–કી )માં વધુ અશ્લીલતા જોવા મળે છે આ ગ્રંથોનો કેટલોક ભાગ એટલો બધો અશ્લીલ છે કે તેનું ભાષાંતર પણ થઈ શકે એમ નથી. ઈ. સ. ૧૮૯૩માં ટોકિયોની ઇમ્પિરિયલ યુનિવર્સિટીના પ્રો કુમ નામના જાપાનના જાણીતા વિદ્વાને ઐતિહાસિક ગ્રંથોનો સૂક્ષ્મ અને ઊંડો અભ્યાસ કરી એમ જાહેર કર્યું કે આ ગ્રંથો પર પૂરો આધાર યા વિશ્વાસ રાખી શકાય નહિ. આથી આ ધર્મના રૂઢિચુસ્ત લોકોએ તેમને યુનિવર્સિટીમાંથી બરતરફ કર્યા હતા. નીહોન્ગી નામનો ગ્રંથ જાપાનના રાજાએ જૂની વસ્તુઓ સાચવી રાખવાના આગ્રહને લઈને રચાયો છે તથા તેમાં વિષયની ગોઠવણી તદનુસાર કરવામાં આવી છે. આ ગ્રંથ પહેલા ગ્રંથ કરતાં વધુ માહિતી-પૂર્ણ હોવાથી વધુ મોટો છે.

આ ધર્મના બીજા પણ અગત્યના બે ગ્રંથો છે, જેમનાં નામ છે (क) 'યે-ગી–શિકિ' (ख) 'મેનિઓ–શિઉ'. આ બન્ને ગ્રંથો બહુ પાછળથી અસ્તિત્વમાં આવ્યા છે અને તેમા પણ ઉપરના ગ્રંથોની જેમ પ્રકૃતિનાં વર્ણનો, દેવોનાં ચરિત્રો, રાજ્યનો ઇતિહાસ, વગેરે બાબતો સવિશેષ જોવા મળે છે. યેન્ગી–શિકિ નામના ગ્રંથમાં 'યેન્ગી' સમયના ( ઈ. સ. ૯૦૧–૯૨૩ ) નિયમો આપવામા આવેલા છે. વળી આ ગ્રંથમાં આ ધર્મનું જ્ઞાન મેળવવા જૂનામાં જૂની સાહિત્યસામગ્રી પણ મળી રહે છે તથા વિવિધ પ્રસંગે કરવામા આવતી પચીસેક પ્રાર્થનાઓ ( નોરી–તો )નો પણ ઉલ્લેખ થયો છે. દા. ત., નવું અન્ન ઉત્પન્ન થાય એ વેળા ખેડૂતોના આનંદોત્સવ દરમિયાન થતી એક પ્રાર્થના. આ પ્રાર્થનામાં ઇશ્વરને પોતાના ઉત્પાદનનો કેટલોક ભાગ અર્પણ કરીને જ બાકીનો ભાગ પોતે લેવાની ઇચ્છા વ્યક્ત થાય છે. આ ઉપરાંત, મેનિઓ–શિઉ નામનો ગ્રંથ ૧૦ હજાર પત્રોના સંગ્રહ રૂપે છે વળી પાચમીથી આઠમી સદીના ગાળામાં રચાયેલાં કાવ્યો પૈકી ૪૪૯૬ કાવ્યોનો સંગ્રહ પ્રસ્તુત ગ્રંથમાં કરેલો જોવા મળે છે.

જાપાન બેટની દિવ્ય ઉત્પત્તિ, તેના પ્રાચીન ઇતિહાસ અગેની અનેક કથાઓ, ગીતો, હકીકતો, કાવ્યો, વગેરેનો સગ્રહ આ ધર્મગ્રંથોમાં દૃશ્યમાન

થાય છે. આ સંગ્રહમાં પ્રકૃતિની શક્તિમાં રહેલો આનંદ-ઉલ્લાસ, કુદરતનાં કેટલાંક ભયાનક સ્વરૂપોનો ખ્યાલ, ઇત્યાદિ બાબતો વર્ણવવામા આવી છે. આ ધર્મોના ગ્રંથોમા કેટલીક ઉત્તમ બાબતોની ચર્ચા કરાઈ નથી અર્થાત્ કર્તવ્ય, નીતિના પ્રશ્નો, શુભ અને અશુભ વચ્ચેનો દ્વન્દ્વ, દૈવી સહાય, ભાવિ જીવન અંગેની ગૂઢ વાતો, વગેરે બાબતોની ચર્ચાનો આ ગ્રંથોમાં અભાવ છે.

## [૨] શિન્તો ધર્મમાં સંસ્કારવિધિ, ઉત્સવો, પ્રાર્થના, મંદિરો, વગેરેનું મહત્ત્વ

ઉપરનાં સામાન્ય લક્ષણો એક યા બીજી રીતે લગભગ બધા જ ધર્મોમાં જોવા મળે છે. શિન્તો ધર્મ આ બાબતમાં અપવાદ રૂપ નથી. જો ધર્મ એટલે કોઈ દેવમાં માન્યતા અને એ માન્યતાને આધારે ઘડાતો જીવન-વ્યવહાર અર્થાત્ વિધિવિધાનો, પૂજાપ્રાર્થના, વગેરે એમ કરીએ તો શિન્તો ધર્મ સાચે જ ધર્મ છે. આ ધર્મ એમ માને છે કે, દેવની ઉપાસના યા પૂજા કરી તેમની સમક્ષ ધૂપ-દીપ, નૈવેદ્ય યા ભોગ સમર્પિત કરવાં એ એક અત્યંત પવિત્ર ધાર્મિક ફરજ છે. આ ધર્મમાં ઘણાં જ મંદિરો હોય છે અને પ્રત્યેક મંદિરમા પૂજાપ્રાર્થના અને નૈવેદ્યની વિશિષ્ટતાઓ છે. કેટલાક મંદિરો સરકારી છે તથા તેમનો વહીવટ રાજ્ય તરફથી ચાલે છે.

શિન્તો ધર્મમા વ્યક્ત થતી સંસ્કારવિધિ પણ નિરાળી છે સૌથી વધારે મહત્ત્વની સંસ્કારવિધિ 'પરમપવિત્રતા' (ઓહો-હરહી)ની છે. આ ધર્મમાં જુદે જુદે પ્રસંગે કરવામાં આવતી પ્રાર્થનાઓ અમુક ધાર્મિક સંસ્કારો સાથે જોડાયેલી હોય છે. અને આ સંસ્કારો પણ લોકમાન્ય અને લોકપ્રિય બનેલા ઉત્સવો સાથે જોડાયેલા હોય છે. આમ, આ ધર્મમા પ્રાર્થના, ઉત્સવો અને સંસ્કારવિધિના ત્રિવેણીસંગમરૂપ આચારવિધિ જોવા મળે છે.

આ ધર્મની પ્રાર્થનાઓ લગભગ બીજા ધર્મોની પ્રાર્થનાઓની જેમ (માનવસ્વભાવના પડઘારૂપે) નૈતિક કે આધ્યાત્મિક ઉચ્ચતાની પ્રાપ્તિ માટે નથી હોતી, પરંતુ તેમા અનેક પ્રકારની એષણાઓ અર્થાત્ જુદી જુદી માગણીઓ કરવામા આવે છે. જેમ કે વરસાદની, સારા પાકની, ધરતીકંપ, દુકાળ, રેલ, વગેરે કુદરતી પ્રકોપ સામે સંરક્ષણની, રાજાના દીર્ઘાયુષ્યની, વિજયની, શાંતિની, સુખની, વગેરે. ટૂંકમા આ સર્વ પ્રાર્થનાઓ ઐહિક સુખને અનુલક્ષીને જ કરવામાં આવે છે. વેદકાલીન યુગમાં આર્યો

પણ ધન, ધાન, પુત્ર, શાંતિ, સુખ, યશ, ઇત્યાદિ માટે જ પ્રાર્થનાઓ કરતા હતા.

આ ધર્મના ઉત્સવો પણ બીજા ધર્મના લોકોના ઉત્સવો જેવા જ છે. દા. ત., અન્ન વવાય ત્યારે, પહેલો પાક ઊતરે ત્યારે એમ વિવિધ સમયે ઉત્સવો ઊજવવામાં આવે છે. ઇચ્છિત ધ્યેયો પાર પડે ત્યારે, મુશ્કેલીઓ દૂર થાય ત્યારે તથા શુભ પ્રસંગોએ પણ વિવિધ પ્રકારના ઉત્સવો ઊજવાય છે. આ ઉપરાંત, અન્ય પ્રકારના ઉત્સવોમાં ઉજાણી, સહભોજન, અમાવાસ્યાના દિવસે સ્તુતિ કરી નૈવેદ્ય ધરવું, વગેરેનો સમાવેશ થાય છે.

### [૩] યાત્રાનું સ્થાન

જેમ મુસ્લિમને મન મક્કા, હિંદુને મન કાશી, યહૂદીને મન જેરુસલેમ યાત્રાસ્થાનો છે, તેમ શિન્તોધર્મીઓ માટે 'ઈસે' એ પવિત્ર તીર્થસ્થળ છે. તે આખા જાપાનમાં સૌથી વધુ પવિત્ર સ્થળ મનાય છે. આ સ્થળે સૂર્યદેવી તથા અન્નદેવીનાં પ્રસિદ્ધ અને ભવ્ય મંદિરો છે. આ એક જ સ્થળ એવું છે જ્યાં સ્વદેશાભિમાનથી ધાર્મિક પૂજા થતી જોવા મળે છે. જીવનમાં ઓછામા ઓછું એક વાર 'ઈસે'ની યાત્રા કરી પોતાના જીવનને કૃતાર્થ કરવાનો ખાસ મહિમા છે. પ્રત્યેક જાપાની માટે એ હક્ક તેમ જ ફરજ બન્ને છે. વળી આ સ્થળે સરકાર તરફથી વિધિસર સામૂહિક પૂજા પણ કરવામાં આવે છે

### [૪] શિન્તો ધર્મનું જાપાનમાં થયેલું પુનર્જીવન

કાળક્રમે શિન્તો ધર્મમાં મિકાડોની દૈવી સત્તા નબળી થતાં રાજ્યની સર્વ સત્તા લશ્કરી વડાને હસ્તક ગઈ. આવી દુર્દશાના નિવારણાર્થે અર્થાત્ કટોકટીના સમયમાં ધર્મને સ્થિર કરવા, આ ધર્મને ફરીથી નવચેતન અર્પવા માટે કેટલાક વિદ્વાનો પાક્યા. આવા મુખ્ય ચાર વિદ્વાનોએ વિવિધ રીતે શિન્તો ધર્મનું મહત્ત્વ લોકો સમક્ષ રજૂ કરી શિન્તો ધર્મના અભ્યુદયમાં સંગીન ફાળો આપ્યો

કદ (૧૬૬૯–૧૭૩૬) નામના વિદ્વાને જાપાનની જૂની ભાષાનો ફરીથી અભ્યાસ શરૂ કર્યો અને જૂના ગ્રંથોનું સંસ્કરણ કર્યું. (શીખ ધર્મમાં પણ ગુરુ નાનક પછી થયેલા ગુરુ અંગદે પણ ભાષાક્ષેત્રે આવી જ સેવા કરી હતી.)

મણુચી (૧૬૯૭–૧૭૬૯) : કદના આ વિદ્વાન શિષ્યે પણ પોતાના ઉપદેશ દ્વારા શિન્તો ધર્મની અસ્મિતાનું પુનઃસ્થાપન કરવા માટે સક્રિય પ્રયત્નો આદર્યા હતા. ત્યાર બાદ મોતૂરી (૧૭૩૦–૧૮૦૧) નામના વિદ્વાને કો–જી–કી ગ્રંથ પર ટીકા લખી જે પિસ્તાળીસ ભાગોમાં છપાઈ છે. તેમણે શિન્તો ધર્મની તિરોહિત થતી જાહોજલાલીને પોતાના ઉચ્ચ વિચારો પ્રદર્શિત કરીને પુનર્જીવન બક્ષ્યું. આ ઉપરાંત, હિરત (૧૭૭૬–૧૮૪૩) નામક વિદ્વાને સૌથી વધુ ગ્રંથો લખી આ ધર્મની ઉચ્ચ સેવા કરી છે. તે શિન્તો ધર્મના સમગ્ર ઇતિહાસમાં સૌથી મોટામા મોટા વિદ્વાન હતા તેમણે પોતાના ઉપદેશમાં જાપાન દેવોનો દેશ છે તથા જાપાની પ્રજા દેવાશી છે અને વિશ્વની અન્ય પ્રજાથી નિરાળી છે એમ પ્રબોધેલું છે વળી હિંમત અને બુદ્ધિમાં પણ જાપાનીઓ વિશ્વનાં સર્વ પ્રજાજનો કરતાં અનેક રીતે શ્રેષ્ઠ છે, તેઓ પ્રામાણિક અને પવિત્રહૃદયી હોય છે, બીજી પ્રજાની માફક નિરર્થક સિદ્ધાંતો ઊભા કરતા નથી તથા જૂઠું બોલતા નથી, વગેરે વિચારો પર ખૂબ જ ભાર મૂક્યો. આથી જાપાનમાં રાષ્ટ્રીય ચારિત્ર્યનો વિકાસ થયો. આ સર્વને લીધે મિકાડોમાથી ડગમગેલી શ્રદ્ધા અને વિશ્વાસની ભાવના ફરીથી સતેજ બની. પરિણામે ઈ. સ ૧૮૬૮ માં શિન્તો ધર્મનું પુનઃસ્થાપન થયું મૈજી (પ્રકાશ) યુગના પ્રારંભમા જ મિકાડોની પરંપરાનું પુનર્નિર્માણ થયું. સર્વ મંદિરોમાં ઉત્સાહપૂર્વક શુદ્ધિકરણની સંસ્કારવિધિ અમલી બનાવવામાં આવી વળી શિન્તો ધર્મ ધર્મોનો પણ ધર્મ છે, એ વિશ્વવ્યાપક ધર્મ એવી માન્યતાઓ પ્રસારિત કરવા માટે વ્યવસ્થિત હિલચાલો પણ શરૂ થઈ.

## [૫] શિન્તો ધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વો

હવે આપણે આ ધર્મનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વોની ટૂંકમા સમીક્ષા કરી આ ચર્ચા પૂરી કરીએ

### (अ) સારાં તત્ત્વો

(૧) સામાન્ય રીતે મૂર્તિપૂજાનો અભાવ છે (અલબત્ત સૂર્યદેવીના મંદિરમાં પ્રતીક રૂપે ગોળ દર્પણ તો છે જ). (૨) રાજ્ય દૈવી છે એ માન્યતા તથા તેને આધારે આત્મભોગ આપી આદરભાવ રાખવાની વૃત્તિ. (૩) ઉત્સાહપૂર્ણ અને એકતાસાધક દેશભક્તિ (૪) 'કમિ'એ અલૌકિક તત્ત્વ માટે પૂજ્યભાવ. (૫) સ્વચ્છતા–પવિત્રતા તથા શુદ્ધિકરણનું વિશેષ મહત્ત્વ. (૬) ઉદારતા અને સહિષ્ણુતા

(વ)-ખામીભરેલાં તત્ત્વો

(૧) વૈવિધ્યપૂર્ણ અને કંઈક અંશે વિચિત્ર એવો અનેકદેવવાદ. (૨) દેવોનાં કલ્પેલાં લક્ષણો બિલકુલ માનુષી સ્તર પર છે-ક્વચિત્ હાસ્યાસ્પદ પણ લાગે છે. (૩) મનુષ્યને માટે નીતિના ઉચ્ચોચ્ચ ધોરણનો અભાવ. (૪) મનુષ્યની વૈયક્તિક મહત્તાને વાસ્તવિક રીતે કોઈ સ્થાન નથી (૫) ધર્મને વ્યવસ્થિત રીતે વિકસાવનાર યા ફેલાવનાર આદ્યસ્થાપકનો અભાવ. (૬) પરધર્મી તથા પરદેશીઓને આ ધર્મમા સ્થાન નથી. (૭) સંસ્કારવિધિ પર અનહદ ભાર, જેથી શુદ્ધ આંતર ધર્મનુ જીવનમા ગૌણ સ્થાન છે એમ લાગે છે (૮) સમાજોત્કર્ષ માટે સર્વાંગસંપૂર્ણ ધ્યેયનો અભાવ

[૬] સારસંક્ષેપ

'કુલભક્તિ અને રાજ્યભક્તિ એ જાપાનના ધર્મનાં ખાસ લક્ષણ છે.'
—આચાર્યશ્રી ધ્રુવ ('ધર્મવર્ણન', પાન ૨૬૦)

ત્રણે ધર્મોની સામાન્ય સમીક્ષા

હવે આપણે આ ત્રણે ધર્મોની સમીક્ષા કરી આ પ્રકરણ પૂરું કરીશું. ચીન અને જાપાનના આ ત્રણે ધર્મોનાં સારાં અને ખામીભરેલાં તત્ત્વોની આપણે જે નોંધ લીધી તે પરથી એ ધર્મોના ગુણદોષનો ખ્યાલ અને મહત્તાનુ માપ મળી શકશે

જો માનવજાતને કોઈ પણ પ્રકારના ધર્મની જરૂર જ હોય તો તે ધર્મ શુદ્ધ અને વૈજ્ઞાનિક સ્તર પર મુકાયેલો હોવો અતિ આવશ્યક છે. પરંતુ કેટલાક લોકો એમ માને છે કે, જો ધર્મને વૈજ્ઞાનિક સ્તર પર મૂકીએ અર્થાત્ તેનો વ્યવસ્થિત અને નિષ્પક્ષપાતી રીતે વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરીએ, તો તેનો પાયો જ હાલી જાય. પરતુ આ મત ભૂલભરેલો છે. ધર્મનો વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરવો એટલે ધર્મના વિચારોની યોગ્યાયોગ્યતા તપાસી તેનુ શુદ્ધ સ્વરૂપ બહાર લાવવું. આજે ભલે કેટલાક લોકો ધર્મને સ્વીકારતા ન હોય, પરંતુ એક વાત તો સ્પષ્ટ છે કે જેઓ સ્વીકારે છે તેમણે બીજા ધર્મોને ભોગે અમુક ધર્મ ન સ્વીકારવો જોઈએ. તેમનું વલણ પૂર્વગ્રહરહિત હોવું જોઈએ. જો કે આ આદર્શ વ્યવહારમાં ગૂંથવો

શક્ય છે કે નહિ તે એક પ્રશ્ન છે. ગમે તેમ હોય, પરંતુ પ્રત્યેક ધાર્મિક વ્યક્તિએ જગતના સર્વ ધર્મોનો અભ્યાસ કરી દરેક ધર્મમાંથી માનવતાપોષક વિચારોનો 'મહાસમન્વય' કરવો જોઈએ. દરેક ધર્મ કોઈ ને કોઈ વિશિષ્ટતાઓને તો વરેલો હોય છે જ. જે ધર્મમાં જે સારું હોય તે સ્વીકારી બધા જ ધર્મોના નિચોડરૂપ એક વિશ્વધર્મ કે માનવધર્મ સ્થાપી શકાય આ ઉચ્ચ ધ્યેયને અનુલક્ષીને જ જગતના ધર્મોનો અભ્યાસ કરવો હિતાવહ છે

ચીનમાં કૉન્ફ્યુશ્યસ ધર્મ અને તાઓ ધર્મ વચ્ચે મહત્ત્વની ભિન્નતા હોવા છતાં ચીની પ્રજાએ જે પ્રગતિ હાસલ કરી છે, તે સમગ્ર વિશ્વને માટે ઉદાહરણરૂપ છે. ચીન દેશ પ્રાચીન કાળથી જ સુધરેલો દેશ ગણાય છે– કાગળ છાપવાની કળા અને બંદૂકના દારૂની જે શોધોથી આધુનિક યુરોપના લોકો અત્યાર સુધી અજ્ઞાત હતા, તે શોધો સૈકાઓથી ચીનમાં થયેલી છે. પ્રાચીન કાળમાં ચીનનો હિંદુસ્તાન સાથે પુષ્કળ વ્યવહાર ચાલતો. વળી ચીનના પ્રાચીન ધર્મને બૅબિલોનના ધર્મ સાથે પણ સંબંધ છે એમ વિદ્વાનોનું માનવું છે. આ ઉપરાંત, બૌદ્ધ ધર્મ પણ ઘણાં વર્ષોથી ચીનની ભૂમિ પર પ્રચાર પામ્યો છે, જે લેખકશ્રી, આ વાક્ય અત્યારના સંજોગોમાં સાચુ ઠરશે? શાંતિચાહક ચીની પ્રજાનું ભૂષણ છે. આ રીતે અન્ય સંસ્કૃતિ અને વિચારધારાઓ સાથેનો ચીનનો સંપર્ક ઘણો જૂનો છે. ચીનમાં અત્યારે વસ્તીનું પ્રમાણ વિકસતું હોવા છતાં આયોજન દ્વારા આર્થિક પ્રગતિ સાધી આગળ પડતા રાષ્ટ્ર તરીકે તે બહાર આવ્યુ છે, તેમાં ત્યાંની પ્રજાની નિષ્ઠા તથા કર્તવ્યભાવના પ્રગટ થાય છે

કૉન્ફ્યુશ્યસ ધર્મ માટે પંડિત જવાહરલાલ નેહરુએ જે મત પ્રદર્શિત કર્યો છે તે પરથી તેની મહત્તા સમજાય છે આ ધર્મે ચીનમાં રાજકીય, સામાજિક, કૌટુંબિક, શૈક્ષણિક તેમ જ અન્ય ક્ષેત્રે અનેકવિધ સુધારાને સ્થાન આપ્યું છે. ચીની જીવન જે ભગ્ન દશામાં હતુ, ચીની સંસ્કૃતિ જે મૃતઃપાય દશામા હતી, તેમા તેણે ચેતનાનો સંચાર કર્યો છે આ ધર્મે ચીની જીવનમા પ્રાણ પૂરી તેના વૈભવની અસ્મિતા ફરીથી સર્જી છે. તાઓ ધર્મે જો કે ચીની લોકજીવનમાં મહત્ત્વનો ફાળો આપ્યો નથી, તોપણ વૈયક્તિક સદાચારના અનુરોધ દ્વારા આત્મોન્નતિની સાધના તથા નિવૃત્તિમય અને સંતોષી જીવનની યથાર્થતા પરના ઝોકને લઈ ને કૉન્ફ્યુશ્યસ ધર્મનો વિરોધ નથી કર્યો. પરંતુ બંને ધર્મો પરસ્પરગ્રથિત છે, એકબીજાના પૂરક છે એમ કહી શકાય આ બને ધર્મોના વિશિષ્ટ તત્ત્વોના સમન્વય દ્વારા ચીની પ્રજામાંથી વિસંવાદિતા કે વિખવાદ દૂર થઈ શકે, કારણ કે એક ધર્મ

-સમાજકલ્યાણની ભાવના પર અને બીજો આત્મોન્નતિની ભાવના પર -રચાયેલા છે.

આવી જ રીતે શિન્તો ધર્મની વિશિષ્ટતા રાષ્ટ્રભક્તિમાં જ સમાયેલી -છે. અલબત્ત, રાષ્ટ્રભક્તિ પર અતિશય ભાર મુકાવાથી જાપાનને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઘણું સહન કરવું પડ્યું હતું. તેમ છતાં એક સ્વમાની, -સ્વતંત્ર અને સ્વાશ્રયી રાષ્ટ્રની પ્રજા તરીકે જાપાની પ્રજા આજે પણ મોજૂદ છે, જે બતાવે છે કે શિન્તો ધર્મે જાપાનના રાષ્ટ્રીય ઘડતરમાં મહામૂલો ફાળો આપ્યો છે. ઉદારતા, સહિષ્ણુતા અને પવિત્રતાની દૃષ્ટિથી પણ આ ધર્મ અનન્ય છે.

આ લાક્ષણિકતાઓ જગતની અન્ય પ્રજાઓ અપનાવે તો જ ધર્મોના તુલનાત્મક અભ્યાસ પાછળનો આશય સિદ્ધ થયો ગણાય.

# શીખધર્મ

"શીખધર્મ એટલે કર્મકાંડની તરખડમાંથી પ્રજાને બચાવી શુભ: વિચાર અને શુદ્ધ આચારના પાયા ઉપર ઈશ્વરપરાયણ બનાવવાની પ્રવૃત્તિ છે."

—કાકાસાહેબ કાલેલકર

"દયાનો કપાસ (રૂ) લેજો અને તેમાંથી સંતોષરૂપી સૂતર કાંતજો. પછી સત્ય અને તપની ગાંઠ વાળજો. જીવન માટે આ જનોઈ છે. તે જનોઈ કદી તૂટતી નથી, કદી મેલી થતી નથી કે કદી બળી જતી નથી જેઓ આ જનોઈ પહેરે છે, તેઓ ધન્ય છે."

—ગુરુ નાનકજી

ભારતવર્ષમાં પૂજ્ય અને આરાધ્ય એવા વિરક્તતર અને વિશુદ્ધતર આત્માઓમાં નાનકદેવનું સ્થાન ગૌરવવંતું છે."

—શંકરદત્ત શાસ્ત્રી

# ૧ સામાન્ય સ્વરૂપ અને આદ્યસ્થાપકનું જીવન

(૧) પ્રાસ્તાવિક

(૨) 'શીખ' શબ્દનો અર્થ

(૩) આદ્યસ્થાપક ગુરુ નાનકનું જીવન (ઈ સ. ૧૪૬૯–૧૫૩૮)

(૧) જન્મ અને બાલ્યાવસ્થા

(૨) નોકરીધંધા પ્રત્યે ઉદાસીનતા અને ચિંતનશીલ યુવાવસ્થા

(૩) લગ્નજીવન

(૪) જ્ઞાનપ્રાપ્તિ—સાક્ષાત્કાર

(૫) ઉપદેશપ્રવૃત્તિ (પ્રચારપદ્ધતિ) અને સમાજસુધારણા

(૬) ઉપદેશાર્થે પર્યટન

(૭) ઉપદેશની અસર:

(અ) લોકોનું હૃદયપરિવર્તન

(બ) મંત્રતંત્રનો વિરોધ

(૮) અસાધારણ મૃત્યુ

(૯) તેમના ચમત્કારો, પૂજન તથા ઉમદા ગુણો વિષે

## [૧] પ્રાસ્તાવિક

વિશ્વના વિદ્યમાન ધર્મોમાં શીખધર્મ એ સૌથી વધુ અર્વાચીન ધર્મ છે, અને એ રીતે કાળગણના પ્રમાણે એ વિશ્વના તમામ ધર્મોમાં સૌથી છેલ્લો પ્રસ્થાપિત થયો છે. પ્રસ્તુત ધર્મસ્થાપક વડે રચાયેલા નવા ધર્મો પૈકી એક છે તથા ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં હિંદુધર્મ અને ઇસ્લામધર્મના સમન્વયરૂપે પ્રાદુર્ભાવ પામ્યો છે એ સાચે જ નોંધપાત્ર છે. આ ધર્મની સ્થાપના ઇસ્વીસનની ૧૬મી સદીના પ્રારંભમાં થઈ છે ત્યારથી અદ્યાપિ પર્યંત વિશ્વના એક મહત્ત્વના ધર્મ તરીકે તે આજે પણ મોજૂદ છે

ભારતમાં ઈ. સ. નો પંદરમો સૈકો 'ભાષાયુગ' કહેવાય છે. તે દરમિયાન ભારતમાં ઘણા સંત–સાધુઓ થઈ ગયા, જેમાંના એક શીખધર્મના આદ્યસ્થાપક ગુરુ નાનક પણ હતા. આ યુગમાં ઇસ્લામની પ્રબળ અસર પ્રજા પર થઈ રહી હતી. ઇસ્લામનો એકેશ્વરવાદ, મનુષ્યમાત્રમાં ભાઈચારો અને ઐક્યની ભાવના તેમજ મૂર્તિપૂજા, કર્મકાંડ, વ્રત, ઉપવાસ, યજ્ઞ, ઇત્યાદિનો નિષેધ કરીને આંતરિક શુદ્ધિ કેળવવી–હૃદયશુદ્ધિ કેળવવી વગેરે સારા સિદ્ધાંતો પ્રત્યે નાનક આકર્ષાયા હતા. એવી જ રીતે હિંદુધર્મના જપ, ધ્યાન, દાન, સ્નાન, નામસ્મરણ પ્રત્યે પણ તેમનો અનુરાગ વધ્યો હતો તેથી તેમણે બન્ને ધર્મોનાં સારાં તત્ત્વોના નિચોડરૂપ–સમન્વયાત્મક ધર્મ ઉપદેશ્યો. કાળક્રમે રાજકીય પરિવર્તનોને લીધે તથા સમાજની જરૂરિયાતો સંતોષવા આ શાંત, એકાંતપ્રિય ધર્મનું શિસ્તબદ્ધ, શૌર્યવાન અને સમૃદ્ધ સંઘભાવનામાં પરિવર્તન થયું. દસમા ગુરુ ગોવિંદસિંહના નેતૃત્વ નીચે ખાનદાન અને ખેલદિલ શીખ પ્રજા ખડતલ અને ખમીરવાળી બની. શીખોનું વ્યવસ્થિત લશ્કર (અનુયાયીમંડળ) અસ્તિત્વમાં આવ્યું, જે 'ખાલસા' (વિશુદ્ધ યા મુક્ત) નામથી ઓળખાયું. જો કે છેક હાલમાં તો શીખપ્રજાનું હવે કોઈ વિશિષ્ટ લશ્કરી મહત્ત્વ રહ્યું નથી છતાં તેઓ નિષ્ઠાવાન દેશસેવકો છે એમાં બે મત નથી. શીખપ્રજામા ધર્મ તરીકેનું સત્ત્વ જરૂર છે. વળી કેટલાક અંગ્રેજ લેખકોએ પણ તેને સંપ્રદાય તરીકે સ્થાન આપીને ઉપરના મતનું સમર્થન કર્યું છે.

પ્રાદેશિક ફેલાવા (પ્રચારસ્થાન)ની દૃષ્ટિથી જોતાં આ ધર્મ હિન્દુસ્તાનનો જ ધર્મ છે, અને હિન્દુસ્તાનમાંય વિશેષતઃ તે પંજાબમાં જ (હિન્દુસ્તાનના વાયવ્યકોણમાં) પ્રસારિત થયો છે. મોટા ભાગના શીખો આજે પણ એમનો ધર્મ ઉદ્ભવ્યો છે એ જ ભૂમિ પર વસવાટ કરે છે તેમ છતાં કૅનેડા અને અમેરિકામાં પણ શીખોની સારી વસ્તી છે. આ ધર્મ અર્વાચીન હોવા છતા તેના સ્થાપકે કરેલા અથાગ પરિશ્રમને લીધે તેનો નોંધપાત્ર પ્રચાર થયો હતો. એ જમાનામાં આ ધર્મ સાચે જ મહત્ત્વનો બની ગયો હતો.

આ ધર્મનું ઔચિત્ય માત્ર તે એક ધર્મ છે તેમાં જ સમાયેલું નથી, બલ્કે આ ધર્મ સમાજસુધારણાનો અને એ રીતે શાંતિમય સહઅસ્તિત્વની દૃષ્ટિથી જીવન જીવવાનો એક ઉત્તમ અને અનિવાર્ય માર્ગ બની રહ્યો તેમાં સમાયેલું છે. શીખધર્મના ઉદ્ભવકાળ દરમિયાન ભારતની તત્કાલીન પરિસ્થિતિ કોમી વૈમનસ્ય, વેરઝેર અને રમખાણો જેવાં અનિષ્ટોથી

આ ધર્મના અનુયાયીઓની સંખ્યા લગભગ બાસઠ લાખ હોવાનું મનાય છે, અને આ સંખ્યાના આંક પ્રમાણે તેનું સ્થાન વિશ્વના ધર્મોમાં નવમું આવે છે. પરંતુ અમુક સંખ્યાબળ હોવું એ ધર્મનું મૂલ્ય આંકવાનો સાચો માપદંડ નથી, એ તો ગૌણ બાબત છે. સાચી બાબત તો એ છે કે એ ધર્મના સિદ્ધાંતો કેટલા માનવતાપોષક અને જીવનને ઊર્ધ્વગામી બનાવનાર છે તેના પર તેની મહત્તાનો આધાર છે. આપણે શીખધર્મનાં અંતસ્તત્ત્વો તપાસીને તેની મૂલવણી કરીશું તો જણાશે કે, એક ધર્મ તરીકેની અસ્મિતા એમાં જરૂર છે. રાજકીય દૃષ્ટિબિંદુથી વિચારતા એમ લાગે છે કે વિશ્વના ઇતિહાસમાં યહૂદીધર્મ સિવાય એકલો શીખધર્મ જ એવો છે કે જેમાંથી પ્રજાકીય દક્ષતા (જાગૃતિ) અને રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થતાં તે ધર્મનું ધાર્મિક પ્રવૃત્તિ તરીકેના મહત્ત્વ કરતાં રાજકીય પ્રવૃત્તિ તરીકેનુ મહત્ત્વ વધ્યું હોય ધાર્મિક દૃષ્ટિથી જોતાં શીખધર્મમાં બીજી કોઈ નવીનતા નથી—સૂક્ષ્મતા કે ગૂઢતા નથી. પરંતુ એક સાદો ધર્મ હોવા છતાં અત્યંત અસરકારક અને પ્રભાવપૂર્ણ તથા તે સમય માટે તો ખાસ ઉપકારક નીવડ્યો છે. બે કટ્ટર વિરોધી ધર્મો વચ્ચેની 'કનક કડી વણમૂલની ' બનવામા જ તેની સાર્થકતા સમાયેલી છે. સાચી રીતે જોતા તો શીખધર્મ એ બે વિરોધી ધર્મો વચ્ચેનો સમન્વય કરવા જતાં થયેલી સુધારણાનો જ પરિપાક છે. આ અંગેની વ્યવસ્થિત હિલચાલના પુરસ્કર્તા તરીકે શીખધર્મના આદ્યપ્રણેતા ગુરુ નાનકનું નામ હંમેશને માટે યાદ રહેશે

## [૨] 'શીખ' શબ્દનો અર્થ

દરેક ધર્મનું નામ અર્થપૂર્ણ હોય છે અને તે કોઈ વિશિષ્ટ બાબતોનો નિર્દેશ કરે છે. (દા. ત. તાઓ=માર્ગ, શિન્તો=દેવતાઈ માર્ગ, વગેરે.) આ રીતે 'શીખ' શબ્દનો અર્થ થાય છે 'શિષ્ય'. આ ધર્મમાં પ્રત્યેક વ્યક્તિને શિષ્ય બનીને સત્‌નામ (પરમ ગુરુ=ઈશ્વર)ને શરણે જવાનો ઉચ્ચ આદેશ આપવામા આવ્યો છે. શીખ એટલે શિષ્ય એ અર્થ લેતા ગુરુનો ખ્યાલ પણ રાખવો પડે છે; કારણ કે શિષ્ય અને ગુરુ એ શબ્દો સાપેક્ષ છે. ગુરુ વિના—ગુરુકૃપા વિના શિષ્યનો ઉદ્ધાર નથી માટે જ આ ધર્મ પ્રત્યેક વ્યક્તિને ધર્મનિષ્ઠ ગુરુ (પ્રભુ)ના શિષ્ય બનવાનો સક્રિય અનુરોધ કરે છે. સત્‌નામના 'શિષ્ય' બની, તે પવિત્ર તત્ત્વને શરણે જઈ, હમેશાં સાદા, પવિત્ર રહી જપ, સ્નાન, ધ્યાન, દાન, નામસ્મરણ, વગેરે આચારધર્મ પાળી જીવન કૃતાર્થ કરવાનો પ્રેરક સંદેશો આ ધર્મ પાઠવે છે.

'ઇસ્લામ'નો અર્થ પણ 'શાંતિ' યા 'સલામતી' થાય છે (મુસ્લિમ એટલે શરણે જનાર), તથા હિંદુધર્મમાં પણ શરણાગતિ યા પ્રપત્તિનો મહિમા અનેરો છે. ગીતામાં ખુદ ભગવાને સર્વ ધર્મોનો પરિત્યાગ કરી તેમને (પ્રભુને) શરણે જવાનો આદેશ આપ્યો છે.[૧] આ રીતે જોતાં આપણને એમ લાગે છે કે 'ધર્મો ભાગ્યે જ જુદા પડે છે.'

## [૩] આદ્યસ્થાપક ગુરુ નાનકનું જીવન (૧૪૬૯–૧૫૩૮)

હવે આપણે શીખધર્મના આદ્યસ્થાપક ગુરુ નાનક (નાનકદેવ)નું જીવન-ચરિત્ર આલેખીશું. તેમના જીવન અંગેની હકીકતો મુખ્યત્વે 'જનમસાખી' નામક લોકસાહિત્યમાં જોવા મળે છે અત્રે આપણે તેને આધારે જ તેમના જીવનપ્રસંગોનું નિરૂપણ કરવા પ્રયત્ન કરીશુ[૨]

### (૧) જન્મ અને બાલ્યાવસ્થા

નાનકનો જન્મ પંજાબ પ્રાંતમા લાહોર (હાલ પાકિસ્તાન)થી ત્રીસ માઇલ દૂર આવેલા તલવંડી નામના એક ગામમાં થયો હતો. પાછળથી આ પ્રતાપી પુરુષના માનમાં તે ગામનું નામ 'નાનકાના' (નાનકનું ગામ) રાખવામા આવ્યું. શીખધર્મમાં આ સ્થળ આજે પણ પવિત્ર મનાય છે તેમનાં માતાપિતાની સ્થિતિ સાધારણ હતી, પરંતુ કુટુંબ કુળવાન અને સંસ્કારી હતું. તેમના પિતા કાલુચંદ વેદી (કલ્યાણચંદ્ર) જાતે ક્ષત્રિય હતા અને ગામના મુસલમાન જાગીરદાર (ઠાકોર)ને ત્યાં નોકરી કરતા હતા. તેમની માતાનું નામ તૃપ્તાજી હતું અને તે પરમ ભક્તિવાન અને પવિત્ર હતાં.

બાલ્યાવસ્થાથી જ નાનક શાંત અને એકાંતપ્રિય હતા. તેમનો સ્વભાવ ચિંતનશીલ હતો અને તેથી રમતગમત પ્રત્યે ઉદાસ રહેતા. તેમની માતાને આ વાતનું બહુ દુઃખ રહ્યા કરતું. જોકે બાળપણથી જ તેમનામાં તીવ્ર બુદ્ધિ હોવાનો તેમના જીવનવૃત્તાંત પરથી ખ્યાલ આવે છે. એક વાર તેમના શિક્ષકે એક મંત્ર ગોખવાનું કહેતાં તેમણે પૂરો અર્થ ન સમજાય ત્યાં સુધી તેમ કરવાને ઇન્કાર કર્યો હતો. આમ તેઓ સ્વતંત્ર સ્વભાવના અને વિચક્ષણ બુદ્ધિ ધરાવતા હશે એ સમજાય છે સાત વર્ષની વયે તેમને શાળાએ મૂકવામાં આવ્યા એ પ્રસંગે તેમણે તેમના એક હિંદુ શિક્ષકને વેદના અભ્યાસ દ્વારા પ્રભુનું સત્ય સમજવા કરતાં તેની કૃપાથી જ સત્ય સમજવું, વધુ સારું

---

૧ જુઓ ગીતા: 'सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज'।

૨ વધુ અભ્યાસ માટે જુઓ 'નાનક,' પ્રયોજક: સ્વ. શંકરદત્ત શાસ્ત્રી

છે–ઉચિત છે તે સમજાવ્યું અર્થાત્ રૂઢિગત ધર્માભ્યાસ કરતાં સ્વાનુભવથી પ્રભુનું રહસ્ય સમજાય છે એમ તેમણે સજાવ્યું હતું. અને આ માટે પ્રભુની કૃપા (Grace–પુષ્ટિ) અત્યંત જરૂરી છે. વળી કહેવાય છે કે, તેમણે નવ વર્ષની વયે ફારસી ભાષા, કે જેમાં શીખધર્મનું કેટલુંક સાહિત્ય ઉપલબ્ધ છે, તેનો અભ્યાસ શરૂ કર્યો હતો. નાનપણમાં તેમણે ઘણી ભાષાઓનો અભ્યાસ કરી તેના પર પ્રભુત્વ મેળવ્યું હતું. આવો અભ્યાસ પાછળથી તેમના જેવા લોકનાયકો અને સંતોના જીવનમાં પ્રચારકાર્ય માટે ઉપયોગી થઈ પડે છે તેમના એક જીવનચરિત્ર મુજબ તો 'જપજી' કે જે 'ગ્રંથસાહેબ'નો એક મહત્ત્વપૂર્ણ ભાગ છે તેનો પણ તેમણે માત્ર નવ વર્ષની વયે ઉપદેશ કર્યો હતો ! ગમે તેમ હોય, પરંતુ શીખોમાં એવું મનાય છે કે બાળપણમાં જ જ્યારે હિંદુવિધિ અનુસાર તેમને યજ્ઞોપવીત ધારણ કરવાનો સંસ્કાર યોજવામાં આવ્યો, ત્યારે તેમણે વિધિ કરાવનાર પુરોહિતને સ્થૂળ જનોઈને બદલે આધ્યાત્મિક અર્થમાં જનોઈ પહેરવાનું મહત્ત્વ સમજાવ્યું હતું. આમ બાળપણથી જ તેમને ધાર્મિક સંસ્કારો, વિધિવિધાનો, વગેરે કર્મકાંડ કરતાં ધર્મનું સાચું સ્વરૂપ–આંતરિક સ્વરૂપ જ વધારે મહત્ત્વનું લાગતું. યજ્ઞોપવીત દેનાર બ્રાહ્મણને તેમણે જે (મનનીય) શબ્દો કહ્યા તેમાં ઘણું જ અર્થગાંભીર્ય છે. 'દયાનો કપાસ (રૂ) લેજો અને તેમાંથી સંતોષરૂપી સૂતર કાંતજો. પછી સત્ય અને તપની ગાંઠ વાળજો. જીવન માટે આ જનોઈ છે તે જનોઈ કદી તૂટતી નથી, કદી મેલી થતી નથી કે કદી બળી જતી નથી જેઓ આ જનોઈ પહેરે છે, તેઓ ધન્ય છે'[1] આ પ્રકારની સચોટ અને હૃદયભેદક વાણીથી તેમના કુટુંબીઓ પર વજ્રઘાત થયો. નાનકે જનોઈનો ઇન્કાર કર્યો આખરે માતા તૃપ્તાજીના કહેવાથી તેમણે જનોઈ પહેરી બાલ્યાવસ્થા દરમિયાન ઉચ્ચારાયેલા ઉપરના શબ્દો ક્ષણિક આવેશનું પરિણામ ના હોઈ શકે, પરંતુ એ શબ્દો તો તેમની ઊંડી આધ્યાત્મિકતાનું જ સૂચન કરે છે. વધુમાં કહીએ તો, આ જ શબ્દો તેમના ભાવિપરિવર્તનના દ્યોતક હતા.

### (૨) નોકરીધંધા પ્રત્યે ઉદાસીનતા અને ચિંતનશીલ યુવાવસ્થા

નાનપણથી જ વિદ્યાવ્યાસંગી અને આધ્યાત્મિક વૃત્તિવાળા હોવાથી નાનકનું તરુણ જીવન ચિંતન–મનનમાં જ પસાર થયું તેમને સાધારણ વ્યવસાય પસંદ નહોતા તેથી તેમણે ઐહિક પ્રવૃત્તિ તરફ તદ્દન દુર્લક્ષ સેવ્યું. તેમને શારીરિક મહેનત કરવી કે નોકરીધંધો કરવો સહેજ પણ પસંદ ન

1. જુઓ 'નાનક', પૃષ્ઠ ૧૯: પ્રયોજક: સ્વ, શંકરદત્ત શાસ્ત્રી.

હતું. આવી નફરત હોવાથી તેઓ કશું જ કામ કર્યા સિવાય એકાંતમાં ઈશ્વરચિંતનમાં યા મસ્તીમાં ડૂબી જતા. તેમની આવી નિષ્ક્રિયતાને અને લૌકિક દૃષ્ટિએ વિચિત્ર એવા વર્તનને ધૂન યા ગાંડપણ કહી હસી કાઢવામાં આવતાં. વખત જતાં તેમનું વર્તન તદ્દન વિચિત્ર, બિનઉપયોગી અને નિરર્થક મનાવા લાગ્યું. યોગ્ય નોકરીધંધો કરી પૈસા કમાવા તથા ઘર-સંસાર ચલાવવા તરફ તેમણે બેહદ ઉપેક્ષા બતાવી તેમના પિતાએ તેમને એક વાર કહ્યું: 'બેટા, હવે તો તું મોટો થયો. આપણાં ખેતરોની સંભાળ રાખ. લોકો તને આળસુ અને ગાંડો માને છે.' ત્યારે તેમણે ઉત્તર આપ્યો, 'પિતાજી, હું આળસુ નથી. આ મનરૂપી ખેતરમા હું સારા વિચારો (જ્ઞાન) રૂપી બી વાવું છું. તેમાથી એવો ઉત્તમ પાક થવાનો, જે ખાતાં કદી ખૂટે નહિ.' ટૂંકમાં, નાનકને તો 'શાશ્વત પાક' લણવો હતો. ખેતરનું રખોપું કરવા જ્યારે તેમને મોકલ્યા ત્યારે તેમણે નિર્દોષ પક્ષીઓને બધો પાક નિરાંતે ચણવા દીધો આ જાણી પિતાએ તપાસ કરી તો નાનક ખેતરમાં, નિજાનંદમાં મસ્ત બની ગાતા હતા:

'રામકી ચિડીયા રામકા ખેત; ખા લો ચિડીયાં ભરભર પેટ.'

તેમના જીવનનો એક પ્રસંગ એવો છે કે તેમના પિતાએ એક વાર તેમને રૂપિયા વીસ આપી સોદો કરવા મોકલ્યા બજારના માર્ગમાં ભૂખ્યા સાધુઓને ભોજનાર્થે તે પૈસા આપી, ઉત્તમ સોદો કરીને તે ઘેર આવ્યા ત્યારે નારાજ થયેલા પિતાએ તેમને ઠપકો આપ્યો, પરંતુ તેમની આવી ઉદારતાને લીધે તેમના પિતાના જાગીરદાર રાય બુલાર પર ભારે અસર થઈ. નાનકની વિચિત્રતાથી કંટાળી તેમના બનેવીએ (જયરામ શેઠે) પાસેના સુલતાનપુર શહેરમાં કોઈ ઊંચી સરકારી નોકરી માટે સિફારસ કરી, પરંતુ તેમાં પણ નાનકનું ચિત્ત ચોટ્યું નહિ આખરે દૌલતખાન લોદીના મોદીખાનામાં તેમને નોકરી મળી પરંતુ હવે તો નાનક કુબેરભંડારી થઈ ગયા! ભૂખ્યા, ગરીબ, સાધુસંતો તથા ફકીરોને તેમણે ઉદાર હાથે અનાજ આપવા માંડ્યું આ વાત રાજ્યમાં પહોંચતાં તપાસ થઈ પરંતુ નાનકનો પ્રામાણિક હિસાબ જોઈ તેમને નોકરી પર ચાલુ રાખ્યા. ફરી એકવાર ફરિયાદ ગઈ અને તેમની તપાસ થઈ આમ, વારંવાર અવિશ્વાસનો આક્ષેપ અસહ્ય લાગતાં તેમણે તે નોકરી ફગાવી દીધી. અનાજની દુકાનમા નોકરી કરતાં તે વેળા તોલમાપ કરતી વખતે 'તેરા' શબ્દ આવતો ત્યારે એ ઊંડા

અનુભવમાં ડૂબી જતા. તેમના જીવનના આવા પ્રસંગો પરથી તેમની નૈતિક ઉચ્ચતા, પ્રામાણિકપણું, અકિંચનતા, દયા, ત્યાગ તથા સર્વ પર પ્રેમની ભાવના વગેરે સદ્ગુણો ફલિત થાય છે.

## (૩) લગ્નજીવન

ચૌદ વર્ષની વયે નાનકને પખોગામના મૂલચંદ્રની પુત્રી સુલક્ષ્મી (સુલખણી) સાથે પરણાવવામાં આવ્યા. લગ્નક્રિયા વખતે પણ તેમનું ધ્યાન ઈશ્વરમાં જ હતું. તેમનું ગૃહસ્થજીવન સુલતાનપુરમાં શરૂ થયું. ગૃહસ્થજીવન દરમિયાન તેમને શ્રીચંદ્ર અને લક્ષ્મીચંદ્ર નામે બે પુત્રો થયા. સંસારી હોવા છતાં નરસિંહ મહેતા અને સંત તુકારામની જેમ તેમણે ઈશ્વરચિંતનને જ મહત્ત્વ આપ્યું તથા સામાજિક ફરજો તરફ ઉપેક્ષા જ સેવી. કૌટુંબિક જવાબદારી વધી હોવા છતાં તેમણે મૂળ સ્વભાવ બદલ્યો નહિ તેમને ખાવાપીવાના સમયનું ભાન રહેતું નહિ અને આખો દિવસ વિચારગ્રસ્ત દશામાં રહેતા હોવાથી સ્વાભાવિક રીતે જે પરિણામ આવવું જોઈએ તે જ આવ્યું. તેમનું ગૃહજીવન ક્લેશમય બન્યું. જો કે તેમ છતાં પણ તે ચિંતનમાં વધુ ને વધુ તલ્લીન થયા. યુવાવસ્થા દરમિયાન તેમના પર ઘણા આક્ષેપો થતા: 'તે તદ્દન નકામો છે', 'તેણે કુટુંબનુ સત્યાનાશ વાળ્યું, કલંકિત કર્યું,' 'તે ગાંડો છે, આળસુ છે' વગેરે પરંતુ એ 'રામ' તો એના એ જ રહ્યા. તે અડીખમ હતા—સાંસારિક ટીકાથી કે એષણાઓથી ડગે નહિ તેવા અડગ અને અફર.

## (૪) જ્ઞાનપ્રાપ્તિ-સાક્ષાત્કાર

એક દિવસ સ્નાન કરવા તેઓ નદીએ ગયા ત્યાંથી ત્રણ દિવસ સુધી પાછા જ આવ્યા નહિ. ત્યાં એકાંતમાં ચિંતન કરતાં આખરે તેમને પ્રભુનો સાક્ષાત્કાર થયો અને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું. કહેવાય છે કે, તેમને અમૃતનો પ્યાલો ધરવામાં આવ્યો અને પ્રભુની વાણી સંભળાઈ: 'હું તારી સાથે જ છુ. મેં તને સુખી બનાવ્યો છે; જે લોકો તારું નામ પણ જપશે તેમને હું સુખી બનાવીશ' 'તું લોકોનો 'ગુરુ' થઈ ને સાચો માર્ગ બતાવ, મારા નામનો જપ કર તથા લોકોને તેમ કરવાનું કહેજે.' 'જગતનો કોઈ પણ જાતનો પવન તને લાગે નહિ તે પ્રમાણે તું રહેજે. મારા નામસ્મરણ (જપ), સ્નાન, ધ્યાન, દાન, વગેરે કરજે......મારુ નામ પ્રભુ છે—પરબ્રહ્મ છે અને તું દૈવી ગુરુ છે.' (આ ઉપરથી શીખધર્મમાં જપનો મહિમા, 'શીખ' શબ્દના અર્થનું

ઔચિત્ય તથા સ્નાન, ધ્યાન, દાન, વગેરેનું મહત્ત્વ સમજી શકાય છે.)

ત્રણ દિવસ બાદ ઘેર આવ્યા પછી નાનકે પોતાનું સર્વસ્વ ગરીબોને આપી દીધું અને કંઈ પણ બોલ્યા નહિ. તેમનું મૌન લોકોને ભારે લાગ્યું. લોકો માનવા લાગ્યા કે નાનકને ભૂત વળગ્યું છે અને તેના નિકાલ માટે એક મુલ્લાને પણ બોલાવવામાં આવ્યા. પરંતુ ખરી રીતે તેમને તો ભૂત વળગ્યું જ ન હતું. તેમને તો લોકોનું ભૂત દૂર કરવાનું અપ્રતિમ સામર્થ્ય (દિવ્યજ્ઞાન) પ્રાપ્ત થયું હતું. મૌન બાદ તેઓ સૌથી પહેલા બોલ્યા કે કોઈ હિંદુ નથી, કોઈ મુસલમાન નથી; બધા એક પિતાનાં સંતાન છે. (સત્યની ઉપાસનામાં કે પ્રભુની પ્રાપ્તિમાં હિંદુ કે મુસલમાન એવા કોઈ ભેદ નથી; તેના દરબારમાં સૌ સમાન છે.) પ્રારંભમા નાનકના ઉપદેશ તરફ લોકોએ બહુ લક્ષ ન આપ્યું. નાનકને પોતાના સમયની સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ હતો. તે ધર્મની અને સમાજની અવ્યવસ્થાથી અજાણ નહોતા. કહેવાય છે કે આથી તેમને ઊંડું દુઃખ થતું અને તે સતત ચિંતાતુર રહેતા. આ ખ્યાલ તેમણે ગ્રંથોમાં આપ્યો છે: 'કળિયુગ બહુ ઘાતકી છે. જગતમાંથી ન્યાય જતો રહ્યો છે અસત્યની અમાવાસ્યાની રાત્રિએ સત્યનો ચંદ્ર કોઈ વખતે ઊગશે નહિ.'

## (૫) ઉપદેશપ્રવૃત્તિ (પ્રચારપદ્ધતિ) અને સમાજસુધારણા

પોતાને મળેલા સંદેશાને લોકો સમક્ષ રજૂ કરવા નાનકે વિવિધ પ્રદેશોમાં પર્યટન કર્યું. તેમની પ્રચારપદ્ધતિ નિરાળી હતી લોકોને સમજાય તેવી સરળ અને રોચક શૈલીમાં તે ધર્મનાં સત્યો રજૂ કરતા. કહેવાય છે કે ઉપ-દેશના મહાન કાર્યમા તેમને દૈવી શક્તિની સહાય પણ હતી તેમણે ઉપદેશ-કાર્ય અને ધર્મપ્રચાર માટે પોતાના જૂના સાથીદાર ભાઈબાલા અને મર્દાનાને સાથે લીધા હતા. તેઓ ગાવા–વગાડવાની કળામાં નિપુણ હતા અને લોકોને પોતાની કળાથી આકર્ષી એકત્ર કરતા અને ત્યાર બાદ ગુરુ ધરગથ્થુ ઉદાહરણો ટાંકીને હૃદયંગમ ભાષામા પોતાના સિદ્ધાંતો લોકોમા વહેતા કરતા. આ રીતે નાનક–બાલા–મર્દાનાની અદ્ભુત જોડી દ્વારા શીખધર્મ લોકભોગ્ય બનવા લાગ્યો. ગુરુ નાનકે હિંદુધર્મ અને ઇસ્લામની ખૂબીઓ જાણી લઈ બન્નેના સારા સિદ્ધાંતોના સારરૂપ–નિચોડરૂપ કોઈ નવીન તથા મહત્ત્વની બાબત ઉપદેશી હતી તેથી હિંદુ–મુસ્લિમ બન્નેમા તે નવીન વિચારસરણી પ્રિય થઈ પડી.

ગુરુ નાનક મુખ્યત્વે એવો પ્રેરક ઉપદેશ આપતા કે કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી; સર્વે સમાન છે. ગરીબ તેમ જ તવંગર, હિંદુ તેમ જ મુસ્લિમ-બધા જ એક છે સર્વેએ એક જ પ્રભુને શરણે જવું-પ્રભુ એક છે, મૂર્તિપૂજા તૂત છે, કર્મકાંડ મિથ્યા છે તથા સંન્યાસ, વ્રત, દેહદમન, ઇત્યાદિ નિરર્થક છે, વગેરે તેમના ઉપદેશની મુખ્ય બાબતો છે. આ ઉપરાંત, તેમના ઉપદેશમાં અતિ મહત્ત્વની બાબત હિંદુ-મુસ્લિમ એકતા અને તેમના ધર્મોનો સમન્વય કરવા અંગેની હતી. બન્ને ધર્મોના ઉદાત્ત સિદ્ધાંતોનું સંકલન કરવા ઉપરાંત તેમણે પોશાક, ભાષા, વગેરે સામાન્ય બાબતોની પસંદગી પર પણ વિશેષ લક્ષ આપ્યું હતુ, જેથી હિંદુ-મુસ્લિમ વચ્ચેની એકાત્મતા કેળવાય. તેમનો પહેરવેશ બન્ને ધર્મોના લોકો પરિધાન કરે તેવાં વસ્ત્રોનું મિશ્રણ હતું, જેથી બન્ને ધર્મના લોકો તેમને પોતાના જ માને તે સ્વાભાવિક છે. વળી તેમનો ઉપદેશ લોકભાષામાં અપાતો હોવાથી સામાન્ય જનને સ્પર્શે તેવો થઈ પડયો હતો. તેમના ઉપદેશની અદ્ભુત અસરથી પ્રેરાઈ કેટલાયે હિંદુ-મુસ્લિમ શિષ્યો શીખ બનવા લાગ્યા. તેમના પિતાના મુસલમાન જાગીરદારના અંતઃકરણમાં પણ નાનક દૈવી હોવાની વાત વસી ગઈ હતી; તેઓ નાનકને પગે પડી કૃતાર્થ થયા. નાનકે સાદું સંયમી જીવન જીવવાનો તથા કર્મકાંડ ન આચરવાનો લોકોને ઉપદેશ આપ્યો ટૂંકમાં, સર્વ લોકોને સ્પર્શે તેવો સાદો છતાં અસરકારક ઉપદેશ આપીને જ તે પોતાનું મૂળ કાર્ય—હિંદુ-મુસ્લિમ એકતા, એકેશ્વરવાદની હિમાયત, મૂર્તિપૂજા, કર્મકાંડ, વગેરેનો નિષેધ, ઇત્યાદિ પાર પાડી શકયા, અને સુધારક જ નહિ પણ યુગપ્રવર્તક બની શકયા.

### (૬) ઉપદેશાર્થે પર્યટન

પોતાને સાંપડેલાં સત્યોને તથા ધર્મરહસ્યોને લોકહૈયે ઉતારવા તેમણે સતત પ્રવાસ કરી અનન્ય પરિશ્રમ ઉઠાવ્યો. ધર્મોપદેશ માટે તેમણે કરેલા પ્રવાસો અદ્ભુત અને પ્રશંસનીય છે. સાચે જ, એ જમાનામાં વાહનવ્યવહારનાં સાધનોનો અભાવ હોવા છતાં તેમની પ્રચારપ્રવૃત્તિ ઉચ્ચ કક્ષાની હતી માનવીમાં રહેલી ધર્મવૃત્તિ શું નથી કરી શકતી? તે ઉત્તર ભારતમાં બહુ વિચર્યા અને હિંદુ યાત્રાધામો જેમ કે કુરુક્ષેત્ર, વૃંદાવન, હરદ્વાર, ગોરખમત, કાશી, પુરી, હિમાલય, પાણીપત, દિલ્હી, વગેરે સ્થળોએ ઘૂમી વળ્યા [૧]

૧. તેમની પ્રવાસયાત્રાની વિગતવાર માહિતી માટે જુઓ 'નાનક', પ્રયોજક: સ્વ. શંકરદત્ત શાસ્ત્રી.

બારેક વર્ષ પ્રચારકાર્યમાં ગાળી તે પોતાને વતન આવ્યા. આ ઉપરાંત, ફરી પણ એક વાર તેમણે ઉપદેશકાર્ય હાથ પર ધર્યું. બીજી વારનો તેમનો પ્રવાસ લાંબો હતો. તેઓ મદ્રાસ ગયા. ત્યાંથી સિંહલદ્વીપ (લંકા–સિલોન) ગયા. ત્યાંના રાજા શિવનાભે પ્રસન્નતાપૂર્વક ગુરુની સેવા કરી. ત્યાંનાં રાજારાણીને ધર્મબોધ આપી સન્માર્ગે વાળ્યાં. ભારતના વાયવ્ય કોણ તથા સમગ્ર ઉત્તર ભારતમાં તેમણે ઠેર ઠેર ઉપદેશ આપ્યો.

વળી એમ કહેવામાં આવે છે કે તેઓ પશ્ચિમ એશિયાના પવિત્ર તીર્થધામ મક્કામાં પણ પહોંચી વળ્યા તેમણે મુસલમાન યાત્રાળુનો વેશ પરિધાન કર્યો હોવાથી તે મક્કામાં પ્રવેશનાર પ્રથમ હિંદુ હતા. મક્કામાં તેમણે ઈશ્વરની -સર્વવ્યાપકતા વિષે સચોટ ઉપદેશ આપી લોકોને જાગૃત કર્યા તેમણે મુખ્યત્વે કહ્યું કે, 'પવિત્રતા, દિલની સચ્ચાઈ, અહંતાનો ત્યાગ, સર્વ તરફ સમાન દૃષ્ટિ અને અલ્લાનું દમબદમ સ્મરણ એ જ ખુદાને તખ્ત પહોંચવાનો માર્ગ છે.' મક્કા છોડયા બાદ ગુરુ નાનક મદીના થઈ બગદાદ ગયા ત્યાં ખલીફાને ધનદોલતની તુચ્છતા અને ક્ષણભંગુરતા વિષે બોધ આપી ખુદાનો સાચો રાહ બતાવ્યો. આ પછી નાનકદેવ ઈરાન, અફઘાનિસ્તાન, તહેરાન અને કાબુલ, વગેરે સ્થળોએ ગયા અને જલાલાબાદ તથા પેશાવર થઈ કાશ્મીર આવી પહોંચ્યા. પણ આ યાત્રામાં નાનકદેવનો નિત્યનો સાથી મર્દાના બોખારા પ્રાંતના એક શહેરમાં અવસાન પામ્યો. નાનકે તેની ઇચ્છા મુજબ અંતિમ વિધિ કરાવી આ જ અરસામાં સમરકંદથી બાદશાહ બાબરે હિંદ પર ચઢાઈ કરી અમીનાબાદમાં બીજાની સાથે નાનક પણ કેદ પકડાયા પરંતુ ખુદ બાબર ગુરુના પ્રભાવથી નમ્ર બન્યો અને તેમના આશિષ મેળવી કૃતાર્થ થયો. વળી એક પ્રસંગ એવો છે કે તેઓ ધર્મપ્રચારાર્થે દિલ્હી ગયા ત્યારે ત્યાંના રાજા સિકંદર લોદીએ તેમને જેલમા પૂર્યા, પરંતુ ત્યાં પણ તેમણે પોતાનો મહાન ઉપદેશ આપી રાજાને પ્રસન્ન કર્યો હતો અને બીજા સાધુસંતોને જેલમાથી મુક્તિ અપાવી હતી

[ધર્મપ્રચારની અસીમ ધગશે જ અને લોકકલ્યાણની ઉદાત્ત ભાવનાએ જ તેમને આવાં મહાન કાર્યો કરવા પ્રેર્યા હશે. ગુરુ નાનકની દીર્ઘદૃષ્ટિ, યોજનાઓ અને મહત્ત્વાકાક્ષાઓ, પ્રવાસ અને પર્યટનો, પ્રચાર અને ઉપદેશમાં અડગ શ્રદ્ધા તથા તે સર્વમા સફળતા અને સૌથી અધિક આત્મવિશ્વાસ, વગેરે વિષેની સર્વ હકીકતો ધ્યાન પર લેતાં તેમને ખ્રિસ્તીધર્મના કુશળ

વહીવટકાર અને કાર્યદક્ષ તથા નિષ્ઠાવાન પ્રચારક સંત પોલ સાથે સરખાવી શકાય (જો કે, એક મત પ્રમાણે તેમને યુરોપના સુપ્રસિદ્ધ ધર્મસુધારક માર્ટિન લ્યૂથર સાથે સરખાવીએ તે જ વધુ યોગ્ય લેખાય બન્ને સમકાલીન તો હતા જ વધારામાં, બન્નેએ ધર્મસુધારણાને જ જીવનકાર્ય બનાવ્યું હતું. જે સુધારાઓ લ્યૂથરે ખ્રિસ્તીધર્મમાં કર્યા તેવા જ સુધારાઓ ગુરુ નાનકે હિંદુધર્મ તથા ઇસ્લામમા આવેલા સડા દૂર કરી નવો ધર્મ સ્થાપવામાં કર્યા હતા.)]

## (૭) ઉપદેશની અસર

**(અ) લોકોનું હૃદયપરિવર્તન :** ગુરુ નાનકના ઉપદેશની ગણનાપાત્ર અસર થઈ હતી. એક સાધારણ માનવી અનન્ય લોકચાહના પ્રાપ્ત કરી શકે એ સમજવા માટે ગુરુ નાનક ઉદાહરણ રૂપ છે. એક વાર અન્યાયથી તેમને કેદ કરવામાં આવ્યા ત્યારે તેમણે જેલના મુસલમાન અધિકારીને જે દર્દભર્યો ઉપદેશ આપ્યો તે નોંધપાત્ર છે. આ ઉપદેશથી તે અધિકારીનું હૃદયપરિવર્તન થતાં તેણે ગુરુની ક્ષમા માગી તેમને મુક્ત કર્યા. વળી શેખ સજ્જન નામના નામચીન બહારવટિયાને પણ તેમણે ધર્મબોધ આપી સુધાર્યો હતો. આમ તો જો કે છેક બાળપણથી જ તેમની પ્રેરક વાણી સાભળી ઘણા લોકો કૃતાર્થ થયા હતા. તેમણે બાળપણમાં સંસ્કૃત શીખવનાર પંડિત વ્રજનાથ શર્મા, ફારસી શીખવનાર તેમના પિતાના મિત્ર સૈયદ હુસેન, ઇત્યાદિ પર અદ્દભુત અસરો ઉપજાવી પોતાની મહત્તાનો પરિચય આપી દીધો હતો. આ ઉપરાંત તેમણે પોતાના શિક્ષક, વૈદ્યરાજ, કાજી સાહેબ, મૌલવી તથા ઘણા સંતસાધુઓ પર પ્રભાવ પાડી સાચું ધર્મતેજ પ્રગટ કરી બતાવ્યું હતું. તેમના ઉપદેશની અદ્દભુત અસરથી કેટલાંક ક્રૂર અને પાપી માણસો, (લૂંટારાઓ), જાદુગર સ્ત્રીઓ, વગેરે પણ તેમને શરણે થઈ જીવવાનો રાહ બદલવાના શપથ લેતાં. આવા નિર્દય, ઘાતકી અને સમાજવિરોધી લોકોનું હૃદયપરિવર્તન થાય એટલી ઉન્નત કક્ષાનું અને અમિત સામર્થ્ય તેમની વાણીમાં હતુ એની ના પાડી શકાય નહિ. તેઓ સાચે જ મહાન સંત, સમર્થ ઉપદેશક અને ઉદ્ધારક હતા. તેમણે આવા લોકોને જણાવ્યું કે પ્રભુકૃપા એ રીતે પ્રાપ્ત થાય છે: (૧) સર્વ પાપોનો એકરાર (કબૂલાત) કરવાથી, (૨) કરેલાં પાપોની (નુકસાનીની) ભરપાઈ કરી આપવાથી. આ માટે પ્રાયશ્ચિત્ત કરી સન્માર્ગે વળવાનો દૃઢ સંકલ્પ કરવો જરૂરી છે. અનીતિથી કે અન્ય ખરાબ માર્ગે પ્રાપ્ત કરેલું

ધન ગરીબોને વહેંચી દઈ એક પ્રભુના જપમા લાગી, શાંત, સાદું, સંયમી જીવન જીવવું જરૂરી છે.

(૭) મંત્ર-તંત્રનો વિરોધ : ગુરુ નાનકે પોતાના ઉપદેશમાં જાદુ-મંત્ર-તત્ર, મેલી વિદ્યા, યજ્ઞયાગ, મૂર્તિપૂજા, ઈત્યાદિનો સખત વિરોધ કર્યો હતો. શ્રાદ્ધ, તર્પણ, સંન્યાસ, વ્રત, ઇત્યાદિ તરફ તેમને સખત અણગમો હતો. તેમના ઉપદેશમા કર્મકાંડી બ્રાહ્મણો અને મૌલાનાઓની સખત ટીકા થતી. યોગીઓની વિદ્યા અને યંત્રવત્ ચાલતી તપશ્ચર્યા, ઉપવાસ, દેહદમન, વગેરે તેમને બિલકુલ પસંદ નહોતા આમ, તેમણે પ્રચલિત હિંદુધર્મની માન્યતાઓનો જોરદાર વિરોધકર્યો હતો તથા જૈનધર્મના કર્મકાંડની સખત ઝાટકણી કાઢી હતી કહેવાય છે કે, તેમના વર્તનથી એક જૈન સાધુ તો ગભરાઈ ગયા હતા ! જો કે તેમનો ઇરાદો વિરોધ કરવાનો ન હતો, સુધારો કરવાનો જ હતો. તેઓ પણ (ઈસુની જેમ) ખંડન કરવા નહિ. બલ્કે પૂરું કરવા આવ્યા હતા.[1] તેમની ધાર્મિક વૃત્તિ-પ્રવૃત્તિ એવી હતી કે હિંદુ-મુસ્લિમ બધા જ તેમના શિષ્યો થવા પ્રેરાતા પરમાત્મા એક જ છે; તે સનાતન, સર્વશક્તિમાન તથા નિત્ય છે એમ તે અનેક વાર શ્રદ્ધાપૂર્વક કહેતા પોતાના પ્રતિસ્પર્ધીઓ અને વિરોધીઓને પણ તેમણે પ્રેમપૂર્વક ઉપદેશ આપી પોતાના કર્યા હતા

(૮) અસાધારણ મૃત્યુ

સંત-મહાત્માઓનુ મૃત્યુ પણ કેવું નિશ્ચિત હોય છે ! ગુરુને પોતાના મૃત્યુની પહેલેથી ખબર પડી કે તરત જ તેમણે પોતાને સ્થાને ગુરુ અંગદને નીમ્યા ગુરુપત્નીની ઇચ્છા પુત્રોમાથી કોઈ એકને ગુરુસ્થાન મળે તેવી હતી પરંતુ ગુરુને પોતાના પુત્રો યોગ્ય ન લાગવાથી મહાન શિષ્ય લહીન(લહના)ને 'અંગદ' નામ ધારણ કરાવી ગાદી સોંપી. નાનકદેવે પોતાના પુત્ર શ્રીચંદ્રને શું જોઈએ છે તે પૂછ્યું. તેણે પ્રભુભક્તિ માગી એ સંન્યાસી થયો અને શીખધર્મના ફાંટારૂપ ઉદાસીન સંપ્રદાય ચલાવ્યો બીજા પુત્ર લક્ષ્મીચંદ્રને તો

---

1. "નાનકદેવ ઉખેડવા આવ્યા નહોતા કે ઉજ્જડ કરવા આવ્યા નહોતા; તે તો વહેતા ઘાને રૂઝવવા આવ્યા હતા અને વેરાનમાં વાટિકા રોપવા આવ્યા હતા. એમણે તે વખતની જડતાને દૂર કરી અને સત્યને આવરણમુક્ત કર્યું, બંધિયાર થઈ ગયેલાં પ્રણાલિકાનાં પાણી એમણે મુક્ત કર્યાં અને નવું ચૈતન્ય આપ્યું. ('નાનક' પા ૭૫. પ્રયો. સ્વ શંકરદત્ત શાસ્ત્રી)

વૈભવ જોઈ તો હતો, અને તેને તે મળ્યો. આજે પણ વેદી સાહેબજાદા તરીકે તેના વંશજો પ્રસિદ્ધ છે ૨

તેમના મૃત્યુ બાદ તેમના મુસ્લિમ શિષ્યોએ તેમના શરીરને દાટવાનો તથા હિંદુ શિષ્યોએ બાળવાનો આગ્રહ રાખતાં એમાંથી વિવાદ અને અંતે ઝઘડો ઊભો થયો. આ વિવાદનું નિરાકરણ કરવા માટે તેમણે જે ફેંસલો કર્યો તેની સાથે એક ચમત્કારિક ઘટના સંકળાયેલી છે. તેમણે કહ્યું કે, મારા મૃત્યુ બાદ હિંદુઓએ મારી ડાબી બાજુ ફૂલો મૂકવા અને મુસલમાનોએ જમણી બાજુ. બીજે દિવસે સવારે જેમનાં ફૂલો તાજાં-વણકરમાયેલાં હોય તેમણે તેમની રીત પ્રમાણે દેહની અંતિમ વ્યવસ્થા (મરણોત્તરક્રિયા) કરવી. તેમના મૃત્યુ બાદ બીજે દિવસે તેમના શબ પરથી ચાદર ખસેડી લેતાં જણાયું કે તેની નીચે કાંઈ જ નહોતુ—બન્ને બાજુના ફૂલો તાજાં જ હતાં. આમ અદ્ભુત ચમત્કારથી એક મહાન યુદ્ધમાં પરિણમે તેવો બનાવ બનતો અટક્યો. પંજાબમાં કરતારપુરમા જે સ્થળે ગુરુનું અવસાન થયું ત્યાં શીખો આદરભાવે નમન કરવા લાગ્યા. પાછળથી મુસ્લિમોએ રાવી નદીને કિનારે તેમની યાદમા કબર ચણી, જ્યારે હિંદુઓએ તેમના માનમા મંદિર બંધાવ્યું જો કે, આ બન્ને સ્થૂળ સ્મારકોનો પાછળથી નદીએ નાશ કર્યો હતો એમ કહેવાય છે. તેમનુ શાશ્વત સ્મારક તો શીખ પ્રજાના હૃદયમાં જ હોઈ શકે

## (૯) તેમના ચમત્કારો, પૂજન તથા ઉમદા ગુણો વિષે

ગુરુ નાનકનાં જીવનચરિત્રોમાં તેમણે કરેલાં કેટલાક અદ્ભુત કાર્યો (ચમત્કારો) વર્ણવવામા આવ્યાં છે. "નાનકદેવનાં ચરિત્રોમાં ચમત્કારોના અનેક વાર ઉલ્લેખો થાય છે; છતાં ચમત્કારો વિષે અશ્રદ્ધા રાખ્યા વિના એ ચમત્કારોને ઝાઝું મહત્ત્વ ન આપવુ એ જ ઇષ્ટ માર્ગ લાગ્યો છે આ ખુલાસાની સાથે એક બીજી વાત કહી દેવી જરૂરી છે કોઈ પણ મહાપુરુષના જીવનમા ચમત્કાર સંભવી જ શકે નહિ, એમ નથી; છતાં ચમત્કારને લીધે જ તે મહાપુરુષ છે એવી માન્યતા સેવવી એ અનર્થકારક અને જીવનઘાતક છે આટઆટલી યાત્રાઓ અને તપસ્યાઓ કરવી, ભગવાનના હુકમની રાહે ચાલવામાં શૂન્ય જેવા થઈ જવું; લાખો મનુષ્યને સત્યજીવનની પ્રેરણા પાવી અને મુક્તિને માર્ગે શૂરવીરતાથી ચાલવામા તેમને આદર્શરૂપ થવું એ ભવ્ય અને સત્ય ચમત્કાર આગળ બીજા ચમત્કારો તો ભાજીમૂળા છે. ખરી વાત

૨ જુઓ 'નાનક' પા ૭૮. પ્રયોજક સ્વ. શંકરદત્ત શાસ્ત્રી.

તો નાનકદેવ લોકગુરુ છે, રાષ્ટ્રવિભૂતિ છે અને પયગમ્બરોની પરંપરામાં ગૌરવભર્યા સ્થાનના અધિકારી છે એ સમજવામા રહી છે. ધર્મ આપણી સંસ્કૃતિનો પર્યાય છે અને નાનકદેવે આપણી સંસ્કૃતિને નવજીવન આપ્યું છે" (શંકરદત્ત શાસ્ત્રીના 'નાનક' પુસ્તકના નિવેદનમાથી)

ગુરુ નાનકનાં ચરિત્રોમા મળી આવતા કેટલાક ચમત્કારો આ પ્રમાણે છે પોતાના અંતની ખબર પડતાં તેઓ બહાર આવી એક સૂકા બાવળના ઝાડ નીચે બેઠા અને તરત જ તે ઝાડ લીલુ થઈ ગયું. વળી, એક પ્રસંગે તેમણે એક સુકાઈ ગયેલા અંજીરના વૃક્ષને પણ લીલું બનાવ્યું હતું. એક મૃત હાથી અને મૃત માણસને સજીવન કર્યા હતા. એક કોઢિયાનો કોઢ મટાડ્યો હતો સૂકી જમીનમાંથી પાણી કાઢી આપ્યું હતું. તેમ જ અન્ય ઘણા ચમત્કારો પણ કર્યા હતા અને નવા શિષ્યો બનાવ્યા હતા. જોકે હકીકતમાં તેમની કે કોઈ પણ સંત–મહાત્માની મહત્તા આવા ચમત્કારોથી અંકાતી નથી (અંકાવી જોઈએ પણ નહિ), પરંતુ તેમણે કરેલા માનવતાપોષક ઉપદેશ અને પરોપકારી કાર્યોથી જ અંકાય છે.

નાનકને 'ગુરુ' તરીકે જ સંબોધવામાં આવતા. તેઓ આદ્યસ્થાપક, ગુરુ અને ધર્મના મુખ્ય આચાર્ય તરીકે લેખાય છે. ક્વચિત્ માન અને આદરની લાગણીથી લોકો તેમને નાનકશાહ કે નાનકદેવ પણ કહેતા, તો કોઈક વાર પ્રેમભાવથી 'બાબા' યા 'પિતા' તરીકે પણ સંબોધતા તેમના જીવનના ઉત્તરાર્ધમા લોકો તેમનું સંત યા દૈવી ઉદ્ધારક તરીકે પૂજન પણ કરતા. કાળક્રમે ધર્મસ્થાપકોને દેવ તરીકે પૂજવાની પ્રથા પૂર્વના દેશોમાં બહુ પ્રચલિત બની ગઈ છે. ગુરુના મૃત્યુ પછી લોકો માનવા લાગ્યા કે તે ચમત્કારી પુરુષ નથી, પરંતુ સાક્ષાત્ ઈશ્વર છે, પરબ્રહ્મ છે. હાલમાં ઘણા શીખો પણ ધર્મના સિદ્ધાંતોની માથાકૂટમાં પડચા વગર ગુરુની ઉત્તમોત્તમ પૂજા કરે છે.

ગુરુનું ચારિત્ર્ય સાચે જ ઉદાહરણીય હતું. ધર્મગ્રંથોમાં તેમના પોતાના શબ્દોમાં તેમણે પોતાના અપરાધોનો નિખાલસપણે એકરાર કર્યો છે. તે હમેશાં પ્રભુને દયા તથા ક્ષમા માટે પ્રાર્થના કરતા. પોતાના જીવનનાં પ્રથમ છત્રીસ વર્ષ સુધી સત્યની શોધ કરવા માટે તે અસહાય, નિરુપયોગી, માંદા અને કમનસીબ હતા એમ વર્ણન કરવામા આવ્યું છે. વળી જીવનના ઉત્તરાર્ધમાં પણ તેમણે પોતાની માતૃભૂમિમાં ધર્મની કલુષિત (કફોડી) સ્થિતિ જોઈ ઊંડો ખેદ વ્યક્ત કર્યો હતો. પ્રારંભમાં પોતાનો સાધનામાર્ગ નક્કી ન હોવાથી અંધકારને લીધે તે હમેશાં અસ્વસ્થ રહેતા.

સામાન્ય રીતે બ્રાહ્મણ કે સંન્યાસી જ ધર્મબોધ કરી શકે એવી પ્રચલિત માન્યતા સામે ગુરુ નાનકે ક્ષત્રિય અને સંસારી હોવા છતાં ધર્મબોધ આપ્યો અને એક નવીન વિચારધારાના પુરસ્કર્તા બન્યા એ સાચે જ પ્રશંસનીય છે. એમ કહેવામાં આવે છે કે યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મના સ્થાપકોની જેમ નાનકને પણ ઈશ્વર તરફથી જ ધર્મપ્રચારનો આદેશ મળ્યો હતો ઘણા સંતોના જીવનમાં બને છે તેમ નાનકને પણ પોતાના ધર્મમાંથી ચલિત કરવા અનેક પ્રકારનાં પ્રલોભનો અપાયાં હતાં તેમને ધન, યશ, સુંદર સ્ત્રી, ચમત્કારિક શક્તિ તથા મહાન સમ્રાટ થવાની, એમ અનેક લાલચો અપાયાનું કહેવાય છે પરંતુ તેમની નિષ્ઠા અને આગ્રહની તુલનામાં આ બધું કશું જ વિસાતમા નહોતું. ટૂંકમાં, તેઓ કપરી કસોટીમાંથી પાર ઊતરેલા એક ઉમદા પુરુષ હતા. તેમના ચારિત્ર્ય, જીવન અને કાર્યને અંજલિ આપતા શબ્દો આ રહ્યા: 'આરસના જેવા પારદર્શક હૃદયની પ્રતીતિથી નાનકદેવે નવું જ જીવન ખડું કર્યું છે અને નવી જ માનવમૂર્તિ ઘડી કાઢી છે પોતાના જીવનના પ્રકાશથી, સૌરભથી અને નમ્રતાથી લચી રહેલા શ્રદ્ધાયુક્ત પુરુષાર્થથી એ મહાન દ્રષ્ટા છે, પયગમ્બર છે અને એમના આશ્રમે સકળ વિશ્વ વિશ્રાંતિ મેળવે છે. દેશના જીવન અને વિચાર ઉપર એમણે અનંતતાની મહોર પાડી છે અને જગતના સૂક્ષ્મ એવા ભલાઈના બળમાં ઉમેરો કર્યો છે. ધન, સત્તા, કીર્તિ અને ભોગ પાછળ પડેલા જગતને એમણે આધ્યાત્મિક જીવનની હાકલ કરી છે ભારતવર્ષના પૂજ્ય અને આરાધ્ય એવા વિરલતર અને વિશુદ્ધતર આત્માઓમાં નાનકદેવનું સ્થાન ગૌરવવંતું છે'[1] સર્વ સંપ્રદાયોથી પર છતા સર્વ સંપ્રદાયને તત્ત્વસ્વરૂપે માન્ય એવું મહાન મંગલસૂત્ર નાનકના જીવનદર્શનનો પાયો છે.'[2]

---

1. 'નાનક', પા ૧૪–૧૫ (પ્રયો. સ્વ શંકરદત્ત શાસ્ત્રી)
2. 'નાનક', પા. ૨૬ ( „ , „ „ )

# ૨

# શીખધર્મમાં (દસ) ગુરુઓની પરંપરા

(૧) ગુરુ નાનક
(૨) ગુરુ અંગદ
(૩) ગુરુ અમરદાસ
(૪) ગુરુ રામદાસ
(૫) ગુરુ અર્જુન
(૬) ગુરુ હરગોવિંદ
(૭) ગુરુ હરરાય
(૮) ગુરુ હરકિશન
(૯) ગુરુ તેગબહાદુર
(૧૦) ગુરુ ગોવિંદસિંહ

શીખધર્મમાં ગુરુપ્રથાને ખૂબ જ પ્રાધાન્ય અપાયું છે અને તેમાં દસ ગુરુઓની સમૃદ્ધ પરંપરાનો વિશિષ્ટ ઇતિહાસ અતિ મહત્ત્વનો ગણાય છે.* આ પ્રકરણમાં આપણે તેનો વિગતવાર અભ્યાસ કરીશું.

'શીખગુરુઓ એટલે કેવળ એક યુદ્ધપ્રિય બળવાન પ્રજા ઊભી કરનાર વીરપુરુષો જ નહિ, પણ આદર્શ સમાજસુધારક અને આદર્શ ધર્મસુધારક રાજનીતિનિપુણ પુરુષો. હિંદુસ્તાનના સુધારાના ઇતિહાસમાં રાજા રામમોહન રોય અને સ્વામી દયાનંદ સરસ્વતીના નામો અગ્ર પદ લે છે, પણ તેમનીયે પહેલાં, આજથી ચારસો વર્ષ અગાઉ પાશ્ચાત્ય પ્રજાનાં સંસર્ગ પહેલાં, પ્રગાઢ અંધકાર અને અત્યાચારના સમયમાં એક એવો સમર્થ સુધારક પાક્યો હતો, કે જેણે અદ્‌ભુત રીતે હિંદુઓ અને મુસલમાનોમાં અને હિંદમાં જ નહિ,

* સંક્ષિપ્ત ઉલ્લેખ માટે જુઓ–'જગતના ઇતિહાસનું' રેખાદર્શન બીજી આ. ૧૯૫૬ (૩૦૫-૭૬) પં. જવાહરલાલ નેહરુ રચિત.

પણ અરબસ્તાન, ઈરાન, મેસોપોટેમિયા અને અફઘાનિસ્તાનમાં પણ એક નવું જ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતુ. એ મહાન સુધારક તે ગુરુ નાનક.'

'હિન્દુસ્તાનના અર્વાચીન કાળના આદિ સુધારક તરીકેનુ કબીરને ગણી શકાય, પણ એક સમાજબદ્ધ, સુવ્યવસ્થિત આદિ સુધારક તરીકેનુ માન તો ગુરુ નાનકને જ ઘટે છે.[1]

હવે અત્રે આપણે એ દસ ગુરુઓની પરંપરાનું નિરૂપણ કરીશું.

## [૧] ગુરુ નાનક (૧૪૬૯–૧૫૩૮)

ઈ સ. ૧૫૩૮ મા શીખધર્મના આદ્યસ્થાપક ગુરુ નાનકનો દેહવિલય થયો ત્યારે તેમણે પોતાના પુત્રોમાં ગુરુપદે બેસવાની યોગ્યતા ન હોવાથી દોરડું વણવાનો ધધો કરનાર 'લહીન' (લહના) નામના જૂના વફાદાર અને પરમ ભક્ત શિષ્યને 'અંગદ' નામ ધારણ કરાવી ગુરુપદે નિયુક્ત કર્યો. કહેવાય છે કે અંતિમ વેળાએ ગુરુએ પોતાનું તેજ તેમના આ આધ્યાત્મિક વારસદારમાં મેળવી દીધું.

## [૨] ગુરુ અંગદ (અંગદદેવ) (૧૫૩૮–૧૫૫૨)

ગુરુ નાનકની પસંદગી સુપાત્ર પર ઊતરી હતી એ કથન ગુરુ અગદે સાચું પાડ્યું. તે આદ્યગુરુના અહર્નિશ સેવક અને એકનિષ્ઠ ભક્ત હતા. તે આમ તો ગુરુ નાનકના નોકર હતા પરંતુ સારા–માઠા સર્વ પ્રસંગે સાથીદાર બનનાર નેકદિલ માનવ હતા બાદશાહ બાબરે તેમના ગામ સરાઈ પર ચઢાઈ કરી તેને લૂટયું એટલે તે ખડુરસાહેબમાં ગયા અને ત્યા દુકાનદારી કરવા લાગ્યા. કુળપરંપરાથી દેવીભક્ત હોવાથી તે એક વાર જ્વાલાદેવીની યાત્રા કરવા ઊપડ્યા. ત્યાં રસ્તામા કરતારપુરમાં તેમને ગુરુ નાનકનાં દર્શન થયાં તેમના અનન્ય ભક્તિભાવ અને નિઃસ્વાર્થ સેવાની કદરરૂપે ગુરુ નાનકે તેમને ઉત્તરાધિકારી તરીકે નીમ્યા અને અંગદ નામ આપ્યું. આદ્યગુરુના અવસાન બાદ તે ફરી પાછા ખડુરસાહેબમાં ગયા અને એકાંતમાં ચિંતન-ભજનમાં રહેવા લાગ્યા. આથી શીખોને માટે ગુરુદર્શન દુર્લભ બનતાં ભાઈ બુધાએ[2] (કે જેણે પાંચ શીખ ગુરુઓને દીક્ષા આપી હતી) આગ્રહ કર્યો ત્યારે જ ગુરુ બહાર આવ્યા અને ગુરુદર્શન શક્ય બની શક્યાં.

તેમણે 'ગુરુવિરહ'માં આ પ્રમાણે ઉદ્ગારો કાઢ્યા છે: 'જેમના ઉપર ઉચ્ચ સ્નેહપ્યાર હોય, તેમની આગળ મરી જવું જ જોઈએ. જે

---

૧. 'મહાન શીખ ગુરુઓ' ના ઉપોદ્ઘાતમાથી આ માટે જુઓ નિવેદન: 'નાનક' પા. ૪–૫ (વધુ માટે જુઓ. 'મહાન શીખ ગુરુઓ પ્રયો: ક વિ મહેતા ગુ. રા. શેલત)

૨. 'નાનક', પા. ૭૦ અને ૮૨ 'પ્રયો. સ્વ શંકરદત્ત શાસ્ત્રી.

માથું સાંપ્ડીને આશરે રહેતું નથી, તે માથાને તો મસળી જ નાખવું સારું!' આ રીતે તેમણે પ્રત્યેક પળે આદ્યગુરુનું સ્મરણ-રટણ કરી પોતાની સર્વ જવાબદારીઓ અદા કરવા માંડી. તેમણે આદ્યગુરુનાં વચનો એકત્ર કરી તેનું શુદ્ધ સંપાદન કર્યું આ સર્વ વાણી પંજાબી ભાષામાં હતી પરંતુ તે વેળા વિશેષ પંજાબી સાહિત્ય નહોતું. વળી શીખો ગુરુવચનને યોગ્ય રીતે સમજી શકે તેવી લિપિની જરૂર ઊભી થઈ. ગુરુ અંગદે સંવત ૧૫૯૮ મા 'ગુરુમુખી' લિપિનુ નિર્માણ કર્યું (એક મત પ્રમાણે જૂની ગુરુમુખી લિપિમાં અક્ષરોની નવી સજાવટ કરી, શાસ્ત્રીય વ્યવસ્થા કરી સમગ્ર પંજાબની ભાષા ક્ષેત્રે મહાન સેવા કરી.) સંવત ૧૬૦૧માં નાનકદેવની જનમસાખી લખાવી. તેમના સમયથી શીખધર્મનું સાહિત્ય ગુરુમુખી લિપિમાં લખાય છે. આ ઉપરાંત તેમણે ગુરુ નાનકને માત્ર ઉચ્ચ માનવી ન માનતાં પરમાત્મા તુલ્ય માનવનો નવો મહત્ત્વનો અને પ્રેરક ઉપદેશ આપ્યો

એક વાર બાદશાહ હુમાયુ શેરશાહથી પરાજિત થઈ ગુરુ પાસે આવ્યો. ત્યારે ગુરુ ભજનરંગમાં મસ્ત હતા. તેમણે હુમાયુ તરફ ધ્યાન ન આપ્યું. આથી ગુસ્સે ભરાયેલા હુમાયુએ તલવાર કાઢી પરંતુ ગુરુની શાંત, ભવ્ય અને તેજસ્વી મુદ્રા જોઈ પાછો પડયો. ગુરુએ કહ્યું, 'ભલા, શેરશાહથી હારીને હવે ફકીર પર તલવાર ચલાવવા આવ્યો છે! જા, એકવાર તારા મૂળ વતનમા જઈ આવ.' સંવત ૧૬૦૯મા આ ગુરુનું અવસાન થયું. તેમની વાણી 'ગુરુગ્રંથસાહેબ' ના બીજા મહલ્લામાં સંઘરવામાં આવી છે

## [૩] ગુરુ અમરદાસ (૧૫૫૨-૧૬૩૧)

આ ગુરુ મૂળ વૈષ્ણવ હતા અને બાસરકી ગામના વતની હતા. એક વાર એક સુંદર ભજન સાંભળતા તેમણે તપાસ કરી તો જણાયું કે તેમના ભત્રીજાની પુત્રવધૂ આદ્યગુરુ નાનકનું એ ભજન ગાતી હતી—તથા જેના પિતા અંગદદેવ તેમની ગાદી પર હતા. આ પછી અમરદાસ ગુરુ અંગદદેવ પાસે આવ્યા અને સેવાકાર્યમા રોકાયા. તે ગુરૂને માટે ૭ ૭ માઈલ ચાલીને જળ લાવતા, ત્યારે એક વાર વૃદ્ધાવસ્થાને લીધે, અંધારી રાતે ભરેલા ઘડા સાથે લપસી પડતાં ઘડો ફૂટવાનો મોટો અવાજ થયો. પાસેનો સાળવી જાગ્યો. તેણે પત્નીને પૂછ્યું: 'આ કોણ પડયું?' ત્યારે તે સ્ત્રીએ કહ્યું: 'પેલો ઠામ વિનાનો અમર.' અંગદદેવને આ વાતની ખબર પડી. તે અમરદાસને ભેટી પડયા અને એ જળથી તેમનો ગાદીએ અભિષેક કર્યો અંગદદેવે કહ્યું,

'આ અમર ઠામ વિનાના નથી પણ સૌના ઠામરૂપ છે. એ નોધારાના આધાર છે અને નિર્ધનીના ધન છે.' ગુરુ અમરદાસને ગાદી મળતાં અંગદદેવના પુત્રો તથા ભાઈને રંજ થયો. તેઓ તેમને જંપીને રહેવા દેતા નહોતા. તેથી તે ગોવિંદવાલ જઈને રહ્યા અને મોટું શીખમથક શરૂ કર્યું. અંગદદેવનો ભાઈ દાતૂજી ત્યાં પણ પહોંચી વળ્યો. એણે ગુરુને લાત મારી છતા પણ ઈશ્વરભક્ત ગુરુ તો બોલ્યા : 'ભાઈ, માફ કરજે.' મારાં ઘરડાં હાડકાં સાથે ટકરાવાથી તમારા કોમળ પગને ઈજા થઈ હશે.'

આવી જ નમ્રતા, ઉદારતા અને શૂરવીરતા ગુરુના જીવનમાં મઘમઘી રહી હતી. તેમણે ધર્મના ફેલાવા માટે બાવીસ મથકો શરૂ કર્યાં હતાં, અને સૌને જમવા માટે લંગરો (અન્નક્ષેત્રો) ચાલુ કર્યાં હતાં. તેમનું મુખ્ય કાર્ય રોગીઓની સેવા કરવી, વાવકૂવા બંધાવવા, વગેરે હતું. તેમની વાણી આદ્ય ગ્રંથના ત્રીજા મહાલ્લામાં છે. બીજા ધર્મમાંથી આ ધર્મમા આવ્યા હોવા છતાં તેમણે શીખોને સંઘભાવના અને સંઘશક્તિનો મહિમા ઉત્તમ રીતે સમજાવ્યો હતો. તેમણે તેમના જમાઈ ગુરુ રામદાસને ગાદીએ નીમ્યા.

## [૪] ગુરુ રામદાસ (૧૫૭૪–૧૫૮૧)

ગુરુ અમરદાસનાં પુત્રી ભાનીજી અત્યંત ભક્તિવાન હતા. તેમના પતિ (ગુરુના જમાઈ) જેઠાજી (ગુરુ રામદાસ) પણ એવા જ સત્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ હતા તે નાનપણથી જ સંતવૃત્તિના હતા. એક વાર બજારમાં તેઓ ચણા વેચતા હતા ત્યારે કોઈ સાધુએ તેમની પાસે ચણા માગ્યા ત્યારે તેમણે બધા જ ચણા આપી દીધા અને પછી તે કાર્ય પણ બંધ કર્યું. પોતાના વિવાહ બાદ તે ગુરુસેવામાં જ તલ્લીન રહેતા—એક જમાઈ તરીકે નહિ પણ ભક્ત શિષ્ય તરીકે. અમરદાસજીએ ચોર્યાસી સીડીવાળી વાવ બંધાવી ત્યારે જેઠાજીએ માટીના ટોપલા ઊંચકી ભારે મહેનત કરી હતી. કોઈ કે ગુરુ અમરદાસને પોતાના જમાઈને આવા કાર્યમાં રોકવાનું બરાબર નથી એમ કહ્યું ત્યારે ગુરુએ કહ્યું, 'ભાઈ, આ કાંઈ માટીના ટોપલા નથી તમારી ભૂલ થાય છે. આ તો દીનદુ:ખિયાના રાજ્યનુ છત્ર છે.'

ગુરુઆજ્ઞાથી એક વાર જેઠાજીએ બાદશાહ અકબરની મુલાકાત લીધી. બાદશાહે પોતે ગોવિંદવાલ આવી ગુરુને બાર ગામની ભેટ આપી તથા અમૃતસરનું સરોવર બંધાવવા અનુમતિ તેમ જ આર્થિક સહાય આપી તેમણે શીખોનું વિખ્યાત અમૃતસરનું સરોવર અને હરિમંદિર બંધાવવાની

શરૂઆત કરી, જે કાર્ય પાછળથી તેમના પુત્ર પાંચમા ગુરુ અર્જુને પૂર્ણ કર્યું. તેમણે તેમના પછી ગુરુસ્થાને પોતાના પુત્રને બેસાડી ગાદી માટેનો વંશપરંપરાનો હક્ક પ્રચલિત કર્યો. આ ગુરુની વાણી 'ગ્રંથસાહેબ'માં ચોથા મહલ્લામાં સંગ્રહવામાં આવી છે.

## [૫] ગુરુ અર્જુન (૧૫૮૧–૧૬૦૬)

'શીખસંપ્રદાયમાં જ નહિ પણ ભારતવર્ષના સમગ્ર ધર્મઇતિહાસમાં અને એમ માનવજીવનની અદ્‌ભુત કથામા ગુરુ અર્જુનદેવનું નામ સુવર્ણાક્ષરે અંકિત થયું છે.'[૧] ગુરુ અર્જુન ગુરુ રામદાસના નાના પુત્ર હતા. તેમની નિષ્ઠા અને વફાદારીના ઉદાહરણરૂપ એક નાનપણનો પ્રસગ એવો છે કે તેમના પિતાએ તેમને એક પ્રસંગે બહારગામ મોકલ્યા અને કહ્યું કે મારી આજ્ઞા થાય ત્યારે જ પાછો આવજે. પ્રસંગ પતી ગયો, દિવસો વીતવા લાગ્યા છતાં પિતા તરફથી આજ્ઞા મળી નહિ. પિતા એ વાત ભૂલી ગયા છતાં અર્જુનદેવ તો એ ગામમાં જ રહ્યા. અર્જુનદેવ આવા અડોલ અને આજ્ઞાંકિત હતા.

ગુરુ અર્જુનદેવ નાના પુત્ર હતા છતા ગાદી પર આવ્યા હોવાથી તેમના વિરોધીઓ અને મોટા ભાઈ પૃથ્વીચંદ્રે તેમની સતામણી કરવી શરૂ કરી. તેમને મિલકતમાથી બાકાત રાખ્યા. આથી તેમણે અમૃતસર પાસે બડાલી ગામે રંક આવાસ રાખ્યો. આ અરસામાં અકબર બાદશાહ ગુરુદાસપુર ઇલાકામાં હતા; તેમને કેટલાક લોકોએ ગુરુની સામે ભંભેર્યા. બાદશાહે ગુરુને મળવા કહેણુ મોકલ્યું ત્યારે ગુરુએ પોતાના પ્રતિનિધિ ભાઈ બુધાને મોકલી બાદશાહને એવો અદ્‌ભુત ઉપદેશ મોકલ્યો કે બાદશાહનો ભ્રમ ભાંગી ગયો અને ગુરુ રાજદ્રોહી છે એવી તેમને મળેલી વાત પણ ખોટી ઠરી પછી ખુદ બાદશાહ ગુરુને મળવા આવ્યા અને હરિમંદિર માટે ભારે નાણાકીય સહાય આપી વધુ મદદ માટે વિનંતી કરી ગયા. પરંતુ સાધુચરિત ગુરુએ પોતાના પ્રાંતમાં દુકાળ પડયો હોવાથી કર માફ કરવાની જ વિનતિ કરી

ગુરુ અર્જુને શીખોની આવકમાથી દસમો ભાગ લેવાની મર્યાદા નક્કી કરી હરિમંદિરનુ આદરેલુ અધૂરું કાર્ય પૂરું કરવા પ્રયત્નો કર્યા. ઉદારચરિત

---

૧ 'નાનક', પા ૮૫ પ્રયો સ્વ. શંકરદત્ત શાસ્ત્રી

અકબર બાદશાહની મદદથી આ કાર્ય પૂરું પણ થયું. આ મંદિર આજે અમૃતસરના સુવર્ણમંદિર તરીકે વિખ્યાત છે તેમાં હરકોઈ માણસને જવાની છૂટ છે અને આઠે પહોર હરિકીર્તન થાય છે. ભાવુક શીખોનું આ પવિત્ર યાત્રાધામ છે આ ઉપરાંત ગુરુ અર્જુને ભાઈ બુધાને ગામેગામ મોકલી ગુરુઓની વાણી એકઠી કરાવી તથા તેમાં પોતાની વાણી (સુખમની) ઉમેરી 'ગ્રંથસાહેબ'નું નિર્માણ કર્યું. ગુરુની પોતાની વાણી જે સુખમની નામે પ્રસિદ્ધ છે તે ગ્રંથસાહેબના પાંચમા મહલ્લામા છે. આ વાણી વાંધાભરી છે એવો આરોપ મુકાવાથી ખુદ બાદશાહ અકબરે તેનો અભ્યાસ કર્યો હતો અને પાછળથી તે શુદ્ધ અને યોગ્ય લાગવાથી તે આરોપ કાઢી નાખ્યો હતો. વળી પોતે પણ ગુરુ અર્જુનને મળી પ્રાર્થના કરી હતી તથા આશીર્વચનની યાચના કરી હતી. ગ્રંથસાહેબમાં ગુરુ અર્જુનને પહેલાંના ચાર ગુરુની વાણી, પોતાના પૂર્વજોની વાણી, અન્ય સંતોની કૃતિઓ અને કેટલીક પોતાની મૌલિક કૃતિઓ એકત્ર કરી હતી. તેમની આ મહાન સેવા માટે શીખધર્મમાં તેમનું નામ ચિરસ્મરણીય છે. ગ્રંથસાહેબમાં તેમણે એક કવિ તરીકેની શ્રેષ્ઠ પ્રતિભા દર્શાવી છે. તેમણે શીખોના સાદા વેશમાં પરિવર્તન કરી કીમતી વસ્ત્રો ધારણ કર્યાં, ધર્મપ્રચાર વધુ વેગવાન બનાવ્યો, અને એક મત પ્રમાણે ગ્રંથસાહેબનું અધ્યયન તથા પૂજન પણ શરૂ કરાવ્યું

તેમના સમયમાં તેમણે કરેલાં કેટલાંક મહાન કાર્યો—પ્રસિદ્ધ તીર્થધામ અમૃતસરની ભવ્ય બાંધણી, ગ્રંથસાહેબની રચના, શીખોના વ્યવસ્થિત સંપ્રદાયનું સર્જન, વિપુલ દ્રવ્યભંડાર અને વિશાળ અનુયાયીવર્ગની પ્રાપ્તિ, વગેરે—થી શીખસમાજ વધુ સબળ અને તેમનો ધર્મ વધુ તેજસ્વી અને મહત્ત્વપૂર્ણ બન્યો. આ બધી સિદ્ધિઓથી ઈર્ષા પામેલા કેટલાક પ્રતિસ્પર્ધીઓએ બાદશાહ અકબરને ભંભેર્યા. અકબરે ગ્રંથસાહેબમા કશું જ વાંધાજનક નથી એમ કહ્યું. પરિણામે અકબરના સમય સુધી શીખધર્મને કોઈ આંચ ના આવી, પરંતુ જહાંગીરના સમયમા મતભેદે ઉગ્ર સ્વરૂપ પકડ્યું કેટલાક વિઘ્નસંતોષીઓની આકરી ભંભેરણી થવાથી બાદશાહ જહાંગીરે ગુરુ અર્જુનનો બે લાખનો દંડ કર્યો- ગુરુએ સ્વમાન ખાતર દંડ ન ભર્યો. તેથી તેમને કેદ પકડી લાહોર બોલાવ્યા અને તેમના પર સખત સતામણી થઈ.[1] આખરે તેઓ ધર્મને નામે શહિદ થયા ઈ સ. ૧૬૦૬ ગુરુ અર્જુનનો વધ થવાનાં કેટલાક કારણોમાં શાહજાદા ખુશરુએ જહાંગીર સામે બંડ

૧. વધુ માટે જુઓ 'નાનક', પા ૮૮, પ્રયો સ્વ શંકરદત્ત શાસ્ત્રી.

પોકાર્યું ત્યારે તેમણે શાહજાદાને આશરો આપ્યો હતો તે તથા ગ્રંથસાહેબનું વાધાભર્યું લખાણ કાઢી નાખવાના હુકમનો અનાદર, વગેરે હતા.

## [૬] ગુરુ હરગોવિંદ (૧૬૦૬–૧૬૩૮)

મોગલ સલ્તનત તરફથી થયેલા અન્યાય અને જુલમોનો પ્રત્યાઘાત ગુરુ હરગોવિંદના સમયથી થવા લાગ્યો. તેમણે શીખોને શસ્ત્રસજ્જ થવાની હાકલ કરી. પોતે પણ તલવાર ધારણ કરી અન્યાય સામે પ્રતિકાર કરવા તત્પર થયા શીખોનું વ્યવસ્થિત સંગઠન કરી તેમને લશ્કરી તાલીમ આપવાનો પ્રબંધ કરનાર તથા પહેલવહેલો કિલ્લો બંધાવનાર અને તલવાર ધારણ કરનાર આ ગુરુએ શીખધર્મને કોઈ જુદો વળાંક આપ્યો. તે ખુમારીથી રાજાશાહી ઠાઠમા રહેવા લાગ્યા તેથી મોગલ બાદશાહને તે અસહ્ય થઈ પડ્યું.

ગુરુ હરગોવિંદે શસ્ત્રો ધારણ કર્યાં ત્યારે ભાઈ બુધાએ અને ગુરુમાતા ગંગાજીએ તે બરાબર નથી એમ કહ્યું; કારણ કે શીખો તો અહિંસક છે અને પ્રેમધર્મને વરેલા છે. પરંતુ હરગોવિંદને આ વાત રુચી નહિ. તેમને એમાં કાયરતા લાગી તેથી જ તેમણે શૌર્યપ્રેમી અને સગઠિત શિસ્તબદ્ધ અને શસ્ત્રસજ્જ સમાજનું નિર્માણ કરવું વધુ ઉચિત માન્યું. તે ગુરુ અર્જુનના એકમાત્ર પુત્ર હતા તેમણે ગાદીએ આવતાંની સાથે હરિમંદિરમાં એક સિંહાસન બનાવડાવ્યું અને હવે બાદશાહ કહેવાવા લાગ્યા તેમણે શૌર્ય અને સાહસનો ઉપદેશ આપવા માંડયો અને શીખોને જાગૃત, સ્ફૂર્તિવંત, ટેકીલા તથા ધર્મપ્રેમી બનાવ્યા. બાદશાહ જહાંગીરે તેમને કેદ કર્યા પણ તેથી તો ગુરુનો ડંકો વધુ જોશથી બજવા લાગ્યો આખરે તેમને તથા બીજા કેદીઓને છૂટા કરવામાં આવ્યા તેમણે લાહોરમાં પોતાના પિતાની સમાધિ બધાવી, અમૃતસરમા કમલસરોવર બંધાવ્યું અને વિવેકી શીખોને રહેવા માટે 'વિવેકસર' તૈયાર કરાવ્યું. અનેક ગામે ફરી ભક્તિજ્ઞાનની ગંગા વહાવી તથા તેમની આજ્ઞાથી તેમના પુત્ર ગુરુ દિત્તાજીએ 'કીરતપુર' વસાવ્યું.

બાદશાહ જહાંગીર પછી શાહજહાં ગાદીએ આવ્યો. તેણે શીખો સાથે વેર રાખ્યું અમૃતસર પાસે ગુરુ સાથે યુદ્ધ થયું. આવાં ત્રણ યુદ્ધો થયાં, જેમાં ગુરુ વિજયી થયા તેમણે શીખધર્મનો જોશભેર પ્રચાર કર્યો. આખરે શાહજહાંએ તેમને પકડવાનું ફરમાન કર્યું. ગુરુ કશ્મીરના ડુંગરોમાં જતા રહ્યા અને ત્યાં કિરાતપુરમાં ઈ. સ. ૧૬૩૮ માં તેમનું અવસાન થયું. આમ શાન્તિની ઉપાસના માટે શરૂ થયેલો શીખસમાજ મોગલોની ધર્માંધતાને

લઈને ધીરે ધીરે લડાયક સ્વરૂપ ધારણ કરતો ગયો અને ધર્મને ખાતર પ્રાણ ન્યોચ્છાવર કરનાર અનેક શહીદોની અવિસ્મરણી કથાથી તેનો ઇતિહાસ ગૌરવવંતો બનવા માંડ્યો

## (૭) ગુરુ હરરાય (ગુરુ હરિરાયજી) (૧૬૩૮-૧૬૬૦)

ગુરુ હરરાય ગુરુ હરગોવિંદના પૌત્ર હતા. બાળપણથી જ તે એક મહાન સંત અને દયાવાન હતા એક વાર બાગમાં ફરતાં તેમનો જામો અડકવાથી એક સુંદર ફૂલ તૂટી ગયું. તેથી તે જીવનભર જામો સંકેલીને ચાલતા! શાહજહાંનો વિદ્વાન પુત્ર દારા શિકોહ આ ગુરુનો ભક્ત અને પ્રશંસક બન્યો હતો. આ ગુરુએ ઉત્તર હિંદના ઘણા પ્રાંતોમાં પ્રચાર કર્યો, મોગલોનો પ્રતિકાર કર્યો અને શીખ કોમના નેતા બની રહ્યા. શાહજહાના અવસાન બાદ ઔરંગઝેબે, ગુરુએ દારાને અતિથિ તરીકે સાથ આપ્યો હતો માટે દરબારમાં હાજર થવાનું ફરમાન કર્યું. ગુરુને બદલે તેના મોટા પુત્ર રામરાય ત્યા ગયા. તેમણે ઔરંગઝેબના ગુસ્સાનુ ચમત્કારો બતાવીને સમાધાન કર્યું, પરંતુ ગુરુ હરરાય તો અત્યંત નારાજ થયા. તેમને સત્યની બાંધછોડ પસંદ ન હતી. તેમણે રામરાયને ગુરુગાદીથી અલગ કર્યા અને તેમનું મોં સરખું પણ જોયું નહિ! રામરાયે દહેરાદૂન નગર વસાવી ત્યાં નિવાસ કર્યો હતો. ગુરુ હરરાયે ઠીક સમય સુધી મોગલો સામે ટક્કર ઝીલી પરંતુ અંતે હાર્યા. તેમનું અવસાન ઈ સ ૧૬૬૦માં થયું

## [૮] ગુરુ હરકિશન (ગુરુ હરિકૃષ્ણજી) (૧૬૬૦-૧૬૬૪)

ગુરુ હરકિશનનું સ્થાન શીખધર્મમાં બહુ ખ્યાતનામ ન કહી શકાય. તેમના મોટા ભાઈ રામરાયને ગુરુગાદીથી અલગ કરવામાં આવ્યા હતા, તેથી તેમણે ઔરંગઝેબનો આશરો લીધો. ગુરુ હરકિશન દિલ્હી ગયા ત્યારે ઔરંગઝેબે તેમને દરબારમાં આવવાનું કહેણ મોકલ્યું ત્યારે આ બાળગુરુએ કહ્યું કે અમારા જેવા ફકીરનું આપ જેવા મોટાના દરબારમા કશું કામ નથી. આપની પાસે તો મોટા માણસ જ હોય. આથી અમારા પિતાએ મોટાભાઈ રામરાયને તમારી પાસે જ રહેવા દીધા છે આ સાથે તેમણે સુંદર બોધવચન પણ લખી મોકલ્યું, જે પ્રેરક વચનસાં ભળી ઔરગઝેબ પણ અત્યંત પ્રસન્ન થયો હતો. બાળગુરુ હોવા છતાં તેમણે મોગલોને મચક આપી નહિ; પાછી પાની કરી નહિ તથા ટૂંક આયુષ્ય હોવા છતાં પણ ભજનમહિમા વધારવાનો સક્રિય પ્રયત્ન કર્યો હતો. કહેવાય છે કે, તેમનું મૃત્યુ બાળપણમાં

જ શીતળાના રોગથી થયું હતું, ઈ. સ ૧૬૬૪. તેમના અકાળ અવસાનથી ગાદી માટેનો પ્રશ્ન અત્યંત વિકટ બન્યો.

## [૯] ગુરુ તેગબહાદુર (૧૬૬૪–૧૬૭૫)

કુશળ લડવૈયા તરીકે તથા મહાન કવિ તરીકે આ ગુરુનું સ્થાન શીખધર્મમાં અતિ મહત્ત્વનું છે. તેમણે શીખધર્મનો પ્રચાર હિંદુસ્તાનના ઈશાન કોણ સુધી તથા દક્ષિણમા છેક સિલોન સુધી કર્યો, આનંદપુર નગર વસાવ્યું તથા અનેક કૂવાઓ તથા સરોવરો બંધાવ્યાં ગુરુ તેગબહાદુર ગુરુ હરગોવિંદના પુત્ર થાને કે ગુરુ હરકિશનના કાકા થતા હતા. તે સ્વભાવે શાંત, વૈરાગી અને અત્યંત પરાક્રમી પુરુષ હતા. તે વ્યક્તિગત રીતે મુસલમાનોના વિરોધી નહોતા, પરંતુ મુસ્લિમોની અસહિષ્ણુતા તથા ધર્માંધતા સામે તેમનો ઉગ્ર વિરોધ હતો, અને આધર્માંધતા નિવારવા માટે તેમણે આખુય જીવન મુસલમાનો સામે સત્યાગ્રહ આદરવામાં વિતાવ્યું.

ગુરુ તેગબહાદુરના સમયમાં ઔરંગઝેબ પંજાબ અને કાશ્મીરમા કેર વર્તાવી રહ્યો હતો. ગુરુએ ઔરંગઝેબની દમનનીતિને પડકાર ફેંક્યો ખુદ ઔરંગઝેબે પહેલાં તો તેમને મુસલમાન થવા વિનંતી કરી, પરંતુ ગુરુ સ્વધર્મથી ચલિત ન થયા અને ઔરંગઝેબની વિનંતીનો સખત ઇન્કાર કર્યો. ઔરંગઝેબે તેમને પૂછ્યું હતુ : 'ઇસ્લામ કે મૌત ?' ગુરુએ કહ્યું : 'મોત મને મારો ધર્મ પ્રાણથી અધિક પ્યારો છે' એવું કહેવાય છે કે, ઔરંગઝેબે ગુરુ પર, તેના ઝનાનખાના તરફ જોવાનો આક્ષેપ કર્યો. ગુરુએ તેનો સખ્ત ઇન્કાર કર્યો અને કહ્યુ હતું કે તારા ઝનાનખાના તરફ જોતો નથી, પરંતુ અંગ્રેજો આવી તેના પડદા રોળી નાખશે તે જોઈ રહ્યો છું. ઇસ્લામ ન સ્વીકાર્યો તેથી ઉપર મુજબનો આરોપ મૂકી આખરે તેમને બે માસ સુધી કારાવાસમાં રાખ્યા બાદ તેમના ઉપર કારમા સિતમો ગુજારવામાં આવ્યા. આવી પરિસ્થિતિમાં પણ તેગબહાદુરે સનાતની શીખ તરીકે સ્વત્વ દર્શાવી પ્રસિદ્ધ ભવિષ્યવાણી કહી કે, અંગ્રેજો તમારા રાજ્યને ખેદાનમેદાન-કરી નાખશે એ હું જોઈ રહ્યો છું. ઔરંગઝેબે તેમને દિલ્હી બોલાવીને દરબાર સમક્ષ કોઈ કરામત (ચમત્કાર) કરી બતાવવા કહ્યું ત્યારે ગુરુ બોલ્યા, 'કરામત બતાવવી એ તો પરમેશ્વરે ઘડેલા કાયદામાં ખલેલ પહોંચાડવા બરાબર છે. હું તો માત્ર ખુદાનો નાચિજ બંદો છું.' 'તો પછી ઇસ્લામ

સ્વીકારો,' બાદશાહે કહ્યું. ગુરુએ કહ્યું કે 'એ કદાપિ નહીં બને.' 'તો તમારું માથું પણ ધડ પર નહિ રહે.' બાદશાહે હુકમ આપ્યો. વૃદ્ધ છતાં વીર ગુરુએ અચળ શ્રદ્ધાથી અફર વચન ઉચ્ચાર્યું : 'મારા ઉપર તો સત્ય સનાતન ધર્મની છાપ છે. એ અમૃત મારા રોમેરોમમાં વ્યાપી રહ્યું છે.' આ પછી જલ્લાદ આવ્યો. ગુરુએ 'જપજી'નો પાઠ કર્યો અને તેમનો શિરચ્છેદ થયો. માનવીના પ્રાથમિક અધિકારની સુરક્ષા માટે તથા સ્વધર્મના ઉત્થાન માટે ગુરુએ પોતાની કાયાના કટકા થવા દીધા. કેવો મહાન ત્યાગ !

ગુરુ તેગબહાદુરને અંજલિ આપતાં કાકાસાહેબ કાલેલકરના શબ્દો આ રહ્યા : 'શીખધર્મનું પૂરેપૂરું વિકાસ પામેલું સ્વરૂપ ગુરુ તેગબહાદુરમાં માલૂમ પડે છે. તેગબહાદુર એવા મોટા દાનેશ્વરી હતા કે લોકો તેમને 'દેગબહાદુર' કહેતા હતા. તેગબહાદુરે દાનવૃત્તિની પરિસીમા બતાવીને પોતાનું માથું પણ આપી દીધું અને પોતાનું ધર્મતેજ સાબિત કર્યું. ત્યાર પછી જેમણે તેગબહાદુરની સત્યાગ્રહી નીતિનો ત્યાગ કર્યો તે ડરપોક ન બન્યા પણ અલૌકિક યોદ્ધા બન્યા.'[1]

ગુરુ તેગબહાદુરની વાણી ગ્રંથસાહેબના નવમા મહલ્લામાં સંગ્રહવામાં આવી છે. ગ્રંથસાહેબમાં તેમના ઉચ્ચ શ્લોકો અને એક ભક્તકવિ તરીકેની તેમની ખ્યાતિનો પરિચય થાય છે

## [૧૦] ગુરુ ગોવિંદસિંહ (૧૬૭૫-૧૭૦૮)

ગુરુ ગોવિંદસિંહનું મૂળ નામ ગોવિંદરાય હતું. તેમનો જન્મ પટણામાં થયો હતો. તેમના પિતા–ગુરુ તેગબહાદુરનો વધ થયો ત્યારે તે માત્ર નવ વર્ષના જ હતા. પોતાના પિતાના બલિદાનથી ગુરુ ગોવિંદસિંહે મોગલો સામે આખરી ફેંસલો કરી લેવા શીખધર્મને છેવટનું લશ્કરી સ્વરૂપ આપી મોગલ સલ્તનત સામે અડગ જેહાદ આદરી. તેમણે શીખોને સમૃદ્ધ અને બહાદુર સૈનિકો બનાવી સંઘર્ષમાં સામેલ થવા, કિરપાણ ધારણ કરવા તથા અમુક પ્રકારની પવિત્ર પ્રતિજ્ઞા યા શપથ (સોગંદ) લેવા પ્રેર્યા. શીખોને 'સિંઘ' (સિંહ) તરીકે ઓળખાવ્યા. કહેવાય છે કે ગુરુ ગોવિંદસિંહને તો શિયાળમાંથી સિંહ અને ચકલામાંથી બાજ બનાવવા હતા અને તેમણે તે સિદ્ધ કરી બતાવ્યું પણ ખરું. કેટલાક શીખોએ તલવાર ધારણ કરવાનો ઇન્કાર કર્યો તેથી શીખધર્મમાં પહેલી જ વાર બે વિભાગો (પંથ) પડી

૧. 'રખડવાનો આનંદ', પા. ૧૧૬ (આવૃત્તિ ૧૯૫૩)

ગયા. એક ગુરુ નાનકને જ અનુસરનારા શાંત, એકાંતપ્રિય અને નિવૃત્તિમાર્ગી જીવન જીવનાર લોકોનો અને બીજો શૌર્યપ્રેમી અને ખડતલ વર્ગ, ગુરુ ગોવિંદસિંહને અનુસરનારા લોકોનો, જે ખાલસા (શુદ્ધ) કહેવાય છે.

ગુરુ ગોવિંદસિંહને તત્કાલીન પરિસ્થિતિમાં ક્રાંતિ કરી પિતાનું વેર લેવું હતું, ધર્મતેજ તથા ક્ષાત્રતેજનો સાચો પરચો બતાવવો હતો. તેમને શાંત, અહિંસક માર્ગમાં હવે શ્રદ્ધા રહી નહતી. બાલ્યાવસ્થા દરમ્યાન મોગલોથી એમની રક્ષા કરવા ગુરુ તેગબહાદુરના શિષ્યો તેમને હિમાલયની પહાડીઓમાં લઈ ગયા. ત્યાં તેમણે શૌર્ય અને મરદાનગીની ઉત્તમ તાલીમ લીધી ધર્મ, દેશ અને કોમને મોગલોના બાહુપાશમાંથી છોડાવવા બત્રીસ વર્ષની વયે તે મેદાને પડ્યા. ગુરુ ગોવિંદસિંહ શાસ્ત્ર તેમ જ શસ્ત્ર બન્નેમાં નિપુણ હતા. પોતે એક પ્રતિભાવાન કવિ પણ હતા અને તેમણે શીખોનો પવિત્ર દશમ્ ગ્રંથ (દસમા ગુરુનો ગ્રંથ) રચ્યો હતો. પોતાના પિતાની ભવિષ્યવાણી સાચી પડશે, એમ તેમણે ખાતરીપૂર્વક જણાવ્યું તેમણે શીખોના સંગઠિત મંડળની સ્થાપના કરી. તેમાં દાખલ થવા માટે તલવારની અણી વડે હલાવેલું મિષ્ટ સુગંધીદાર પાણી પીવાનો તથા શરીર પર છાંટવાનો રિવાજ (દીક્ષાવિધિ) દાખલ કર્યો તથા શીખોને પાંચ 'કક્કા' (કેશ, કડુ, કચ્છ, કાંસકી તથા કિરપાણ) ધારણ કરવાનો આદેશ આપ્યો (આજે પણ શીખો પોતાને 'સિંહ' કહેવડાવે છે અને ઉપરનાં ચિહ્નોથી પોતાની જાતને વિભૂષિત કરે છે) આમ, શુદ્ધ ધર્મતેજમાં દુન્યવી દૃષ્ટિ ભળતાં તેજસ્વી ક્ષાત્રતેજમાં તેનું રૂપાંતર થયું

અણનમ ટેક, નિષ્કલંક પવિત્રતા, સિંહ જેવી શૂરવીરતા અને તે સર્વથી અધિક એવુ વિશાળ સંતહૃદય એ ગુરુ ગોવિંદસિંહના મહાન ગુણો હતા તેમનો દરબાર હંમેશા કવિઓ તથા વિદ્વાનોથી ભરેલો રહેતો સંકુચિતતા અને સ્વાર્થ જ સંગઠનવિરોધી છે એમ માની તેમણે જ્ઞાતિપ્રથા, અસ્પૃશ્યતા, વગેરે નાબૂદ કરી ચારે વર્ણોની એકતા સ્થાપી મુસ્લિમોની માફક શીખોને ખાવાપીવામાં મુક્ત કર્યા તથા ખાલસા (વિશુદ્ધ–મુક્ત)ની રચના દ્વારા -સ્વાધીનતા અને પવિત્રતાનો શીખધર્મને વારસો આપ્યો. જમ્મુથી ગઢવાલ સુધીના મુલકમાં એક પ્રચંડ અને જોરદાર આંદોલન ઊભું કર્યું, અનેક સ્થળે કિલ્લા બાંધ્યા તથા મોટા પ્રદેશ સર કરવા માંડયો. આથી

ઔરંગઝેબ ચોકી ઊઠયો પરંતુ હવે ગુરુ સહેલાઈથી મહાત થાય તેમ નહોતા. ગુરુએ બુલંદ ઘોષણા કરી કે ઈશ્વર સમસ્ત લોખંડી સ્વરૂપ છે-મહાનામસ્વરૂપ છે. તેઓ કહેતા કે ધર્મ એ જ સાચો અગ્નિ છે, મનુષ્ય તો કેવળ એની એક ચિનગારી છે તેમની વેધક અને દૂરંદેશી દૃષ્ટિએ જોઈ લીધું કે ગુરુપદથી મોહ વધે છે, સત્તાનો મદ ચડે છે અને સ્થાન મેળવવા ખટપટ અને કુરીતિઓ માઝા મૂકે છે અને પરિણામે સમગ્ર સંઘ નિર્બળ બને છે (તથા બનશે પણ ખરો), તેથી તેમણે ગુરુપદ નષ્ટ કર્યું. 'ઈશ્વિરપરાયણ લોકો નમાલા ન બની જાય એટલા માટે એમના (શીખોના) છેલ્લા ગુરુએ એમને શિર સાટે પોતાનું સ્વાતંત્ર્ય જાળવવાની દીક્ષા આપી એમના જમાનામાં જેટલું થઈ શકે એમ હતું એટલું એમણે કર્યું અને અંતે 'ગુરુની પરંપરા એ કોઈ વંશની ગાદી નથી પણ આધ્યાત્મિક પરંપરા છે અને એ પરંપરાથી માણસ સ્વતંત્ર થવો જોઈએ. બંધનનું એક નવું સાધન એ ન બને' એ બધું વિચારી એમણે (ગુરુ ગોવિંદસિંહે) અંતઘડીએ જાહેર કર્યું કે ગ્રંથસાહેબ એ જ શીખોનો ગુરુ છે. હવે પછી ગુરુ સ્થાને કોઈ પણ વ્યક્તિને રાખવાની મનાઈ છે'[1] કાકાસાહેબ વધુમાં કહે છે: 'હું માનું છું કે અધ્યાત્મક્ષેત્રમાં ગુરુ ગોવિંદનું આ પગલું અદ્વિતીય અને અભિનંદનીય છે શુદ્ધ આધ્યાત્મિક વૃત્તિ વગર આવું પગલું ભરવાની હિંમત કોઈ એ ન કરી હોત.' 'ગુરુ ગોવિંદસિંહના અદ્ભુત જીવનનું જ્યારે હું સ્મરણ કરું છું ત્યારે મને તેમા ભારતવર્ષના એક અપૂર્વ સંગઠનનું તત્ત્વ દેખાય છે' 'ગુરુ ગોવિંદસિંહ જન્મક્ષેત્રે બિહારી છે, કર્મક્ષેત્રે (જીવનકાર્યથી) પંજાબી છે અને વિદેહી થતા નિર્વાણક્ષેત્રે મહારાષ્ટ્રી બન્યા.'

ઔરંગઝેમ સામે ગુરુને ઘણાં યુદ્ધો કરવા પડયાં હતાં, જેમાંના એક પ્રસંગે સરહિંદના નવાબે ગુરુના બે કુમળા પુત્રોને દીવાલમાં જીવતા ચણાવી દીધા. તેમના બે મોટા પુત્રો પણ યુદ્ધમા હોમાઈ ગયા છતાં ગુરુ અડગ હતા. તેમણે ઔરંગઝેબને 'જફરનામા' (વિજયપત્ર) લખ્યો, જે વાંચી ઔરંગઝેબને ખૂબ પસ્તાવો થયો. ઔરંગઝેમ પછીના બાદશાહ બહાદુરશાહે ગુરુનો સત્કાર કર્યો ગુરુએ ગોદાવરીતટે 'અવિચલનગર' વસાવ્યું તથા વીરબંદાસાહેબને પોતાના આદર્શોનો પ્રચાર કરવા પંજાબ મોકલ્યા. આખરે સરહિંદના નવાબની ભંભેરણીથી એક ઝનૂની પઠાણે નિદ્રાવસ્થા

---

1 કાકા કાલેલકર કૃત 'રખડવાનો આનંદ,' પા. ૨૧૫ (આ ૧૯૫૩)

દરમિયાન ગુરુ પર પ્રાણઘાતક હુમલો કર્યો. કહેવાય છે કે તોપણ ગુરુએ તેને મારીને હઠાવ્યો પરંતુ બહાદુરશાહે ભેટ મોકલેલા ધનુષ્યને ખેંચવા જતાં. ઘાના ટાંકા તૂટી ગયા પછી તેમનું અવસાન થયું, ઈ સ. ૧૭૦૮

શીખોના આવા અનુપમ અને અપ્રતિમ વિકાસને લીધે જ આખરે મોગલ સલ્તનતના પાયા પડી ભાંગ્યા અને પાછળથી તો રણજિતસિંહની રાહબરી નીચે પંજાબમાં શીખોનું સ્વતંત્ર રાજ્ય ઊભુ થઈ શક્યું.

# શીખધર્મના મુખ્ય સિદ્ધાંતો
## તથા
# તત્ત્વજ્ઞાન

(૧) શીખધર્મના મુખ્ય સિદ્ધાંતો (ગુરુ નાનકનો બોધ યા ઉપદેશ)

(अ) એકેશ્વરવાદનો સિદ્ધાંત

(ब) સમાનતાનો સિદ્ધાંત

(क) એકતા અને બંધુતાનો સિદ્ધાંત

(ड) મૂર્તિપૂજાના નિષેધનો સિદ્ધાંત

(इ) કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાંત

(૨) શીખધર્મનું પરમ તત્ત્વ

(૩) જીવ, જગત અને મોક્ષ વિષે

(૪) શીખધર્મમાં પૂજાવિધિ અને સંઘભાવના

---

## [૧] શીખધર્મના મુખ્ય સિદ્ધાંતો (ગુરુ નાનકનો બોધ યા ઉપદેશ)

શીખધર્મના દસ ગુરુઓની યશસ્વી પરંપરાનો અભ્યાસ કર્યા બાદ હવે આપણે અત્રે પ્રસ્તુત ધર્મના મૂળગામી વિચારો (સિદ્ધાંતો) આલેખીશું.

આદ્યસ્થાપક ગુરુ નાનકે તપશ્ચર્યા, યોગસાધના સંન્યાસ, ઉપવાસ, વ્રતો તથા વિવિધ પ્રકારનું દેહદમન (શારીરિક કષ્ટ), મૂર્તિપૂજા, જાતિપ્રથા, ઉચ્ચ-નીચના ભેદભાવ, ઇત્યાદિનો સખત વિરોધ કર્યો હતો તેમણે સાદું, સંયમી અને નિષ્કપટ જીવન જીવવાનો અનુરોધ કર્યો હતો. આ ઉપરાંત, તેમણે નિયમિતતા, વહેલા ઊઠવું, વ્યાયામ, સ્નાન, ધ્યાન, દાન મનન-ચિંતન તથા ભજનકીર્તન વગેરેને વિશેષ મહત્ત્વ આપ્યું હતું. વળી સત્સંગને પણ તેમણે ખૂબ જ પ્રાધાન્ય આપ્યું હતું. હિંદુધર્મની આવી કેટલીક ઉત્તમ બાબતોથી તેમનો ધર્મ સભર હતો. વધારામાં તેમણે ઇસ્લામનો શુદ્ધ એકેશ્વરવાદ, સમાનતા, એકતા અને બંધુત્વની ભાવના તથા મૂર્તિપૂજાનો સખત નિષેધ, ઇત્યાદિ પ્રશંસનીય બાબતો પણ માન્ય રાખી હતી. આમ

બંને ધર્મોના સુભગ સમન્વય દ્વારા તત્કાલીન જનતાની મહાન સેવા કરી હતી. ધર્મના નામે ખોટો વાદવિવાદ કરી ઝઘડતા અને લડી મરતા લોકોને આવી જ કોઈ ઉદાત્ત વિચારસરણી યા જીવન જીવવાનો માર્ગ જરૂરી હતો. ગુરુ નાનક તો હંમેશા કહેતા: "ગુરુ નાનકશાહ ફકીર: હિંદુકા ગુરુ, મુસલમાનકા પીર." આ રીતે તેમનો મુખ્ય બોધ તો હિંદુ–મુસ્લિમ એકતા અંગેનો જ હતો. હિંદુ–મુસ્લિમ વચ્ચેનો બીખણુ અને ઉગ્ર બનેલો વિખવાદરૂપ કોયડો તેમણે બહુ જ આસાનીથી ઉકેલ્યો અને લોકોને માટે સાચે જ પ્રેરણામૂર્તિ બની રહ્યા. આમ સમગ્ર જીવન પરોપકાર, લોકકલ્યાણ અને સમાજસુધારણાર્થે વિતાવી તેઓ ઈ. સ. ૧૫૩૮ મા પાકટ વયે મહાન સંતને છાજે તેવું વીરમૃત્યુ પામ્યા.

## મુખ્ય સિદ્ધાંતો

### (अ) એકેશ્વરવાદનો સિદ્ધાંત

શીખધર્મે એકેશ્વરવાદની જયઘોષણા કરી અસંખ્ય દેવદેવીઓમાં રહેલી વિચિત્ર અને ક્યારેક વિરોધાભાસી લાગતી પ્રચલિત માન્યતાઓનું ખંડન કર્યું. આ ધર્મમા ઈશ્વરને નિરાકાર (આકાર વિનાના) તરીકે ઓળખવામા આવે છે. તે નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે, પવિત્ર અને પ્રેમાળ છે, અનાદિ અને અનંત છે, સર્વવ્યાપી, સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન છે. આ ઈશ્વરનું નામસ્મરણ 'વાહગુરુ' (પરમોચ્ચ ગુરુ) કરીને થાય છે. ટૂંકમા, પ્રસ્તુત ધર્મ ભક્તિયુક્ત અદ્વૈતવાદની હિમાયત કરે છે એમ કહીએ તો તે સર્વથા યોગ્ય ગણી શકાય

### (ब) સમાનતાનો સિદ્ધાંત

આ ધર્મ સમાનતાને અતિશય મહત્ત્વ આપે છે. તેમાં જડ જ્ઞાતિવાદ કે સંકુચિત વાડાઓ નથી સૌ સરખા છે હિંદુધર્મમાં શૂદ્ર યા મ્લેચ્છ તથા મુસ્લિમ લોકોમાં ગુલામો, સ્ત્રીઓ તથા કાફરો તરફ જે દૃષ્ટિ છે તે અત્રે નથી, બલ્કે હિંદુમુસ્લિમની તથા સર્વેની સમાનતા આ ધર્મનો પ્રધાન સૂર છે. પુરુષોની જેમ સ્ત્રીઓને પણ મંદિર (ગુરુદ્વાર)માં જવાનો સમાન અધિકાર આપવામાં આવ્યો છે.

### (क) એકતા અને બંધુતાનો સિદ્ધાંત

સમાનતાના વ્યાપક ખ્યાલમાંથી જ ઉદ્ભવતી આ બે મહાન બાબતો પણ આ ધર્મે લક્ષમાં રાખી છે. શીખધર્મ ઉદ્ભવ્યો તેનું કારણ પણ

આ જ બાબતો છે. માટે તે બાબતો પર આ ધર્મનો વિશેષ ઝોક હોય એ સ્વાભાવિક છે. હિંદુ-મુસ્લિમ જેવો કોઈ ભેદ નથી-બંને એક છે રામ અને રહીમ એક છે એમ આ ધર્મ સ્પષ્ટતાપૂર્વક અનુરોધ કરે છે. આ ધર્મના ગ્રંથોમાં પણ ઈશ્વર માટે હરિ, પ્રભુ, ગોવિંદ, પરબ્રહ્મ, અલ્લાહ, ખુદા એમ બંને ધર્મોના શબ્દો પ્રયોજવામાં આવ્યા છે તથા વિવિધ સંતોની તથા કવિઓની કૃતિઓનો સમાવેશ થયો છે તે પણ એકતાનું સૂચન કરે છે સ્નેહરશ્મિ કહે છે તેમ 'એનો (શીખધર્મનો) પાયો બિરાદરી અને શાંતિની ભાવના પર રચાયો હતો.' વળી, શીખધર્મની અને ઇસ્લામની (હિંદુધર્મની પણ) મુખ્ય માન્યતાઓ વચ્ચે ઘણું સામ્ય છે એમ સરદાર ઉમરાવસિંહ મજીઠાએ શીખધર્મના પવિત્ર ગ્રંથના એક ભાગના ફારસી ભાષાંતરનો ગ્રંથ પ્રસિદ્ધ કરતાં બતાવ્યું છે. વિદ્વાન લેખક કાણકિયાએ પણ યોગ્ય રીતે લખ્યું છે કે કબીરની જેમ નાનક પણ એકતાના મહાન ઉપદેશક હતા.

## (ङ) મૂર્તિપૂજાનો નિષેધ

પ્રસ્તુત ધર્મ મૂર્તિપૂજાનું ખંડન યોગ્ય માને છે (આર્યસમાજ પણ આ માને છે) તથા યાત્રાને બહુ મહત્ત્વ આપતો નથી. આ ધર્મ ગ્રહજીવન તથા સાંસારિક ઉપભોગની સ્પષ્ટ હિમાયત કરે છે અર્થાત્ સંન્યાસનો મહિમા નથી (પારસીધર્મમા પણ નથી.) જોકે સાંસારિક સુખો ભોગવતાં પણ ઈશ્વરનું નામસ્મરણ (જપ) તથા સત્સંગને તે અનિવાર્ય માને છે દારૂ, કેફી ચીજો ઇત્યાદિનો નિષેધ ફરમાવી મનની શુદ્ધતા ઉપર ભાર મૂકે છે વળી છૂતાછૂતની અને ક્યાં ખવાય, ક્યાં ન ખવાય તથા અમુકના હાથે રાંધેલું ન ખવાય એવી સંકુચિત ભાવનાઓ પણ આ ધર્મમા નથી આ રીતે જોતાં આ ધર્મ ઘણો જ સરળ અર્થાત્ આડંબર વગરનો છે

## (च) કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાંત

કર્મનો મહિમા તથા પુનર્જન્મનો ખ્યાલ તો લગભગ દરેક ધર્મને એક યા બીજી રીતે માન્ય છે. સેમેટિક પ્રજાના ધર્મોમાં કયામતનો દિન, તો હિંદુધર્મ જેવા બીજા ધર્મોમા પુનર્જન્મની માન્યતા એમ લગભગ બધા જ ધર્મોમાં કર્મને મહત્ત્વ અપાય છે. શીખધર્મે પણ હિંદુધર્મનો ઉપગ્નો સિદ્ધાંત સ્વીકાર્યો છે. 'જેવું કરે તેવું પામે અને વાવે તેવું લણે' એ બાબત બૌદ્ધધર્મ તથા જૈનધર્મને પણ મંજૂર છે. શીખધર્મ કર્મ અને પુનર્જન્મમાં

માને છે, પરંતુ ઈશ્વરભક્તિ (જપ)થી ઈશ્વર સાથે અદ્વૈત સાધી મોક્ષપ્રાપ્તિ કરી ભવચક્રમાંથી છૂટી શકાય છે એ પણ માન્ય રાખે છે.

સંક્ષેપમાં કહીએ તો 'ઉદાર દૃષ્ટિ, ધર્મનાં મૂળ તત્ત્વોનું પાલન અને સત્તાસંપત્તિની ઉપેક્ષા એ એમના ઉપદેશની વિશેષતાઓ છે.'

## [૨] શીખધર્મનું પરમ તત્ત્વ

શીખધર્મનાં શાસ્ત્રોમાં પ્રારંભમાં બે વાક્યો નજરે પડે છે અને ધાર્મિક નિયમ અનુસાર દરેક શીખ દરરોજ પહેલાં તેનો પાઠ કરે છે: 'પરમાત્મા એક જ છે, તે સત્ય છે; જગત્કર્તા છે ભય અને દ્વેષથી રહિત છે; અમર, અજન્મા અને સ્વયંભૂ છે; મહાન અને ઉદાર છે. આરંભમાં એક જ સત્ય–પરમ તત્ત્વ હતું આ જ સત્ય તત્ત્વ છે, હતું અને ભવિષ્યમાં પણ રહેશે જ'

વિશ્વના અન્ય કોઈ પણ ધર્મગ્રંથોમાં પ્રભુ સંબંધી જેટલા ભક્તિકાવ્યો હશે તેના કરતા વધુ ગ્રંથસાહેબમાં જોવા મળે છે પરમ તત્ત્વ એક અને અદ્વિતીય છે એ સિદ્ધાંત ગ્રંથસાહેબમાં વારંવાર રજૂ કરવામાં આવ્યો છે. હિંદુધર્મગ્રંથો અને કુરાનને આધારે શીખધર્મગ્રંથોમાંથી એમ ફલિત થાય છે કે ઈશ્વરની સત્તા સ્વતંત્ર, અમર્યાદિત, અનિયંત્રિત અને ગૂઢ છે. પરમાત્મા જોકે એક જ છે પરંતુ તેનાં નામ અને રૂપ અનેક છે, એ બાબત પણ આ ધર્મને માન્ય છે. આ મુદ્દા પર શીખધર્મે હિંદુધર્મ તથા ઇસ્લામનો સમન્વય કર્યો છે એમ કહેવું ઉચિત છે જેમ ખ્રિસ્તીધર્મમાં ઈશ્વરને 'પિતા' કહે છે તેમ આ ધર્મમાં 'ગુરુ' કહે છે અને આપણે તેના જ 'શિષ્યો' થઈને રહેવાનું હોય છે તેથી ધર્મનું નામ પણ 'શીખ' (શિષ્ય) પડયું છે એ યોગ્ય છે. આ ધર્મ ઈશ્વરને માટે 'નિરંકાર' શબ્દ પ્રયોજે છે, જે ગ્રંથસાહેબની શરૂઆતમાં જ જોવા મળે છે. પ્રત્યેક સ્તુતિના પ્રારંભમા તથા સમગ્ર ગ્રંથમાં અનેક વાર આ શબ્દ યોજાયેલો છે.

## [૩] જીવ, જગત અને મોક્ષ વિષે

પ્રસ્તુત ધર્મ જગતને ક્ષણિક, નશ્વર અને નિરર્થક માને છે. પ્રભુની તુલનામાં માનવી તુચ્છ, પામર, પરાધીન અને અલ્પજ્ઞ છે. માટે જ તેણે (જીવે) તે દિવ્ય પ્રભુને શરણે જવું અત્યંત જરૂરી મનાય છે. કુરાન અને ઉપનિષદોનો મધ્યવર્તી વિચાર પણ મહદંશે આવો જ છે. ઈશ્વરનું જ્ઞાન મેળવવું, તેને પ્રાપ્ત કરવો અથવા તેનામાં લીન થવું–એક થવું એ જ મોક્ષ

છે આ મોક્ષ ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થાય છે. સંપૂર્ણ શરણાગતિ અર્થાત્ નમ્ર બની (શિષ્યવત્ બની) તેને ભજવો; જપ–સ્મરણ ઇત્યાદિ કરવાં. એમાં જ મુક્તિ છે મુમુક્ષુ માટે ખાસ ઘૂંટી રાખવા જેવી ચાર બાબતો છે: (નામ) સ્મરણ ઉપરાંત બીજી ચાર બાબતો આ છે: (૧) સત્સંગ (૨) સત્ય (૩) સંતોષ (૪) સંયમ[૧] ગુરુભક્તિ (ઈશ્વરની ભક્તિ) દ્વારા જીવાત્મા પરમાત્મામાં લીન થાય છે, એ શીખધર્મની નોંધપાત્ર બાબત છે. નાનકદેવ કહે છે તેમ 'પવિત્રતા, દિલની સચ્ચાઈ, અહંતાનો ત્યાગ, સર્વ તરફ સમાન દૃષ્ટિ અને અલ્લાહનું દમબદમ સ્મરણ એ જ ખુદાને તખ્તે પહોંચવાનો માર્ગ છે.'[૨]

## [૪] શીખધર્મમાં પૂજાવિધિ અને સંઘભાવના

પ્રભુનું ધ્યાન ધરવું અને વિશેષત ઈશ્વરનો જપ કરવો એ આ ધર્મની મુખ્ય પૂજાવિધિ છે. કોઈ પણ પ્રકારની યજ્ઞયાગાદિની પ્રથા આ ધર્મમાં નથી. મૂર્તિની પૂજા તથા તેની સમક્ષ ધૂપ, દીપ, નૈવેદ્ય, ઇત્યાદિ ધરવાનું આ ધર્મમાં સહેજ પણ જરૂરી નથી ગ્રંથસાહેબને શીખો ગુરુ તરીકે માને છે અને તેની પૂજા કરે છે

આ ધર્મમાં સંઘભાવના પણ બહુ જ પ્રબળ છે. તેમનું સંગઠન સવિશેષતઃ દસમા ગુરુ ગવિંદસિંહે કર્યું હતું. આ ધર્મના અનુયાયી-મંડળને ખાલસાશુદ્ધ (ખાલસાસંગત) કહેવામાં આવે છે દસમા ગુરુએ સંઘમાં પ્રજાકીય દૃઢતા, સંપ, એકતા અને વયંભાવના, ઇત્યાદિનું ઉદ્બોધન કરી આખા ધર્મને ખૂબ જ સંગીન સ્તર પર મૂકયો હતો. આ સંઘમાં ખાસ પ્રકારની ધાર્મિક વિધિ–દીક્ષાવિધિ પણ છે, જે થયા બાદ જ સંઘમાં દાખલ થઈ શકાય છે આ સંઘનું ધાર્મિક, રાજકીય તેમ જ સામાજિક એમ ત્રિવિધ ક્ષેત્રે મહત્ત્વ છે.

.૧

૧ પા ૭૪, 'નાનક' પ્રયો, સ્વ. શંકરદત્ત શાસ્ત્રી
૨ 'નાનક' પા. ૫૫, પ્રયો. સ્વ. શંકરદત્ત શાસ્ત્રી

૪

# શીખ ધર્મનું સાહિત્ય અને અન્ય બાબતો

(૧) શીખ ધર્મનું સાહિત્ય
    (અ) ગ્રંથસાહેબ
    (બ) દશમ્ ગ્રંથ
        (... .. જપજી તથા સુખમની)
(૨) શીખધર્મના પંથો તથા વિભાગો
(૩) શીખધર્મની વિશિષ્ટતા
(૪) શીખધર્મના સારાં અને ખામીભરેલાં તત્ત્વો
    (અ) સારાં તત્ત્વો
    (બ) ખામીભરેલાં તત્ત્વો
(૫) સારસંક્ષેપ ( કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં )

## [૧] શીખધર્મનું સાહિત્ય

### (અ) ગ્રંથ સાહેબ

શીખધર્મનું સાહિત્ય મુખ્યત્વે ગ્રંથસાહેબમાં મળી આવે છે. ગ્રંથનો સામાન્ય અર્થ પુસ્તક થાય છે પરંતુ આ ધર્મમાં ગ્રંથનો અર્થ ધર્મગ્રંથ (પવિત્ર ગ્રંથ) એવો થાય છે. વળી તેને માનાર્થે ગ્રંથસાહેબ એવા વિશિષ્ટ નામથી નવાજવામાં આવે છે. ( આ જ પ્રમાણે મુસ્લિમો પણ કુરાનને માટે 'કુરાને શરીફ' એવો માનવાચક શબ્દ પ્રયોજે છે ) ગ્રંથસાહેબ એ ઘણાં ભક્તિકાવ્યો, ભજનો ઇત્યાદિના સંગ્રહરૂપે પ્રકટ થયેલું દળદાર પુસ્તક છે, જેમાંનાં કેટલાંક કાવ્યો તો ઘણાં ટૂંકાં છે. કાવ્યોની એકંદર સંખ્યા ૨૯૪૮૦ છે. આ કાવ્યો જુદા જુદા ગુરુઓએ, સંતોએ, કવિઓએ તથા ભક્તોએ જુદી જુદી ભાષામાં રચ્યાં છે. આ ગ્રંથસાહેબ એ સાચે જ વૈવિધ્યપૂર્ણ અને વિપુલ ગ્રંથ છે. આ ગ્રંથમાં કાવ્યોની યોજના ક્રમબદ્ધ નથી. કાવ્યોની

ગોઠવણીનો ક્રમ કેટલીક વાર લેખકોના ક્રમ અનુસાર તો ક્યારેક તેમના છંદોને આધાર રાખવામાં આવ્યો છે. ગુરુઓએ પોતાની વાણી રાગમાં ઉચ્ચારી છે. પ્રભુની પ્રર્થના, તેનું ધ્યાન, તથા જીવન વિષેના બોધનો પ્રકીર્ણ સંગ્રહ તેમાં મળી આવે છે. (પ્રાર્થના તથા બોધવચનો સૂચવતા યહૂદી-ધર્મના સાહિત્યને તથા ગ્રંથસાહેબને કેટલેક અંશે સરખાવી શકાય.) આદ્યસ્થાપકની વાણી તથા તેમના પછી થઈ ગયેલા બીજા કેટલાક ગુરુઓના ઉપદેશામૃતને આધારે ઈ. સ. ૧૬૦૪મા પાંચમા ગુરુ અર્જુને આ આદિગ્રંથ-મહાગ્રંથ રચ્યો હતો. તત્પશ્ચાત્ તેમાં નવમા અને દસમા ગુરુઓના પણ કેટલાંક ટૂંકાં કાવ્યો ઉમેરાયાં હતાં. ગુરુ અર્જુને પોતાની કેટલીક મૌલિક રચનાઓ, આદ્યગુરુની વાણી તથા તે સમયના પ્રવર્તમાન ભક્તો, સંતો તથા કવિઓની કૃતિઓને પણ તેમાં સ્થાન આપ્યું છે

ગ્રંથસાહેબમાં તત્કાલીન લોકભાષાઓનો મહાસંગમ જોવા મળે છે. વિશ્વના કોઈ પણ ધર્મના પુસ્તકમાં આટલી બધી ભાષા વપરાઈ નથી, ન તો તેમા આટલું બધુ વૈવિધ્ય પણ હોઈ શકે આ બાબતમાં શીખધર્મ અદ્વિતીય છે–મોખરે છે ગ્રંથસાહેબમાં તે સમયમાં પ્રવર્તમાન અને પ્રચલિત ફારસી, પંજાબી, હિંદી, મુલતાની, મરાઠી તથા પ્રાકૃત એમ વિવિધ ભાષાઓ જોવા મળે છે. તદુપરાંત, આ સિવાયની પણ અન્ય પ્રાકૃત ભાષાઓ તેમાં છે આ ગ્રંથમાં બધા મળીને સાડત્રીસ લેખકોની કૃતિઓને સ્થાન છે. (શીખ કવિઓની, હિંદુ તથા મુસલમાન કવિઓની અને ભક્તોની કૃતિઓનો પણ સમાવેશ થાય છે. હિંદુ સંતોમાં સંત રામાનંદ અને તેમના પ્રશિષ્ય સંત કબીરની વાણી પણ તેમાં દૃશ્યમાન થાય છે.)

આ પુસ્તમાં કેટલું દળદાર હશે તેનો ખ્યાલ આ આંકડા પરથી આવી શકશે : લાહોરના સરકારી છાપખાનામાં છપાયેલા પુસ્તકમાં ૧૫૭૦ પૃષ્ઠો અને લગભગ દસ લાખ શબ્દો છે. જો કે આ આંકડા પરથી તેની મહત્તાનો અંદાજ કાઢવો અયોગ્ય છે. તેની ખરી મહત્તા બીજી કોઈ બાબતો પર જ છે આ ગ્રંથને શીખો સ્વતઃપ્રમાણ માને છે–તેનો અક્ષરે અક્ષર પ્રમાણભૂત માનીને તેઓ તેના તરફ ઉચ્ચ આદરભાવથી અને માનની દૃષ્ટિથી જુએ છે. આ ગ્રંથ જ એવો મહાન છે કે જગતના બહુ જ ઓછા માણસો એને પૂરેપૂરો વાંચી અને સમજી શકે એમ છે. ગમે તેમ હોય પણ શીખો ખૂબ જ પવિત્ર હૃદયથી તેની ઉત્તમોત્તમ પૂજા કરે છે. હાલના કેળવાયેલા શીખો પણ તેની પૂજા કરવાનું ચૂકતા નથી શીખોના વિખ્યાત અમૃતસરના

સુવર્ણમંદિરમાં તેનું મૂર્તિની જેમ પૂજન થાય છે. ત્યાં ગ્રંથસાહેબને રત્નજડિત સિંહાસન પર વિરાજમાન કરી વસ્ત્રાલંકારથી સજ્જ કરી પૂજવામાં આવે છે. આ ગ્રંથના બીજા મહત્ત્વના ઉપદેશની સાથે નીચેનો મધ્યવર્તી ઉપદેશ ઊંચે સ્વરે ગાય છે: 'જે જન્મે છે અને મરણ પામે છે તેની શા માટે પૂજા કરે છે.? જળ અને સ્થળમાં બધે વ્યાપી રહેલા એક જ પ્રભુનું તું સ્મરણ કર' અંતમાં ગ્રંથસાહેબની મહત્તાને અંજલિ આપતા કાકાસાહેબ કાલેલકરના શબ્દો આ રહ્યા: 'એમનો ગ્રંથસાહેબ એ હિંદુસ્તાનમાં પેદા થયેલા સંતસાહિત્યનો, વિશિષ્ટ ચાળણીમાથી ચાળીને ભેગો કરેલો સંગ્રહ છે.'[૧]

### (ઘ) દશમગ્રંથ

ગ્રંથસાહેબ ઉપરાંત અન્ય ગ્રંથોમાં 'દશમગ્રંથ' (દશમા ગુરુ ગોવિંદસિંહ રચિત) એ પણ આધારભૂત ગ્રંથ ગણાય છે આજના શીખો આ ગ્રંથને પણ આદિગ્રંથ જેટલો જ પવિત્ર અને પ્રેરણાદાયી માને છે. ગ્રંથસાહેબના નિર્માણ પછી સો વર્ષ બાદ દસમા ગુરુએ જે કાવ્યોનો સંગ્રહ કર્યો હતો તેના પરિણામરૂપ આ ગ્રંથ છે.

આદ્યગુરુ નાનકની અતિ સંક્ષિપ્ત વાણી 'જપજી' નામે ઓળખાય છે. આ એક સ્વતંત્ર ગ્રંથ નથી પરંતુ આદ્યગુરુએ ઉપદેશેલી ૩૯ શ્લોકોની નાનકડી વાણી રૂપે છે જેમાં સત્નામની જપની અગત્ય દર્શાવી છે તથા 'ગુરુના'ના મહિમાનું સુંદર નિરૂપણ કરેલું જોવા મળે છે. વળી, ગુરુ અર્જુનકૃત 'સુખમની' એ પણ ખૂબ જ આદરણીય છે ગુરુ અર્જુન આ વાણી દ્વારા એક મહાન પ્રભાવશાળી ભક્ત કવિ તરીકે પોતાનો પરિચય આપી જાય છે. આ વાણીના સંગ્રહનું કદ તથા કલેવર 'જપજી' કરતાં વિશાળ છે (વધુ અભ્યાસ માટે જુઓ 'સુખમની' અનુ. મગનભાઈ પ્ર. દેસાઈ)

## [૨] શીખધર્મના પંથો તથા વિભાગો

કાળક્રમે જેમ લગભગ બધા ધર્મોમાં બન્યું છે તેમ શીખધર્મમા પણ બે પંથો પડી ગયા. શીખધર્મની એકતા ગુરુ ગોવિંદસિંહના જમાના સુધી અખંડિત રહી હતી, પરંતુ તેમણે જ્યારથી શૂરવીર શીખોનું વ્યવસ્થિત મંડળ રચ્યું ત્યારથી કેટલાક નિવૃત્તિમાર્ગી શીખોએ તલવાર ધારણ કરવાનો

૧ 'રખડવાનો આનંદ' પા. ૧૧૪

ઇન્કાર કર્યો. આમ પહેલી જ વાર શીખધર્મ બે વિભાગોમાં વહેંચાઈ ગયો. એક નિવૃત્તિમાર્ગી શીખોનો વિભાગ, જે આદ્યગુરુ નાનકના જ મૂળ ઉપદેશને શુદ્ધ રીતે વળગી રહી શાંત, અહિંસક, એકાંતપ્રિય તથા નિવૃત્તિમાર્ગી જીવનમાં માનનારો હતો. તેમની સંખ્યા આજે ખૂબ ઓછી છે. જ્યારે બીજા વિભાગ ઉત્સાહી અને પ્રવૃત્તિશીલ ખાલસા શીખોનો, જે દસમા ગુરુના જ ઉપદેશને શિરોમાન્ય ગણે છે. આ વિભાગમાં શૌર્યપ્રેમી, લડાયક અને સ્વમાની શીખોનું ઉચ્ચોચ્ચ સંગઠન અને ભ્રાતૃભાવ આજે પણ જોવા મળી શકે છે મોટા ભાગના શીખો આ વિભાગના હોય છે.

આ ઉપરાંત આ ધર્મમાં બીજા પાંચ ધાર્મિક વિભાગોની પણ નોંધ લઈ શકાય : (૧) ઉદાસી : જેઓને જગત પર વૈરાગ્ય થયો છે તેવા ત્યાગી સાધુઓ. (૨) સુથ્રે : જેઓ શુદ્ધ અને પવિત્ર સાધુ છે તેઓ. (૩) દીવાને સાધુ : જેઓ ઈશ્વરની મસ્તીમાં ધૂની યા પાગલ બન્યા છે તેવા સાધુઓ. (૪) નિર્મલે સાધુ: જેઓ બ્રહ્મચારી અને સાત્વિક (નિર્મળ–મળ વગરના પવિત્ર) પ્રકૃતિના સાધુઓ છે તે. (૫) અકાલી : જેઓ કાલાતીત નિત્ય પદાર્થનું પૂજન કરે છે.

## [૩] શીખધર્મની વિશિષ્ટતા

શીખધર્મને ભાવભીની અંજલિ આપતાં આપણે કહી શકીએ કે, વિકાસની ક્ષમતા, સુધારણાની જાગૃતિ, સમન્વયની સાધના અને સ્વત્વના સંરક્ષણથી તેનો પ્રાણ સદા ચેતનવંતો છે. પ્રસ્તુત ધર્મની અસ્મિતા હિંદુ ધર્મ તથા ઇસ્લામનો સુભગ સમન્વય કરવામાં સમાયેલી છે સત્‌ નામના જપનો મહિમા, ગુરુનિષ્ઠા, સત્સંગની સતત જરૂરિયાત, સંન્યાસ કરતાં સંયમી ગૃહસ્થજીવનનું વિશેષ મહત્ત્વ, કર્મકાંડ કરતાં સાચી ધર્મભાવના, એકેશ્વરવાદમાં શ્રદ્ધા, નાતજાતની સંકુચિતતા અને અન્ય ભેદભાવોનો વિરોધ, ધાર્મિક, રાજકીય તથા સામાજિક ક્ષેત્રે સધાયેલું અદ્‌ભુત સંગઠન—શિસ્ત, વિશ્વાસ અને ઐક્યની ઉદાત્ત ભાવના તથા ગ્રંથસાહેબનો મહિમા, પૂજન, ઇત્યાદિ સર્વ બાબતો શીખધર્મની નોંધપાત્ર લાક્ષણિકતાઓ છે અમુક રીતે જોતા તે આર્યધર્મને અનુસરે છે, જ્યારે અન્ય કેટલીક મહત્ત્વની બાબતોમાં તે સેમેટિક પ્રજાના ધર્મોની વધુ નજીક છે સ્નેહરશ્મિ લખે છે: "જો ભક્તિસંપ્રદાય હિંદુધર્મમાં રહેલી બાંધછોડ કરવાની ને કપરા સંજોગોને શાંતિમય માર્ગે કાબૂમા લાવવાની અખૂટ તાકાત જેવો હતો તો હિંદુઓમાં રહેલી ક્ષાત્રશક્તિનો આવિષ્કાર શીખસંપ્રદાય દ્વારા થયો. ઇસ્લામ સામેના

પ્રત્યાઘાતોમાંથી હિંદમાં જે અનેક નવી શક્તિઓ પેદા થઈ તેમાં શીખ-સંપ્રદાયનું સ્થાન નોંધપાત્ર છે.'

## [૪] શીખધર્મનાં સારાં અને ખામી ભરેલાં તત્ત્વો

### (अ) સારાં તત્ત્વો

(૧) આદ્યસ્થાપકનું ઉમદા જીવન—તેમણે કરેલા સુધારા અને શાન્તિ માટેના પ્રયાસો. (૨) આદ્યસ્થાપકની ધર્મપ્રચાર માટેની અસીમ ધગશ (ગુરુ નાનકે ઉપદેશાર્થે કરેલી મહાન યાત્રા). (૩) એકેશ્વરવાદમાં નિષ્ઠા. (૪) શીખ એટલે શિષ્ય એ અર્થ લેતાં 'ગુરુ'નો મહિમા. (૫) મૂર્તિપૂજા, જ્ઞાતિપ્રથા, કર્મકાંડ, ઇત્યાદિનો નિષેધ (૬) ધર્મના અનુયાયીઓમાં વ્યવસ્થિત અને સંગીન સંઘભાવના. (૭) દસ મહાન ગુરુઓની તેજસ્વી, ઉત્સાહ-પ્રેરક અને પ્રેરણાદાયી પરંપરા. (૮) વૈવિધ્યપૂર્ણ અને વિશાળ ધર્મગ્રંથ.

### (ब) ખામીભરેલાં તત્ત્વો

(૧) અંતિમ તત્ત્વનું અતિ ગૂઢ સ્વરૂપ. (૨) જગત મિથ્યા છે, તુચ્છ છે, એવી માન્યતા. (૩) નિરાધાર બની પ્રારબ્ધ પર આધાર રાખવાની નિષ્ક્રિયતાની વૃત્તિ (૪) આદિગ્રંથમાંની કેટલીક પ્રકીર્ણ અને ગૂઢ વિગતો. (૫) પ્રારંભના ઉત્સાહ અને જુસ્સાનો કાળક્રમે અભાવ.

## [૫] સારસંક્ષેપ[૧] (કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં)

'શીખધર્મ 'સંતમત' અથવા 'સત્પુરુષધર્મ' છે; સજ્જનતાનો, ભલાઈનો ધર્મ છે, નિર્ભયતાનો અને સર્વસ્વની કુરબાનીનો ધર્મ છે શીખોના આદિગુરુ નાનકશાહે લોકોમાં ધર્મતેજ પ્રગટાવ્યું. સામાજિક ઉચ્ચ-નીચ ભાવનો નાશ કરી પોતાના દરેક શિષ્યમાં આત્મનિષ્ઠા, ઈશ્વરનિષ્ઠા અને ભ્રાતૃભાવ તથા સમાનતાનાં બીજ વાવ્યાં. ગુરુ અર્જુનદેવે આદૈવી સદ્‌ગુણોમાં સંગઠનશક્તિનો ઉમેરો કર્યો. પરિણામ એ આવ્યું કે પંજાબની ફળદ્રુપ ભૂમિમાં ધર્મતેજનો ખૂબ સરળ ફાલ તૈયાર થયો.'

'નાનક, અંગદ, અર્જુનદેવ, રામદાસ, આદિ શીખગુરુઓએ હિંદુસ્તાનમાં પ્રાચીન કાળથી ફેલાયેલા ભક્તિમાર્ગનું સંશોધન કરી એને ઉજ્જવળ રૂપ આપ્યું અને જાટ જેવા પછાત લોકોને પણ ઉજ્જવળ ધર્મમાર્ગના યાત્રીઓ બનાવ્યા.'

---

૧. કાકાસાહેબ કાલેલકર કૃત 'રખડવાનો આનંદ' માંથી

'શીખ લોકોનો સંપ્રદાય પ્રથમ કેવળ એક ભક્તિસંપ્રદાય હતો, પણ મોગલ બાદશાહોએ ગુરુભક્તોને પજવી પજવીને એમને વીર બનાવ્યા. અને શ્રી ગુરુ ગોવિંદસિંહે એ ભક્તોમાંથી શિર સાટે સંગઠન કરનારી એક ખાલસા ફોજ તૈયાર કરી અને નિરુપદ્રવી, અભણ પંજાબી ભક્તોને સિંહ બનાવી દીધા, અને એમાં આશ્ચર્ય શું? ઔરંગઝેબે ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ કર્યો હતો. ગોવિંદસિંહના બે દીકરા મરાયા હતા. અને આ રીતે એમણે એ શીખોને ક્ષાત્રધર્મની દીક્ષા આપી હતી...' બાદશાહ ઔરંગઝેબે શીખોનો સામનો કર્યો. શીખોએ ઔરંગઝેબને સામો એ પાઠ શીખવ્યો કે કોઈનું માથું કાપી લેવું એ સહેલું છે, પરંતુ સાચા આત્મવીરનું માથું નમાવવું એ આલમગીરની શક્તિની પણ બહાર છે.'

In summing up Sikh Religion in few words Giani Tirath Singh in 'A Brief Sikh Catechism' says:

"It is a life of active effort towards world uplift under the Guru's guidance so that all souls may attain final Goal. It insistis on human equality, and rejects caste, race prejudice, the use of images for the spiritual God, and all external show of piety—insisting on absolute sincerity and preserving action for the love of God." 1

---

1. p, 10 (40)